## સ્વામી શ્રી વિરક્તાનંદ ગોવિંદજી ગ્રંથમાળાનો

# ઉપોદ્ઘાત.

સદ્‌ગત સ્વામીના ટ્રસ્ટીઓ તરફથી રૂ. ૯૦૦૦) ની સાડા ચાર ટકાની ગવર્નમેન્ટ પ્રોમિસરી નોટ્સ સોસાયટીને તા ૧૧-૮-૨૯ ના રોજ આપવામાં આવી હતી. એવી શરતોથી કે એ રકમનું જે ઉત્પન્ન આવે તેનું ચાલુ ખર્ચ બાદ જતાં જે રકમ વધે તેમાંથી સોસાયટી તત્ત્વજ્ઞાનનાં તથા વૈદકનાં પુસ્તકો લખાવી પ્રસિદ્ધ કરે અને તે ગ્રંથમાળાને સદ્‌ગતનું "સ્વામી શ્રી વિરક્તાનંદ ગોવિંદજી" એવું નામ આપે. તદનુસાર પ્રસ્તુત ફંડમાંથી નીચેનાં પુસ્તકો પ્રકટ કરવામાં આવ્યાં છે :

| નામ | કર્તા | કિંમત |
|---|---|---|
| ૧. મુંડકોપનિષદ્ (મૂળ સાથે ગુ. ભાષાન્તર) | અનુ. શ્રી. મણિલાલ છબારામ ભટ્ટ | ૦-૮-૦ |
| ૨. પ્રશ્નોપનિષદ્ (મૂળ સાથે ગુ ભાષાન્તર) | ,, | ૦-૮-૦ |
| ૩. કેનોપનિષદ્ (મૂળ સાથે ગુ ભાષાન્તર) | ,, | ૦-૮-૦ |
| ૪. આયુર્વેદનો ઇતિહાસ | શ્રી દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી | ૧-૦-૦ |
| ૫. મૌન ઉપર મનન | પ્રો. ફીરોઝ કા દાવર | ૪-૦-૦ |

ગુજરાત વિદ્યાસભા,
ભદ્ર, અમદાવાદ
તા ૧૯-૧૨-૪૭

જેઠાલાલ છ. ગાંધી
સહાયક મંત્રી.

# નિવેદન

**મો**તના જેવો અપશુકનિયાળ શબ્દ આપણા કોશમાં બીજો એક ન હોય. એના નામ માત્રથી જ મનુષ્ય ભયગ્રસ્ત બને છે અને તેનો હર્ષ ચિંતા અને શોકમાં ફેરવાઈ જાય છે એમ છતાં એ વિષય એટલો ગહન અને અગત્યનો છે કે પ્લેટોના મત પ્રમાણે ફિલસૂફી એટલે જ મોત ઉપર મનન, અને શોપનહાવરે પણ આને મળતું જ સૂત્ર ઉચ્ચાર્યું છે કે મૃત્યુના દર્શનથી જ સૌથી પ્રથમ મનુષ્યહૃદયમાં તત્ત્વચિંતનવૃત્તિ ઉત્તેજિત થઈ હતી મૃત્યુનો પ્રસંગ સામાન્ય માનવીને પણ ઘડીભર ફિલસૂફ બનાવી મૂકે મૃત્યુમાં જે ઈશ્વરની મમતા છે તેના દર્શન તો એક સંતપુરુષને જ થાય, સાધારણ માણસના મનને તો યમદેવના જેવી નિષ્ઠુર શક્તિ બીજી એક હોતી નથી. મોત અનાથોનો નાથ, નિર્ધનોનું ધન અને નિરાધારોનો આધાર છે તે તો તત્ત્વજ્ઞાનીઓ જ કબૂલશે—અને તે પણ મોત આવીને ઊભુ રહે ત્યારે નહિ, પરંતુ શાંત ચિત્તે મનન કરતા હોય ત્યારે જ. મોત નૈસર્ગિક છે અનિવાર્ય છે, સર્વવ્યાપક છે તે પણ વિચાર કરતાં જ સૂઝે પણ મોતની હાજરીમાં તો જ્ઞાની અને ગમાર બન્નેને સરખા જ સમજવા વળી જેમ કેટલાક મોતના ભયથી મૂઝાય છે તેમ બીજાઓ તેની અસ્પષ્ટતાથી અકળાય છે, અને તેમના મનથી મોત ઉપર પુસ્તક લખવું એ તો કલ્પનાના આકાશ-માંથી નમ્ર સત્યોનાં પુષ્પો વીણવા સમાન વૃથા પ્રયાસ છે મરણોત્તર સ્થિતિ હોઈ શકે જ નહિ અને હોય તો તે વિશે આધારભૂત માહિતી મળી શકે નહિ એમ કેટલાક માની રહ્યા છે

મોતની અનિવાર્યતા અને આવશ્યકતા સમજાવવાની જનસમાજમાં પ્રચલિત થયેલા મોત વિશેના ભૂલભર્યા વિચારોનું ખંડન કરવાની, અને એ વિષય સાથે સંકળાયેલાં ભય, શોક અને ચિંતાનાં વાદળ વિખેરી નાખવાની આ પુસ્તકની મતલબ છે જીવન જીવવું એ એક કળા છે તેમ સફળતાથી દેહત્યાગ કરવાની પણ એક કળા હોઈ શકે એમ બતાવવાનો અહીં નમ્ર પ્રયાસ કર્યો છે મોત ઉપર મનન કરવાથી જીવનમાં ગમગીની અને નિરાશા છવાઈ મનુષ્ય સુસ્ત અને કર્તવ્યહીન બનશે એમ માનવું ખોટું છે બલ્કે ઈશ્વરની યોજનામાં મોતનું શું સ્થાન છે તેની સમજ મેળવ્યાથી માનવી પોતાનો ગમ ભૂલે છે, ઈશ્વરની આજ્ઞાને આધીન થાય છે, અને આ અલ્પજીવનમાં પોતાના કાર્યમાં પ્રયત્નશીલ રહે છે ઈશ્વર-ઈચ્છા બળવાન છે તેમજ ન્યાયી પણ છે, અને મનુષ્ય માને કે ન માને તોપણ

તેના જ હિતમાં રચના કે વિનાશ દ્વારા, જીવન કે મરણ મારફતે પ્રભુની ઇચ્છાનો અમલ થયા કરે છે એવું સમજાવવાની અહીં કોશિશ કરવામાં આવી છે. ટૂંકમાં મોત ઉપર મનન કરી દુઃખિયોનું દુઃખ વધારવા નહિ પણ હળવું કરવા, આંસુ પડાવવા નહિ પણ સૂકવવા આ પુસ્તક લખાયું છે.

ઓક્ટોબર ૧૯૪૨ માં એક પારસી મિત્ર તરફથી મને વિનંતિ કરવામાં આવી હતી કે મોતના વિષય ઉપર જરથોસ્તી ધર્મની નજરે બદનનાં ગજવામાં સમાઈ જાય એવી નાની પુસ્તિકા મારે ગુજરાતીમાં લખવી, અને જગતનાં સાહિત્યોમાંથી એ વિષય પરત્વે જે ઉત્કૃષ્ટ વિચારો થયા હોય તેનો તેમાં સમાવેશ કરવો આ સૂચના મને ગમી ગઈ અને હાથ ધરેલું બીજું કામ પડતું મૂકી હું આ દિશાએ વળ્યો. જેમ પુસ્તક લખાતું ગયું તેમ તે માત્ર પારસીઓને જ નહિ પણ સમસ્ત ગુજરાતી જનતાને પણ ઉપયોગી થઈ પડે એવું દેખાવા લાગ્યું, કેમકે મોતનો વિષય માત્ર એક કોમને નહિ પણ કુલ દુનિયાને સ્પર્શી શકે એવી અગત્ય ધરાવે છે. વળી આગળ જતાં ધર્મપ્રેમી સજ્જનોને વધુ રસ પડે તે કારણે ચાર મહાન ધર્મોના દૃષ્ટિબિંદુથી મોતનો વિષય ચર્ચવાનું યોગ્ય ધારવામાં આવ્યું. પુસ્તકનું દળ વધતું જ ગયું અને પોણા બે વર્ષની મહેનત પછી મે ૧૯૪૪ માં જ્યારે આ પુસ્તકનું લેખનકાર્ય સંપૂર્ણ થયું ત્યારે "બદનના ગજવામાં સમાઈ જાય એવી નાની પુસ્તિકા"એ ચારસો પાનાના હસ્તલિખિત ચોપડાનું ઉત્તરનું રૂપ ધારણ કર્યું હતું. -

ત્યારબાદ ગુજરાત વિદ્યાસભા (ગુજરાત વર્નાક્યુલર સોસાયટી) દ્વારા એ પુસ્તક છપાવવાનો વિચાર થયો અને તે મંજૂર થતાં કેટલોક જરૂરી વિલંબ થવા પામ્યો. તેટલામાં કાગળનિયંત્રણના કડક સરકારી હુકમોના રાહુકેતુ તેને વળગ્યા અને વધુ ઢીલ થવા પામી. આ પીડામાંથી છુટકારો પામી જ્યારે છપામણીનું કાર્ય હાથ ધરવામાં આવ્યું ત્યારે ૧ લી જુલાઈ ૧૯૪૬ થી આપણા શહેરમાં બંધુહત્યારી અશાંતિનાં અશુભ મંડાણ થયાં, અને ફરી કામમાં ગંભીર વિક્ષેપ પડયો. આવી અડચણોને પરિણામે મે ૧૯૪૪ માં સંપૂર્ણ થયેલું આ પુસ્તક ૧૯૪૭ ના ઉત્તરના માસમાં મુદ્રણાલયનો ઉંબર ઓળંગી શકશે એવી કાંઈક આશા રહે છે. પુસ્તક લખાઈ પૂરું થયું ત્યારના અને આજના સંજોગો વચ્ચે આપણા દેશમાં અને દુનિયામાં ભારે ક્રાંતિકારી ફેરફારો થઈ ગયા છે એટલું વાચકવર્ગ લક્ષમાં રાખે એવી વિનંતિ છે.

આ પુસ્તક લખતાં ખરેખરો શ્રમ અને આનંદ તો અવતરણો ભેગાં કરવામાં અનુભવાયો હતો. 'અરેબિયન નાઇટ્સ'ની એક જાણીતી કથામાં આપણે વાંચીએ છીએ કે સિંદબાદ ખલાસી પોતાની બીજી સફર દરમ્યાન એક હીરાની ખીણમાં જઈ ચઢ્યો હતો. ત્યાંથી કેટલા હીરા લેવા અને કેટલા રાખવા, કયા તેજ, વજન અને આકારના લેવા અને કયા નછૂટકે પડતા મૂકવા તેનો નિર્ણય કરતાં તે ભારે મૂંઝવણમાં પડ્યો હતો. સિંદબાદના જેવી જ દશા આ અવતરણો ભેગાં કરતાં મારી પણ થઈ હતી. પાંચ લેતાં સાત સરી પડે અને સત્તર રહી જાય તેનો સંતાપ થાય. એક વખત તો એવો પણ ભય ઉપસ્થિત થયો કે રખે ધાર્યા કરતાં પુસ્તક લાંબું થઈ જાય, અને મૂળ પુસ્તક કરતાં અવતરણોનાં પાનાંની સંખ્યા વધી પડે. ભાગ્યેજ કોઈ વાર્તા કે નાટક એવાં લખાયાં હશે કે જેમાં મોતનો પ્રસંગ ન વર્ણવાયો હોય, અને ભાગ્યેજ કોઈ લેખકે તે પ્રસંગને ઉચિત વિચાર કે ભાવવાહી શૈલીદ્વારા રજૂ ન કર્યો હોય. ત્યારે મોત વિશેનાં અવતરણોની સંખ્યા બેહદ બની જાય તેમાં શી નવાઈ! મોત વિશે સર્વોત્તમ વિચારો જ અહીં આપ્યા છે એવો પણ દાવો અત્રે કરી શકાતો નથી. જેમ અવતરણો યાદ આવતાં ગયાં અને ભેગાં થતાં ગયાં તેમ તે અહીં આપવામાં આવ્યાં છે. એમ છતાં ફિરદૌસી કે સાદી, અનીસ કે ઇકબાલ, શેક્સપિયર કે ટેનિસન જેવા મહાકવિઓ પ્રત્યે જો મારાથી વધુ પડતો પક્ષપાત દર્શાવાયો હોય, અને સમગ્ર રીતે જોતાં જો આ અવતરણોની સંખ્યામાં પ્રમાણવિવેક ચૂકવામાં આવ્યો હોય, તો સાહિત્યવિલાસી સજ્જનો મને ક્ષમા કરશે એવી આશા છે.

અંગ્રેજી અવતરણો આપણા સુશિક્ષિત વર્ગને સુગમ પડે માટે અંગ્રેજી લિપિમાં જ ઉતાર્યાં છે અને તેમનું ગુજરાતી ભાષાન્તર કર્યું છે. ફારસી, ઉર્દૂ અને હિંદી અવતરણો ગુજરાતી લિપિમાં ઉતાર્યાં છે, અને ફારસી અવતરણોનું ગુજરાતી ભાષાન્તર આપવામાં આવ્યું છે. જ્યાં ઉર્દૂ અવતરણો કઠણ જણાયાં હોય ત્યાં તેમનું પણ ગુજરાતી ભાષાન્તર અપાયું છે. યોગ્ય ઠેકાણે પાદટીપથી સ્પષ્ટતા કરવામાં આવી છે. બાકીનાં સઘળાં અવતરણોના માત્ર ગુજરાતી તરજુમા જ અપાયા છે. ફારસી કે ઉર્દૂ ભાષાઓના તરજુમામાં અથવા જ્યાં ઇરાની કે ઇસ્લામી વિષયો સંબંધી ઉલ્લેખ થતો હોય ત્યાં, પ્રસંગનું સત્ત્વ જળવાય તે કારણે કંઈક ફારસીમિશ્રિત ગુજરાતીનો સહેતુક ઉપયોગ કરવામાં આવ્યો છે.

વિભાગ બીજો—મોત પછીની સ્થિતિ વિશેનો—થિયોસોફીના દૃષ્ટિબિંદુથી લખાયેલો છે. બાકીના વિભાગોમાં થિયોસોફીની અસર નહિવત્

છે. હું થિયોસોફીના મંડળનો સભ્ય નથી પરંતુ મારા જન્મ પહેલાંથી મારા સ્વ. પિતાશ્રી એ મંડળના સભ્ય હતા એઓ દ્વારા છેક બાળપણથી મારામાં થિયોસોફીના સંસ્કારોનાં બીજ રોપાયાં હતાં, અને પ્રતિદિન મારી ઉપર તેની પ્રબળ અસર થઈ. મરણોત્તર સ્થિતિ વિશે જેવા બુદ્ધિગમ્ય ખુલાસા થિયોસોફીએ આપ્યા છે તેવા બીજાં થોડાં જ સાધનો દ્વારા અપાયા હશે એમ હું માનું છું એમ છતા મોતના વિષયની અસ્પષ્ટતા જોતાં અને એ વિષય પરત્વે પૂરેપૂરી પ્રતીતિકર માહિતીની ન્યૂનતા ધ્યાનમાં લેતા આ ખુલાસાઓ માન્ય રાખવા કે કેમ અને રાખવા તો કેટલે દરજ્જે રાખવા તેનો નિર્ણય સુજ્ઞ વાચકવર્ગની મુનસફી ઉપર જ છોડવો પ્રષ્ટ લાગે છે

શ્રીમદ્ ભાગવતમાં કહ્યુ છે કે સસારરૂપી ઊંડા કૂવામાં દેહકારૂપી મનુષ્ય પડ્યો છે, અને તેનો ભક્ષ કરવા સર્પરૂપી કાળ ધસ્યો આવે છે, ત્યારે મૃત્યુ-મુખમાંથી તે લાચાર પ્રાણીને કોણ બચાવી શકે ? બચાવનાર તો આજ સુધી કોઈ અવતર્યો નથી, પરંતુ ઈશ્વર પ્રત્યે શ્રદ્ધા રાખવાથી અને સાત્ત્વિક જીવન ગાળવાથી તે મરવા સરજાયેલ માનવીને ધૈર્ય અને શાંતિ તો અવશ્ય પ્રાપ્ત થશે જ. આ સસારરૂપી કૂવાના ગાઢ અંધકારમા મારી યથાશક્તિ એક ઝૂંકતો બુઝાતો દીપ ધરવાની મે આ પુસ્તકદ્વારા હિમ્મત કરી છે જો તેના પ્રકાશથી વિરહાગ્નિથી જળતા માનવીને યત્કિંચિત્ પણ આશ્વાસન મળશે, જો કોઈ પણ માણુસ આ પુસ્તકનાં પાના ફેરવ્યાથી ઘડીભર પણ પોતાનું દુઃખ ભૂલશે અને ઈશ્વરની આજ્ઞાના પાલનમાં જ પોતાનુ કર્તવ્ય સમાયેલું છે એમ સમજશે, તો લીધેલા શ્રમનું સાફલ્ય થયેલુ હું માની લઈશ

ગુજરાત વિદ્યાસભાએ આ ગ્રંથ ઉપર પોતાની પસંદગીની મહોર મારી છે અને બનતી ત્વરાએ તેની છપામણીનું કાર્ય પાર ઉતાર્યું છે તે માટે તેની કારોબારી સમિતિના સભ્યો અને અન્ય અધિકારીઓનો હું ઋણી થયો છુ

જે અર્વાચીન ગ્રંથોમાંથી અવતરણો લેવામા આવ્યાં છે તેમના લેખકો અને પ્રકાશકોનું હું અહેસાન માનું છુ.

સરકારી નિયમાનુસાર ઉમરના બાધને કારણે મારે તાજેતરમાં છોડવી પડેલી ગુજરાત કોલેજના મારા મહાધ્યાપક બધુઓને મે અનેક વખત આ વિષય અંગે પ્રશ્નો પૂછી જે તકલીફ આપી છે તે માટે હું એ સજ્જનો પ્રત્યે પણ મારો આભાર વ્યક્ત કરું છુ

ખાનપુર, અમદાવાદ
૧૯મી નવેમ્બર, ૧૯૪૭

ફીરોઝ કા દાવર

# અનુક્રમણિકા

## વિભાગ પહેલો

### મોત ઉપર મનન



## વિભાગ બીજો

### મોત પછીની સ્થિતિ

## વિભાગ ત્રીજો

### મોત પછીની સ્થિતિ—ચાર મહાન ધર્મો પ્રમાણે



## વિભાગ ચોથો

### મોત ઉપર પ્રસિદ્ધ લેખકોની વિચારમાળા

ઝ પન્જાહ દિરમ પન્જ અગર કમ શવદ,
દિલત રીશે સરપન્જેએ ધમ શવદ
ચુન પન્જાહ સાલત બીરૂન શુદ ઝ દસ્ત,
ધનીમત શુમુર પન્જ રોઝી કે હસ્ત

જો તારા પચાસ સિક્કાઓમાંથી પાચ પણ કમતી થાય, તો તારું દિલ ગમના પંજામાં ગિરફતાર બની જખ્મી થશે; પણ હાલમાં તો તારાં પચાસ વર્ષ હાથથી ગયા છે, માટે હવે જે ફક્ત પાચ દિવસ જીવવાના બાકી રહ્યા હોય તે પણ તુ ગનીમત-સમજી લે

સાદી

મગજમાંથી નીકળી જાય છે તેમ શું આ જિંદગી પણ એક લોલી સુક્રીના અનુભવ અને અધારી ચદનીની રમત કરતા વિશેષ નથી ? જો મોત અધકારમા મરેલા એક ભૂસમ સમાન હોય તો શું મૃત્યુ પછીના જીવનમા ખુદાની પણ કારગ્વાઇ કાર્ય કરતી અટકી પડતી હશે ? શું તે સર્વશક્તિ માન પ્રભુની સત્તા મોતના પ્રદેશમાં ચાલતી નહિ હોય ! તેમ તો બનવુ અશક્ય છે. અને ત્યારે મોતના ભેદનો ઉકેલ મુશ્કેલ હશે પણ અશક્ય તો નથી એક પુસ્તકની પ્રસ્તાવના, અનુક્રમણિકા અને વિષયસૂચી વાંચવાથી તે પુસ્તક આખુ વાચ્યા વિના પણ તેની સામાન્ય મતલબ સમજી શકાય છે, તેમ જન્મ અને મરણના બેગ જાણતાં જિંદગીનો કોયડો ઘણે દરજ્જે ઉકેલી શકાય છે

ખરેખરો ડાહ્યો માણસ તે એ કે જે મોતને માટે હરદમ તૈયાર જ રહે છે આગ લાગે ત્યારે કૂવો ખોદવા જવુ ને મૂર્ખતાનું અચૂક લક્ષણ છે આયુષ પૂરુ થવા આવે ત્યાસુધી જેણે ખાઈપીને ઉડાવ્યુ છે, અને કોઇપણ ઘડીએ દાદારના દરબારમા હાજર રહેવાનું તેડુ આવી પહોચશે તે ગિનાતી જેણે અવગણના કરી છે, તેનામા નથી ઊંડું જ્ઞાન, નથી કુદરતી ભાન કે નથી દુનિયાદારીનું ભાન એકવાર દ્રાક્ષના માડવામા એક ગધેડો અને શિયાળ પેઠા, અને ત્યારબાદ તેનો ઝાપો બધ કરવામા આવ્યો. અદર ગયા તો ખરા પણ ચતુર શિયાળે પહેલાથી બહાર શી રીતે નીકળવુ તેનો ઉપાય યોજવા માંડ્યો, અને પોતે નીકળી શકે એવુ છિદ્ર બનાવી પણ રાખ્યુ પછી બન્ને પ્રાણીઓએ દ્રાક્ષનો ઘાણ કાઢવા માડ્યો, પણ શિયાળે થોડુક ખાઇ ચોતરફ નજર ફેરવવા માંડી કે બાગબાન તો નથી દેખાતો ! ગધેડાને તો દ્રાક્ષ સિવાય કોઇની અને પોતાની પણ પડી જ નહોતી, અને ખાઈને તર થયા પછી તેના દુર્ભાગ્યે તેને ચદનીના ચિત્તહારી પ્રકાશમાં ગાવાનું મન થયુ ' શિયાળે તેને બહુ સમજાવ્યો કે ભાઇ ! બધુ કર પણ તારો મધુર સ્વર ન મલગાવીશ, કેમકે તે સાભળતાં જ માળી જરૂર આવી પહોચશે અને તારા ભેગો મારો પણ ખુરદો થશે પણ ખાનપાનમા મસતાન બનેલો ગધેડો શિખામણ સાભળે જ શેનો અને સાભળી હોત તો તે ગધેડો જ કેમ કહેવાત ! તે તો મમત પર ચડી કહેવા લાગ્યો કે ના, હું તો ગાઇશ પછી તો તેણે બાગેબુલદ ભૂકવા માડ્યું, માળીની ઊંઘ ઊડી ગઇ અને લાઠી લઈ તે દોડી આવ્યો શિયાળ તો પહેલાથી જે છિદ્ર કરી રાખ્યુ હતું તેમાંથી પોબારા ગણી ગયું પણ ખાઇને ધરાયેલા ગધેડાથી દોડાયુ તો શું પણ ચલાયુએ નહિ અને માળીના સિતમકારક હુમલાથી તે ઢગલો થઇ ધરતી ઉપર પડ્યો

આ જાણીતી ક્રયાનો અર્થ સ્પષ્ટ જ છે. આ દુનિયામાં આવ્યા અને સમજતા થયા કે અહીંથી જવાનો માર્ગ મોકળો રાખવાનો બંદોબસ્ત કરવો જોઈએ. અહીંથી આસાનીથી શી રીતે જવાય અને સહેલાઈથી કેમ દેહત્યાગ થાય તેની ફિકર જેટલી જલદીથી કરીએ એટલું સારુ, કેમકે લાઠીધારી માળીની માફક દંડધારી યમદેવ ક્યારે આવી પહોંચશે, જુવાનીમાં કે બુઢાપામા, તે કોઈ જાણી શકતું નથી વળી દુનિયામા આવ્યા એટલે ખાનપાન અને ગાનતાનમાં જ ગુલતાન બની જઈએ તો ઈનસાન અને યઝદાન ( ખુદા ) તરફની આપણી ફરજો આપણે શી રીતે બજાવી શકીએ? જે દુન્યવી મોજમજાહમાં ચકચૂર થયો તે નક્કી મોતના મારથી હેરાન થશે. માટે ઉચ્ચ પ્રકારનું જીવન ગુજારી, પવિત્ર સ્વભોગશીલ અને પ્રામાણિક જિંદગી ગાળી મોતને માટે હમેશા તૈયારી રાખવી એ જ મનુષ્યને લાભકારક છે. "આનરા કે હિસાબ પાકસ્ત અઝ મુહાસિબે ચે બાક?" જેનો હિસાબ ખુલ્લો અને ખરો હોય તેને હિસાબ તપાસનારનો ભય કેવો! તે તો હિમ્મતથી હસતે મોઢે પરીક્ષકની સામે જશે. મોતનું સાચું જ્ઞાન અને તે વિશેની તૈયારી આપણને જિંદગી દરમિયાન પણ સાચી રાહબરી આપશે, અને તેનાથી આપણી બીક ટળી જઈ આપણને હિમ્મત અને ધીરજ રહેશે. મરણ એક એવા પ્રકારનું નવજીવન છે કે જેને વિશે આપણને પૂરતી માહિતી મેળવવાની પરવા પણ નથી. મોત શુ છે તે જાણ્યા સિવાય જિંદગીનો સાચો ભેદ કોઈ પામી શકનાર નથી જે મોતનો ભેદ પામશે તે જ જીવનનું સાચું રહસ્ય જાણી શકશે.

મોત કોઈ પણ ઘડીએ આવી લાગશે; સૂતા બેસતાં, ખાતાં પીતાં પણ તે મૂકશે નહિ; ભારે અગત્યનાં કામમાં મશગૂલ હોઈએ ત્યારે પણ તે કદાચ આવી પહોંચે, અને વાયદો કે મહેતલ પણ તે સ્વીકારે નહિ. આ સઘળુ જાણવા છતાં તે વિશે બેદરકાર રહેવું અને તેને માટે કશી જ તૈયારી ન કરવી એ ડહાપણભર્યું નથી. એક ટૂંકી મુસાફરીએ જવું હોય તો પેટીમા ગણી ગણીને અનેક વસ્તુઓ મુકાય છે કે રખે પગાયા ગામ કે ઘરમાં અમુક ચીજની ગેરહાજરીથી મુશ્કેલી ઊભી થાય; પણ મોત પછીની લાંબી અને અતિ અગત્યની મુસાફરી, જે કોઈ પણ ઘડીએ શરૂ થઈ જાય, તે મારુ વૃદ્ધાવસ્થા આવી જાય તોપણ લગારે સામગ્રી ન કરી રાખવી એ માણસનું ઘોર અજ્ઞાન માનવું કે નરી મૂર્ખતા સમજવી! બીજા હાથ ઉપર આખો વખત જો મોતનો જ વિચાર કરતા બેસીએ તો આ જિંદગીની ફરજ અદા કરતાં તે આપણને હરકત કરશે મોત કરતાં જીવન ઘણું

વધારે અગત્યનું છે. તેમ ન હોત તો પ્રભુ જીવન પેદા કરત જ શા માટે? જીવન તો સો વર્ષ પણ નભે, મોત તો પલકારામાં આવે છે. જીવન એક મહેલ સમાન છે, મોત તો તે મહેલના વિશાળ ચોગાનમાંથી બહાર નીકળી જવાનો એક દરવાજો છે. જીવન એક નાટક છે, મોત તે નાટકનો અંત લાવનાર પરદો છે. પણ જેમ દરવાજા કરતાં મહેલ અને પરદા કરતાં નાટક ઘણાં વધારે ઉપયોગી હોય છે તેમ મોત કરતાં જીવનની અગત્ય ઘણી વધારે હોય છે.

આખો વખત મોતનો વિચાર કરનાર ગમગીન, નિરાશ, અને જિંદગીથી બેદિલ માલૂમ પડશે. રોમન કેથલિક પથમાં મોત પછીની સ્થિતિ અને ખાસ કરીને નરકને અત્યંત ભયાનક ચીતરવામાં આવ્યા છે, અને એમ કરી તે પથના અનુયાયીઓને સદ્ગુણ તરફ વાળવાની મતલબ રાખવામાં આવી છે. બીજી હાથ ઉપર સ્ટોઇક ફિલસૂફો સ્થિતપ્રજ્ઞ રહેતા, મોતનો વિચાર પણ કરતા નહિ, અને કેટલીક વાર તો આત્મઘાતથી આ દુઃખમય જીવનનો ત્યાગ કરનાર માણસને તેઓ પ્રશંસાપાત્ર ગણતા. આપણને આ બન્ને દૃષ્ટિબિંદુઓ પાલવે એમ નથી. મોત વિશેનાં તમામ અજ્ઞાન અને બેપરવાઈ પણ ખોટા, અને મોતનો ચાલુ વિચાર કરવો અને રડતી સૂરત બની બીજાની ખુશાલીમાં ખલલ નાખવી એ પણ ખોટું. આપણને મોતનું માપસુ જ્ઞાન હોય તે જ પૂરતું છે, નહિ તો જ્યાં ગમગીની અને ભયની જરૂર જ ન હોય ત્યાં આપણે શોકગ્રસ્ત અને બીધેલા રહીશું, અને જ્યાં ધીરજ, શ્રદ્ધા અને શાંતિની જરૂર હોય ત્યાં આપણે કલ્પાંત અને આક્રંદ કરી મૂકીશું. જેટલો મોતનો ભેદ જાણીશું તેટલો જીવનનો મર્મ પામીશું. બેકન નામના અંગ્રેજ ફિલસૂફે કહ્યું છે કે બાળક, જેમ અંધારા ઓરડામાં જતાં બીએ તેમ મનુષ્ય મોતથી બીએ છે. તે અંધારું સ્થાન પરિચિત ન હોય તો આપણને પણ ત્યાં જતાં સંકોચ થાય; પણ તે જગ્યા વિશે માહિતી મેળવ્યા પછી અથવા તો જ્ઞાનદીપ હાથમાં ધરીને અંધારી જગ્યામાં જતાં આપણને બીવાનું કારણ રહેતું નથી.

કેટલાકના કહેવા પ્રમાણે "આંખ મીંચાણી કે નગરી લૂંટાણી," આપ મુવે ફિર ડૂબ ગઈ દુનિયા: આપણે મરી પરવાર્યા કે પછી આ દુનિયામાં શું થશે કે પેલી દુનિયામાં શું બનશે તેની ચિંતા જ શા કામની? કેટલાક બેપરવા માણસો માને છે કે મોત જો નક્કી જ હોય તો બને ત્યાં સુધી પાપી, સ્વાર્થી અને વિલાસી જિંદગી ગુજારી લઈએ તો શું ખોટું? બીજી દુનિયા કોઈએ જોઈ જાણી નથી, અગર જાણી છે તો તે વિશે

કહેવા અહીં કોઈ આવ્યુ નથી. ખુદાનો ઇન્સાફ બીજી દુનિયામાં મળશે-એ તો કદાચ લોકોને સદ્‌ગુણી બનાવવા સારુ પયગમ્બરોએ ઉરાડેલો એક બુટ્ટો છે. ત્યારે આ પ્રાપ્ત થયેલા જીવનનો લાભ લઈ જોરજુલમથી યા ઠગબાજીથી ધનદોલત ઉપર હાથ મારી લેવો એમા જ લાભ દેખાય છે. આના જવાબમા કહીશુ કે વર્ષને અંતે જો પરીક્ષાનો ભય ન હોય તો વિદ્યાર્થીઓ અભ્યાસની વૃથા કડાકૂટમા પડે શા, માટે? અને અભ્યાસ કર્યા વિના પણ પાંડિત્યનો ડોળ ઘાલતા કોણ રોકે છે? તેમ બીનોઇ દુનિયા અને ઇશ્વરી ન્યાયમા ન માનનાર સામાન્ય માણસને સદ્‌ગુણી રહેવાને પૂરતું ઉત્તેજન મળતું નથી, જો કે લોકોને ઠગવા સારુ સાધુનો સાલ્લો ઓઢી લેતાં તેને વાર લાગતી નથી કેટલાકના મત મુજબ મોત ઉપર મનન એ તો સમયનો ફોકટ બગાડ છે, અને બીનોઇ જહાન ઉપરની ચર્ચા એક માથાદુખણુ સમાન છે. એ તો નવરાનકામા પુસ્તકપંડિતોના જ કામ જે જહાનમા જવાતું ન હોય, અગર ગયા બાદ પાછા ફરાતું ન હોય અને તેની વિગત આપી શકાતી પણ ન હોય, તે વિશે વાદવિવાદ કેવળ મિથ્યા સમજવો !

આવી માન્યતા ધરાવનારાઓને કદાચ ખબર ન હોય કે ગુપ્ત જ્ઞાનીઓ અને ઉચ્ચ તબકકે પહોંચેલા રહસ્યવેત્તાઓ (occultists) મોત પછીની દુનિયાનું અકસપમંદ જ્ઞાન ધરાવી શકે છે, એટલું જ નહિ પણ આજના જમાનામાં વિજ્ઞાને એટલી પ્રગતિ કરી છે કે અતીન્દ્રિય અનુભવોનું સંશોધન કરનાર મડળ (Society for Psychical Research) તરફથી આપણને બીજી દુનિયા વિશે બહુ જ વિશ્વાસપાત્ર અને બુદ્ધિગ્રાહ્ય સંગીન પુરાવા સાથેની માહિતી મળ્યા જ કરે છે હવે મરનારાઓ સાથે સંદેશા ચલાવી શકાય છે, જો કે તેમ કરવુ ઇષ્ટ છે કે કેમ તે અન્યત્ર આપણે જોઇશુ ત્યારે બીજી દુનિયા વિશે હવે આપણે શકમદ શી રીતે રહી શકીએ ! આટલું જ્ઞાન મોજૂદ હોવા છતાં બીજી દુનિયાની હસ્તીમાં ન માનનારા અથવા મોતના પ્રશ્ન પ્રત્યે બેપરવાઇ ધરાવનારાઓ શાહમૃગની માફક રેતીમાં માથુ ખોસી છતી આંખે અધાપો વેઠી રહ્યા હોય એમ જણાય છે

જે પવિત્રતાના પથે ચાલે છે તે પોતાનો અંત કોઈ પણ ઘડીએ આવીને ઊભો રહેશે તે હમેશાં સ્મરણમાં રાખે છે, અને તેના કામધધાની રોકાણમાં તેને બીજી જહાનમાં થનાર આખરી ઇન્સાફની યાદ રહે છે, અને તેની રોજમરાહમાં મોતનો દિવસ તે ભૂલી શકતો નથી તેથી તેના વ્યવહારમાં તે સીધો અને પ્રામાણિક રહે છે, તેના આનંદપ્રમોદના સમયમાં

પણ તે વિલાસિતામાં તણાતો નથી, પણ તે સમતોલપણું રાખે છે અસલના રોમનોમા એવો ચાલ હતો કે જ્યારે એક મોટી મિજમાનીમાં તેઓ ભેગા મળતા ત્યારે એક ડરામણુ હાડપિંજર મુખ્ય દ્વાર આગળ ટાંગી રાખતા જ્યારે શરાબનો બહાર ઊડતો, ખાનપાનમા હદઅંદાજે વીસરાઈ જતો, અને એકાબૂ જબાનદરાઝી અને બેઅદબ વર્તન ચોતરફ માલૂમ પડતું, ત્યારે સૌ કોઈની નજર તે હાડપિંજર ઉપર પડતી, તેમને મોતનું સ્મરણ થતુ, આ રંગીલાપણાનો એક દિવસ અંત આવનાર છે અને તે માટે તૈયારી કરવાની છે તેની તેમને યાદ થતી, અને તુરત શરાબમાજીમાં ચકચૂર થયેલા તે ભાનભૂના મસ્તાનોની સાન ઠેકાણે આવતી મોતની યાદથી માણસ દુર્ગુણ કરતો અટકે છે, બીજાને લૂટતાં વિચાર કરે છે, પાપનો પોટલો બાંધતા થોડીક વારમા તે અહીં જ રહી જશે એવા ખ્યાલથી તે બુરાઈથી બાઝ આવે છે જિંદગીનો નશો ઉતારનાર દવા તે મોત જ છે. જીવનરથ હાંકતા જે મોતનો ડર અને વિચાર રાખતો નથી તે બેફામ ઘોડા દોડાવી રથની અને પોતાની પાયમાલી કરે છે જે મોતનો ખરો ભેદ પામીને જિંદગીની સાચી મતલબ સમજી ચૂકયો છે તે મીનોઇ જહાનમાં દૃઢ માન્યતા ધરાવે છે, તે અહુરમઝદના ઇન્સાફમા પૂરી શ્રદ્ધા રાખે છે તેની જીવનદૃષ્ટિમા પરિવર્તન થાય છે, તે ધર્મી, સત્કર્મી અને પુણ્યશાળી બનવા પ્રેરાય છે અને નેકીનીતિમા જ તેને આનંદ મળે છે જિંદગીના એશઆરામમા તે ફસાતો નથી અને મૃત્યુની ભયંકરતાથી તે ડરતો નથી મોતના કોયડાના ઉકેલથી ચિત્તને શાંતિ વળે છે અને ચારિત્ર્યની શુદ્ધિ થાય છે મોતના વિષયની આવી જરૂરિયાત અને આટલી મહત્તા જોતાં હવે આપણે જીવનની રંગીની રંગભૂમિનો પરદો ખસેડી મૃત્યુના અંધકારમા નજર કરીશુ

——(૦)——

## ૨. મોતનો ભય

**મૃત્યુને** માટે અંધકાર શબ્દ લાગુ પાડવાનું કારણ એ વિશેનું આપણું ઘોર અજ્ઞાન જ છે જેમ જેમ ધર્મ, વિજ્ઞાન, તત્ત્વજ્ઞાન અને ગુપ્તજ્ઞાનથી મોત વિશેની આપણી માહિતગારીમાં વધારો થશે તેમ તેમ આપણે અંધકાર શબ્દ તજતા જઇ "મૃત્યુનો પ્રકાશ" એવા શબ્દો યોજીશુ. આપણી હાલની સ્થિતિમા મોત એક અત્યંત ત્રાસદાયક બનાવ ગણાય છે મોતના માત્ર ખ્યાલથી જ ગાત્રો શિથિલ થઈ જાય છે, અને મુબારક

પ્રમગે એનું નામ પણ લેવાતું નથી પ્રાચીન ગ્રીકો યમદેવને હેડિસ કહેતા, પરંતુ એ ભયાનક નામ ઉચ્ચારવું એમને પસંદ ન હોવાથી તેઓ હેડિસને પ્લુટો અથવા દોલતનો બક્ષનાર એવા નામથી બોલાવતા, અને આ રીતે અપ્રિય સત્યનું રૂપાંતર કરી નમ્ર શબ્દનો ઉપયોગ કરવાથી જાણે મોતની આફત ટળી જતી હોય એમ તેઓ માનતા જો મોત આવવાનું જ હોય તો તે બનતા સુધી મોડું આવે તેના ઉપાયો વિજ્ઞાન યોજી રહ્યું છે, અને અમરત્વ પ્રાપ્ત કરાવનાર કોઈક દવા શોધી કાઢવાના સ્વપ્નાં તે સેવી રહ્યું છે. એક જંગલી પ્રજાને માટે એવું કહેવાયું છે કે તેઓથી શબ જોયું જવાતું નથી, માટે હજી તો જીવ શરીરથી છૂટો પડે તે પહેલાં બીચારા મરતા માણસને તેઓ જીવતો જ દાટી દે છે મૃત્યુના જેવો ભય બીજો કોઈ નથી મોતના જેવી ગમગીની બીજી હોતી નથી મરણથી જે ખોટ પડે છે તે કોઇ પણ રીતે પુરાતી નથી અસાધ્ય મનાતા રોગમાંથી કદાચ દર્દી ઊઠીને ઊભો થશે, કદાચ ગયેલી ધનસંપત્તિ કે કીર્તિ પણ પાછી મેળવી શકાશે, ચારિત્ર્ય ઉપર ચોંટેલું કલંક પણ સેન્ટ ઓગસ્ટાઇન અને મહારાષ્ટ્રિય સંત નામદેવની માફક સાધુજીવન ગુજારીને કદાચ દૂર કરી શકાય, અરે, સ્મશાન ભેગો થયેલો માણસ જીવ બાકી રહી ગયો હોવાથી પાછો ઘેર ફરી શકશે, પણ એકવાર મરણશરણ થયેલો માણસ યમરાજના દ્વાર ઉપરથી પાછો ફરેલો સમજાયો નથી જ્યારે મૃત્યુની ઘડી જ આવી પહોંચી ત્યાં મરનાર કોઇનો થતો નથી કોઇ શહેનશાહનો પણ હુકમ સાંભળતો નથી પત્નીનાં આંસુથી પીગળતો નથી પિતાનો આદેશ ઉઠાવતો નથી, માતાની કાલૂદી સ્વીકારતો નથી બાળકનો પ્રેમ કબૂલતો નથી પહેલી નજરે યમરાજના જેવું નિષ્ઠુર અને સંગદિલ બીજું કોણ કોઈ હશે? ગમે તેટલી શિરીનજબાની, ચાપલૂસી અને ખુશામદ છતાં મોત કોઇને મૂકતું નથી નવ્વાણું ઓસડ હોય પણ સોમું ઓસડ નથી મરણસમયે નથી કિતાબી કામ આવતી કે નથી તબીબી વિદ્યા અસરકારક નીવડતી ભલભલા નામીચા તબીબોના ત્યારે હાથ હેઠા પડે છે અને સૌ કોઈને લાગે છે કે તૂટીની બૂટી નથી યાને જ્યારે જીવનદોરી તૂટી ત્યાં જડીબુટ્ટી જડતી નથી

કાળ કોઇથી જિતાતો નથી અને યમરાજને વાયદો દેવાતો નથી જેમ કાપણી કરનારનાં દાતરડાથી ફૂમળા છોડ અને પાકેલાં કણસલાં બન્નેનો ઘાણ નીકળે છે તેમ યમદેવનો દંડ ઘરડા કે જુવાન, પુરુષ કે સ્ત્રી, ગરીબ કે તવંગર કોના ઉપર ક્યાં અને ક્યારે પડશે તે કોઇ કહી શકતું નથી મોતની આ અચોક્કસતા અને અનિયમિતતા જ મોતની

ભયંકરતા કરતાં પણ વિશેષ ડરાવનારી હોય છે. મોતનો ભય કેટલો ઊંડો હોય છે તે એટલા ઉપરથી જણાશે કે કોઇને મરવું ગમતું નથી. પ્રાચીન ગ્રીકો બહાદુર હતા પણ મોતના સાચા જ્ઞાનના અભાવે મરવાથી અતિશય ડરતા હતા, અને મહાન ગ્રીક યોદ્ધો એકિલીઝ તો કહેતો કે બીજી દુનિયામાં રાજા થવા કરતાં આ દુનિયામાં—ભિક્ષુક થવું બહેતર. જીવ કરતાં કાંઈ વહાલું નથી અને સામાન્ય માણસને કોઇ પણ સંજોગે કે કોઈ પણ ભોગે જીવ બચાવવો ગમે તો ખરો જ. જે જાણીજોઈને સિદ્ધાંતને ખાતર યા બીજાની સેવામાં અથવા પ્રેમને સારુ જીવ આપે તે સામાન્ય નહિ પણ વીર પુરુષ. જે આત્મઘાત કરે છે તે માત્ર જીવ ઉપર જોરાવરી કરી મજબૂત મનોબળ રાખી એક ઘડીની વચમાં કપાળ ઉપર પિસ્તોલ ફોડે છે યા કૂવામાં પડે છે, જો કે ત્યારબાદ તેની મરતી વખતની ખેંચતાણ જોતાં જીવને શરીરથી છૂટવા ગમતું નથી તે ખુલ્લું દેખાય છે. શેખ સાદી પોતાના "ગુલિસ્તાન"માં લખે છે કે એક વખત તેઓ દમસ્ક શહેરમાં મસ્જિદમાં નિમાઝ પઢતા હતા, ત્યારે તેઓને વિનંતિ કરવામાં આવી કે એક ૧૨૦ વર્ષનો અતિવૃદ્ધ માણસ મરણ પામતો હતો, અને ફારસી સિવાય બીજી ભાષા જાણતો ન હતો તેની પાસે આવી તેની ઉલ્લી અરજ સાંભળવી સાદી ત્યાં ગયા અને ડોસાને મરણ પ્રસંગે કેવું લાગતું હતું તે પૂછયું ડોસાએ જવાબ આપ્યો—અય સાદી! જીવતો દાંત ખેંચાવતાં જેટલું દુઃખ થાય તે કરતાં વધુ દુઃખ મને હાલ થાય છે. તે વખતે બેહોશીમાં નાખે એવી દવાઓ હસ્તીમાં ન હતી તે ધ્યાનમાં લેતાં નામરજીથી આવતા મોતનું દુઃખ, અને તે પણ ૧૨૦ વર્ષની ઉમરે, કેટલું ભયાનક હોઈ શકે તેનો આપણને ખ્યાલ આવશે.

જગતમાં સૌથી બળવાન પ્રેમ તે માતૃપ્રેમ છે. ભૂખમરો વેઠીને, કષ્ટ ઉઠાવીને, ઉજાગરા કરીને, પોતાની જાતને તાવીને અનેક માતાઓએ પોતાનાં બાળકોનું હિત પહેલું જોયું છે, એટલું જ નહિ પણ તેમને ખાતર અપજશ વેઠયો છે અને જાન પણ આપ્યો છે. મરઘીનાં બચ્ચાં ઉપર બિલાડી ટાંપતી હોય ત્યારે મરઘીને પોતાના જીવની દરકાર કર્યા વિના બિલાડીની સામે થતી આપણે અનેકવાર જોઇ હશે. "બૈરી જોય લાવતો પણ મા જોય આવતો"—પત્ની તો પતિ કમાઇને લાવ્યો છે કે કેમ તે જ જુએ છે, મગર માતાની આંખોને તો પોતાના પુત્રને, ખાલી કે ભરેલે હાથે, આવતો જ જોવાથી ઠંડક વળે: એ કહેવતમાં પૂરેપૂરું નહિ તોપણ ઘણું સત્ય સમાયેલું છે, એમ છતાં એકવાર બીરબલે બાદશાહ અકબરને કહ્યું કે મોતના ભય આગળ માતાનો પણ પ્રેમ લાચાર બને છે, અને

માતા જીવવાનું પસંદ કરી બાળકને ન છૂટકે મરવા દે છે. બાદશાહે આ બાબત પુરવાર કરવાનું કહેતાં બીરબલે પાણીનો એક હોજ ભરાવ્યો અને તેમાં સાંકળે બાંધી એક વાંદરીને તેના બચ્ચા સાથે મૂકી. જેમ જેમ પાણી ચડવા લાગ્યાં તેમ તેમ ભયભીત બનેલી તે માતાએ બાળકને બચાવવા અનેક ફાંફાં માર્યાં, અને છેવટે બચ્ચાને પોતાને માથે પણ મૂક્યું અકબરશાહે આથી પોતાની જીત થયેલી માની લીધી, પણ બીરબલે તેમને થોડીક વધુ ધીરજ રાખવા કહ્યું પાણી ચડતાં જ ગયાં અને જ્યારે તે ગળુ વટાવી વાંદરીના હોઠ સુધી આવી લાગ્યાં ત્યારે ગભરાટથી ગાંડી બનેલી તે માતાએ ઝટ પોતાના બાળકને નીચે પછાડી તેની ઉપર ચડી પોતાનો જ જાન બચાવવાની તજવીજ કરી. બીરબલ જીત્યો, અને મોતનો ભય કેટલો જબરદસ્ત છે અને કોઇકવાર માતૃપ્રેમને પણ તે ટપી જાય છે તેનો બોધ જગતને શીખવી ગયો. જાન બચાવવાની પ્રેરણા કુદરતે જ માણસમા મૂકી છે અને તે અત્યંત બળવાન છેઃ અલબત્ત પ્રેમ એની ઉપર જીત મેળવી શકે; પણ આવા ભારે સ્વભોગનાં દર્શન વારેઘડીએ થતાં નથી.

ફારસી સાહિત્યમા એક હિકાયત છે તે પ્રમાણે એક ડોશીને એકની એક બીમાર બેટી હતી ડોશી રોજ ખુદાની બદગી કરતી કે હું તો હવે જિંદગીથી ધરાઇ ગઈ છુ, માટે મને બોલાવી લે અને મારી બેટીને સાજી કર. એક દિવસ ડોશીની ભેંસ વગડામાંથી ચરીને સાંજે ઘેર આવી અને એક લાલ વાસણમા ખાવાનું હશે એવા વિચારથી તેમાં મોં ખોસ્યુ. વાસણમાં ભેંસનાં શિંગડાં ભેરવાઇ ગયાથી તે પાછું પોતાનુ મો તેમાથી કાઢી શકી નહિ, પરતુ મો ઉપર વાસણ સાથે જ જ્યાં ડોશી બેઠી હતી ત્યાં ધસી આવી. એક તો સભીસાંઝનું ઝળઝળિયું, ડોશીની નબળી આંખો અને દુઃખથી ભ્રમિત થયેલું મન, તેમાં જબરા કાળા શરીર અને લાલ મુખવાળા (ભમની) ભયંકર આકૃતિ જોતાં તેણીએ નક્કી માની લીધું કે તેની રોજની અરજ સાંભળી આખરે મલકઉલમૌત (મોતનો ફિરસ્તો) તેણીને લેવા આવી પૂગ્યો હતો! ભારે ગભરાટમાં બે હાથ જોડી તે પોકારી ઊઠી કે—યા મલકઉલમૌત! હું તો સાજીતાજી છું, મગર બીમાર તો મારી બેટી છે; આપ તેને લેવા આવતાં ભીત ભૂલ્યા લાગો છો, માટે પાસેના ઓરડામાં તે સૂતી છે ત્યાં તશરીફ ફરમાવવાની મહેરબાની કરશો! બીચારી ડોશી રોજ અંતઃકરણપૂર્વક મોત માગતી હતી, પણ મોત કેટલું ભયંકર છે તેનો ખરે વખતે એક ઘડીમાં તેને અનુભવ થઇ ગયો. માત્ર માતૃપ્રેમના જ દાખલા આપવાનું કારણ એ કે એ પ્રેમ સર્વશ્રેષ્ઠ છે, અને

મોતના ભયની કસોટી પ્રમંગે જો કોઈ વખત એક માતા હાર ખાઇ જાય તો બીજાનું તો એમાં ગજું જ કેટલું? પુરુષોના પ્રેમના દાખલા અહીં આપ્યા નથી, કેમકે ધાંધલિયા અને બહુબોલા પુરુષોનાં પરાક્રમ કરતાં શાંત સ્વભોગ આપનારી સ્ત્રીઓ અને ખાસ કરી માતાઓનું જ સમર્પણ સર્વોત્તમ ગણી શકાય એ અનુભવસિદ્ધ બાબત છે.

મોતના ભયનાં મુખ્ય કારણો નીચે પ્રમાણે વર્ણવી શકાય:—

(૧) છેલ્લી બીમારી દરમિયાન બીમાર માણસની શારીરિક વેદના, પીડા અને તેને થતું અસહ્ય દુઃખ, તેના મનની બેકરારી, તેનાં વુદ્ધ માતપિતાને હવે કોણ જોશે, અને તંગ સ્થિતિમાં આવી પડેલાં તેનાં સ્ત્રી બાળકોનું શું થશે તે વિશેની ભારે આકુળવ્યાકુળતા. આ ત્રાસદાયક દેખાવથી મોત ખરે જ એક ભયભીત બનાવ છે એવી આપણી ખાત્રી થાય છે. ઇશ્વર ઉપર અડગ શ્રદ્ધા રાખવાથી, સાત્ત્વિક જીવન ગુજારવાથી અને સૌને છેવટે એ જ રાહે મોડે વહેલે જવાનું છે એવી માન્યતાથી વિલાપ કરનારને શાંતિ અને સ્વસ્થતા પ્રાપ્ત થશે. વળી કેટલીક વેળાએ અત્યંત દુઃખમય જીવનમાંથી મોત એક છુટકારો બક્ષનારા ફિરસ્તાની માફક આવે છે તે ભૂલવું જોઇતું નથી.

(૨) મરવાથી કાયમની જુદાઇ થશે એ ભયનું બીજું કારણ છે. અલબત્ત આ સ્થૂળ શરીરમાં આપણે ફરીથી મરનારને જોઇશું નહિ અને આ ભુવન ઉપર તે કાર્ય કરતો બંધ પડશે તે નક્કી; પરંતુ મરનાર કાંઈ ખરેખર નાશ પામતો નથી પણ હજી તે આપણા વચ્ચે જ છે, આપણાં ભલાંબૂરાં કામો તેનાથી છૂપા રહેતાં નથી, અને તેનો પુણ્યશાળી આત્મા હોય તો કેટલોક સમય સુધી પવિત્ર વિચારોનો પ્રવાહ તે નિરંતર આપણા ઉપર રેડતો રહે છે. માટે કાયમની જુદાઇનો ભય કેવળ ખોટો જાણવો.

(૩) મરનારનું શરીર કીડા વગેરેથી નાશ પામે તે આપણે જોઇ ન શકીએ તોપણ તેની કલ્પના પણ કંપાવનારી હોય છે. જે શરીર હજાર પ્રકારનાં સુખવૈભવથી પોષાયું હતું, જે સોનારૂપાને વાટકે સ્વાદિષ્ટ પકવાનો આરોગતું હતું અને મખમલની સેજ ઉપર સૂતું હતું તે ખાકમાં પડી કીડાઓના ધીમા ભક્ષણનો ભોગ બને છે, એ મૃત્યુના ભયનું ત્રીજું કારણ આ કારણમાં પણ વજૂદ નથી. ગમે તેવો મોંઘો પોશાક જ્યારે ફાટવા આવે છે ત્યારે તેનો ત્યાગ કર્યે જ છૂટકો; પછી તે અણમોલું વસ્ત્ર કપાય કે બળીને નાશ પામે તેની કોને પડી છે? તેમ આ ક્ષણભંગુર

દેહનો કોઇક રીતે નાશ તો નક્કી જ છે ત્યારે તે નાશની ઝીણવટમાં ઊતરી વિચાર કરી કરી ભય પામવામા ડહાપણુ નથી

(૪) મરનાર કોઇ અજાણી કે અણદીઠ જગ્યાએ જાય, ત્યા તે બિનમાહિતગારીથી દુ ખ પામે, ત્યાં અસાધારણ ગરમી કે અતિશય ઠંડી પણ હોય, તે એકલો અટૂલો પડી જાય, કોઈ નાશકારક પ્રાણીઓના પંજામા કે અણધારેલી આફતમાં તે સપડાઈ જાય વગેરે—એ મોતના ભયનું ચોથુ કારણ મરનારનું શુ થશે તે માટે આટલી બધી ચિંતા અસ્થાને છે આ દુનિયા અને બીજી દુનિયા પણ ખુદાને તાબે છે અને જ્યા તે માલેકની હકૂમત ચાલતી હોય ત્યા બારીકીથી જોતા ગેરઇન્સાફનો છાંટો પણ હોઈ શકે નહિ ખુદ મરનાર પોતે બીજી દુનિયા કેવી છે તેની ફિકર કરતો નથી તે તો પોતા વિના વિખૂટા પડેલા પોતાના સગાં વહાલાઓનુ શુ થશે તેની જ ચિંતામા પડેલો છે, જ્યારે એ સગાસબંધીઓ કદાચ એ બીજી દુનિયામા હેરાન થશે તેનો ફોકટનો અદેશો કરે છે રખે મરનારની બીજી દુનિયામાં દુર્દશા થાય તે ભયથી તો અસલના લોકો મરનારની કબરમા થોડુક ભોજન પણ મૂકતા કે મરનાર ભૂખ્યો થાય તો તે ખાઈ શકે ! કેટલીક વેળા પૈસા અને ઝવેરાત પણ કબરમાં મૂકવામા આવતા કે જરૂર પડયે તેનો ઉપયોગ થઇ શકે ! કેટલીક પ્રજાઓમા એક શ્રીમત કે રાજવશી મરનાર પાછળ તેના ગુલામો, આશ્રિતો, ઘોડા વગેરે પાળેલા જાનવરો અને છેવટે તેની પત્નીઓને વગેરે કુરબાન કરવામાં આવતાં એની એક મતલબ એ હોય કે મરનાર બીજી દુનિયામા એકલો પડી જાય નહિ બીજી મતલબ એમ પણ હોઈ શકે કે મરનાર જેવો મશહૂર માણસ જ્યારે ચાલી ગયો ત્યારે તેની સ્ત્રીઓ, ગુલામો વગેરે હવે જીવીને શુ કરવાના હતાં ? માટે માણસ સાથે જેમ તેનો પડછાયો ચાલ્યો જાય છે તેમ મરનાર સાથે તેની સ્ત્રી, ગુલામો વગેરેને પણ જવુ જ રહ્યુ ! જેમ જેમ મોતનો સાચો ખ્યાલ લોકોને આવતો ગયો તેમ તેમ આવા ઘાતકી રિવાજો નીકળતા ગયા મોતના ભયનું મુખ્ય કારણ અજ્ઞાન હોય છે અંધારા ઓરડામાં જતા પગ ઊપડે નહિ અને અંધારા વનમાં જતાં શૂરવીરો પણ ધીમા પડી જાય એ સ્વાભાવિક છે પરંતુ ભયને જીતનાર જ્ઞાન અથવા સદાચાર હોય છે આ પુસ્તક લખવાની મતલબ જ આ જ્ઞાનનો ફેલાવો કરી બીક દૂર કરવાની છે

(૫) મરનાર ચારિત્ર્યહીન હતો માટે તે દોઝખમાં જશે, ત્યાં અસંખ્ય સાપ, વીંછી, કાનખજૂરા અને પીડાકારક જાનવરોથી તે ત્રાસ પામશે અને

નરકની હરેક પ્રકારની યાતના તે ભોગવશે—એ મોતના ભયનું પાંચમું કારણ. મોતનું આ ચિત્ર કાંઈક બાલિશતાભર્યું દેખાય છે, જો કે મહાન લેખકો અને કવિઓ આવાં બયાન કરી લોકોની છાતી થડકાવી ગયા છે. જ્યાં શરીર જ આપણી નજર સામે અગ્નિ વગેરેથી નાશ પામી ગયું ત્યાં સાપ વીંછીને ચટકા મારવા માટે વળી બાકી શું રહ્યું? કાયમના દોઝખનો સિદ્ધાંત સાદી સમજથી તદ્દન વેગળો છે અને તેમાં માનનારા કેટલાકો તો દીવાનશાળા ભેગા પણ થઇ ગયા છે. દોઝખ પણ અહુરમઝદના અખ્તયાર નીચેનો પ્રદેશ છે અને કાયમનું દોઝખ તે ખુદાઈ ઈન્સાફ સાથે બધ બેસી શકે જ નહિ. આપણે આગળ જતાં જોઈશું કે દોઝખ એક નીચ માનસિક હાલત છે જેમાં શારીરિક પીડા જેવું કશું હોતું જ નથી.

(૬) મરનારને દુન્યવી શોખો ઝાઝા હતા અને તે અતૃપ્ત રહેવાથી રખે તે ભૂત થઇને આવે અને બધાને ભરખી ખાય—એ મોતનો છઠ્ઠો ભય. અતૃપ્ત ઇચ્છાઓને કારણે મરનારને આ દુનિયા સાથે નિસબત રહે છે તે ખરું, પણ પ્રભુએ રચેલ સૃષ્ટિમાં કોઈપણ માણસ વિના કારણે દુઃખ પામી શકતો નથી. ક્યાં કારણોસર મરનારને આ દુનિયા સાથે સંબંધ રહી જાય છે અને તેની શાંતિ માટે શું આવશ્યક છે તે આગળ જતા આપણે તપાસીશું.

(૭) મરનારને એવી બીક રહે છે કે તેણે જે મહાન લોકોપયોગી કાર્ય કરવા ધાર્યું હતું તે તેના મરણથી અપૂરુ રહી જશે. ગીટે જેવો મહાન જર્મન પંડિત અને કવિ, જેના વાચનલેખન અગાધ હતાં, તે મરતી વખતે "વધુ પ્રકાશ" એવા શબ્દો બોલ્યો હતો; યાને તે હજી સંતોષ પામ્યો ન હતો અને વધુ જીવી વધુ વાચવા લખવાની તેની અભિલાષા હતી. કેટલાકો એવા કામમા મશગૂલ હોય છે કે તેમને મરવાની ફુરસદ પણ રહેતી નથી. ટ્રાફાલ્ગરની લડાઇ પહેલાં નેપોલિયને પોતાના નૌકાધિપતિને અમુક સ્થળે વહાણોના કાફલા સાથે હાજર રહેવા જણાવ્યું હતું; તેટલામા તે અમલદારનું મરણ નીપજ્યું અને નેપોલિયનની યોજના પડી ભાગી. કચવાટનો માર્યો તે મહાન કર્મવીર બોલી પડ્યોઃ—"અરે, એને મરવાની ફુરસદ જ કેમ મળી?" નેપોલિયનના શબ્દકોશમાં તો "અશક્ય" શબ્દ જ ન હતો. તેને મનથી વિઘ્નો અને અડચણોનું તો અસ્તિત્વ જ નહોતું, પણ મોતનું અચોક્કસ અને અણધારેલું વિઘ્ન સૌમાં બળવાન અને દુર્ધર્ષ હોય છે તે તે યોદ્ધો ઘડીભર ભૂલી ગયો હતો.

રોમનોએ જ્યારે પ્ર પ ૨૧૨ માં માર્કે "ઝ કબજે" ત્યારે એક

વિજયી રોમન સિપાઇએ જાણીતા એક ગણિતશાસ્ત્રી આર્કિમિડીઝને તુરત પોતાની સાથે ચાલી નીકળવા હુકમ કર્યો આર્કિમિડીઝે ઠંડે કલેજે જવાબ આપ્યો કે એક ગૂંચવણભર્યો હિસાબ પૂરો કરીને આવું છું! મગર ભેંસ ભાગવતની જેટલી કદર કરે છે તેટલી જ કદર તે અજ્ઞાન સૈનિક ગણિતની કરતો હોવાથી તેણે તે વિદ્વાનને ત્યાં જ કતલ કરી દીધો જેઓને વિજ્ઞાન, કલા કે સાહિત્યની લગની લાગી છે તેઓ તેમાંથી મળતા અનેરા આનંદના ભોગે જીવન વેચાતું લેવા નારાજ હોય છે

ફ્રાન્સની રાજકીય ક્રાન્તિ દરમિયાન ૧૭૯૪ મા લાવ્વાઝીયે નામના રસાયણશાસ્ત્રમાં પ્રવીણ વિદ્વાનને મોતની ટીપ મળી ત્યારે પોતાના પ્રયોગો પૂરા કરે તે સારુ તેણે બે અઠવાડિયાની મહેતલ માંગી પરંતુ તેને જવાબ મળ્યો કે 'ફ્રેન્ચ પ્રજાસત્તાક રાજ્યને રાસાયનિક પ્રયોગોની નહિ પણ તારા જાનની જરૂર છે માટે તારે તુરત શિક્ષાને તાબે થવું' માનવસંસ્કૃતિનો જાણીતો અંગ્રેજ ઇતિહાસકાર એચ ટી બકલ મરણ સમયે બોલી ઊઠયો હતો —મારી ચોપડી! મારી ચોપડી તો હું અધૂરી જ મૂકી ચાલ્યો! માણસ પોતાનું કાર્ય અધૂરું છોડી મરતા ત્રાસ પામે એ કુદરતી છે, પણ અહીં પણ ઇશ્વર ઉપરની પૂરેપૂરી શ્રદ્ધાની જરૂર છે ઇશ્વરને આ કાર્ય કરાવવું જ હશે તો જગતના ભલા માટે મરનારદ્વારા નહિ તો કોઈ બીજા દ્વારા તે કરાવી લેશે મરનાર જ પ્રભુનો પ્રતિનિધિ હતો અને બીજા ન હોય એ કેમ બને? ખરું જોતા તો અહીં આગળ કીર્તિનો લોભ મરનારને દુઃખી કરે છે કે જે મહાન કાર્યથી તેને પ્રસિદ્ધિ મળી હોત તે મોતથી રહી જવા પામી છે પણ મોતની ઘડી કોણ ચુકાવી શકે? કોઈ રાજા કે નાની કે યોગી કે કવિ પણ એ ઘડી જાણી શકતા નથી તો ચુકાવે તો ક્યાંથી જ? મનુષ્યમાં ઈશ્વરપ્રણિધાનની ઘણી જરૂર છે તેણે જાણવુ જોઈએ કે જે મહાન કાર્ય તે પોતાનું માને છે તે ખરું જોતા ઈશ્વરનું છે અને તે પોતે તો માત્ર ઈશ્વરનો એક આજ્ઞાંકિત સેવક છે ઈશ્વરને પસંદ પડે તે માણસ મારફતે અને ઈશ્વરની મરજી હોય ત્યાંસુધી તે કાર્ય કરાવી શકે છે, માટે માણસે અહંભાવ તજી મોતથી તેનું કાર્ય રહી જવા પામશે એવો ભય છોડી દેવો જોઈએ

(૮) મોત એ સંપૂર્ણ વિનાશ છે–એ મૃત્યુના ભયનું આઠમું કારણ આ પુસ્તક વચાઈ રહેતાં આ બીક કેટલી ફોકટની છે તે સ્પષ્ટ થશે વિજ્ઞાને પુરવાર કર્યું છે કે પ્રકૃતિનો પણ નાશ નથી (matter is indestructible), ત્યારે મનુષ્યનો આત્મા જે ઈશ્વરના ચેતનરૂપે આપણામાં નિરંતર પ્રકાશિત

કાળમાં જીવી કાળમાં મરણ પામીએ છીએ. કાળ કોઈથી જિતાતો નથી પણ કાળ જ સૌનો કોળિયો કરી જાય છે કાળની શક્તિ અપાર છે અને તેનામાં જ શહેરો દેશો અને ખંડો તો શું પણ અનેક સૂર્યમંડળો પણ લય પામ્યાં છે આમ હોવાથી સંસ્કૃત ભાષામાં કાળનો અર્થ વખત અને મોત બન્ને થાય છે.

"કોણુ વસ્યું અને કોણ વસે, ધરતી બેઠીબેઠી હસે," તેમ લોકોને ઘર બાંધતા અને તેમાં વસતાં જોઈ ધરતી હસે છે કે આ થોડા સમયના પરોણાઓને રહેવા વસવાની આટલી જંજાળ શી? જાણે અમરપટો લઈ આવ્યા હોય તેમ યાવચ્ચંદ્રદિવાકરૌ એક બીજાને જમીન વેચે છે! "જીવની આશ આકાશ સુધી અને મરવુ પગલા હેઠ" તે તો ભૂલી જઈ, અન્યાય કરી, દગાબાજીથી પણ સામાને પાયમાલ કરી ધનદોલતના ધણી થઈ બેસે છે તેથી ધરતી હસે નહિ તો શું કરે?

પરંતુ ખરુ જોતા ધરતી માતાને પણ હસવાનું કારણ નથી, કેમકે તે પોતે પણ પૂરેપૂરી નાશવંત છે. પૃથ્વીની ઉત્પત્તિકથા પણ વર્ણન કરવા યોગ્ય છે વિજ્ઞાન પ્રમાણે કરોડો વર્ષ પહેલા સૂર્ય આકાશમાં ભ્રમણ કરતો એક અતિ વિશાળ ધગધગતા પદાર્થનો ગોળો હતો. રફતે રફતે તેમાંથી ટુકડાઓ છૂટા થયા અને એ રીતે ગ્રહોની ઉત્પત્તિ થઈ અને તે પણ આકાશમા ફરવા લાગ્યા આપણી પૃથ્વી પણ સૂર્યમંડળમાનો એક ગ્રહ જ છે, અને કેટલાક સમય પછી પૃથ્વીમાથી એક ટુકડો નીકળી પૃથ્વીની જ આસપાસ ફરવા લાગ્યો આ નાનો ટુકડો તે ચંદ્રમા લાખો વર્ષો સુધી પૃથ્વી એટલી તો ધગધગતી ગરમ રહી કે તેની ઉપર જાનદાર વસ્તુ તો જીવી શકે જ નહિ પૃથ્વી ઉપર જીવ ક્યારે ઉત્પન્ન થયો તે વિશે કોઈ ખાતરીથી કહી શકતું નથી. બહુ જ ધીમેધીમે અને લાખો વર્ષો પસાર થયા પછી આપણે જેને કુદરત કહીએ છીએ તે પહાડ પર્વત નદીનાળા, ઝાડપાન, ખનિજ પદાર્થ, જાનવરો વગેરે ઉત્પન્ન થયા અને છેવટે મનુષ્યની પધરામણી થઈ, અને તે અરસામાં પૃથ્વી રહેવા લાયક ઠંડી પણ બની આપણે જેને મનુષ્યના ઇતિહાસ તરીકે ઓળખીએ છીએ તે તો માત્ર થોડાંક હજાર વર્ષોની રમત છે પ્રાચીનવસ્તુવિદ્યા ( archaeology ) ના અનુમાનોને બાજૂએ મૂકતા ઈ સ પૂ ૧૫૦૦ ની પહેલાના ઐતિહાસિક અવશેષો ભાગ્યેજ આપણે હાથ આવી શકે, માટે તે સાલ પહેલાના સમયને પ્રાગૈતિહાસિક ( pre-historic ) કહેવામા આવે છે,

છે, તે નાશ ક્યાંથી પામે ? મનુષ્ય માત્ર દેહ નથી; તે પહેલાં આત્મા છે, પછી આત્માનું ખોળિયું યાને દેહ છે. ખોળિયાનો નાશ જરૂર થશે, પણ આત્મા અજર, અમર, અવિનાશી રહેશે. માટે પોતાં પછી કોઇ પ્રકારની હસ્તી જ નથી એવી અક્કલહીન માન્યતા છોડી દેવાથી મોતની બીક પણ ઘણે દરજ્જે દૂર થશે.

—x—

## ૩. મોતની અનિવાર્યતા

મોત જેટલું ભયાનક છે તેટલું જ તે અનિવાર્ય અને અચોક્કસ પણ છે. મોતના માર સામે ડહાપણની ઢાલ ધરાતી નથી કે હિકમતનું બખ્તર પહેરાતું નથી. મોતની ઘડી આવીકે તકદીર આગળ તદબીર લાચાર. મોતની બીમારીનો જો તબીબી ઇલાજ થતો હોત તો શ્રીમંતો અને તાજપતિઓ મરત શેના ? એક શહેનશાહ જ્યારે મરણપથારીએ સૂતો હોય ત્યારે તબીબોની તો કાંઈ તંગી નથી હોતી, મગર તે જ પ્રસંગે સૌની સુધબુધ ગૂમ થાય છે, સાત સાંધતાં તેર તૂટે છે, અને સૌના દેખતાં જમડો પોતાના શિકાર સાથે ફતેહથી વિદાય થાય છે. હરરોજ આપણે મોત ભણી જ કદમ ધરીએ છીએ દરેક દિવસને અંતે ટૂંક જીવનમાંથી એક દિન કમી થાય છે. એ કારણે તો કેટલીક કોમો વર્ષગાંઠને દિવસે શોક કરે છે કે એટલો તે માણસ મૃત્યુની નજદીક પહોંચ્યો. કૂતરા અને ઘોડા કરતાં માણસનું આયુષ લાંબું હોય છે, અને માણસના કરતાં કાગડા અને હાથીની ઉમર લાંબી ગણાય છે; પણ લાંબી હો યા ટૂંકી, એક દિવસ સૌનો અંત તો છે જ. માણસ ઘણું ઘણું તો સો વર્ષ જીવે : એક કુટુંબનો વૈભવ એથી ત્રણ સદી સુધી પણ રહી શકતો નથી, તેટલાં અનેક કારણોમર તેની ધનસંપત્તિ ફના થઇ જાય છે. એક કુટુંબનું નામ થોડીક સદીઓ સુધી ચાલ્યા બાદ બેટાઓની વૃદ્ધિના અભાવે તે આપોઆપ અટકે છે યા દત્તક દીકરાઓ લઈ તે કુટુંબની નામના ચાલુ રાખવી પડે છે. એક બાદશાહી વંશ પણ ચારપાંચ સદીથી વધુ ભાગ્યેજ ટકે છે, કેમકે ત્યાર બાદ લડાઇ, બળવા વગેરેને કારણે એક બીજો જ વંશ તખ્તનશીન થાય છે. જગતમાં અનેક શહેરો વસાયાં અને પડ્યાં, શહેનશાહતો બરપા થઇ અને બરબાદ ગઇ, યુગો ઊગ્યા અને આથમ્યા, સંસ્કૃતિઓ રચાઇ અને વીસરાઈ. પૃથ્વીમાતાને ખોળે અનેક બાળકો રમી ગયાં અને તેને જ માયાળુ ખોળે પોઢીને પડ્યાં પણ છે. આપણે સૌ

હવે વિજ્ઞાન પ્રમાણે પૃથ્વીનો અંત જરૂર આવશે, બલ્કે આવવો જ જોઈએ કદાચ એક ગ્રહ સાથે તે અથડામણમાં આવે કે કદાચ એક ખરતા તારા સાથે પછડાઇ તે ફના થાય વળી એમ મનાય છે કે સૂર્યનું દળ ખર્ચા જ કરે છે, તે ધીમે ધીમે ઠંડો પડતો જાય છે અને તેની ગતિ પણ મંદ પડે છે એટલે એક દિવસ સૂર્ય તદ્દન જ ઠંડો પડી જશે, અને જો એમ થયું તો સૂર્યની ગરમી અને તેજ વિના પૃથ્વીના મનુષ્ય પશુપખી કે ઝાડપાન વગેરેનું જીવન જ અશક્ય બની જશે આપણી જિંદગીનો ઝરો જ સૂર્યના પ્રાણદાયી તેજમાંથી સ્ફુરે છે, અને તે કારણે તો સૂર્યની સ્તુતિ વેદ અને અવસ્તા વગેરે શાસ્ત્રોમાં કરી છે અને જ્યાં સૂર્યનારાયણનું તેજ જ ઝાંખું થઈ તેની ગરમી ઠંડી થઈ જાય ત્યાં પછી પૃથ્વી કેવી અને જિંદગી શેની? વળી ચંદ્ર તો સૂર્યનાં ઉછીનાં તેજથી પ્રકાશમાન થાય છે પણ જો સૂર્યનો જ પ્રકાશ ન રહે તો ચંદ્ર તો ક્યાંથી જ ટકી શકે? એટલે એનો પણ નાશ નક્કી સમજવો દુનિયામાં હમેશાં એક આખી વસ્તુને નિભાવવા માટે તેના એક ભાગનો ભોગ આપવો પડે છે, કેટલીક વેળાએ શરીરને બચાવવા શસ્ત્રક્રિયાથી એક હાથ કાપી નાખવાની જરૂર રહે છે તે જ પ્રમાણે સૂર્યમંડળને ટકાવવા સારુ કદાચ ઈશ્વરને આ પૃથ્વીની કુરબાની કરવાની જરૂર પડે, અથવા તો આખા વિશ્વના હિત માટે તમામ સૂર્યમંડળને ફના કરવાની પણ આવશ્યકતા ઊભી થાય તે માલેકના અપાર ડહાપણમાં કોણ ઊતરી શકે? વિશ્વનિયંતાની મહાન યોજનાનો ભેદ મનુષ્યની અલ્પબુદ્ધિથી કેમ કળી શકાય? પરંતુ આજ ને કાલ નિરાશ થઈ ગભરાવાની જરૂર નથી કારણ કે આ સઘળું થતાં હજી લાખો વર્ષો લાગશે અને તેટલામાં તો તવારીખના તખ્તા ઉપર અનેક ભલાઈ બુરાઈના નાટકો ભજવાઈ જશે મગર એક અનુમાન તો નક્કી જ છે—કે મનુષ્ય અને પશુપખી મોતને અધીન છે એટલું જ નહિ પણ તમામ કુદરત, પૃથ્વી ચંદ્ર ગ્રહો, તારા સૂર્ય સૂર્યમંડળ અને આખું વિશ્વ પણ એક દિવસ ફના થશે જેનું નામ તેનો નાશ જ છે, જે ઊગ્યું તે આથમશે જ ફનાની છાપ કુલ હસ્તીની શરૂઆતથી જ તેના ઉપર પડી ચૂકી છે *વિશ્વના લલાટે વિનાશનો લેખ લખાયેલો જ છે* અહુરમજ્દ સિવાય અમર કોઈ નથી અને રહી શકશે પણ નહિ

આપણે સૌ મોતની સજા પામેલા ગુનેગાર સમાન છીએ માત્ર એ સજા ક્યારે અમલમાં મુકાશે તે આપણે જાણતા નથી વળી મોતનાં દર્શન આપણને દરરોજ ડગલે ને પગલે થાય છે રોજ દિવસ અને રાત્રિના

ઉદય અને અંત આપણે જોઈએ છીએ; ગઇ કાલના ખુશનુમા ફૂલો આજે કરમાતાં દેખીએ છીએ, જોબનના જોમને બદલે બુઢાપાની નબળાઈ અનુભવીએ છીએ, યૌવનના સૌન્દર્યને ઠેકાણે ઘડપણની કરચળીઓ નિહાળીએ છીએ. ધરતીકંપ, અતિવૃષ્ટિ, જળપ્રલય, જ્વાળામુખી ફાટવાની આફત, આગ, મહામારી વગેરેથી વિનાશ પથરાતો જાણી આપણે ત્રાસ પામીએ છીએ ગાય ઢોર અને ઘેટાં બકરાંને કતલખાનામાં જતાં જોઈએ છીએ, રોજિંદા છાપામાં મહાયુદ્ધના સમાચાર વાંચતા મનુષ્યજાતિએ સ્વેચ્છાએ ઊભા કરેલા કસાઈ-ખાનામાં પોતાના જ બંધુઓનો થતો કચ્ચરઘાણ વાંચી અફસોસ કરીએ છીએ મોતને આવવાના હજાર રસ્તા અને પેસવાના હજાર દરવાજા હોય છે અને તે દરવાજા હમેશાં ખુલ્લા જ રહે છે કોઈપણ ઘડીએ, કોઈપણ સ્થળે કોઈપણ સ્થિતિમાં, કોઈપણ વ્યક્તિ ઉપર મોતની અણધારેલી અને અણગમતી સવારી આવી પહોંચે છે. આસપાસ, અહીં તહીં, સઘળે જ દરેક વસ્તુનો અંત આવતો દેખી આપણે જાણે મોતથી ટેવાઈ જઈએ છીએ, શસ્ત્રક્રિયા કરતા તબીબોની માફક આપણી લાગણીઓ બુઠ્ઠી અને જડ બની જાય છે, અને મોતની ભયંકરતા પણ ઘડીભર ભુલાઈ જવાય છે મોત સર્વવ્યાપક હોવા છતાં આશ્ચર્યકારક તો એ છે કે આ ગંભીર વિષય પ્રત્યે આપણું ધ્યાન ખેંચાતું નથી અને આપણી બેદરકારી તો એવી હોય છે કે જાણે કમમાં કમ ગ્સતાખીઝ ( કયામત ) સુધી તો જાણે અહીં જ પડિંગો માંડીને રહેવાના હઈએ !

જ્વાળામુખીની તળેટીએ વસાવેલા ગામોના રહેવાસીઓ, જ્વાળામુખી ફાટશે અને તેઓ સઘળાઓ એકદમ હસ્તીમાંથી નિસ્તીમાં ફેંગવાઈ જશે, એવી રોજ ફિકર ચિંતા કરતા નથી, એવો કોઈ ભય જાણે અસ્તિત્વમાં હોય જ નહિ તેમ રાત અને દિન નાચરંગ અને ખુશાલીમાં પસાર કરે છે સામાન્ય માણસની હાલત પણ એવી જ છે તે જાણે છે કે નાશ નક્કી છે અને કોઈપણ ઘડીએ આવી પહોંચશે, છતાં નથી તેને તેની પાયમાલીની ચિંતા, કે નથી તેને ફના થવાની ફિકર મહાભારતમાં એક જાણીતી કથા છે કે [5] એક વેળાએ એક યક્ષે ધર્મરાજ યુધિષ્ઠિરને અનેક પ્રશ્નો પૂછ્યા એક પ્રશ્ન એવો હતો કે આ જગતમાં મોટામાં મોટી નવાઈ કઈ? યુધિષ્ઠિરે કહ્યું કે દરરોજ આપણી આજુબાજુ આપણે અનેક માણસોને મરતા જોઈએ છીએ છતાં દરેક જણ વિચારે છે કે બીજાં સઘળા મરશે, પરન્તુ તે પોતે તો મૃત્યુથી બચી જવા પામશે આના કરતાં વધુ આશ્ચર્યકારક બીજું શું

હોઈ શકે ? ખરે જ, દેખતી આંખે પાટા બાંધવાથી ઉત્પન્ન થતા અંધાપાનું ઓમક લાવવું જ કર્યાંથી ? કદાચ ભારે આફતો આવી પડે ત્યારે અથવા તો જીવનનું પૂર ઓસરે તે વખતે આ ગંભીર સવાલની હસ્તી છે એવો માત્ર ખયાલ થાય છે.

મોતનું સામ્રાજ્ય સર્વત્ર ફેલાયેલું હોય છે. એક કવિએ કહ્યું છે તેમ, એવું એક પણ ઘેટાંનું ટોળું ન હોય કે જ્યાં કોઇક વેળા એક ઘેટું કમી થતું ન હોય : એવું એકે ઘર શોધ્યું નહિ જડે કે જ્યાં વખતોવખત એક ખુરસી ખાલી ન પડતી હોય. આનો વિચાર કરવા બેસીએ તો આપણને દુઃખ થયા વિના ન રહે. ઈરાનનો હખામની વંશનો બાદશાહ ઝર્કસીસ યુનાન જીતવા સારુ ૨,૩૦૦,૦૦૦ સિપાઈઓનું જંગી લશ્કર લઈ નીકળી પડયો એમ યુનાની તવારીખનવીસ આપણને જણાવે છે. તે તાજપતિએ પર્વત ઉપર ચડીને જ્યારે પોતાની વિશાળ સેનાનું નિરીક્ષણ કર્યું, ત્યારે સો વર્ષ બાદ એ સઘળા સૈનિકોમાંથી એક પણ બાકી નહિ રહે તે વિચારથી તેની આંખોમાં પાણી ભરાઈ આવ્યાં, અને મનુષ્ય-જીવનની ક્ષણભંગુરતાનું તેને સચોટ ભાન થયું લડાઇ લડતાં યા ઘરમાં, હાલતાં ચાલતાં યા આરામ લેતાં, બીમાર પડીને યા પૂરી તંદુરસ્તીમાં, ઘડપણમાં, જુવાનીમાં યા બાલ્યાવસ્થામાં, કારણે યા અકારણે મોતનો દેવ અચાનક આવી પહોંચી કહેશે " માન ન માન, મય તેરા મહેમાન ! " ગરીબ ભૂખમરાથી મરે તો શ્રીમંત અદહજમીથી મરે; કોઇ મોતને તેડું કરવા જઇને મરે અને કોઇ મોતથી નાસતો હોવા છતાં મરે, કારણ મોડે વહેલે મરવું એ જ કુદરતનો કાનૂન છે.

કિસાગોતમી નામની એક સ્ત્રી એક વેળા પોતાના બાળકના મૃતદેહ ઉપર આંસુ સારતી હતી અને કોઈના દિલાસા ઉપર લક્ષ દેતી નહોતી. તે જોઈ મહાત્મા બુદ્ધે તેને કહ્યું કે મને એક મૂઠી રાઈ લાવી આપ, પણ તે એવા ઘરમાંથી લાવ કે જ્યાં મોતનું નામનિશાન ન હોય તે સ્ત્રી શહેરભરમાં ફરી સાંજે થાકી મહાત્મા બુદ્ધ પાસે ખાલી હાથે આવી અને બોલી કે રાઈ તો ઘણાએ આપવા માંડી પણ પૂછપરછ કરતાં જણાયું કે કોઇનાં માબાપ, તો કોઇનાં ભાઈબહેન યા સગાંસંબંધી મરણ પામેલાં તો ખરાં જ. બુદ્ધ ભગવાને તે ઉપરથી ઉપદેશ કર્યો કે જ્યારે તું જાણે છે કે મોત આટલું સર્વવ્યાપક છે ત્યારે તારા બાળકનો ગમ શા માટે ધરી બેઠી છે ? જ્યાં દુનિયાનો ધારો જ એવો, જ્યાં ઘરઘરનો અનુભવ પણ એવો ત્યાં શોકને ઠેકાણે પ્રાર્થના અને વિલાપને ઠેકાણે પોતાની

હંમેશની ફરજને અગ્રસ્થાન આપવામાં જ ડહાપણ સમાયું છે.

આરંભ પછી અંત, દિવસ પછી રાત્રિ અને જીવન પછી મૃત્યુ એ તદ્દન કુદરતી છે. ઈશ્વર સિવાય જે વસ્તુ ઉત્પન્ન થાય છે તેની સાથે સાથે જ તેનો અંત પણ કલ્પવામાં અને નિર્માણ કરવામા આવે છે, માટે મોતને "ઉત્પન્ન કરવાની" ઈશ્વરને જરૂર જ નથી, કેમકે જીવનની ઉત્પત્તિમાં જ જીવનના વિનાશની શકયતા જોઇ શકાય છે. માટે જ મોતની ઉત્પત્તિ વિશેની દંતકથાઓ આપણને ઝાઝો સંતોષ આપતી નથી. એક ગ્રીક દંતકથા પ્રમાણે જગતમાં જન્મ લેનાર સૌથી પ્રથમ સ્ત્રીનું નામ પૅનડોરા હતું. તેના નામ અનુસાર દેવોએ તેની ઉપર પ્રસન્ન થઇ અનેક પ્રકારની બક્ષિસો કરી હતી, પરતુ તેને એક પેટી આપી તે ન ખોલવાની સખત આજ્ઞા કરી હતી. કુતૂહલને વશ થવાથી પેનડોરાએ આખરે તે પેટી ખોલી અને તેમાંથી અનેક પ્રકારનાં દુઃખો નીકળી જગતમા ફેલાયાં, અને તે પેટીમાંથી જ મોત પણ નીકળ્યું. વળી યહુદીઓના "જૂના કરાર"ની જાણીતી દંતકથા પ્રમાણે આદમ અને ઇવને ઈશ્વરે ઇડનના બાગમાંનું અમુક ઝાડનું ફળ ખાવાની બંધી કરી હતી, પરતુ ખુદાના ફરમાનને તેઓ તાબેદાર ન રહેવાથી પાપ અને મોત આ જગત ઉપર ફરી વળ્યાં. જો એમ જ હોય તો પૅનડોરાએ પેટી ખોલી તે પહેલાં અને આદમ અને ઈવે પ્રતિબંધ થયેલુ ફળ ચાખ્યું તે પહેલા શુ મોત ન હતું? શું આદમ અને ઇવ પહેલાં તમામ કુદરત અમર હતી? શુ ઝાડપાન, જીવજંતુ કોઇનો આદમની પહેલાં નાશ હતો જ નહિ? સાદી સમજ પ્રમાણે આપણે જાણી શકીએ કે બાવા આદમે ડગલું પણ ભર્યું હશે ત્યારે અનેક જીવજંતુઓ તેમનાં કદમ નીચે કચડાઇ ગયાં હોવા જોઇએ, અને તેઓએ જ્યારે પાણી પીધું હશે ત્યારે દરેક ઘૂટડામા તેઓએ અજાણ્યે અનેક જીવાત ગળી જઈ તેમનામાં મોત ફેલાવ્યું હશે ત્યારે પૅનડોરા અને આદમથી જ મોત હસ્તીમાં આવ્યું એમ કેમ કહેવાય? માટે મોત એક અકસ્માત નથી, એક બનેલો બનાવ નથી, પણ અપાર ડહાપણવાળી ઈશ્વરની ગણત્રી અને યોજનાનું પરિણામ છે. જગતના ઉત્પત્તિકાળથી જ મોત પણ હસ્તીમાં આવ્યુ છે, અને ઈશ્વર સિવાય એવી એક પણ વસ્તુ કલ્પી શકાય એમ નથી કે જેનો અંત મોડે વહેલે આવી શકે નહિ.

વળી મોતની અચોક્કસતાનો ગજબ પણ અકળાવી નાખનારો હોય છે. લગ્નનો શુભ પ્રસંગ હોય ત્યારે કોઈ નજદીકના સગાસ્નેહીનું મૃત્યુ થાય; અરે, કોઈક વખત તો લગ્નક્રિયા પૂરી થયા બાદ વરરાજા જ

પાટલા ઉપર મોતની નિદ્રામા ઢળી પડે છે મોતની ઘડી અચૂક જાણી શકાતી હોત તો એક નિર્દોષ બાળાને વૈધવ્યના સંતાપમા નાખવાનું કોણ પસંદ કરત ? ડેમોક્લીસ નામનો એક ખુશામતખોર સાઈરેક્યુઝના હાકિમ ડાયોનિસિયસના પુષ્કળ વખાણ કરતો અને ગાદીપાટ ઉપર બિરાજનારને સુખચેનની સીમા જ ન હોય એમ તેને કહ્યા કરતો ડાયોનિસિયસે રાજ-ગાદીએ બેસનારની જોખમદારીઓ કેવી હોય તેનો બોધ શીખવવા તેને એક દિવસ જમવા બોલાવ્યો, અને ડેમોક્લીસના બરાબર માથા ઉપર એક તલવાર એક વાળથી ટાંગવામા આવી બાપડા ડેમોક્લીસને જમવાનું સૂઝે નહિ, પકવાનોમા મન પરોવવા જાય તેટલામાં હમણાં તલવાર તૂટી પડી પ્રાણ લેશે એ વિચારથી હોશ ઊડી જાય મોત પણ ડેમોક્લીસની તલવાર સમાન એક અચોક્કસ આફત છે : એ આવી પડશે અને પ્રાણ લેશે તે તો નક્કી, પણ ક્યારે કયા સંજોગોમા અને કઇ હાલતમાં તે કોઇથી કળી શકાતું નથી

અજાયબ જેવુ તો એ છે કે આવતી કાલે મરનાર માણસ આજે પોતાને બેહદ સુખી અને તન્દુરસ્ત સમજે છે જુલિયસ સીઝર નામના મહાન યોદ્ધાને આવતી સવારે બેજાન કરવાનો પ્રપંચ રચાઇ ચૂકયો હતો, તેટલામા તેના એક મિત્રે તેને પૂછ્યું કે દુનિયામાં સૌથી સુખી માણસ કોણ હશે ? સીઝરે અજાયબ થઇ કહ્યુ કે હજી મને આ સવાલ પૂછે છે ? શુ તુ જાણતો નથી કે મારા જેવો સુખી અને બળવાન હમણા બીજો કોઈ નથી ? બીજી સવારે જ એ સુખી અને બળવાન માણસ અનેક કાવતરાખોરોની કટારોનો ભોગ બની રોમન સીનેટની વચમા ધૂળ ચાટતો જમીન ઉપર પડયો રોમનોમા આવા દાખલા બનેલા હોવાથી તેઓમાં કહેવત છે કે ખુદા જેનો જાન લેવા ઇચ્છે છે તેને પહેલા આંધળો બનાવે છે દાનેશમંદો જ્યારે અંતની ઘડી પારખી શકતા નથી, જ્યારે ' ન જાણ્યુ જાનકીનાથે સવારે શુ થવાનું છે, " ત્યારે સીઝર જેવો અભિમાનથી અંધ બનેલો એક સરમુખત્યાર તે શી રીતે જાણી શકે ? આપણે મનમા મલકાઈ વિચાર કરીએ છીએ કે નરમ ઘાસ અને ખુશબોદાર ફૂલો ઉપર આપણે ચાલીએ છીએ, પણ તે ઘાસમા જ ઝેરી નાગ છુપાયેલો છે તે જોવાની આપણી આંખ નથી

બેબિલોનનો બાદશાહ અને જેરૂસેલમનો મહાન વિજેતા નેબુકદનેઝર સત્તાના મદથી મસ્ત બની ગયો, અને ખુદાની એબાદતને ઠેકાણે પોતે

બનાવડાવેલી સોનાની એક મૂર્તિની પૂજા કરવા તેણે પોતાની તમામ રૈયતને ફરમાવ્યુ જેઓ તેમ ન કરતા તેઓને બળતી ભઠ્ઠીમાં હોમાવવામાં આવતા છેવટે તે રાજા દીવાનો બની જઈ બળદ પેઠે ઘાસ ખાવા લાગ્યો અંતમાં સૂઝબૂઝ ખૂલવા પામી અને ખુદા જ તમામ હસ્તીનો માલેક છે પૂજા તેની જ હોઇ શકે અને પોતે તો ખુદાનો એક ખાકસાર બંદો છે એવુ તેને ભાન થયું તે ઇ પૂ ૫૬૨ માં ગુજર્યો પણ તેનો પુત્ર બેલશાઝાર અભિમાનમા પોતાના બાપને ભુલાવે એવો નીકળ્યો એક મિજબાની વેળાએ તે શરાબથી મસ્ત બની બેઠો હતો ત્યારે એક ભેદી હાથ આવીને સામેની દીવાલ ઉપર એક ગુહ્ય કલામ લખી ગયો પયગમ્બર ડાનયલે આવી તે ઉકતાવી બાદશાહને આવતા ભયની ગભીર ચેતવણી આપી, મગર ગુમરાહ બનેનો તે રાજા ગફલત અને મોજશોખમા જ મચ્યો રહ્યો અને પરિણામે બીજી સવારે તે કતલ પામ્યો અને તેનું રાજ્ય ઇરાનીઓને હાથ ગયુ જેનો વિનાશ નજદીક હોય તેને જ મગરૂરીનો નશો ચડે છે જેમ કનક અને કામિનીની લાલચે માણસ પાપમા ફસાય છે તેમ મગરૂરી અને અહકાર રાખવાથી તે સીધો જમના જડબામા સપડાય છે મગરૂરી એટલે મોતનો એપિયો, અહકાર એટલે બેખબરીનો અધાપો અભિમાન એ તો યમદૂતનો જ અધિકારી અને તેનો પ્રતિનિધિ

ઇ પૂ છઠ્ઠી સદીમા લિડિયાનો રાજા ક્રિસસ દુનિયાનો સૌથી તવગર પુરુષ ગણાતો હતો તેના દરબારમા જાણીતો યુનાની ફિલસૂફ સોલોન જઈ ચડયો ત્યારે તેની બાદશાહી પરોણાગત કરવામા આવી ક્રિસસે પોતાનો અખૂટ ખજાનો તેને બતાવી પૂછયુ કે દુનિયામા સૌથી સુખી માણસ કોણ? રાજાને ખાત્રી હતી કે સોલોન જરૂર તેનું જ નામ દેશે પણ સોલોને તો કોઇ અજાણ્યા અને મરણ પામેલા બે ઓકોનાં નામ લીધા. ક્રિસસે ખીજવાઈને પૂછયું કે મારુ સુખનુ સાધન મારો આ બેમૂલ ખજાનો, શુ તારી વિસાતમા નથી? તે ફિલસૂફે કહ્યુ કે—ખજાનો કયાંસુધી રહેશે? અને ખજાનો રહેશે તો આપ કયાસુધી ટકવાના હતા? વળી માણસ બહુ સુખી અને ધનવાન હોય તો દેવોને અદેખાઈ ઊપજે છે અને તેનો નાશ કરવા માટે તેઓ ઉપાયો યોજે છે સોલોને જતી વખતે બાદશાહ ક્રિસસને કહ્યુ કે જ્યાંસુધી એક માણસનો અત કેવો છે તે જાણી શકાય નહિ ત્યાસુધી તેને સુખી કહેવાની ઉતાવળ કરવી નહિ અને થયુ પણ તેમજ ઇ પૂ ૫૪૬ માં મહાન પારસી શહેનશાહ સાઈરસને હાથે ક્રિસસ શિકસ્ત પામી કેદ પકડાયો અને તેને જીવતો બાળી

મૂકવાની ઘાતકી સજા ફરમાવવામાં આવી. જ્યારે લાકડાંને આંચ લગાડવામાં આવી ત્યારે ક્રિસસને સોલોનના શબ્દો યાદ આવ્યા, અને દુઃખના માર્યા ત્રણવાર તેણે સોલોનનું નામ પોકાર્યું. આમ કરવાનું કારણ પૂછતાં ક્રિસસે ઉપલો બનાવ કહી સંભળાવ્યો જેથી સાઇરસ ઉપર પણ ઊંડી અસર થઈ, અને તેણે ક્રિસસને સજા ન કરતાં તેને માનઆબરૂ સાથે આઝાદી બક્ષી. આ બનાવને સત્તાવાર રીતે ઐતિહાસિક ગણવો કે કેમ તે વિશે વિદ્વાનો એકમત નથી, પણ તેનો બોધ તો સ્પષ્ટ જ છે. આજે ક્રિસસની વારી તો કાલે સાઇરસની વારી; માટે આવા પ્રસંગે આપણો પણ અંત આવવાનો જ છે. કદાચ સુખથી અને કદાચ દુઃખમય સંજોગોમાં, પણ નક્કી આવશે જ તે ધ્યાનમાં રાખી નમ્રતા અને નેકીથી વર્તવું તે જ મુનાસિબ છે.

## ૪. મોતની બલિહારી–જિંદગીની નાપાયદારી.

**મ**નુષ્ય જો માત્ર શરીર જ હોય અને આત્મા ન હોય, જો તેની પ્રવૃત્તિઓ ધનસંગ્રહ અને ભોગવિલાસમાં જ આવીને અટકતી હોય તો આ જીવનનું તાત્પર્ય શૂન્યથી વધારે નથી. માણસ એક પાણીના પરપોટા સમાન છે જેમાં તરેહવાર રંગો દેખાવાથી તે ખુશનુમા માલૂમ પડે છે, પણ હજી તો તેને વખાણવા જઈએ તેટલામાં તે ફૂટીને અદશ્ય થાય છે. જ્યારે છ માળની હવેલીને ફાટ પડી આવે ત્યારે આ કોમળ શરીરના શા આશરા? અંગ્રેજીમાં કહેવાય છે કે as old as the hills યાને પર્વત જેટલું પુરાણું. પણ વિજ્ઞાન પ્રમાણે કુદરતમાં જ્યારે ભારે ફેરફારો થઈ આવે, જ્યારે ધરતીકંપ થાય કે જ્વાળામુખી ફાટે ત્યારે દરિયાને ઠેકાણે જમીન અને પર્વતને ઠેકાણે નદીનાળા નીકળી આવે છે, યાને સમુદ્ર અને પર્વત, જે પહેલી નજરે અવિનાશી દેખાય છે, તે પણ મૃત્યુના ફેરફારને આધીન તો છે જ. મનુષ્યજીવન એક શ્વાસોચ્છ્વાસની ક્રિયા છે. જિંદગી એ બે નિસ્તી વચ્ચેની એક હસ્તી અને બે અંધકાર વચ્ચેનો એક ચમકાર છે. ફૂટબૉલમાં બહુ હવા ભરીએ તો તે ફાટી જાય; રીતસરની હવા ભરીએ ને કોઈક કારણે તેમાં મોમના નાકા જેટલું પણ કાણું પડે તોપણ તે સોસવાઈ જઈને રમત માટે નકામો બને. રોજ હવા ભરી કામમાં લઈએ તોપણ લાંબા વખત પછી તે ઘસાઈ પિસાઈ ફાટે તો ખરો જ. તેમ આપણી તંદુરસ્તી, વૈભવ, ઠાઠમાઠ લાંબા કાળને અંતે મોત આવે ત્યાંસુધી

નભી રહેશે, કે અધવચ્ચેથી જ તેમા કાણુ પડી જશે તે કોઈથી કહી શકાય તેમ નથી

આ જહાન કોઈની થઈ નથી, થવાની પણ નથી અનેક કવિઓએ વાજબી રીતે દુનિયાને એક બેવફા સ્ત્રી સાથે સરખાવી છે બન્નેની મોહમાયાની ઇંદ્રજાળમાં એક બિનઅનુભવી જવાન લપટાય છે, બન્નેના બાહ્ય સૌન્દર્યથી તે અજ્ઞાની અંધ બને છે, બન્નેના વચનોની આશાએ તે ઉડાવ્યો ઊડે છે, અને છેવટે બન્નેની કાતિલ દગાબાજીનો ભોગ બની ભગ્નહૃદયે તે ભોયે પછડાય છે જિંદગીની ઈમારત રેતીના જ પાયા ઉપર રચાઈ હોવાથી તે વખત જતાં જમીનદોસ્ત થાય છે, અને પરિણામે જે અભાગિયા ઈન્સાને તેમા દિલ બાધ્યુ હોય છે તે દુનિયાની અને તેની ઠગારી મોહનીઓથી ઘરાઈ જાય છે. હઝરત અલીનુ એક નોધાયેલું વચન છે કે દુનિયા સાપ સમાન સુવાળી છે પણ તે સાપ સમાન ઝેરી પણ છે જગત એક મૃગજળ છે જે આપણી તરસ ઉશ્કેરે છે પણ છિપાવતુ નથી. દુનિયા એક ગુલશન છે જેના ગુલાબો દિલને ઘડીભર તાજગી બક્ષે છે, મગર તેઓમા વફાદારીની ખુશબો નથી. શેખ સાદીએ કહ્યુ છે તેમ.—

જહાન અય પિસર મુલ્કે જાવીદ નીસ્ત,<br>ઝ દુનિયા વફાદારી ઉમ્મીદ નીસ્ત :

યાને, અય બેટા! આ જહાન જાવેદાન સુધી ટકી રહેતો એક મુલ્ક નથી, આ દુનિયા તરફથી વફાદારીની ઉમીદ જ નથી એક માતા પોતાના બાળકને રમવા રમકડુ આપે છે, તે ભાગે ત્યારે બીજુ અને તે તૂટે કે ત્રીજુ એમ આપ્યા કરે છે, અને છેવટે "હવે રમત પૂરી થઈ, હવે ઊંઘવાનો વખત આવ્યો" એમ કહી બાળકને સુવાડવા લઇ જાય છે. તેમ જ કુદરત ઈન્સાનને એક પછી એક રમકડા આપે છે—દોલત, સ્ત્રી, પુત્ર, વાડી, બંગલા વગેરે, કોઈ તૂટે છે તો બીજુ પણ મળે છે, અને છેવટે રમ્યા ન રમ્યા કે દુનિયામાથી કૂચ કરવાનુ નગારુ વાગે છે, એટલે તનતોડ મહેનતે જમાવેલી વસ્તુઓ અહીં જ છોડી રેહલત કરવી પડે છે.

માણસ શરીરબળ કેળવી બુદ્ધિચાતુર્ય દાખવી, સત્તા જમાવી, દેશ પરદેશ જીતી લઇને છેવટે મેળવે છે શુ? છેવટે તો તે માને પેટે જેવો ખાલી હાથે આવ્યો હતો તેવો જ તે પાછો જાય છે. તેણે ભલે દુનિયા જીતી હોય પણ અહીંથી એક કોડી પણ તે સાથે લઈ જઈ શકતો નથી. એરિસ્ટોટલનો શાગિર્દ અને મશહૂર જગવિજેતા મહાન સિકંદર જેટલો

બહાદુર તેટલો જ બુદ્ધિશાળી પણ હતો. જ્યારે ભરજુવાનીમાં તે મરવા સૂતો ત્યારે તેણે હુકમ કર્યો કે તેના જનાજામાંથી તેના બે હાથ બહાર કાઢવા કે લોકો જોઈ શકે કે જહાંગીર સિકંદર બાદશાહ જેવો ધરતી ધ્રુજાવનાર પણ ખાલી હાથે ખાકમાં પડે છે. માટે ખુદાને વિસારી મેલી ધનદોલત સંપાદન કરવા પાછળ જ ચિત્ત દોડી રાખવું એ બેવકૂફીની નિશાની છે જે સાથે આવતું નથી તેનો સંગ્રહ કરવો, અને રૂડાં કાર્યો, જે જરૂર કર્મના નિયમે આપણી સાથે જ રહેશે તેની અવગણના કરવી, તે મૂર્ખાઈની જ પરાકાષ્ઠા છે દોડી ધામીને છેવટે ૭ ફીટની કબરમાં જ પડવું હોય તો શું કરી લેવા જેવું અને શું ન કરવા જેવું છે તેનો વિચાર અવશ્ય થવો જોઈએ

એક સુલતાન માટે કહેવાય છે કે તેની પાસે અપાર દોલત હોવા છતાં તે એવો બખીલ હતો કે જ્યારે તે મરવા સૂતો ત્યારે ખજાનો છોડી તેનો જીવ પણ જાણે શરીરમાંથી નીકળવા નારાજ હતો, અને તે કારણે તે બાદશાહ બેચેનીમાં પડી રહ્યો તેને બોધ આપવા તેનો એક દરબારી તેની પાસે ગયો અને કહ્યું કે—' જહાંપનાહ! મારો એક મિત્ર દરજી હતો તે થોડુંક થયાં ગુજરી ગયો છે ગઈ રાતે સ્વપ્નમાં આવી તે મને કહેવા લાગ્યો, કે મીનોઈ દુનિયામાં સોયની બહુ તાણ પડી છે, તેથી કોઈ મરતું હોય તેની સાથે મારે માટે સોય મોકલવાની મહેરબાની કર. માટે આપ નામદારને અરજ ગુજારું છું કે આપ રેહલત કરવાની તૈયારીમાં છો તો આ સોય સાથે લેતા જશો, અને મારા દોસ્તને ઈનાયત કરવાની નવાજિશ ફરમાવશો!' આવા બેહૂદા શબ્દો સાંભળી સુલતાનને ક્રોધ ચડ્યો અને તે પોકારી ઊઠ્યો કે— અરે ઓ બેખબર! અહીંથી બીજી દુનિયામાં સોય તે શી રીતે લઈ જવાય?" તે દરબારીએ ઠાવકાઈથી જવાબ આપ્યો કે—' હુઝુર! જો મીનોઈ જહાનમાં એક સોય પણ ન લઈ જઈ શકાય તો આપના આ અખૂટ ખજાનાને ત્યાં લઈ જવાની મનમાં શા માટે ગડમથલ કરો છો? એ ખજાનો જેના નસીબમાં હશે તે ખાશે, મગર આપ મન મોકળું રાખી અલ્લાહમાં ચિત્ત પરોવી શાંતિ મેળવવાનો જ પ્રયાસ કરો." જેટલી દુનિયાદારી અને ધનદોલત પ્રત્યે આપણી આસક્તિ તેટલી ખુદાથી આપણી જુદાઈ, અને મૃત્યુ સમયે આપણી બેકરારી દુનિયાના જેટલા વળગણો ઓછાં હશે તેટલું મોત શાંતિ અને ખુશાલીભર્યું આવશે.

બાદશાહ સિકંદરે જે બોધ જગતને આપ્યો તેને મળતો જ બોધ સુલતાન સલાહુદ્દીન યુસુફ, (જે સેલેડિનને નામે ઇતિહાસમાં મશહૂર છે) તેણે આપ્યો હતો. પોતાના મરણ સમયે તેણે ફરમાવ્યું કે જ્યારે દફન કરવા માટે મને લઈ જાઓ ત્યારે એક ભાલા ઉપર મારું કફન ઊડતું કરજો, અને ખાસોઆમને જાહેર કરજો કે—'સુલતાન સલાહુદ્દીન પોતાની સાથે જે દોલત લઈ જાય છે તે જુઓ: એના તમામ તાબેના દેશો, કીર્તિવંત જીતો અને માલખજાના છતાં એની સાથે માત્ર આ કફન જ રહેવા પામે છે' તે જ પ્રમાણે રોમન બાદશાહ સેવેરસ પોતાના મરણ સમયે અફસોસ કરતો બોલ્યો—"જ્યારે હું લડાઈઓમાં જીતો મેળવતો ત્યારે જીતવા માટે મને આ વિશાળ દુનિયા પણ બહુ નાની લાગતી; અને હવે મારા મરણ બાદ જ્યારે મારો અગ્નિસંસ્કાર થશે ત્યારે મારી રાખ એક નાના સરખા વાસણમાં સમાઈ જવા પામશે." ધન મેળવવામાં અને સત્તા જમાવવામાં પસાર થયેલું જીવન કેટલું નિરર્થક હોય છે તે આ જાણીતા પુરુષોના મરણ સમયના ઉદ્દગારો ઉપરથી આપણે જાણી શકીએ છીએ.

જિંદગીને શેતરંજની રમત સાથે આપણે સરખાવી શકીએ. શેતરંજના તખ્તા ઉપર એક સોકટું પોતાને રાજા માની દમામથી ચાલે છે, બીજું પોતાને વજીર સમજી દોડધામ કરી મૂકે છે, ત્રીજું હાથી બની યાહોમ ધસી આવે છે, ચોથુ ઘોડો થઈ કૂદકો મારે છે, પાંચમું ઊંટ બની ફલગ ભરે છે, જ્યારે બન્ને બાજૂના પ્યાદાઓ તો જાણે કચડાઇ મરવા જ પેદા થયાં હોય એમ જણાય છે. તે જ પ્રમાણે આ દુનિયામાં પણ સૌ કોઇ પોતપોતાના ગાનમાં ગુલતાન છે, પોતાના કામમાં મસ્તાન છે. કોઇ પોતાને રાજા યા વજીર, કોઈ પોતાને સાધુ યા ફકીર માને છે; કોઇ પોતાને શ્રીમંત માની નિર્ધનનો તિરસ્કાર કરે છે; કોઇ પોતાને ઉચ્ચ કુળ કે જ્ઞાતિનો સમજી નીચ મનાતાં કુળ કે જ્ઞાતિનાં માણસો તરફ નફરત જાહેર કરે છે. પણ જેમ શેતરંજના સોકટાં રાજા કે વજીર વગેરે હોવા છતાં વસ્તુતઃ છે તો માત્ર લાકડાંના ટુકડા અને રમત પૂરી થયા બાદ પડે છે ત્યારે એક જ થેલીમાં, તેમ માણસો પણ—અમે ઉચ્ચ અને તમે નીચ, અમે મોટા અને તમે ખોટા, આ મારું અને તે તારું—નો ખેલ આ જિંદગીમાં ખેલી રહ્યા પછી સૌ આ જ ધરતીના વિશાળ પેટમાં એક જ પંક્તિએ સાથે સમાય છે.

નાટક તે દુનિયાની આરસી મનાય છે, અને દુનિયાનો ભેદ જાણવા ચાહનારને નાટકનું રહસ્ય જાણવું જરૂરી થઇ પડે છે એક નટ પોતાની કુશળતાથી શ્રોતાઓને પેટ પકડીને હસાવે છે યા ગમગીનીથી બેબાકળા બનાવી ઘેર મોકલે છે તે ગાંડો થવાનો, બીમાર હોવાનો અને મરી પણ જવાનો દેખાવ કરે છે, પણ ખરું જોતા તે હસતો પણ નથી, રોતો પણ નથી, માંદો પણ નથી મરતો પણ નથી, એ તો પોતાના ધંધા અનુસાર માત્ર અભિનય કરે છે તે જ પ્રમાણે મનુષ્ય શરીર નથી પણ આત્મા છે, અને આત્મા હસતો કે રોતો નથી આત્માને વળી તવંગરી અને મુફલિસી કેવી? આત્માને બીમારી ક્યાંથી અને આત્માને મોત તો આવે જ શેનું? એકસો આયનામાં એક સૂર્યનું તેજ ચમકતું હશે, તે સો આયના ભાગી જાય તોપણ તેથી સૂર્ય કાંઇ નાશ પામતો નથી તેમ જ અનેક શરીરોમાં એક જ દિવ્ય તત્ત્વ ચમકે છે અને દરેકને જુદો આત્મા હોય એવો ભાસ પણ થાય છે તે શરીરો નાશ પામ્યા છતા આત્મા તો અજર, અમર અને સૌની સાક્ષીરૂપે કાયમ ઊભો જ રહે છે આ નાપાયદાર જિંદગીના તખ્તા ઉપર મોતરૂપી પરદો પડે ત્યાંસુધી દેશ, કાળ અને સ્થિતિને વશ થઇને, આનુવંશિકતા અને વાતાવરણ (heredity and environment) ને અધીન બનીને, અને ગયા ભવના સત્કર્મો કે કુકર્મોના ફળ ભોગવીને માનવી અમુક ભાગ ભજવી જાય છે જેમ એક નટ તે રાજા કે ફકીર નથી પણ એક નટ જ છે એક મનુષ્ય જ છે, તેમ આત્મા પણ કોઇ રાય કે રંક નથી પણ આત્મા છે, ઇશ્વરનું ચેતન જ છે આત્મા નાશવંત શરીરમા હોવા છતા નાશ પામતો નથી, શરીર દ્વારા ભલાઇ-બૂરાઇના કાર્યો થાય છે પણ આત્મા તો ખુદાઇ હોવાથી એ નેકી બદીથી પણ અલગ રહે છે આત્માના સત્ત્વને આત્માના બાહ્ય દેખાવ સાથે ભેળવી દઇ આપણે અક્કલતીમા પડી ગંભીર ભૂલો કરીએ છીએ

જ્યારે કુંતીપુત્ર અર્જુનનો વીરપુત્ર અભિમન્યુ યુદ્ધમા માર્યો ગયો ત્યારે અર્જુનને એટલો ભારે આઘાત થયો કે સૌને ચિંતા થઇ કે કદાચ પુત્રવિયોગને કારણે તેનો દેહ પડે પ્રભુએ ખાસ કૃપા કરી અર્જુનને જીવતા જીવત બીજી દુનિયામા જઇ પુત્રને મળવાની સગવડ પણ કરી આપી બીજી દુનિયામા અર્જુન ગયો ત્યારે પોતાના પુત્રને પોપટના રૂપમા એક બગીચામા બેઠેલો જોયો, તેવો જ ખુશાલીથી "મારો પુત્ર, મારો પુત્ર" એવો પુકાર કરી અભિમન્યુ તરફ દોડયો અભિમન્યુએ સંપૂર્ણ શાંતિથી કહ્યું—'તમે કોણ છો? હું તમને ઓળખતો નથી આ ભુવનમાં હું પુત્ર

નથી, સગો નથી, સંબધી નથી, પણ માત્ર એક આત્મા છુ અને તમને પણ એક આત્મા તરીકે પિછાનું છુ. પિતાપુત્રની રમત રમવી હોય અને સગાસ્નેહીના ભોગ ભજવવા હોય તો જે દુનિયામા આવા નાટક ચાલતાં હોય ત્યા પાછા જાઓ. તમે મને માત્ર શરીર દીધુ હશે એટલે આપણુ વચ્ચે તો માત્ર શરીરની જ સગાઈ, અને તે તો જ્યારે સ્મશાનમાં તમે મને બાળી ખાખ કર્યો ત્યારે પૂરી પણ થઇ ગઈ. હુ આત્મા છુ, અને આત્મા તમે મને આપ્યો નથી પણ દેવે દીધેલ છે, ત્યારે હવે તમારુ શુ છે કે જે ઉપર હક ઉઠાવતા તમે આ ભુવનમા ચાલી આવ્યા છો? લાખો વાર જન્મ લઈએ તો લાખો માણસના બાપ કે બેટા થવુ પડે, પણ તે બધાની સાથે આત્માને શો સબધ? એક ભવ પૂરો થયો કે તે ખેલ ખતમ જ થયો સમજવો કોઇ માણસને કેદની સજા થઇ હોય તો તે બીજા કેદીઓ સાથે મિત્રાચારી રાખી સુખદુઃખની વાતો કરી પોતાનો વખત પસાર કરે છે પણ કેદમાથી છૂટવા પછી તે ખરો મૂર્ખ હોય તો પોતાના કેદી મિત્રો સાથે રહેવા પાછો બેડી પહેરી બદીખાનામાં આવવાની ઇચ્છા કરે તેમ એકવાર મોતમાથી છુટકારો પામ્યા પછી માતાપિતા કે પત્નીપુત્રને મળવા માટે પણ કોઇ નીચલા ભુવનમા જવાની તલબ રાખતો નથી, કેમકે —

"કોના છોકરા, કોની નારી, કોના મા ને બાપ,
કોના સગા, કોના વહાલા, મિથ્યા સૌ સતાપ"

આવા શબ્દો સાભળી અર્જુન નિરાશ થયો, પણ મૂઆ પછવાડે કલ્પાત કરવુ કેટલુ નકામુ છે, જીવન કેટલું ક્ષણભગુર છે, અને આત્મા કેવો અમર છે તે વિશેની તેની ખાત્રી થયે તેણે શોક તજ્યો

શરીર અને આત્માના સબધનું સુદર વર્ણન આપણને શ્રીમદ્ ભાગવતમાથી મળી રહે છે અર્જુનના પૌત્ર રાજા પરીક્ષિતને શાપ હતો કે તે અમુક દિવસે તક્ષક નાગના ડંખથી મરણ પામશે શ્રીમદ્ ભાગવતના દ્વાદશ સ્કધમા પરીક્ષિત રાજાના મૃત્યુના ભયનું નિવારણ કરતાં શ્રી શુકદેવજી ઉપદેશ કરે છે કે—હે રાજન્! જેમ બીજ અકુર રૂપે ઉત્પન્ન થાય છે અને તે અંકુર ફૂટી બીજ રૂપે ઉત્પન્ન થાય છે, તેમ શરીર પણ પુત્રપૌત્રાદિક રૂપે ઉત્પન્ન થયા કરે છે, પણ તું માત્ર શરીર ન હોવાથી તારી તેમ ઉત્પત્તિ થતી નથી, કારણ કે જેમ અગ્નિ લાકડામાં વ્યાપક હોય ત્યારે પણ તે ખરુ જોતા લાકડાથી જુદો જ છે, તેમ જ તું પણ શરીરમાં વ્યાપીને રહેલો છે, છતા પણ ખરી રીતે તું શરીરથી જુદો જ છે આત્માની ઉત્પત્તિ થતી

નથી પણ આ સૌ ફેરફારો દેહના જ છે. સ્વપ્નમાં આપણે આપણું માથું કપાઈ જતું જોઈએ તો તે કેવળ એક ભ્રમ છે, કારણ કે આપણે કાંઈ તેથી મરતા નથી પણ સવારે જીવતા ઊઠીએ છીએ; તેમ આત્મા તો જન્મમરણનો માત્ર દ્રષ્ટા છે, માત્ર સાક્ષી છે, અને તે જન્મમરણથી રહિત પણ છે.

માણસની મોટામાં મોટી ભૂલ તે તે આત્મા નહિ પણ શરીર છે એવી ખોટી માન્યતામાં સમાયેલી છે. સામાન્ય માનવી તે બાપડો શું કરે? જીવનની દરેક ઘડીએ—ખાતાં પીતાં, બેસતા ઊઠતાં, હસતાં રોતાં, બોલતાં સાંભળતાં, હર્ષમા કે શોકમા, આશામાં કે નિરાશામા—તેનું શરીર જ તેને કાર્ય કરતું લાગે છે; એટલે હરેક પળે તે શરીર જ છે એમ માનવાની એને સ્વાભાવિક ફરજ પડે છે. પરંતુ જ્યારે તે મનન કરે છે અને દેહના અને આત્માના ધર્મોની તુલના કરે છે ત્યારે તે જાણે છે કે તે વસ્તુત આત્મા છે, જ્યારે દેહ તો આત્માનું વસ્ત્ર માત્ર છે, અને જન્મમરણ શરીરના હોય છે, આત્માનાં નહિ. આત્મા તો નથી જન્મતો કે નથી મરતો; નથી તેમાં પ્રગતિ કે ફેરફાર, નથી તેમા હર્ષ કે શોક; નથી તેમાં વધઘટ કે વિકાસ. આત્મા તો ઈશ્વરનો જ અંશ છે અને ઈશ્વરની પેઠે જ તે આ બધી ક્રિયાઓથી પર રહે છે. શ્રીમદ્ ભાગવતના છઠ્ઠા સ્કંધમા નારદજી કહે છે કે— પૂર્વજન્મમાં પિતા હોય તે મરણ પછી જુદા પડી વર્તમાન જન્મમા પુત્રાદિકને સંબંધે કદાચ અવતરે આ જન્મમરણનો વ્યવહાર માત્ર દેહનો જ છે, આત્માનો નથી વળી જ્યાંસુધી જે પદાર્થ સાથે સંબંધ રહે છે ત્યાંસુધી તે ઉપર મમતા રહે છે પરંતુ તે વેચી નાખ્યા પછી તે ઉપર મહોબત રહેતી નથી, તેમ જ્યાંસુધી દેહનો સંબંધ છે ત્યાંસુધી તે ઉપર મમતા રહે છે, પરંતુ તે દેહ પડ્યા પછી તે મમતા ચાલુ રહી શકતી નથી. માટે આ ક્ષણભંગુર દેહ ઉપર ક્ષણિક મમતા રાખવા કરતાં અમર આત્મા ઉપર કાયમની પ્રીતિ રાખેલી સારી

મરેલાં ખરેખર મરતા નથી તે આપણે આગળ જતાં જોઈશું, પણ એટલું તો નક્કી કે મર્યા પછી માણસ આ ધરતી ઉપર પાછું ફરતું નથી અમુક કારણોસર તેનું સૂક્ષ્મ શરીર આપણને દેખાવ દઈ શકે, પણ હમેશ મુજબ તે માણસ આ દુનિયામાં ફરતોહરતો અને હસતોબોલતો રહી શકે નહિ. આ બાબે પ્રભુનો નિયમ બહુ સખત અને અફર છે, અને તેમ જો ન હોત તો મનુષ્યો કલ્પાંત કરી કરી કે દેવદૂતોને જે લાંચરુશવત આપી

શકાતી હોત તો તે પણ આપી પોતાના મરણ પામેલા પ્રિયજનોને પાછા બોલાવી લાવી ઈશ્વરની યોજનામા ગભીર ખલલ ઊભી કરત ઇસુ ખ્રિસ્તે મરેલા લાઝરસને ચાર દિવસ પછી જીવતો કર્યો તે યા તો તે મહાન પયગમ્બરનો એક અપવાદરૂપી મોજેજો હોય યા તો લાઝરસ ચાર દિવસની સમાધિમા પડયો હોવો જોઈએ અને ઇસુ ભગવાને તેને માત્ર જાગ્રત કર્યો હશે એમ માનવાનુ રહ્યુ હિંદુ દંતકથામા યમરાજે સાવિત્રીના પતિ પ્રત્યેના પ્રેમથી પ્રસન્ન થઈ તેના મરણ પામેલા પતિ સત્યવાનને સજીવન કરી પાછો આ ધરતી ઉપર મોકલ્યો એવી વાર્તા સૌને સુપરિચિત છે, અને કવિઓ અને નાટકકારો તેના ઉપર ફિદા થયા છે ગ્રીક દતકથામાં એડમિટસ નામના રાજાને એપોલો દેવે વરદાન આપ્યુ હતુ કે એને ઠેકાણે એના માતપિતા કે પત્ની જો મરવા કબૂલ થાય તો એડમિટસ મોતમાંથી બચી શકે જ્યારે એડમિટસ મરવા સૂતો ત્યારે તેણે પોતાનાં માતપિતાને પોતાને ઠેકાણે મરવા સૂચવ્યુ મગર તેમ કરવા તેઓએ નાખુશી દર્શાવી પણ એડમિટસની પત્ની આલકેસટિસ જે ગ્રીકોની સતી સાવિત્રીના નામથી જાણીતી છે, તે તત્કાલ ભોગ આપવા તૈયાર થઈ, એટલું જ નહિ પણ તેમ કરવામા તેણે પોતાનું સદ્ભાગ્ય માન્યું આલકેસટિસ મરણ પામી, પણ હરક્યુલિસ જે શારીરિક બળમા દેવોમાં સર્વશ્રેષ્ઠ ગણાય છે, તેનાથી આ દેખાવ સહન ન થવાથી, તેણે બળજબરીથી યમદેવના પ્રદેશમાં પ્રવેશ કર્યો અને આલકેસટિસને પાછી આણી તેના પતિને સોપી દીધી આ કથા ઉપર પણ યુરોપના કવિઓ કુરબાન બની કાવ્યો અને નાટકો લખી ગયા છે

મગર યમરાજ સૌથી ગભરાઈ જાય એવા નમળા અથવા બધાથી બની જાય એવા ભોળાભટ્ટ નથી ગ્રીક માન્યતા મુજબ મરનારે પહેલા તો નાની મોટી નદીઓ પસાર કરવી પડે છે અને ત્યા કેરોન નામનો એક વિકરાળ ખિસ્તીઆન સૌ કોઈ પાસે એક સિક્કો લઈ તેમને પોતાની હોડીમા બીજી પાર લઈ જાય છે આ માન્યતાને લીધે જ ગ્રીક લોકો મરનારના મુખમાં એક સિક્કો મૂકી તેને દફનાવતા હતા જીવતાજીવત કોઈને પણ કેરોન પોતાની નાવમા બેસવા દેતો નથી યમના પ્રવેશદ્વાર આગળ એક સરબીરસ નામના અત્યંત ભયકર કૂતરાની ચોકી છે તેને ત્રણ મો છે અને ગળા આસપાસ સાપો વીંટળાયેલા છે મતલબ કે આવા ચોકી બાનને વટાવી જીવતાજીવત જમના પ્રદેશમા પેસાય શી રીતે અને મરણ બાદ ત્યાં ગયા પછી નીકળાય પણ કેમ?

પ્રાચીન ગ્રીક દંતકથા પ્રમાણે ઓરફિયસ નામનો એક મહાન સંગીતકાર હતો જે સંગીતના દેવ એપોલો અને કાવ્યની નવ દેવીઓનાં વરદાનથી પોતાની વીણા ઉપર અપ્રતિમ કાબૂ ધરાવતો. તેનું સંગીત ઇન્સાન તો શું પણ જંગલી હયવાન, ઝાડપાન અને જડ પથ્થરપહાણ પણ મુગ્ધ થઇને સાંભળતાં. એની પ્રિય પત્ની યુરિડિસી જ્યારે સાપ કરડવાથી મરણ પામી ત્યારે દુઃખથી દીવાનો બનેલો ઓરફિયસ વીણા વગાડતો યમપ્રદેશમાં જીવતાંજીવત પહોંચી ગયો. અનેક ભયંકર ચોકીઆતો તેની સામે થયા, પણ સંગીતના કર્ણમધુર સૂરો આગળ બેફામ બની તેઓ પોતાની ફરજ ચૂકી ગયા. છેવટે મહા ભયંકર સરબિરસ કૂતરો પણ ગાયનના સુમધુર રાગો વચ્ચે નિદ્રાવશ થયો, અને ઓરફિયસ અંદર પેઠો, સંગીતના સ્વર્ગીય સૂરોથી યમદેવનું વજ્રસમાન કઠણ હૈયું પણ પીગળ્યું અને તેણે યુરિડિસીને પાછી આપવા કબૂલ કર્યું—પણ એક શરતે કે અમુક હદ આવે ત્યાંસુધી ઓરફિયસે ગમે તે થાય પણ પાછા ફરી જોવું નહિ; જો જુએ તો યુરિડિસીને હમેશને માટે ખોઇ બેસે. ઓર્ફિયસની ખુશાલીનો પાર રહ્યો નહિ. તે સંગીત વગાડતો પાછો ચાલી નીકળ્યો અને એની પત્ની થોડાક કદમ પાછળ ચાલી આવી. લગભગ આ દુનિયાની હદ પણ આવી લાગી તેટલામાં ઓરફિયસની ધીરજ ન રહેવાથી ખાત્રી કરવા તેણે સહેજ પાછું જોયું, કે એક કારમી ચીસ પાડી યુરિડિસી અદૃશ્ય થઇ ગઇ. ઓરફિયસ વીણા વગાડી વગાડી થાક્યો પણ યુરિડિસી ગઇ તે ગઇ આ હૃદયદ્રાવક દૃશ્યને અનેક યુરોપિયન કલાકારોએ પોતાના ચિત્રોમાં ઉતાર્યું છે.

પતિ પ્રત્યેના પ્રેમથી યમદેવના પીગળવાનો એક બીજો કિસ્સો પણ ગ્રીક દંતકથામાંથી મળે છે. જ્યારે ગ્રીક લશ્કર ટ્રોયનો નાશ કરવા ઊપડ્યું ત્યારે એક આકાશવાણી થઇ હતી કે જે ગ્રીક સિપાઇ પહેલો કિનારે ઊતરશે તે જરૂર નાશ પામશે. એ જાણી સૌ કોઇ એક બીજાને જોતા ઊભા છે તેટલામાં પ્રોટેસિલેયસ નામના બહાદુર સિપાઇએ જમીન ઉપર કૂદકો માર્યો અને તત્કાલ ટ્રોજનવીર હેકટરના હાથ ઉપર તે માર્યો ગયો. તેની પત્ની લેઓડેમ્યા શોકથી વિહ્વળ બની ગઇ અને કોઇનું કહ્યું ન ગણકારતાં ઊંઘ ભૂખ તજી પોતાના પતિના દર્શન ક્યારે થાય તેનો જ વિચાર કરવા લાગી હિંદી કવિ અમીર ખુસરોએ ફારસીમાં ગાયું છે તેમ:

"અઝ સરે બાલીને મન બર ખીઝ અય નાદાન તબીબ,
દર્દમન્દે ઇશ્કરા દારૂ બજુઝ દીદાર નીસ્ત."

યાને, અય નાદાન તબીબ, મારા તકિયા આગળથી ઊઠી જા, કેમકે ઈશ્કના દર્દી માટે માશૂકના દીદાર સિવાય બીજી દવા જ નથી ' લેઓડેમ્યાએ યમદેવને કરગરીને વિનંતિ કરી કે કાંઈ નહિ તો માત્ર ત્રણ કલાક માટે મારા પતિ સાથે મને મેળવી આપો આખરે યમદેવ મનાયા અને પ્રોટેસિલેયસ પૃથ્વી ઉપર પાછો આવ્યો મહાન અંગ્રેજ કવિ વર્ડ્‌ઝવર્થે એ પતિપત્નીની વાતચીત એક સુંદર કાવ્યમા ઉતારી છે તે કવિ પ્રમાણે પતિ પોતાની સ્ત્રીને શાંત થવા અને ખુદાના હુકમને તાબે થવાનો ઉપદેશ આપતાં કહે છે —

the gods approve
The depth, and not the tumult, of the soul,
A fervent, not ungovernable, love

યાને આત્માની બેકરારી નહિ પણ આત્માની ઊંડી લાગણી દેવોને પસંદ છે, પ્રેમની ગહનતાથી અને નહિ કે પ્રેમની નિરંકુશતાથી દેવો પ્રસન્ન થાય છે ત્રણ કલાક બાદ પ્રોટેસિલેયસ અદૃશ્ય થયો, પરંતુ તેનો ઉપદેશ નિષ્ફળ ગયો કેમકે લેઓડેમ્યા એકલી જીવી શકી નહિ, પણ આત્મહત્યા કરી પોતાના પતિ પાસે જઈ વસી

સ્કેન્ડિનેવિયન દંતકથામાં ડેમ્પ્યુિ કરતાં ત્યાંની પણ મોતની દેવી એવી જ નિષ્ઠુર માલૂમ પડે છે ત્યાંના ઓડિન નામના દેવાધિદેવને અનેક પુત્રો હતા, પણ તે સર્વમાં બોલ્ડર સૌથી સોહામણો, સદ્‌ગુણી અને અત્યંત લોકપ્રિય હતો કોઇક કારણે તે ભરજુવાનીમાં માર્યો ગયો અને લોકોના શોકની સીમા રહી નહિ ઓડિને પોતાના એક હન્મોડ નામના પુત્રને મોતની દેવી હેલા પાસે મોકલી બોલ્ડરને પાછો આપવા વિનંતિ કરી બહુ સમજાવટ પછી હેલાએ કહ્યું કે બોલ્ડર પાછો ક્યારે ફરે કે જ્યારે અમુક દિવસે આખી દુનિયા તેની ઉપર આંસુ સારે ત્યારે. જો દુનિયામાં એક પણ વ્યક્તિ રડયા વિના રહી તો બોલ્ડરને પાછા ફરવાની આશા રાખવી ફોગટ. આ જાણી ઓડિને સૌ કોઇને તે દિવસે માતમ કરવાનું ફરમાન આપ્યું પણ ઓડિનનો લોકી નામનો એક શત્રુ હતો જે સ્કેન્ડિનેવિયન દંતકથામાં શયતાનનો ભાગ ભજવે છે, તેણે એક ડોશીનું રૂપ ધારણ કરીને આખો દિવસ હસવામા પસાર કર્યો એ રીતે હેલાની શરતનો ભંગ થયો અને બોલ્ડરને પાછો આ ધરતી ઉપર મોકલવામા આવ્યો નહિ આ વિષય ઉપર અંગ્રેજ કવિ મેથ્યુ આર્નોલ્ડે 'બોલ્ડર ડેડ' નામનું જાણીતું કાવ્ય

મરેલું પાછું ફરતું નથી તેના સમર્થનમાં એક વધુ કથા અત્રે નોંધીશું. જહાનપહેલવાન રુસ્તમને લગતી મળી શકે તેટલી મધળી હકીકત શાએર ફિરદૌસીએ પોતાના શાહનામામાં રજૂ કરી છે, પણ તે ઉપરાંત કેટલાક કિસ્સાઓ લોકકથામાં પ્રચલિત છે. તેમાંનો એક કિસ્સો, જેને સત્તાવાર ટેકો બિલકુલ નથી પણ જેમાંથી એક સરસ બોધ મેળવી શકાય છે, તે નીચે પ્રમાણે છે— રુસ્તમે ગફલતમાં પડી અજાણપણે પોતાના નવજવાન બેટા સોહરાબને બેજાન કર્યો. ખરી હકીકત જાણ્યા બાદ રુસ્તમ એવા ભારી ગમમાં ગિરફતાર થયો કે કોઈનો દીલાસો તેની ઉપર અસર કરી શક્યો નહિ તેની બાનૂ તેહમીના પણ બેટાની જુદાઈમાં ૭ જ મહિનામાં ગુઝર પામી. રોઝબરોઝ તે પીલતન પહેલવાન રુસ્તમ તવાનો ગયો અને એનું અગાધ બળ ઓસરી જવા લાગ્યું એક દિવસ તે ઘરમાથી નીચી મૂંડીએ બહાર નીકળી ચાલતો હતો ત્યારે સામેથી માથે પાણીનો ઘડો લઇ આવતી એક સ્ત્રી સાથે અચાનક અથડી પડયો. તે સ્ત્રી પડી ગઇ અને ફૂટેલા માટીના ઘડા ઉપર વિલાપ કરવા લાગી, અને રુસ્તમને કહ્યુ કે મને આ જ ઘડો દુરસ્ત કરી પાછો આપ રુસ્તમે અજાયબ થઈ કહ્યું—અય કમઅકલ ! તુ કહે તો સોનારૂપાનો ઘડો ઘડાવી આપું, પણ આ તૂટેલો માટીનો ઘડો મારાથી તો શુ પણ કોઇથીએ પાછો પહેલા જેવો થઇ શકે નહિ, અને એની ઉપર માતમ કરવી પણ ફોકટ તે દાનાવ બાઇએ આ સાભળી તુરત કહ્યુ—" ત્યારે તુ કેમ તારા મરનાર બેટા સોહરાબનો ગમ પકડી બેઠો છે ' તુ શા માટે તારા તે ફૂટેલા ઘડાનું રાતદિવસ ચિંતન કરે છે ? ખુદાની કારરવાઇ ઉપર યકીન લાવી, શા માટે આ ફટકો ભૂલવાની કોશેશ કરતો નથી ? તું અહુરમઝ્દની એબાદત કર, તારી રોજિંદી ફર્ઝગુઝારીમાં મશગૂલ રહે, તારૂ મન મોકળું રાખ, બીજી બાનૂ સાથે શાદી કર, અને ખુદાની કરમ બક્ષિસથી તારે ત્યા જરી અને દિલાવર બેટાઓની ઝિયાદતી થશે, મગર આ ફૂટેલો માટીનો ઘડો (સોહરાબ) પાછો હાથ આવે એવી ફઝુલ ઉમીદમા તારા ઝબરદસ્ત કુવ્વત અને તારી બિનહરીફ તાકતનો ફોકટ બગાડ ના કર. " રુસ્તમ ઉપર આ નસીહતની સચોટ અસર થઇઃ તેનો ગમ ધીમે ધીમે ભુલાયો; તેણે શાદી પણ કરી અને તે નામાંકિત ફરઝંદોનો પિતા પણ થયો. એમ છતાં જેમણે સોહરાબનુ દાસ્તાન ફિરદૌસીમાં વાચ્યુ છે તેઓ જાણે છે કે શાહનામામાં પહેલવાન સોહરાબની જગ્યા ખાલી જ છે. એ ઘડો ફૂટયો તે ફૂટયો જ એ બેમૂલ ગૌહર ગુમ થયુ તે થયુ જ.

આ સઘળા દાખલાઓ ઉપરથી આપણે એટલો જ સાર ખેંચી શકીએ કે મરનાર પાછું આવતું નથી અને તેની ઉપર કરેલી માતમ ફોકટ છે. હરક્યુલિસનું અગાધ શારીરિક બળ અને ઓરફિયસની ખુદાઇ સંગીતકલા સૌની પાસે ન હોઇ શકે ત્યારે જમને જીતવો પણ કેમ ? વળી સાવિત્રી, આલકેસ્ટિસ અને લેઓડેમ્યા જેવી પતિભક્તિ ડગલે ને પગલે જડે એમ તો નથી જ. દંતકથાઓમાં પૂરેપૂરું માનવાને બદલે આપણે તે ઉપરથી એવી મતલબ કાઢી શકીએ કે મરનાર કદી પાછું આવતું નથી, મગર અપવાદ રૂપે યમદેવ અપાર શરીરબળથી અકળાય છે, સુંદર સંગીતથી મોહ પામે છે, યા મનુષ્યના સદ્‌ગુણ અને વફાદારીથી પ્રસન્ન થઇ પોતાના શિકારની જિંદગીની મુદ્દત કાંઇક લંબાવવા રાજી થાય છે.

આ શરીર એક ભાડાના ઘર સમાન છેઃ તે ઘરનો માલેક ખુદા છે, શરીર ધારણ કરનાર તો અમુક મુદ્દતને પટે રહેનાર ભાડૂત જેવો છે. જ્યારે ઘરધણીની "નોટિસ" નીકળે ત્યારે એને તો ખાલી કર્યેજ છૂટકો. માણસની સ્વાભાવિક ભૂલ એ જ છે કે એ પોતે જ મકાનમાલિક છે, અને તેમ હોય તે રીતે તે વર્તે છે પણ ખરો ઘરને સાફ અને સુઘડ રાખવા ઉપરાંત તે ઘર પછવાડે જ ઘેલો દીવાનો બની તેના આત્માનો, તેનાં અંતઃકરણનો, તેના ઉચ્ચ આદર્શો અને સદ્‌ગુણોનો પણ વિચાર કર્યા વિના આ દિનપ્રતિદિન નબળી પડતી ઇમારતને જ એ વળગી રહે છે. જાણે ખુદાઈ શહેનશાહતમાં ઘર ન મળતાં હોય, જાણે ઇશ્વર મરણ પછી બીજું શરીર આપવાનો જ ન હોય, તેમ આ ખડખડપાંચમ ઝૂંપડીને જ તે બાઝી પડયો છે. જેટલી માયા આ ઘર અને દુન્યવી ચીજો ઉપર તે રાખે છે તેટલી જ જો તે પ્રભુ ઉપર રાખતો હોય તો તે પવિત્ર જીવન ગાળી શકે અને શાંતિથી મરણને ભેટી શકે. એક હિંદી કવિએ કહ્યું છે તેમ.—

> 'જિતની માયા જગતપે ઇતની હરિપે હોય,
> ચલા જાય બયકુંઠમે, પલ્લા ન પકડે કોય."

વળી જ્યાં ઘર જ આપણું નહિ અને કોઈપણ ઘડીએ ખાલી કરવું પડે એવી કબૂલાત અને એવો અનેકવાર બીજાઓના બાબમાં જોયેલો આપણો અનુભવ, ત્યાં આપણે ફરિયાદ પણ શી અને કોને કરવા જઇએ ? એમ છતાં ઘરમાં મરણ નીપજતાં કોઈ ડૉક્ટરનો વાંક કાઢે છે, કોઈ નર્સીમને દોષ દે છે, કોઇ અમુક ઈલાજ કરવાનો રહી ગયો અથવા ફલાણા વૈદ્યને તેડાવી શકાયા નહિ તેનો બળાપો કરે છે, કોઈ ગફલતમાં પડી જઈ

પૂરતી તકેદારી ન રાખી શક્યાં અને મામલો બગડવા દીધો તેનો રડાકૂટો લઈ બેસે છે, કોઈ વહેમમાં પડી પાડોશીની નજર લાગી અથવા મરનારનું સુખ કોઈથી જોવાયું નહિ તેનો અફસોસ કરે છે, અને કોઈ તો ખુદ ખુદાતાલાને ગુનેગાર ઠેરવી, તેના ઇન્સાફ ઉપર શક લઈ જઈ, તેની એબાદતમાં ગમ ભૂલવાને બદલે તે માલેક કારસાઝની જ નિંદા કરી નાહક પોતાના દુ:ખમાં વધારો કરે છે જે સાચા સુખની બાજુ છે તે તરફ પીઠ ફેરવી બીજે શાંતિની શોધમાં કયાં જવાતું હશે તે સમજાતું નથી કેટલીક વેળાએ તે માલેકનું તેડું અચાનક આવી પહોંચે છે, પણ ઘણી વખત તો તે દાદગર માયાળુ બની અનેક 'નોટિસો" મોકલે છે કે વખતસર માણસ પોતાના અંતથી વાકેફગાર બની તે વિરેની તૈયારી કરે, મગર તિસમારખાની પેઠે એ 'નોટિસો"ની અવગણના થાય છે પછી "સમન્સ" નીકળે છે, શરીર ઘરડું થઈ લથડે છે, ઘરની દીવાલ પડું પડું થઈ જાય છે અને છાપરું લચી પડે છે, મગર મારતેમિયાની નજર હજી ખૂલતી નથી, "મારું મારું'ની જંજાળમાંથી હજી મુક્ત થવાતું નથી, અને ખુદાઈ દરબારમાં શરમિન્દા ચહેરે જવાને યા હસતે મુખે હાજર થવાશે તેની પરવા પણ નથી ઉવટે દાદારની ઇન્સાફની વડી અદાલતમાંથી 'વૉરન્ટ" નીકળે છે કે નાસતો ફરતો અપરાધી જ્યાંથી મળે ત્યાંથી પકડી અબઘડી હાજર કરો, ત્યારે જ તે મરતા ડોસાની સાન ઠેકાણે આવે છે અને તેને લાગે છે કે અગત્યની બાબત ઉપર બેદરકાર બની નજીવી અને નાશવંત વસ્તુઓ પછવાડે તેણે શક્તિનો વ્યય કર્યો હતો

એક વેળા એક એંશી વર્ષની ડોશી વગર બીમારીએ મરણ પામી ત્યારે બીજી દુનિયામાં તે પ્રભુને દોષ દેવા લાગી કે એક ઘડીની પણ ચેતવણી આપ્યા વિના મને બોલાવી લીધી ! પ્રભુએ કહ્યું --' એંશી વર્ષની લાંબી મુદત દરમિયાન તને કેટલી ચેતવણીઓની જરૂર હતી ? તારા દાંત ગયા, આંખોએ ઝાંખ આવી, કાને બહેરાશ પડી કપાળે કરચળી વળી, પગ લથડ્યા, હાથ ધ્રૂજ્યા અને બરડો બેવડ થયો તારા કરતા વયમાં નાના એવા અનેકને તો તે સ્મશાને વળાવી દીધા ખુદ તારા ઘરમાં તું તને પોતાને અને તારાં વહાલાંઓને બોજરૂપ થઈ પડી આંધળાની પણ આંખ ખૂલે અને બહેરાની પણ અક્કલ ઊઘડે એવી એકેક પછી આ ચેતવણીઓ મેં મોકલાવી અને હજી તને કઈ બાકીની ચેતવણીની જરૂર હતી ? " ખચીત જગતની ક્ષણભંગુરતા અને અચોક્કસતા પ્રત્યેની આપણી બેપરવાઈથી આપણે પુખ્ત શાણા થઈએ છીએ

મોતના અંધકાર કરતાં આપણી બેફિકરાઈ અને આપણા અજ્ઞાનનો અંધકાર વધુ ઘેરો અને ઘટ્ટ છે. વખતસરનાં યોગ્ય જ્ઞાનથી મોતનો ઈલાજ તો નહિ પણ તે વિશેની તૈયારી તો કરી શકાય. આપણા અજ્ઞાન અને પાપથી આપણી આ નાપાયદાર જિંદગી એક કરુણરસપ્રધાન નાટકસમાન થઈ પડી છે. મોત કયારે આવશે તેની ખબર આપણને તો નથી પણ યમદેવને છેઃ જો તે ઘડી ચૂકી જવાય તો અણી ચૂકયો સો વર્ષ જીવે એવી કાંઈક માન્યતાથી યુરોપમાં એક વખતે મરતા માણસના ઓરડામાં સઘળાં ઘડિયાળોને ચાલતાં બંધ કરી દેવામાં આવતાં કે યમરાજ પોતાની ખરી ઘડી ચૂકી જાય અને બીમાર પાછો ઊઠી સો વર્ષ પૂરાં કરે! દેવોની હિલચાલ પણ જાણે આપણાં ઘડિયાળો ઉપર અવલંબતી હોય તેમ ઘડિયાળો બંધ કરી દેવોને ભુલાવામાં નાખવા જતાં તે ભોળાં લોકો પોતે જ ભુલાવામાં પડતાં, અને દેવ તો દેવનું કાર્ય કર્યો જતો. યુરોપનાં લોકોમાં એવો એક વહેમ હતો કે છીંકતી વખતે કોઈક વેળાં નાકમાંથી આત્મા નીકળી પડતો અને શયતાન આવી તે ઝડપી લેવાની કોશેશ કરતોઃ તેમ ન થાય તેટલા માટે હજી પણ કેટલેક ઠેકાણે છીંકતા માણસને "*God bless you*" (ઈશ્વરનો આશીર્વાદ તમારી ઉપર હો) એમ કહેવાનો રિવાજ ચાલુ છે. યુરોપમાં એક વેળા એવી માન્યતા હતી કે મરતા માણસના મુખમાંથી તેનો આત્મા એક ભૂતની પેઠે નીકળી બારીમાંથી અદરય થતો. માટે જ મરેલા માણસને માટે ઈંગ્રેજીમા કહે છે કે *He gave up the ghost* (એનો ભૂત અથવા જીવાત્મા નીકળી ગયો છે). એ ભૂત નીકળી ઓરડામાંથી નાસી ન જાય તેટલા સારુ યુરોપમાં એક વખત આરસીઓ ઉપર પરદા નાખવામાં આવતા અને બારીબારણાં ચપટ બંધ કરી અંધકાર કરવામાં આવતો. તેથી તો ઓર બિચારો દર્દી ન મરતો હોય તો પણ ગૂંગળાઇને રામશરણ થઇ જતો!

પ્રાચીન મિસરવાસીઓ મરેલા માણસને મરેલો ગણતા જ નહિ અને એક દિવસ એનો છુપાઈ બેઠેલો આત્મા ફરી આવી તે જ શરીરમાં વાસ કરશે એવી આશાએ મૃતદેહને કીમતી મલમો વગેરે લગાડી જાળવી રાખતા. પ્રાચીન કાળના ચીનાઓની માન્યતા એવી જ હતી કે એક મરેલા માણસનો આત્મા કોઈપણ ઘડીએ શબમાં પાછો ફરશે એવી આશામાં તેઓ શબને ઠેકાણે પાડવામાં પુષ્કળ ઢીલ કરતા, અને જ્યારે મૃતદેહ લગભગ ખવાઈ જવા આવતો ત્યારે તેનો નિકાલ કરતા. નિકાલ કર્યા પહેલાં પણ તેઓ તે માણસના નામ સાથે તેના આત્માને બૂમો પાડી બોલાવતા કે

હજી પણ આવી તેનાં શરીરમાં વાસો કરે. વળી એમ પણ મનાતું કે માણસનો આત્મા તેના પડછાયામાં છે, માટે જ્યારે મૃતદેહને શબપેટીમાં મૂકતા ત્યારે તે પેટીની નજદીક ઊભા રહેવું જોખમભર્યું મનાતું કે રખે કોઈનો પડછાયો અથવા આત્મા આ પેટીમાં પુરાઇ જાય! મેસે દ્વીપસમૂહમાં આવેલા સેલિબીસ નામના બેટમાં એવી માન્યતા હતી કે આત્મા બીમાર માણસના નાક કે મોં વાટે નીકળી જતો, માટે ત્યાંના વતનીઓ મરતા માણસના નાક આગળ માછલાં પકડવાનો ગલ મૂકી રાખતા કે નાસી છૂટતો આત્મા તેમાં ભપડાઈ જાય! સુમાત્રામાં, આત્માને પક્ષી તરીકે કલ્પવામાં આવતો અને તેથી મરતા માણસને માથે ચોખાની થાળી મૂકવામાં આવતી કે પક્ષીરૂપી આત્મા તે ખાવા પાછો આવે! કેટલીક વાર આત્માને માખી માની લઈ સ્વાદિષ્ઠ ભોજન ધરવામાં આવતું કે આત્મારૂપી માખી લલચાઇને તે ખાવા પાછી આવે! જ્યારે આવી અને આટલી બધી વિચિત્ર માન્યતાઓ પ્રવર્તતી હોય ત્યારે વિજ્ઞાન, ફિલસૂફી અને અધ્યાત્મવિદ્યાના દૃષ્ટિબિંદુથી પ્રાપ્ત થતા મોત વિશેના સાચા જ્ઞાનની આપણને બહુ જરૂર રહે છે.

મોતને કોઈ રોકી શક્યું નથી તેને રોકવાને અનેક ભગીરથ પ્રયત્નો થયા છે પણ તે તો પોતાનું કાર્ય કર્યું જ જાય છે. ખુદાઈ યોજના મનુષ્યને હાથે નષ્ટ થવા સરજાઈ નથી. હિંદુ ધર્મપુસ્તકો પ્રમાણે સંજીવની દ્વારા મરેલા માણસને સજીવન કરવું શકય ગણાતું. ફિરદૌસીના શાહનામા મુજબ અસલના ઈરાની રાજાઓ પાસે નોશદારૂ નામની એક દવા હતી જે પીવાથી મરણકાંઠે આવેલો માણસ પણ આરોગ્ય પ્રાપ્ત કરતો મુનિ માર્કંડેયે શંકર ભગવાન પાસે વર માગ્યો હતો કે ભગવાન વિશે મારી ભક્તિ અવિચળ રહેઃ શંકરે પ્રસન્ન થઈ તેમને વર આપ્યો કે કલ્પ સુધી અજર અને અમર રહો. એનો અર્થ એ કે માર્કંડેયનું પણ એક કલ્પ પછી મોત તો ખરું જ. "તારું આયુષ મુનિ માર્કંડેય જેટલું થજો"—એવા હમેશ અપાતા આશીર્વચનમા પણ ત્યારે અમરતાની તો ઝાંખી થતી જ નથી. અનેક દેશની દંતકથાઓ પ્રમાણે કોઈ ને કોઈ અમર થયેલું કહેવાય છે. હિંદુઓ માને છે કે અશ્વત્થામા, બલિ, વ્યાસ, હનુમાન, વિભીષણ, કૃપ અને પરશુરામ—એ સાત વીરોને અમરતા વરી છે, જરથોસ્તીઓ પ્રમાણે શાહ કયખુસરૂ અને દસ્તૂર પેશોતન જેવા પુણ્યાત્માઓને અમર્ગી પ્રાપ્ત થઇ છે, જ્યારે ઇસ્લામીઓ મુજબ ખાજા ખિઝ્ર ઉપર જાવેદાનની જિંદગીની નવાઝિશ થઈ છે. પણ અમર હોવા છતાં આમાંના કોઈનાં પણ દર્શન આજે મામૂલી

રીતે થઇ શકતાં નથી, એટલે વર્તમાન કાળમાં તો એ સઘળાઓ ગુઝર પામેલા જેવા જ ગણી શકાય. કોઇ એવો આત્મા નથી કે જે હજારો વર્ષ પહેલાં જન્મ પામી હજી આપણા વચ્ચે તે જ શરીરમાં કાર્ય કરી શકતો હોય.

ભીમમાં ચાળીસ હજાર હાથીનું બળ હતું અને તે વજ્રદેહી હતો, યાને તેના શરીર ઉપર શસ્ત્રો પણ અસર કરી શકતાં નહિ. તેમ છતાં તેના ભાઇઓ સાથે હિમાલય પર્વત પસાર કરતા તે મરણ પામ્યો. શાહ ગુશતાસ્પનો પહેલવાન બેટો અસફન્દયાર અષો ઝરથુસ્ત્રની આશિશ પામ્યાથી રૂઇનતન યાને કાંસા જેવા અભેદ્ય શરીરનો થયો હતો, અને આંખ સિવાય તેના શરીરના કોઇપણ ભાગ ઉપર જખમ પડી શકતો નહિ. તેનું મોત જ ન હોઇ શકે એવા ગુમાનથી તે જહાન પહેલવાન રુસ્તમ સાથે જંગમાં ઉતર્યો અને ભારે પરાક્રમ કરી બુઝર્ગીએ પહોચેલા રુસ્તમને પણ અકળાવી દીધો. ઉત્તરે રુસ્તમનું બે અણીવાળું તીર તેની આંખોમાં ખૂંપ્યું અને ઇરાનની મગરૂરી સમાનનો તે દિલાવર યોદ્ધો મોતના અંધકારમાં અલોપ થયો. જ્યારે ગ્રીક પહેલવાન એકિલીઝનો જન્મ થયો ત્યારે તેની માતા દેવી થીટિસે ખુદા પાસે વરદાન માગ્યું કે મારો પુત્ર અમર થાય. ઇશ્વરવાણી થઇ કે હે દેવી, તારે તારા બાળકને અમુક પાણીના ઝરામાં સ્નાન કરાવવું કે જેથી તે વજ્રદેહી બની જાય. ખુશી થતી તે માતા ત્યાં ગઇ અને એકિલીઝના બન્ને પગોની એડીઓ પકડી તેને પાણીમાં ઝબકોર્યો, પણ કમનસીબે બન્ને એડીઓને પાણી લાગ્યું નહિ. પરિણામે એકિલીઝનું શરીર વજ્ર સમાન થયું પણ એડીઓ કોમળ રહી જવા પામી. ટ્રોયના જંગમાં એ એડી ઉપર જ પેરિસનું ઝેરી તીર વાગવાથી તે સૌમાં સોહામણો અને શૂરવીર ગ્રીક યોદ્ધો એકિલીઝ ફના થયો.

ખુદાની મરજી જ છે કે પોતા સિવાય કોઇ અમર રહી શકે નહિ, માટે તે કોઇ વખત આવી રીતે એક હાથે "અમરત્વ" આપે છે અને બીજે હાથે લઇ લે છે. ફિરસ્તાઓ લાંબું આયુષ ભોગવી શકે પણ અનંતતા તો અહુરમઝદને જ વરેલી છે. સીગફ્રીડ જર્મનોનો જંગી પહેલવાન હતો અને જર્મન મહાકાવ્ય "નાઇબિલુનજનલીયડ"નો નાયક પણ તે જ છે. તેણે ફેફનિર નામના એક ભયંકર અજગરનો નાશ કર્યો અને તેના જ રક્તમાં તેણે સ્નાન કર્યું. તેમ કરવાથી તેના શરીર ઉપર એક એવો અભેદ્ય થર બાઝી ગયો કે જેના ઉપર કોઇ પણ વસ્તુનો ઘા પડી શકતો નહિ. પણ કમનસીબે જ્યારે તેણે તે સ્નાન કર્યું ત્યારે એક ઝાડનું પહોળું પાંદડું તેના

ખભા ઉપર પડયું અને તેથી તે જગ્યાએ ફેંફનિરનું લોહી ન લાગવાથી તે ભાગ કોમળ જ રહ્યો. આ ભેદ એના દુશ્મન હેગનની જાણમાં આવ્યો. એક દિવસ શિકારેથી પાછો ફરી સીગફ્રીડ એક ઝરામાથી પાણી પીતો હતો ત્યારે હેગને તેના ખભા ઉપર એક કાતિલ ફટકો લગાવી તેને બેજાન કર્યો.

શરીર અભેદ્ય હોય કે ન હોય તે જમને મન તો મરખું જ છે; માત્ર મનુષ્ય જ તેનો ફાંકો રાખી ફોકટનો ફુલાય છે. નાસભાગ કરવામાં પણ મોતથી સલામતી નથી. શાહનામા પ્રમાણે અફ્રાસિયાબનો જ્યારે બરગશ્તેહ દિવસ આવ્યો ત્યારે તે પહેલવાન હોમના હાથે કેદ પકડાયો; પણ ત્યાંથી છટકી તે ચએચસ્ત સરોવરમાં ભરાયો ત્યાંથી પણ તદબીરથી તેને બહાર કાઢવામાં આવ્યો અને કયખુસરૂની શમશીરથી તે કતલ થયો. મહાભારત પ્રમાણે જ્યારે કૌરવોના અનેક સેનાપતિઓ યુદ્ધમા હણાયા ત્યારે દુર્યોધન નિરાશ થઇને અફ્રાસિયાબની પેઠે એક તળાવમા ભરાયો અને પોતાની વિદ્યાના બળે ત્યાંનું જળ સ્થિર કરી નાખ્યુ. પરંતુ ત્યાંથી પણ તરેહવાર યુક્તિઓ વડે એને બહાર કાઢવામાં આવ્યો; એની અને ભીમ વચ્ચે ગદાયુદ્ધ થયુ જેમા દુર્યોધન હલાક થયો. ત્યારે ધરતી ઉપર ધામો કે જળમા જાઓ કે આકાશમા ઊડો કે પાતાળમા પેસો પણ મોતે કોઈને છોડયુ નથી અને કોઇને છોડનાર પણ નથી. મોતની સામે નથી કોઈ ઈલાજ કે તદબીર, નથી કોઈ ઢાલ કે શમશીર. મોતથી નાસી જનાર સામો મૃત્યુમુખમા જ ધસી જાય છે મોતથી છટકવા માટે જેટલા પ્રયાસ થાય છે તેથી અરધા પણ મોતની તૈયારી માટે થતા હોય, યા મોત શું છે તેની જ્ઞાનપ્રાપ્તિ પાછળ થતા હોય, તો મનુષ્ય આટલો બેબાકળો ન બને અને તે શાંતિથી ખુદાના ફરમાન આગળ પોતાનું સર નમાવી શકે.

શ્રીમદ્ભાગવતમાં હિરણ્યકશિપુની કથા બહુ જાણીતી છે. તેના તપથી બ્રહ્મદેવ પ્રસન્ન થયા અને તેને માગ્યા મુજબનું વરદાન આપ્યું કે તારું મોત ન મનુષ્યથી થશે કે ન પશુથી, ન ઘરની અંદર થશે કે બહાર, ન ધરતી પર થશે કે પાણીમા કે હવામા, ન શસ્ત્રથી થશે કે અગ્નિથી કે પથ્થરથી, ન દિવસે થશે કે રાત્રિએ પછી તો હિરણ્યકશિપુના અહંકારનું પૂછવુ જ શું ? સત્પુરુષોને એ પીડવા લાગ્યો અને દેવો પણ એનાથી ત્રાસી ગયા. પોતે જ દેવ હોવાનો દાવો કરવા લાગ્યો અને એક દિવસ પોતાના ભક્તપુત્ર પ્રહ્લાદને પૂછ્યું કે તારી કોણ રક્ષા કરે છે ? હિરણ્યકશિપુએ વિચાર્યું કે

પુત્ર પિતાનું જ નામ લેશે, પણ પ્રહ્લાદે નો નીડરતાથી ઉત્તર આપ્યો -"સર્વવ્યાપક પ્રભુ" હિરણ્યકશિપુએ ક્રોધાયમાન થઇ બરાડ મારી- 'એ તારો પ્રભુ કોણ છે ? વળી સર્વવ્યાપક હોય તો આ સ્તભમા હોય ખરો કે'? પ્રહ્લાદે કહ્યુ-'જરૂર હોય" આ સાભળી હિરણ્યકશિપુએ સ્તભ ઉપર શસ્ત્રપ્રહાર કર્યો કે તત્કાલ એક કડાકા સમેત તેમાથી વિષ્ણુ ભગવાનના અવતાર તરીકે નૃસિંહની ભવ્ય આકૃતિ પ્રકટ થઇ અને તેણે હિરણ્યકશિપુને પકડી તેનો નાશ કર્યો તે મનુષ્ય કે પશુથી ન મરી શકે માટે પ્રભુને જ આવવુ પડયુ અને તે પણ અર્ધ મનુષ્ય અને અર્ધસિંહના સ્વરૂપમા તે ઘરની અંદર કે બહાર ન મરી શકે માટે તેને ઘરના ઉબર ઉપર માર્યો ધરતી પર કે હવામા કે પાણીમા તેનું મોત ન હોઇ શકે માટે નૃસિંહ ભગવાને તેને પોતાના ખોળામા મૂકી વધેર્યો તેનું મોત ન શસ્ત્રથી થઇ શકે કે ન અગ્નિથી કે પથ્થરથી માટે ભગવાને તેને પોતાના નખ વડે ચીરી નાખ્યો તે દિવસે કે રાત્રિએ મરી ન શકે માટે તેનો સંધ્યાના ઝાખા પ્રકાશમા નાશ કરવામા આવ્યો મૂર્ખ માનવી તપ પણ કરે છે સ્વાર્થ મારુ અને અમરતા માગે છે પણ લોકો ઉપર સિતમ ગુજારવા માટે પણ પોતાને બહુ ચતુર માનતા આ પાપીઓ મોતથી છટકવા જતાં પોતાની જ ચતુરાઈથી પોતાનો જ નાશ વહોરી લે છે

શેક્સ્પિયરની પ્રસિદ્ધ કૃતિઓમા 'મૅકબેથ' નામનું એવું ઐતિહાસિક નાટક બહુ ઊચુ સ્થાન લે છે ઇસ્વી સન ૧૦૪૦મા મૅકબેથે ડન્કન રાજાનું ખૂન કરી સ્કૉટલૅડની રાજગાદી પચાવી ભવિષ્ય ભાખનારી ડાકણોએ એને છાતીએ હાથ દીધા હતા કે જ્યાસુધી એક જગલ મુસાફરી કરતું બીજી જગ્યાએ જઇ શકે નહિ ત્યાસુધી કોઇ તને મારી શકશે નહિ વળી એમ પણ કહ્યુ હતુ કે કોઈ પણ સ્ત્રીજાયાને હાથે તારુ મોત નિર્માણ થયેલું નથી આ સાભળી મૅકબેથ પોતાને અમર માને એમાં શી નવાઇ ? પણ અમર માની ઇન્સાફથી અને દયાથી રાજ્ય કર્યું હોત તો પણ ઠીક મગર અમરતાનો નિશો ચડતા તે બેફામ સિતમગારીથી રૈયત સાથે વર્તવા લાગ્યો એક દિવસ એક સિપાહ દોડતો આવીને ખબર લાવ્યો કે મેં દૂરથી એક જગલ ચાલતું આવતુ જોયુ આ સાભળી મૅકબેથ હોશકોશ ગુમ થઇ ગયો તપાસ કરતા જણાયું કે દૂરથી દુશ્મનનું લશ્કર આવી રહ્યુ હતું, પણ પોતાની સખ્યા છુપાવવા દરેક સિપાહી પોતાની આગળ ઝાડની એક ડાળી લઈ ચાલતો હતો, તેથી દૂરથી જાણે

જંગલ ચાલતું હોય એવો ભાસ થતો. લડાઈમાં જ્યારે મેકબેથ અને તેનો કટ્ટો વેરી મેકડફ હાથોહાથ થઇ ગયા ત્યારે મેકબેથે પોતાના હરીફને કહ્યું— "સ્ત્રીજાતને હાથે મારું મોત જ નથી, તો શામાટે મારી સાથ લડી તારો જાન જોખમમાં નાખે છે?" મેકડફે તુરત કહ્યું—"ત્યારે તો બહુ સારું, કેમકે યોગ્ય વખત પહેલાં મારી માતાનું પડખું ચીરી મને કાઢવામાં આવ્યો હતો" મેકડફ સ્ત્રીથી જન્મેલો કહેવાય કે ન કહેવાય, તોપણ આ સાંભળી મેકબેથનાં ગાત્રો પૂરેપૂરાં ઢીલાં થઇ ગયાં, અને પોતાના દુશ્મનને હાથે તે કતલ થયો.

આ ફાની દુનિયામાં અમરતાની આશા જ જૂઠી છે. જો તમામ વિશ્વ જ ક્ષણભંગુર હોય તો તેમાં અમુક વ્યક્તિ અમર થાય કયાંથી? વળી અમરત્વને પાપ સાથે સંબંધ નથી અને હોઇ શકે પણ નહિ પાપ લાંબો વખત ટકતું નથી, જાદુ લાંબો સમય નભતું નથી, ત્યારે પાપી પુરુષ અમર તો કયાંથી જ થાય? જગતમાં જેમ દોષ રહિત કોઈ માણસ નથી તેમ અમર પણ કોઇ રહી શકે નહિ. લોર્ડ ઍક્ટન નામનો એક બહુશ્રુત અંગ્રેજ ઇતિહાસકાર લખી ગયો છે કે "Power corrupts and absolute power corrupts absolutely" યાને સત્તાથી ખરાબી થાય છે અને નિરંકુશ સત્તાથી સંપૂર્ણ ખરાબી થાય છે. માણસ ભલો પણ હોય તોપણ બેહદ સત્તાની ખુમારીથી તેનું માથું ફર્યા વિના રહેતું નથી, અને આ સિદ્ધાંત આપણે રાજાઓના બાબતમાં અવારનવાર ખરો પડતો જોઈએ છીએ. અમરતા પણ એક પ્રકારની અખૂટ સત્તા જ છે અને તેનાથી સામાન્ય નીતિબળ ધરાવનારની ખરાબી મોડેવહેલે થાય તેમા નવાઇ જ નથી. વળી ઝરથુસ્ત્ર, કૃષ્ણ કે ઈસુ જેવા મહાન પયગમ્બરોમાં અધોઈની ખામી ન હતી, છતા તેમને પણ યમદેવે ન છોડયા, કેમકે માલિકના હુકમ પ્રમાણે અને તેણે કરેલી વિશ્વની યોજના મુજબ ભલા યા બૂરા સૌને એક દિવસ અહીંથી પસાર થવું પડશે.

અમરતાની આશાથી જ લોકો હર્ષઘેલા બને છે, કેટલાકો વિદ્વાન હોવા છતા આ આશા મિથ્યા છે એટલું પણ સમજી શકતા નથી. ઇસકીલસ નામના નામાંકિત ગ્રીક નાટકકાર વિશે દેવવાણી થઇ હતી કે તું મરીશ ત્યારે આકાશ ઉપરથી પડેલા એક ફટકાથી જ દેહત્યાગ કરીશ. આ સાંભળી ઇસકીલસ મનમાં મગ્ન થયો કે પ્રભુએ પણ મારી મહત્તા સ્વીકારી ખરી, અને હવે મારું મૃત્યુ આવશે તે દૈવી કારણથી જ આવશે.

એક દિવસ એક ગરુડ પોતાના પંજામા એક કાચબાને લઈને ઊડયું નીચે ઇસકીલસ બેઠો હતો તેના બોડકા માથાને પથ્થર સમજી તે સાથે કાચબાના કઠણ કોચલાને ફોડવાનો વિચાર કરી ગરુડે કાચબાને ઇસકીલસના માથા ઉપર ફેંકયો, એટલે “ આકાશ ઉપરથી પડેલા ફટકા ”થી તે મરણ પામ્યો, અને દેવોના પ્રસન્ન થવાની તેની માન્યતાનો ઉકેલ પણ થઈ ગયો ! આ ફાની જહાન કરતા બીજી દુનિયા તો સારી જ હશે અને આ જહાનના સુખ કરતા બીજી દુનિયાનું સુખ કાંઈક ઓર જ હશે એવા વિચારથી કેટલાકોએ ઉતાવળમા પડી આત્મહત્યા પણ કરી છે પ્લેટોએ આત્માની અમરતા વિશે ‘ ફીએડો” નામનો નામીચો સવાદ લખ્યો છે તે કલીઓમબ્રોટસ નામના ફિલસૂફના વાચવામા આવ્યાથી અમરતાનો સાક્ષાત અનુભવ વહેલો થાય એવી આશાએ તેણે દરિયામા કૂદી પડી પોતાના જીવનનો અત આણ્યો હતો કેટલાકોને મરતાં મરતા પણ ટગબાજી કરવાનું મન થઈ આવે છે ઈ પૂ પાચમી સદીમા થઈ ગયેલા એમ્પીડોક્લીસ નામના એક ફિલસૂફ અને વૈદ્યે એટનાના જ્વાળામુખીમાં એવી મતલબે કૂદકો માર્યો, કે મારુ શબ પણ હાથમાં નહિ આવવાથી મને હવામાં ઓગળી ગયેલો માની લોકો મારી પૂજા કરશે થોડોક સમય તે દેવ તરીકે પુજાયો પણ ખરો, પણ તે જ્વાળામુખીએ થોડા જ સમયમા તેની એક ચપલ બહાર ફેંકી આથી ભાઈનુ ભોપાળુ ફૂટી ગયુ અને દુનિયાને બનાવવા જતા પોતે જ બની જઈ નકામા જીવથી ગયા !

મોતની ઘડીના જેવી મૂઝવણ જ નથી, અને કેટલાકો એ ઘડી પસાર થયેલી માની એટલા હરખાઈ જાય છે કે એ હર્ષને કારણે તે જ સમયે મરણ પામે છે કાલકાસ નામનો એક માણસ પોતે જ નજૂમી હતો અને પોતાની મૃત્યુ ઘડી જોઈ ચૂક્યો હતો એ ઘડી પસાર થયેલી માની એને એટલું બેઅખ્તયાર હસવુ આવ્યુ કે એ હસતાં હસતાં મરી ગયો ! કોઈ દુખથી મરે છે, કોઈ સુખથી મરે છે, કોઈ રડવાથી અને કોઈ હસવાથી પણ મરે છે માર્ગટ નામનો માણસ એક વાંદરાને બૂટ પહેરતો જોઈ હસી હસીને મરણ પામ્યો ફાઇલેમોનિસ નામના એક આદમીના નાસ્તા માટે અજીરની એક ટોપલી તૈયાર રાખવામા આવી હતી, તે અજીર એક ગધેડાને ખાતા જોઈ ફાઇલેમોનિસ એટલું બેહદ હસ્યો કે તે ગૂગળાઈ જઈને સ્વધામ પહોંચી ગયો ! ઝીયુક્સીસ નામનો એક ચિત્રકાર એટલો કુશળ હતો કે દ્રાક્ષનુ ચિત્ર દોરે તો ઊડતાં પક્ષી આવી, તે દ્રાક્ષને ખરી સમજી તે ઉપર ચાંચ મારે. તે કલાકારે એક દિવસ એક બદસૂરત ડોશીનું

ચિત્ર દોર્યું અને તે જોઇ તેનું હસવું ન થોભાતાં તે મરણ પામ્યો. પોપ લીઓ દશમાને જ્યારે ખબર પડી કે માગ પશે ફ્રેન્ચો ઉપર વિજય મેળવ્યો છે ત્યારે તેઓ એટલા હર્ષમાં આવી ગયા કે તે કારણે તેઓ મોતને ભેટ્યા. જેમ બેહદ હર્ષથી તેમજ બેઅખ્તયાર શોકથી પણ મરણ નીપજે છે, પરંતુ તેવા દાખલાઓનો અનુભવ મા કોઇને હોવાથી તે આપવાની જરૂર જણાતી નથી. અત્યંત ક્રોધ કરવો કે ભારે ચિંતા અને ભયને વશ થવું તે પણ મોતને તેડું કર્યા બરાબર છે. કોઇ માણસ એકાએક નામોશીમાં આવી પડે છે ત્યારે કેટલીક વાર તેની ઉંઘ, ભૂખ ઊડી જાય છે અને તેની પાચનશક્તિ મંદ પડી જાય છે, તેનું આરોગ્ય ક્ષીણ બને છે અને તે કદાચ થોડીવારમાં મરણને શરણ થાય છે. વિજ્ઞાન પ્રમાણે જીવન એક પ્રકારની પ્રમાણસરની સ્ફૂર્તિ છે, આંદોલન છે; બેહદ હર્ષ અથવા ક્રોધ થાય છે ત્યારે તે ગતિમાં એકદમ વધારો થઈ આવે છે અને જ્ઞાનતંત્રમાં ગંભીર અવ્યવસ્થા ઉત્પન્ન થવાથી મરણ નીપજે છે. તેમ જ શોક, ભય, નિરાશા અને નામોશીમા જીવનની હમેશની ગતિ એકદમ મંદ પડી જાય છે, જેથી પણ જ્ઞાનતંત્ર નબળું પડી જાય છે અને પરિણામ મોતમાં આવે છે. હર્ષ હો યા શોક, તવંગરી હો યા મુફલિસી, કોઈને કોઇ કારણસર મોત આવીને ઊભું રહેશે જ; માટે દરેક સંજોગમા શાંતિ અને ઈશ્વર પ્રત્યેની શ્રદ્ધાની બહુ જરૂર રહે છે

મોતની ઘડી કોઇથી ચુકાતી નથી, પણ ચુકાઈ છે એમ ભૂલમાં માની લેતા મૂર્ખ માનવી નમ્ર બનવાને બદલે ગર્વિષ્ઠ બને છે અને તે મગરૂરીને પરિણામે મોતનો શિકાર થઈ પડે છે એક ગ્રીક કથામાં એનસીઓસ નામના એક શ્રીમંત માણસને એક ભવિષ્ય ભાખનાર ગુલામે કહ્યું કે આ સાલ તારી દ્રાક્ષોનું શરબત તું પી શકીશ નહિ. જ્યારે દ્રાક્ષો પાકી ત્યારે તેનું શરબત કરવામાં આવ્યું, અને તે માતબર માણસે એક મિજબાની આપી. પેલા ગુલામની ઠેકડી કરવા તેને પણ ખાસ બોલાવ્યો હતો. તે શ્રીમંત શરબત પીવા જાય છે તેટલામાં કોઈ ખબર લાવ્યું કે એક જંગલી ભૂંડ તારા દ્રાક્ષના માંડવાનો નાશ કરે છે. શરબત પડતું મેલી હાથમા શસ્ત્ર ઉપાડી એનસીઓસ ભૂંડની સામે ગયો, પરંતુ તે જંગલી પશુના હુમલાથી તે હલાક થયો, અને શરબત તો પીધા વિનાનું જ રહ્યું. આવા બનાવો ઉપરથી એક જાણીતી અંગ્રેજી કહેવત નીકળી છે કે;—
"There's many a slip twixt the cup and the lip"
પ્યાલા અને હોઠ વચ્ચે એક ઠૂંટનું પણ અંતર નહિ હોય, પણ દુનિયાની

અચોક્કમતા એવી છે કે કેટલીકવાર આ બે વચ્ચે અણુધારી મુશ્કેલીઓ ફૂટી નીકળે છે, અને પરિણામે આ બે વચ્ચે મેળાપ થતો જ નથી.

પહેલાં તો મોતનો સમય અને મૃત્યુની ઘડી કોઇ જાણી શકતું નથી; જાણી શકાય તો સ્વાભાવિક છે કે તેનું નિવારણ કરવાનું મન થઇ આવે; પરિણામમા મનુષ્યશક્તિનો એટલો બગાડ અને છેવટે ફોકટની નિરાશા. ખરી મૃત્યુઘડી જાણ્યા પછી તેને માટે તૈયારી હોઇ શકે, તેનું નિવારણ કરવાના પગલાં નહિ. પણ એ ખરી મૃત્યુઘડી કાંઈ દરેક જણ જાણી શકતું નથી, અને ઘણી વેળાએ માણસોને ફોકટમાં ગભરાતાં આપણે જોઈએ છીએ અને તેનો અંજામ આફતકારક પણ આવે છે. એક વેળાએ એક ફિલસૂફે મોતની દેવીને જતી જોઈ; કયાં જાય છે અને શા માટે જવુ થયું તેની તપાસ કરતા મોતની દેવી બોલી—"મારે મિસરના કેરો શહેરમાં જવું છે : તે ગામમાં મરકી ફાટી નીકળી છે: ત્યાં એક હજાર માણસોનો જાન કબજે કરવાનો મને હુકમ છે." તે ફિલસૂફના જાણવામાં આવ્યું કે કેરોમાં તો બે હજાર માણસો મરણ પામ્યા હતા. જ્યારે મોતની દેવી પાછી ફરતી હતી ત્યારે તે ફિલસૂફે તેને ઠપકો આપ્યો કે મને એક હજાર કહી તેં બે હજાર માણસોનો કેમ ઘાણ કાઢયો? ત્યારે મોતની દેવી બોલી—"મેં તો મારા વચન પ્રમાણે એક હજારને જ માર્યા છે, બાકીના એક હજાર મરકીની માત્ર બીકે મૂઆ તેને હું શું કરું? કોઈ સાધારણ બીમારીને મરકી સમજી મરણ પામ્યા, કોઇને ડૉકટરોએ બિવડાવ્યા, કોઇને જોશીઓએ ગભરાવ્યા અને બાકીના ઓને ઊડતી ગપોએ ભડકાવ્યા. આ સઘળાના મોતનો દોષ મારે શિર ન હોઇ શકે."

અનેક દાખલાઓ વાચકના અનુભવમા હશે કે જેમાં જોશીએ બતાવેલો મરણસમય જેમ જેમ નજદીક આવતો જાય તેમ તેમ તે જોશીને હાથ ધરનાર બેબાકળો અને બીમાર પણ બને છે, જ્યારે એવા તો બહુ ન હોય કે જેઓ જોશીએ બતાવેલી મૃત્યુતિથિની અવગણના કરી પોતાના કામકાજમાં જ મચ્યા રહેતા હોય. મોતની ઘડી જાણીને ગભરાયા કરતાં તો તે ઘડી ન જાણી હોય તો વધુ શાંતિમાં જીવી શકાય. આપણા પોતાના મરણની ચિંતા જેટલી ત્રાસદાયક હોય છે તે કરતાં હજાર ગણી વધારે આપણાં નજદીકનાં સગાંઓના મરણની ચિંતા કાળજુ કોતરી ખાનારી હોય છે. જોશીઓને ઘેર ધક્કા ખાવા કરતાં ભક્તિનો

આશરો લીધો હોય તો ઉત્તમ જોશીઓ પોતે જ ખરુ જાણીને ક્યાં સુખી છે અને મોત સામે શુ કરી શકે છે? મોતનો ઈલાજ જો જ્ઞાનથી યા વિજ્ઞાનથી થતો હોય તો પછી "વૈદના મરે નહિ અને જોશીના રાંડે નહિ"—યાને વૈદ્ય પોતાના દીકરાને મરવા દે જ નહિ, અને જોશી પણ પોતાની પુત્રીનું સૌભાગ્ય કાયમ રહે એવો જાવેદાન સુધી જીવતો જમાઇ શોધી કાઢે! પણ આ સઘળુ ફજુલ છે અને મોતની આગળ સૌ કોઈએ મસ્તક નમાવ્યે જ છૂટકો.

ઈ સ બારમી સદીમા ભાસ્કરાચાર્ય નામના એક મહાન ગણિતશાસ્ત્રી અને જ્યોતિષી થઈ ગયાં, જેમનું પુસ્તક "સિદ્ધાંતશિરોમણિ" આપણા દેશમા સારી પ્રસિદ્ધિ પામ્યુ છે તેમણે પોતાની પુત્રી લીલાવતીનું ભવિષ્ય જોયુ તો કાયમનો રંડાપો તેના લલાટે લખાયેલો દેખી તેમને અત્યંત દુઃખ થયુ બહુ જ બારીકીથી ફરી ફરી જોતા જણાયુ કે અમુક દિવસે અને અમુક ઘડીએ જ જો લગનવિધિ શરૂ થાય તો તે બાળા વૈધવ્યથી બચી શકે આ ગણત્રીથી તેમને હિમ્મત આવી, પુત્રી માટે દરેક રીતે લાયક એવો સાથી તેમણે શોધી કાઢયો અને લગનવિધિ અમુક પળે જ થઇ શકે એવુ આબાદ ઘડી દર્શાવતું ઘડિયાળ જેવુ યંત્ર પણ તે બાહોશ પુરુષે બનાવ્યુ તે યંત્રમા એવી રચના હતી કે એક પાત્રમા ટીપુ ટીપું પાણી ટપકે અને અમુક સખ્યામા ટીપા ટપકી રહે કે પેલી ધન્ય ઘડી આવી પહોચે તે વેળાએ તે પોતાની આગળી ઊંચી કરે કે તત્કાળ ગોરોએ મંત્રોચ્ચાર શરૂ કરી દેવો એવી ગોઠવણ થઈ હતી એ ઘડી જો પસાર થઈ જાય તો પુત્રીનો સંસાર તેના પ્રારબ્ધ અનુસાર ઓરવાઇ જવા પામે આખરે લગનસમારંભ મડાયો નિમંત્રિત મહેમાનો આવીને બિરાજમાન થયા, વરવધુ પાટે બેઠાં, પણ ભાસ્કરાચાર્ય તો એક ચિત્તે ટપકતાં ટીપા ગણતા બેસી જ રહ્યા—જાણે દુનિયાનું સુખ આ ટીપાની ગણત્રીમાં જ ન હોય! ધન્યઘડી આવી પહોચતી હતી તેટલામા પરણતી કન્યાના વાળમાનું એક મોતી ખયુ અને ગબડતુ ગબડતુ જઈને જયાથી પાણી નીકળતું હતું ત્યા જ દૈવયોગે જઈ ચોંટી બેઠું. ટીપા ટપકતા બંધ થયા, ભાસ્કરાચાર્ય બેફામ બન્યા, મહામુસીબતે કરેલી તેમની ગણત્રીમાં ખલલ પડી અને શુ થયુ તે જોવા જાય છે તેટલામા ધન્ય ઘડી પસાર થઈ ગઈ આચાર્ય જાણી ગયા કે તકદીર આગળ તદબીર લાચાર. નિસ્તેજ વદને તેમણે આગળી ઊંચી કરી અને મંત્રોચ્ચાર શરૂ થયા શી ઘટના બની ગઈ તે આચાર્ય સિવાય કોઇના જાણવામાં આવ્યું નહિ. લગ્નક્રિયા પુરી

થઇ અને સૌની શુભાશિષ લઈ હસતે મુખે લીલાવતી પતિગૃહે વિદાય થઈ. પરંતુ નસીબમાં પતિસુખ ન લખાવી લાવેલી હોવાથી બહુ જ થોડા સમયમાં તે અભાગણી બાળા વિધવાને વેશે પોતાના વિદ્વાન પણ આશાભંગ થયેલા પિતાને ઘેર પાછી ફરી. પિતાને નસીબનાં નખરાંનો અનુભવ તો પુત્રીના લગ્નને દિવસે જ થયો હતો એટલે તેમને બહુ આશ્ચર્ય ન થયું. તેમણે પુત્રીને ગણિતના વિષયમાં જ્ઞાન આપી પોતાના જ જેવી વિદ્વાન બનાવી પોતાનું અને તેનું મન મનાવ્યું.

મોત સામે વિદ્વાન કે શક્તિમાન મનુષ્યની તાકાત કેટલી? કાયમનો ચૂડો અને ચાંદલો તો મીરાંબાઈની પેઠે જે ઈશ્વરને જ વરી હોય તેનો જ રહેવા પામે. વિજ્ઞાનની તરેહવાર શોધો કરી મનુષ્યે મોતને પાછળ હઠાવ્યું છે; કમોતે મરતાં બાળકોને બચાવ્યાં છે; ઝેરના ઉતારો અને ભયંકર દર્દોના ઇલાજ પણ શોધ્યા છે; એક નથી શોધ્યો મોતનો ઇલાજ. દુનિયા ની નાપાયદારી જ એવી છે, સંસારની રચના જ એવી રચાઇ છે, જહાનની ઘટના જ એવી ઘડાઇ છે કે જ્યાંસુધી આ જગત ચાલુ રહેશે ત્યાં સુધી મોતની જડીબુટ્ટી કોઇને જડવાની નથી.

## ૫. મોત—એક કુદરતી સ્થિતિ

મોત ભયંકર છે, અનિવાર્ય છે, મનુષ્યને ભયથી એકરાર કરે છે, સર્વવ્યાપી છે, અને જ્યાં આવવા જ બેઠું ત્યાં મનુષ્યપ્રયત્નનો સર્વથા તિરસ્કાર કરે છે, તે આપણે જોયું. મોતની વિરુદ્ધ બોલાય તેટલું આપણે બોલી ચૂક્યા, હવે એની બીજી બાજુ તરફ નજર નાખવાની કાઇક કોશિશ કરીશું. આપણે એ માળામાં રહેનાર પંખીઓ છીએ, એ મુકામ કરનાર મુસાફરો છીએ. ફરીફરીથી યાદ રાખવાની આપણે કોશિશ કરીશું કે આપણે આત્મા છીએ, શરીર નહિ, શરીર તો આત્માએ ધારણ કરેલું એક વસ્ત્ર છે. આત્માનો મુકામ યાને આપણો ખરો મુકામ તો મીનોઇ જહાન છે; દુનિયા તો માત્ર એક મુસાફરખાનું છે. જ્યાં ચાલુ આવજાવ થતી રહે છે પણ જ્યાં સ્થિર સ્થાવર કશું રહેતું નથી. આજે ઘર ભાડે લઈ રહ્યા તેની જંજાળ, તો થોડાક સમય બાદ તેને ખાલી કરવાની પંચાત. જન્મ થતાં બાળકને પહેલાં પાંચ વર્ષ સુધી આસુદું રાખતા તેના માબાપને બેહદ તકલીફ પડે છે, અને નજીવા કારણે પણ એકાદ મોટી માંદગી આવી

માબાપની ખુશાલી ખતમ કરી નાખે છે. જિંદગીના છેલ્લા પાંચ વર્ષ પણ શારીરિક દુઃખ અને પીડામા જાય છે, ઘડપણની નબળાઇથી તેમા વધારો થાય છે અને ક્યારે આમાંથી છુટકારો થાય તેની રાહ તે બીચારો ખુશીથી જોતો રહે છે ઇન્સાનની જિંદગી એક ટૂંકી મુસાફરી છે, અહીં જમાવી પડયા પાથર્યા રહેવાની આ જગ્યા નથી એક દિવસ એક ફકીર રાજાના મહેલમા જઇ ચડ્યો ચોકીદારોએ તેને રોક્યો તો સૌની રમૂજ વચ્ચે તેણે જણાવ્યુ કે હું તો ધર્મશાળા સમજી અંદર દાખલ થયો છુ તેટલામા રાજા પોતે આવ્યો અને આ હકીકત સાભળી ફકીરને દીવાનો સમજ્યો ફકીરે તેને પૂછ્યુ --'નામવર! આપના પહેલા અહીં કોનું રાજ્ય હતું?' રાજાએ કહ્યુ—'મારા પિતાનુ" ફકીરે પૂછ્યુ —"તેની પહેલાં કોનું હતું"? રાજાએ ઉત્તર આપ્યો—"મારા પિતામહનું" ફકીરે પૂછ્યુ—"હવે પછી કોનું થશે? રાજાએ જવાબ દીધો —"મારો પુત્ર રાજ્ય કરશે" તે ઉપરથી ફકીરે સુણાવ્યુ "જે ઘરમા આટલી આવજાવ હોય તેને કોઇ ધર્મશાળા સમજી લે તેમા નવાઇ શી?" જગતની પણ જન્મમરણની આવજાવ જોતા તે પણ એક મુસાફરખાનાથી વધુ નથી એમ જ આપણે માનવુ રહ્યુ

દરેક વસ્તુનો ઉદય અને અસ્ત, આરંભ અને અંત હોય છે. આપણે નાના મોટા અનેક અંત જોઈ વળીએ છીએ પણ જિંદગીના અંત વિશે બેખબર અને બેદરકાર રહીએ છીએ એક દિવસનો અંત એક મહિનાના અંત, એક મોસમનો અંત એક વર્ષનો અંત, એક ભાગીદારીનો અંત એક મિત્રાચારીનો અંત વગેરે અંતો આપણે જાણીએ છીએ, પણ જીવનના અંત વિશે જ આપણે બેફિકરાઇ રાખીએ છીએ એક વેળા એક છોકરો નોકરી મેળવવા માટે વહાણ ઉપર ગયો વહાણવટી ખુશમિજાજમા હતો એટલે છોકરાને બનાવવા એક નાનું દોરડુ આપી તેને કહ્યુ કે આ દોરડાના ત્રણ છેડા બતાવ છોકરો ચતુર હતો, દોરડાના બે છેડા બતાવી દોરડું દરિયામા ફેંકી બોલ્યો—આ દોરડાનો ત્રીજો છેડો! છોકરો ખરો પણ હતો, કેમકે દરિયામા પડી દોરડુ નાશ પામ્યુ એ તે દોરડાનો છેડો. અમુક અંત જ રહેલા. આપણે અનેક મહત્ત્વાકાંક્ષાઓ, ધારીએ છીએ, યોજનાઓ રચીએ છીએ, શરૂઆત અને છેડાની વાતો કરીએ છીએ પણ તમામ બાબતનો આખરી છેડો મોત તો કોઇક કારણસર આપણી ગણત્રીની બહાર જ રહી જાય છે મોત વિશેની બેખબરી અને તેને માટે થવી જોઇતી તૈયારીનો અભાવ તે આપણી હેરાનગતીના મુખ્ય કારણો

છે. મોતને કોઇ ચુકાવી શકે એમ નથી; મોત પોતે સૌને ચુકાવી પોતાના શિકારને લઈ ચાલતું થશે એક હિંદુ દંતકથા પ્રમાણે પ્રજાપતિએ તમામ વિશ્વને સર્જ્યું અને મોતને પણ પયદા કર્યું: પરંતુ તે પછી તે પોતે અડધા અમર અને અડધા નાશવંત રહ્યા, અને તેમ હોવાથી પોતાની જ પયદાશ, મોતથી ભય પામી ઘડીમા ધરતીમા અને ઘડીમાં પાણીમા છુપાઇ રહેતા છેવટે પ્રજાપતિએ અને સકળ દેવમંડળે મળી યજ્ઞો કરી મોતના ત્રાસમાથી પોતાનો છુટકારો મેળવ્યો પરંતુ આ જોઇ મોત ખિન્ન થયુ, અને જેમ દેવો મને ચુકાવી શક્યા તેમ માનવીઓ પણ હવે અમે ચુકાવી શકશે એવી ફરિયાદ કરી. પુરંતુ દેવમંડળે તેને વચન આપ્યુ કે જ્યાસુધી માનવીઓ ખાકી શરીર ધારણ કરશે ત્યાંસુધી તો તેઓ તને તાબે થશે જ, અને માણસને અમર થવુ હોય તો તે યમદેવને શરણે આવી પહેલા દેહત્યાગ કરી પછી જ અમરત્વ પ્રાપ્ત કરશે. આ ઉપરથી પણ મોત કેટલું બળવાન અને અનિવાર્ય છે તે જણાય છે.

મોત એક પ્રકારની લાબી ઊંઘ છે, તુફાન પછીની શાતિ છે ઊંઘ અને મોત વચ્ચે ફેર એટલો કે મનુષ્ય ઊંઘમા હોય ત્યારે કેદ પડેલો જીવ parole ઉપર (પોતાનું વચન આપી) છૂટતો હોય તેમ બહાર નીકળી પાછો સવાર પડતા શરીરમા પ્રવેશે છે, જ્યારે મોતમા તે કેદી હમેશનો બદીખાનામાથી છૂટવા પામે છે. લડાઇના મેદાનમા જખ્મો ખમી સિપાહી આરામ લેવા ઘેર આવે છે, વાવટોળગા સપડાયેલું વહાણ હજાર મુસીબતો વેઠી આખરે પોતાના બદરમાં આવી આસાયશ લે છે, એવો જ આરામ અને આસાયશ જિંદગીના તોફાન અને ખળભળાટ પછી મોતની મધુર શાતિ આપણને આપે છે ૫૯૭ ની સાલમા રોમના પોપે ઑગસ્ટાઇન નામના પાદરીને ખ્રિસ્તી ધર્મ પ્રચાર કરવા સારુ ઇગ્લાંડ મોકલ્યા એક રાત્રે ઇગ્લાંડના તે વખતના સૅક્સન રાજા ઍથલબર્ટ સમક્ષ ઑગસ્ટાઇન ઉપદેશ કરતા હતા ત્યારે એક પક્ષી બહારથી ઊડી આવ્યુ અને ગભરાટમા પડી અફડાતફડી કરી મૂકી દરબારીઓએ હાશહુશ કરી તેના ગભરાટમા વધારો કર્યો, અને થોડીક વાર પછી ભય અને ફિકરચિંતાથી ત્રાસ પામેલુ તે પખી બારીની બહાર ઊડી ગયુ. ઑગસ્ટાઇને ઉપદેશ ચાલુ રાખતાં કહ્યુ—પક્ષીની અંધકારમાથી આ ઓરડામા આમદ અને પાછી અંધકારમા થયેલી તેની રવાનગી એ દુનિયામા થતુ આત્માનું આગમન અને મોતથી થતી તેની વિદાયગીરીનો સરસ ખયાલ આપે છે પક્ષી અંધકારમાથી

આવ્યું અને અંધકારમાં ગયું તેમ આત્મા અનંતતાના મહાસાગરમાંથી આવે છે અને પાછો અનંતતામાં વિલીન થાય છે. પક્ષીને આ ઓરડામાં લગારે શાંતિ ન મળી, તેમ માણસ પણ જન્મથી મરણ સુધી ખરી શાંતિ ભોગવતો નથી, બલ્કે તેને કોઈ ભોગવવા દેતું નથી. પક્ષી અંધકારમાં ઊડી ગયું તેથી તે ભૂલું પડ્યું કે તેનો નાશ થઈ ગયો એવા અનુમાન ઉપર આવવાની જરૂર નથી. આપણને અંધકારમાં ન સૂઝે પણ પંખીને તો અંધકારમાં પણ પોતાનો માળો જડી આવે છે. આપણી આંખો અને આપણું મન અંધકારથી અકળાઈ ગૂંચવાઈ જાય, પણ આપણો આત્મા તો મોતનો અંધકાર છતાં પોતાના મીનોઇ મુકામ તરફ સીધો પ્રયાણ કરી જાય છે. મીનોઈ મુકામથી તે પૂરેપૂરો ખબરદાર છે, કેમકે તે જ તેનો ખરો માળો છે, અને દુનિયાની જંજાળભરી મુસાફરી પૂરી થયા બાદ તે તેના ખરા રહેઠાણ તરફ ખુશીથી રસ્તો કાપે છે.

આપણે નાની મોટી મુસાફરીઓ તો અનેક કરી હશે, માત્ર એક જ મુસાફરી અને તે પણ સૌથી લાંબી, બાકી રહી છે, અને તે મોતની. પરંતુ તે સારુ રેલ્વેની 'ગાઈડ' (સૂચિ) કે નકશાઓ જોવાની જરૂર નથી. આત્માની રાહબરી ઉપર તે ઊડીશું અને આત્મારૂપી નાખુદા આપણી જીવનનૈયાને મીનોઇ જહાનને કિનારે પહોંચાડશે. મીનોઇ દુનિયા તરફ સંપૂર્ણ દુર્લક્ષ કરી આ દુનિયાને જ આપણું ખરું મુકામ માની બેસવાથી આપણી ગણત્રીઓ ખોટી પડે છે, આપણી યોજનાઓ ધૂળમાં મળે છે. ચોમાસામાં એક જતુ આજે જન્મી કાલે નાશ પામે એવું અચોક્કસ અને ક્ષણભંગુર મનુષ્યજીવન પણ છે, અને તે છતાં દુનિયાને આપણું ખરું મુકામ ગણવાની આપણી હોંશ, અને અહીં કાયમ રહેવાના હોઈએ તેમ કરેલા આપણા કાવાદાવા એ ખરે જ આપણી મૂર્ખાઇની પરાકાષ્ઠા છે.

મહાન સિકંદરના નામ સાથે જોડાયેલી, ઇતિહાસમાંથી સમર્થન ન મળી શકે એવી, અનેક દંતકથાઓ પ્રચલિત છે. તેમાની એક પ્રમાણે સિકંદર એકવાર મુલકગીરી કરતો કરતો એક એવા વિચિત્ર દેશમાં આવી પૂગ્યો કે જ્યાં સાધારણ રીતે જેમ મોત આવે છે તેમ આવતું નહોતું, પણ માણસો સામાં મોતને મળવા જતાં. સાજાતાજા એકાદ માણસને એવું તેડું આવતું કે તમામ કામને પડતું મેલી કાને બે હાથ દઈ—"હું ઘેર જાઉં છું, હું ઘેર જાઉં છું" એવો પુકાર કરતો તે દોડતો અને કોઈ તેને રોકી શકતું નહિ. તે એક દીવાલ તરફ આવી પહોંચતો; દીવાલમાંની એક બારી ખૂલી જતી અને તેમાંથી તે માણસ ગુજર થઈ જતો, અને ફરીથી

દેખાતો નહિ સિકંદરને આ દેખાવો જોઈ ભારે તાજુબી લાગી, પણ તેટલામાં તેના જ લશ્કરના એક અમલદારને યમદેવનું નિમંત્રણ મળતા સિકંદરના દેખતા જ "હું ઘેર જાઉં છું" નો પુકાર ઉઠાવી તે નાસવા લાગ્યો સિકંદરે થથડાવી નાખતા અવાજે તેને એકદમ ઊભો રહેવા હુકમ કર્યો, પણ તે અમલદારને મનથી તે જગવિજેતાની ફરમાનબરદારી હવે ખતમ થઇ હતી અને સિકંદર કરતાં પણ એક મહાન રાજા યમરાજાની તાબેદારી તેને હવે ઉઠાવવાની હોવાથી તેણે પોતાની દોડ ચાલુ રાખી સિકંદરે લશ્કરને હુકમ કર્યો કે તેને ચોતરફથી ઘેરી લઈને ગિરફતાર કરવો, પણ માણસનો પડછાયો પકડાય તો તે અમલદાર પકડાય ! તે તો સૌ કોઈના હાથમાંથી સટકી જઇ પૂર ઝપાટાથી દોડયો અને તે ઊઘડેલી એદી બારી વાટે અદૃશ્ય થઈ ગયો સિકંદરે ક્રોધાયમાન થઇને તે બારી અને દીવાલ તોડી ભાગી ચીરોઝગર કરવાનું ફરમાન છોડયુ લશ્કરે આખો દિવસ તનતોડ મહેનત કરી પણ બારી અને દીવાલ તો તૂટે ફૂટે ને પાછા જ્યાના ત્યા ! આખરે અથાક જહેમત પછી પરેશાન હાલતમા લશ્કરીઓએ જઇને બાદશાહને વસ્તુસ્થિતિથી વાકેફ કર્યો સિકંદરને લાગ્યુ કે દુનિયા જીતવી તો સહેલ છે, પણ યમનો પ્રદેશ જીતવા કરતા તો ત્યાથી શોભામા ચાલી નીકળવુ જ સલાહભર્યું છે, નહિ તો કદાચ ત્યાંનું ત્યાં મને પણ જમનું તેડું મળી જાય સિકંદરને બીજો પણ બોધ મળ્યો કે મરતો માણસ 'હું ઘેર જાઉં છુ' એમ બોલે છે એટલે એનું ખરુ ઘર આ ફાની દુનિયા નહિ પણ તે બીનોઈ જહાન છે, અને તેડુ આવે ત્યારે *શહેનશાહનો પણ હુકમ* તોડી, વહાલાઓનું વહાલ છોડી કામધંધો, ધનદોલત, લોભ-લાલચ સૌનો ત્યાગ કરી, તે માલેકના દરબારમા હાજર થવાની તેને એક જ અભિલાષા રહે છે ત્યારે બીજી દુનિયા જ જો આપણું ખરુ મુકામ હોય તો ત્યાં જવા સારુ પમાર થવાનું દ્વાર તે મોત છે મોત ત્યારે એક કુદરતી હાલત છે અને આપણે ખરે ઘરબારે પહોંચાડનારુ એક સાધન છે મરતો માણસ તેથી મોતને દોષ દેવાને બદલે જો તેનો આભાર માને તોપણ તે વાજબી કહેવાય

અંગ્રેજ ફિલસૂફ હર્બર્ટ સ્પેન્સર પ્રમાણે આંતર અને બાહ્ય સબંધોનો સતત સમન્વય તેનુ નામ જીવન, જ્યારે આ સમન્વય શકય નથી બનતો ત્યારે મોત આવે છે એક જુવાન એટલો મજબૂત હોય છે કે તે નથી ગરમીની દરકાર કરતો કે નથી ઠંડીની પરવા કરતો, અને ગમે તે અને ગમે તેટલું ખાઇ તે પચાવી દે છે ગમે એવા પ્રતિકૂળ સંજોગોમાં પણ તે હારી ખાતો નથી પરંતુ વૃદ્ધાવસ્થાથી તેના શરીરમા શિથિલતા આવે છે,

જાતા આવે છે, તેનું મન પણ ફેરફાર પસંદ કરતું નથી અને તે રૂઢિચુસ્ત બને છે, અને બદલાતા સંજોગોને બંધબેસતા થવાની યોગ્યતા જે જુવાનીમાં તે ધરાવતો હતો તે તે ખોઈ બેસે છે તેનું શરીર ક્ષીણ થતું જાય છે કુદરતના, આહારના, આબોહવાના સહેજ પણ ફેરફારથી તે બીમાર પડે છે. સંજોગોને બંધબેસતા થવાની યોગ્યતા એટલે જ જીવન એ યોગ્યતાનો અભાવ એટલે જ મોત અથવા મોત માટે તૈયારી કરાવતો બુઢાપો ત્યારે મોતના જેવુ કુદરતી બીજુ શુ હોઈ શકે ? એક ઘડિયાળ જૂનું થય છે ત્યારે તે કામ આપતું નથી અને વખતોવખત ચાવી માગે છે, ઘડિયાળી તેમા નવી કમાન વગેરે નાખી આપે છે, પણ જ્યારે નથી જ વળતું ત્યારે તેને નકામુ ગણી પડતુ મૂકવામાં આવે છે તે જ પ્રમાણે કુદરતમાં જે વૃદ્ધ અને નિરુપયોગી થઈ પડે છે તે સ્વાભાવિક રીતે મરણને શરણ થઈ અહીંથી અદશ્ય થાય છે

આ તમામ વિશ્વ એક એકથી વિરુદ્ધ જતાં બળોનો સુમેળ સાધવાનો પ્રયાસ કરી રહ્યુ છે એ સુમેળ ઉપર જ દુનિયા ટકી રહી છે, પણ એ સ ૫ અને સમન્વય એક એકથી ઊલટા બળોની થતી એકતા ઉપર રચાયાં છે. એક વર્ષમા બારે માસ ગરમી હોય, અગર બારે માસ દિવસ હોય તો ત્યા આપણને રહેવુ ફાવે નહિ માણસ સંયમની જુવાની અને જાવેદાનીની મોજમજાહથી પણ કંટાળી જાય માટે જ પ્રભુએ જગતમાં જોડકાં પેદા કર્યા છે અને એ જોડકાનો સમન્વય કરવા આપણને ફરમાવ્યુ છે માટે જ ગરમી પછી ઠંડી, દિવસ પછી રાત્રિ ભરતી પછી ઓટ જુવાની પછી બુઢાપો આવ્યા વિના રહેતા નથી અર્થશાસ્ત્રમા જો માગ અને ખપ ન હોય તો દુનિયામા લેવડદેવડ ચાલે કેમ ? ઇતિહાસમા જો ચડતીપડતી ન હોય તો ઇતિહાસના પાના જ કોરા રહે સાહિત્યમા જો માત્ર ઉલ્લાસ અને મસ્તી (romanticism) નાં દર્શન થાય, અથવા ફક્ત સંયમ અને સ્વાસ્થ્ય (classicism) જ નજરે પડયા કરે તો વાચકની ધીરજ ખૂટયા વિના ન રહે અને મોડે વહેલે તેનુ સાહિત્યમાથી દિલ ઊઠી જાય કાંઈક તીખાશ કે ખટાશ વિના માત્ર મિઠાઈના ભોજન કરવા બેસીએ તો મોઢે ફીક ચડી આવે જગતમા અંકુશ વિનાની આઝાદી કોઈએ દેખી છે અને દેખી હોય તો તે કામની શી ? જીવન એક સગ્રામ પણ છે, શાંતિ પણ છે, કામ પણ છે, આરામ પણ છે, પ્રવૃત્તિ પણ છે નિવૃત્તિ પણ છે પિથાગોરસ નામના ગ્રીક ફિલસૂફે philosophy of odd and even (એકીબેકીનાં જોડકાંના સિદ્ધાંત) ની શોધ કરી હતી નવા નામે આજે આપણે એને

law of compensation અથવા law of polarity (દ્વન્દ્વનો કાયદો) કહીએ છીએ ત્યારે જેમ ધન અને ઋણ વિદ્યુતના તારો (positive and negative electric wires) ના સંયોગ વિના વીજળી ઉત્પન્ન થઇ શકતી નથી, તેમ જ જન્મ અને મોતના મેળાપ વિના જિંદગીની શક્યતા જ ક્યાંથી હોય ? જેમ ઇન્સાન એક પગે ચાલતો નથી, જેમ પખી બે પાંખો વિના ઊડતું નથી તેમ જીવનમાં જન્મ અને મરણ એ એક એકથી જુદાં બળોની આવશ્યકતા રહેલી છે જ આ કારણે જન્મના જેટલું જ મોત જરૂરી અને કુદરતી છે મૃત્યુ જીવનની પુરવણી કરે છે મોત વિના પરવરદિગારની રચના અધૂરી જ રહી જાત મોત એ માલેકની મહેર છે જો કે તે કહેરનું સ્વરૂપ ધારણ કરી આપણને ગભરાવે છે

જો જગતમા મોત ન હોત તો જીવનમાં એકસરખાપણું (monotony) એટલુ બધુ આવી જાત કે આપણે તેનાથી અત્યત ત્રાસ પામત, અને હાલમા વિજ્ઞાન જાવેદાનની જિંદગી બક્ષનારી દવા શોધે છે તેમ તે વખતનું વિજ્ઞાન કાયમનું મોત આપનારી દવા પાછળ મડ્યુ રહેત જગતમા વિવિધતાની બહુ જરૂર રહે છે કવિ ટેનિસને કહ્યુ છે તેમ એક સારો રિવાજ પણ લાંબો સમય ચાલુ રહે તો તે માઠો દેખાવાનો સભવ ઊભો થાય છે, માટે ઇશ્વરની શક્તિનાં દર્શન એક રૂપે નહિ, પણ અનેક રૂપે થાય છે જીવનનો થાક ઉતારવા અને જિંદગીનો કટાળો દૂર કરવા પણ મોતની ભારે જરૂર છે ગ્રીક દતકથા પ્રમાણે ટાઇથોનસ નામના એક અતિ સોહામણા પુરુષ ઉપર ઇઓસ ( ઉષા અથવા સામદાદની દેવી) મોહિત થઇ તેની મારફતે દેવોને વિનંતિ કરી ટાઇથોનસે અનતતા પ્રાપ્ત કરી પણ જાવેદાનની જુવાની સાથે સાથે માગતા તે ભૂલી ગયેલો હોવાથી તે દિનપ્રતિદિન ઘરડો અને નબળો થતો ગયો તેનુ દુ ખ ન જોવાયાથી દેવોએ દયા કરી તેને એક ખડમાકડી ( grasshopper ) મા ફેરવી નાખ્યો આ વિષય ઉપર મહા કવિ ટેનિસને એક સુદર કાવ્ય રચ્યુ છે મોત વિનાનું જીવન તે ઊંઘ વિનાના ચાલુ ઉજાગરા સમાન સતાપકારક છે મોજશોખના હજાર સાધનો હોય પણ ઊંઘ ન આવતી હોય ત્યારે તે કડવા ઝેર સમાન લાગે છે લાંબા કાળની જુવાની પણ પ્રાપ્ત થઇ હોય તો તેથી પણ માણસ અવશ્ય કંટાળી જશે અને તે આપણે હિંદુ રાજા યયાતિની દતકથા ઉપરથી જાણી શકીએ છીએ યયાતિને તેના શ્વશુર શુક્રાચાર્યનો શાપ લાગવાથી તે એકાએક વૃદ્ધ થઈ ગયો અને જુવાની ભોગવવાની તેની આશા અધૂરી રહી ગઇ તેણે પોતાના પાચ પુત્રોને કહ્યુ કે તમારામાથી એકે પોતાની જુવાની આપી

મારું ઘડપણ લેતું પૂરુ નામનો એક પુત્ર તેમ કરવા કબૂલ થયો અને પિતાને પોતાનું તારુણ્ય આપી પિતાની ઝુર્રીઓ પોતે લીધી યયાતિએ તે જુવાની બહુ જ લાંબા સમય સુધી ભોગવી પણ આખરે તે કંટાળ્યો અગ્નિમાં લાકડાં નાખતાં તે શમી જતો નથી પણ ઊલટો ભડકી ઊઠે છે, તેમ વિલાસી જીવન ગુજારવાથી વિષયવાસના શાન્ત થતી નથી પણ ઊલટી સતેજ થાય છે એવો એને અનુભવ થયો જુવાનીથી કંટાળી ઘડપણની શોધમાં પાછો પોતાના પુત્ર પાસે આવ્યો અને જુવાની ને ઘડપણની અદલાબદલી કરી લીધી

ઘડીકમાં ઈન્સાનને જિંદગીનો જોશ ચઢવાથી તે ચકડોળે ચડે છે અને નવાજૂની કરી નાખે છે, ત્યારે તેને મોતનો વિચાર કરવાની પણ ફુરસદ નથી, બલ્કે તેને તે હસી કાઢે છે પણ જ્યારે જીવનથી તે કટાળે છે ત્યારે આ મેલું ક્યાંથી વળગ્યું અને આ પીડા કેમ સહેલાઈથી ટળે તેની જ ફિકરચિંતામાં તે પડી રહે છે જિંદગી એક ક્રિકેટની રમત જેવી છે મોતનો દેવ ચાલુ બૉલિંગ કરે છે, પણ જિંદગી ભોગવનાર બેટ્સમેન અનેકવાર તેના બૉલો બાઉન્ડરી ભણી ફટકાવી શાબાશી મેળવે છે. તે જો સારો ખેલાડી હોય તો સો બસો રન પણ ઠોકી કાઢે છે. પણ રન કરી કરીને કેટલા કરશે ? પેલો બૉલર તો ઘડી થોભ્યા વિના તરેહવાર તરકીબથી બૉલ ફેંક્યે જ જાય છે અને મોડે વહેલે તે વિકેટ લીધા વિના રહેતો નથી કોઈ વખતે તો અચાનક રમનારથી બાલ જરા ઊંચે ચડી જવાથી તે ઝડપાઈ કેચ આઉટ થઈ જાય છે બહુ સારો રમનાર હોય અને છેવટ સુધી ટકી રહ્યો હોય તોપણ તેના દરો સાથીઓ આઉટ થયા પછી હવે હું એકલો શું કરીશ ?" એવા વિચારથી ક્રિકેટના કાયદા અનુસાર તે નહિ આઉટનો પણ આઉટ ગણાઈ તમૂસા વિદાય થાય છે કોઈકવાર બસો ત્રણસો રન કર્યા પછી તે એટલો થાકે છે કે– બસ બહુ થયુ" એવુ બોલી તે retire થાય છે, યાને પાછો ફરે છે જિંદગીમાં પણ તેમ જ છે મોડેવહેલે યમદેવ આપણી વિકેટ ઉડાવી દે છે, યા તો અચાનક કેચ–આઉટ થઈ આપણે ઓચિંતા યમના સપાટામાં આવી જઈએ છીએ કેટલીકવાર બહુ વૃદ્ધ થયા પછી અને આપણા બધા સાથીઓ ચાલી ગયા પછી આપણને પણ ચાલી નીકળવાનું મન થાય છે, અથવા સુખી જિંદગી પણ ગુજારવા પછી તેનો થાક આપણને એટલો ચડે છે કે અમરતા તો બાજૂ રહી પણ આ ખેલ ક્યારે ખતમ થાય તેની આપણને ઇંતેજારી રહે છે

બીજા હાથ ઉપર જીવનપ્રવાહ એટલો વેગથી વહે છે કે કેટલાકો

કમાયે સ્થિરતા અનુભવી શકતા નથી અને પોતાનું મન કોઇ પણ બાબત ઉપર ગોઠવી શકતા નથી આપણી જિંદગી જ એટલી ટૂંકી છે કે બાળપણનો વિચાર કરીએ તેટલામા તો તે પસાર થઇ જાય છે, જુવાની ભોગવવાનો ખ્યાલ કરીએ કે જુવાની જ જતી રહે છે અને કડવાં મીઠાં સસ્મરણો મૂકતી જાય છે જોતજોતામાં જ ઘડપણ અને મુસાફરીનો અંત આવીને ઊભા રહે છે જીવન એક પહાડના પેટામાથી નીકળતા પાણીના વહેણ સમાન છે: પાણી ઉપર ઘડીભર નાચતા પરપોટા તે જિંદગીના એકેક દિવસ છે, સપાટી ઉપર ચમકતું ફીણ તે જીવનના ઉલ્લાસ અને આનંદ છે જે ફીણ જેટલાં જ તત્ત્વહીન અને ક્ષણભંગુર છે હજી તો આ જલઘોષની ઉપયોગિતાનો વિચાર કરીએ તેટલામા તો વાહોમ ઘસી ખીણમા પડી તે વિખેરાઇ જાય છે વખત ઘડીભર થોભતો નથી, તેમ જિંદગી પણ મોત તરફની કૂચ સમાન છે ખુદ 'જવાની" શબ્દનો અર્થ જ "ચાલી જવાની' એવો પણ થાય છે જે અર્થસૂચક છે "સંસાર' શબ્દનો ધાતુ સંસ્કૃત " સૃ " એટલે ચાલવુ એવો અર્થ ધરાવે છે જે થોભે જ નહિ પણ સતત સર્યા જ કરે તે સસાર જે અટકે નહિ પણ મૃત્યુ તરફ વહ્યા જ કરે તે જિંદગી

ભલુ છે કે ઈશ્વરની યોજનામા મોતને સ્થાન છે જો તેમ ન હોત તો પાપની સીમા જ ન રહેત મોત છે અને ગમે ત્યારે આવી ઊભુ રહે છે અને ધનમાલ મુકાવી આપણને ઉપાડી જાય છે તેની ખાત્રી હોવા છતાં પણ પૃથ્વી પાપના બોજથી દબાયેલી જ રહે છે આટલું જાણવા છતા પણ માણસના લોભલાલચનો પાર નથી મોટા મોટા દેશોને બીજા દેશો ઉપર સત્તા જમાવી તેમનું હીર ચૂસવુ છે યા મહાયુદ્ધોમાં ઝપલાવી સર્વનાશ ફેલાવવો છે શ્રીમતોને નફાખોરી કરી, સંગ્રહ કરી, પોતાની સધ્ધર સ્થિતિનો અણુઘટતો લાભ લઈ ગરીબોનો ઘાણ કાઢવો છે મિસકીનને ભલે ટુકડો રોટી ન મળે પણ વેપારીને તો એકના દશનો ભાવ લેવો છે. માથે યમદંડ લટકતો હોય ને જો આટલી બેદાદી, આટલાં પાપ, આટલી દુષ્ટતા થતી હોય, તો જો અહીં કાયમનો અડ્ડો જમાવી બેસવાનુ હોત અને જાવેદાનની જિંદગી ભોગવવાની હોત તો આજ સુધીમા પુણ્યનું નામ જ ધરતી ઉપરથી નષ્ટ થયું હોત, અને સવાબી આદમનાં દર્શન તો ક્યાંયે થાત જ નહિ જો મોત ન હોત તો પયગમ્બરોનાં ઈશ્વરપ્રેરિત વચનો અને યોગીઓનાં શુદ્ધ જીવનોથી પણ આપણી ઉપર પૂરતી અસર થઈ ન હોત જે કાંઇ જગતમાં ભલું થયુ છે તેનો જશ ઘણેક દરજ્જે મોતના અસ્તિત્વ અને ખુદાના આખરી ઈન્સાફની માન્યતાને મળવો જોઇએ

મોતને ગમે તેટલું કુદરતી કે જરૂરી માની લઈએ તોપણ તેને માથે અપજશ તો ખરો જ. જેમ જન્મ અને લગ્ન ખુશાલીના તેમ મોત શોકનો જ વિષય છે અને રહેશે. મહાભારતના "શાંતિપર્વ"માં મોતની ઉત્પત્તિનું આલંકારિક વર્ણન છે, તે પ્રમાણે પહેલાં બ્રહ્માએ મોત પેદા કર્યું નહોતું. ત્યારે પ્રજાવૃદ્ધિ એટલી બધી થઈ ગઈ કે બ્રહ્માજી પણ અકળાયા અને તેમને શાંત પાડવા શંકરને જવું પડયુ. છેવટે બ્રહ્માના શરીરમાંથી એક સ્ત્રી (મોતની દેવી) પ્રકટ થઈ. બ્રહ્માએ તેને આજ્ઞા કરી કે હવે તું પૃથ્વી ઉપર જઈ લોકોના પ્રાણ લે, ત્યારે તે દેવીએ સાફ ના પાડી કહ્યું કે કોઈ ધાર્મિક કાર્ય હોય તો સોંપો, પણ આવું અપજશભર્યું કાર્ય હું કરનાર નથી. આખર તે દેવીને સમજાવવામાં આવી કે ઈશ્વરેચ્છાથી જે કામ થાય તે અધાર્મિક હોય જ કેમ? મોત અવશ્યનું છે, ઈશ્વરી યોજનાને સફળ કરે છે, અને બહારથી ક્રૂર દેખાવા છતાં તેના ભીતરમાં ઈશ્વરનો પ્રેમ સમાયો છે. હજી પણ તે દેવીની ખાત્રી ન થતી હોવાથી અને "મને ફોકટનો અપજશ મળશે તેનું કેમ?" એવો તે વાંધો ઉઠાવતી હોવાથી બ્રહ્માએ કહ્યું કે "જા; મરણ સમયે હું ઘડપણ, રોગ, વગેરે મોકલીશ, તેથી લોકો તને અપજશ ન આપતાં રોગ, ઘડપણ વગેરેને બદનામ કરશે." આવું સાંભળવાથી મૃત્યુ દેવી નીચે ઉતરી અને ઈશ્વરની આજ્ઞાનુસાર સંહારનું કાર્ય કરવા મંડી. આમ છતાં હજી આપણી તો ખાત્રી થતી જ નથી અને પ્રાચીન કાળથી તે અદ્યાપિ પર્યંત મોત તો બદનામ જ થતું આવ્યું છે, અને તેની અનિવાર્યતા પ્રત્યે આપણે દુર્લક્ષ જ દાખવીએ છીએ

ખાસ કરી જ્યારે ધરતીકંપ, જ્વાળામુખી ફાટવાની આફત, જળપ્રલય, અતિવૃષ્ટિ વગેરે અનુભવીએ છીએ અને એક સામટાં હજારો મનુષ્યોને એકાએક મૃત્યુમુખમાં હોમાતાં સાંભળીએ છીએ ત્યારે આપણને થાય છે કે ઈશ્વર તે તારનાર છે કે મારનાર? તે જો દયાળુ હોય તો આટલા માણસોને મારે શા માટે? જો ઇન્સાફી હોય તો દુષ્ટ ભેગાં નિર્દોષોનો નાશ શા માટે કરે? ૧૯૩૫માં ક્વેટાનો ધરતીકંપ થયો ત્યારે આવા આવા વિચારો કરી ભક્ત પુરુષો પણ નાસ્તિકતા તરફ ઢળી ગયા; જ્યારે કેટલાક નાસ્તિકો પ્રભુનું આવું અમાપ બળ જોઈ તેની હસ્તીમાં માનવા લાગ્યા! એવી અટકે કરતા જુદી જ અસર એક જ બનાવથી ઊપજવા પામી. ક્વેટાની આફતથી જેમણે વહાલાંઓ સુધ્ધાં પોતાનું સર્વસ્વ ખોયું હોય તેમને દિલાસો શી રીતે દેવો અને ઈશ્વરના ન્યાયની ખાત્રી તેમને શી રીતે કરાવી આપવી? એ કાર્યની મુશ્કેલી આપણે સમજી શકીએ છીએ,

છતાં આ પ્રસંગે એ વિશે કાંઈક વિચાર કરીશું.

મોત જરૂરી છે તે તો જોયું, પણ આટલા મોટા પ્રમાણમાં અને એકાએક પ્રભુ શા માટે તે મોકલતો હશે તે આપણે તપાસીએ. આપણને યહુદીઓના જૂના કરારમાં એવું કહેવામાં આવ્યું છે કે પ્રભુએ વિશ્વ રચ્યું, પહાડપર્વત કર્યા, ઝાડપાન, પશુપંખી, મનુષ્ય વગેરે પેદા કર્યાં, અને પછી પ્રભુએ આરામ લીધો. એ ઉપરથી આપણે એમ સમજવાનું નથી કે ઉત્પત્તિ (creation)ની ક્રિયા હવે પૂરી થઈ છે. ખરું જોતાં તો હજી એ ક્રિયા ચાલુ જ છે અને રહેશે અને કુદરતમાં નવીન પ્રકારની રચના, નવા નવા ફેરફાર, જુદા જુદા પ્રકારના પશુ, પખી અને મનુષ્યની જાતો પેદા થયાં જ કરશે. ઉત્પત્તિની ક્રિયા કોઈ દિવસ અટકશે નહિ, તેની સાથેસાથ વિનાશ (destruction) ની ક્રિયા પણ પોતાનું કાર્ય ચાલુ જ રાખશે. હિંદુઓ પ્રભુની ત્રણ શક્તિઓનું વર્ણન કરે છે, અને તેને ત્રણ જુદા દેવોનાં નામ આપે છે, જો કે તે ત્રણે દેવો ખરું જોતા એક જ પ્રભુનાં ત્રણ રૂપો છે બ્રહ્મા ઉત્પન્ન કરનાર છે, વિષ્ણુ પોષણ કરે છે, જ્યારે શિવ સંહારના દેવ છે. ત્યારે ઉત્પત્તિ અને વિનાશ એ તો પ્રભુની જ બે જુદી જુદી શક્તિઓ છે પ્રભુ ઉત્પન્ન કરતો નથી, પ્રભુ એટલે જ ઉત્પત્તિ; પ્રભુ નાશ પણ કરતો નથી, પ્રભુ એટલે જ વિનાશ. વિનાશની ક્રિયા વિના પ્રભુનું આ વિશ્વ ઉપરનું પ્રભુત્વ ચાલે જ નહિ. ફાટેલું વસ્ત્ર જોઈને આપણે આંસુ પાડતા નથી, મોતને જોઈ પાડીએ છીએ; પણ પ્રભુને મન ફાટેલું વસ્ત્ર અને ધરતીકંપથી ફના થયેલું એક શહેર બન્ને સરખાં જ છે. પ્રભુની નજરમાં મોત એક રોજિંદુ અને જરૂરી કાર્ય છે, જે એને કર્યે જ છૂટકો

જરથોસ્તી ધર્મમાં ખુદાના ૧૦૧ નામો છે તેમાંથી તેનું સાતમું નામ "હુને-સ્તીહ" અથવા સૃષ્ટિરચનાનું મૂળ છે, જ્યારે તેનું આઠમું નામ "ફ્રાષ્તન-તેહ" અથવા બધાનો ખહોળો છેડો છે. ઈસ્લામી મઝહબમાં અલ્લાહનાં ૯૯ નામ છે તેમાંથી તેનું ૬૦ મું નામ "અલ મુહયુ" અથવા જિંદગી બક્ષનાર છે, જ્યારે તેનું ૬૧ મું નામ "અલ મુમીયત" એટલે મોત આપનાર છે. ટૂંકમાં તારનાર અને મારનાર, ઉત્પન્ન કરનાર અને નાશ કરનાર અહુરમઝ્દ પોતે જ છે, અને ઉત્પત્તિ અને વિનાશ એનાં મુખ્ય લક્ષણો છે, જે વિના એની સૃષ્ટિ ટકી શકે પણ નહિ આપણે બે હાથો વડે કાર્ય કરીએ છીએ, તેમ ઉત્પત્તિ અને વિનાશ એ પ્રભુના જમણા અને ડાબા હાથો છે, જે વડે એની હમેશની કારરવાઈ ચાલી રહી છે. આ બેમાંથી આપણે માત્ર ઉત્પત્તિ જ પસંદ કરીએ અને વિનાશને

ગણત્રીમાં ન લઇએ તે કેમ ચાલે? ખુદાને મન બન્ને સરખાં છે અને ફિલસૂફીની દૃષ્ટિએ બન્નેને અગત્યની ફરજો બજાવવાની છે. જેમ ઉત્પત્તિ વિના વિનાશ શક્ય નથી તેમ વિનાશ સિવાય ઉત્પત્તિ ઘણો વાર નભતી પણ નથી.

ધરતીકંપોથી ભયંકર નાશ થાય છે-અને પ્રભુની ભીષણ સંહારક-શક્તિનું આપણને ભાન થાય છે. વિજ્ઞાન હજી ધરતીકંપ રોકી શક્યું નથી, અથવા તે થાય ત્યારે ઓછામાં ઓછું નુકશાન કરે એવા ઉપાયો પણ ઝાઝા શોધી શક્યું નથી. વિકાસક્રમ (evolution)માં આપણે પ્રગતિ કરીએ છીએ, પણ જેમ જેમ વિનાશ, આફતો, નિષ્ફળતાઓ અને ભૂલોમાંથી આપણે પસાર થઈએ છીએ તેમ તેમ આપણી આંખો તે દિશાઓમાં ખુલવા પામે છે. પાછા પડયા વિના આગળ જવાતું નથીઃ જેને આગળ કૂદકો મારવો છે તે થોડાંક કદમ પાછળ જઇને દોડતો આવીને છલંગ મારશે. તેજ પ્રમાણે ચાલુ ઉત્પત્તિ હોઇ શકે નહિ, કે પ્રગતિ બની શકે નહિ અવારનવાર કાંઈક પાછા હઠવું પડે અને આપણે હસતીમાં આણેલી સુંદર વસ્તુઓનો નાશ પણ સખેદ જોવો પડે આપણે મોટરો, આગગાડી, આગબોટ અને વિમાનો દ્વારા પ્રવાસ કરીએ છીએ અને તેમાં પણ અકસ્માતનો ભય તો છે જ, તો પૃથ્વી તો એક એવો મહાન ગોળો છે કે જેની વ્યાસરેખા (diameter) વિષુવવૃત્ત (equator) આગળથી માપતા ૭૯૦૦ માઇલ છે. તે પોતાની ધરી આસપાસ ૨૪ કલાકમાં ફરી રહે છે, અને તે ઉપરાંત સૂર્ય કે જે પોતાથી ૯૩,૦૦૦,૦૦૦ માઇલ દૂર છે, તેની આસપાસ તે એક વર્ષમાં ફરી રહે છે. કલ્પના પણ હરી જાય એવી આ મહાન અને નિરંતર ચાલુ રહેલો ગતિ તરફ જોતા જો પૃથ્વી અવારનવાર ઠોકર ખાઈ ધરતીકંપ પેદા કરે તો તેમાં શું આશ્ચર્ય? એટલી જ ખરાબી થઇને રહે છે તેથી પ્રભુનો આભાર માની એ ખરાબીનું નિવારણ થાય એવા વૈજ્ઞાનિક પગલાં લેવામા જ આપણું ડહાપણ સમા-યેલું છે.

જગતનો કુલ વિસ્તાર ૧૯૬,૫૦૦,૦૦૦ ચોરસ માઇલ છે, જોકે તેમાંથી રહેવા લાયક જમીનનો ભાગ માત્ર ૫૫,૫૦૦,૦૦૦ ચોરસ માઈલ છે; બાકીનો ભાગ પાણીનો હોવાથી મનુષ્યને માટે રહેવાને કામ આવે એવો નથી. ૧૯૩૫-૩૬માં જગતની કુલ વસ્તી ૧,૯૦૦,૦૦૦,૦૦૦ માણ-સોથી વધુ હતી. વિદ્વાનો કહે છે કે સાધારણ સંજોગોમાં ૨૫ વર્ષના

અરસામાં વસ્તી બેવડી બની શકે છે. અલબત કૂતરાં, બિલાડાં, ઉંદર અને ખાસ કરી મચ્છીની વસ્તી તો બેશુમાર વધે છે, પણ તેમનું મરણ પ્રમાણ પણ વધુ છે અને તેમનું આયુષ ટૂંકું છે હવે મનુષ્યોની વસ્તી જો આ રીતે વધતી ગઈ તો દુનિયામાં ઊભા રહેવાની પણ જગ્યા મુશ્કેલ થઇ પડે, માટે પણ વિનાશની જરૂર રહે છે. કેટલીક વેળાએ ધરતીકંપ, દુષ્કાળ, મહામારી વગેરેથી થતા વિશાળ પાયા ઉપરના વિનાશની જરૂર રહે છે. આ એક નાપસંદ સત્ય છે પણ તે સ્વીકારે જ છૂટકો અલબત, આપણે એ વિનાશ કરવો નથી. આપણું કાર્ય વિનાશનું નહિ પણ વિકાસનું છે. પણ પ્રભુ, જેને હાથ સઘળાની દોરી છે, તે એ પરસા સરભર કરી શકે છે. મનુષ્ય પણ પોતાથી બનતું કરી છૂટે છે, જોકે ચાલુ બદલાતા મજોગોમા તેને અનેક નિષ્ફળતાઓ મળતી જ રહે છે તે નિઃશ્વાસ કરે છે, જોકે તેમ કરતા તે દુનિયાના કોઈ બીજા ભાગમા વસ્તી વધારે છે યા વર્ણસંકર પ્રજા ઉત્પન્ન કરે છે, અને એ રીતે ત્યા નવા જ પ્રશ્નો ઊભા કરે છે. તે મોટી ઉમરે લગ્ન કરવાના અને ફરજિયાત સતતિનિયમન કરવાના કાયદાઓ ઘડે છે, પણ તેમ કરતા તે અનીતિની ખાઇમા ગબડે છે. છેવટે દેશમા વસ્તી ઘણી વધી પડવાથી અને વસવાટની જગ્યા ન રહેવાથી તે બીજા નિર્દોષ દેશો સાથે લડાઈ જાહેર કરી, પાછો વિનાશનો પંથ પકડી ઘોર પાપમા પડે છે

લડાઈ ન કરે, સુલેહસપનો વખત હોય અને વસ્તી વધતી જાય તો મરણપ્રમાણ પણ સાથેસાથ વધતુ જ જશે. વળી વસ્તીના વધારાના કારણે મજૂરીના દર ઊતરી જશે અને ગરીબવર્ગમા અસતોષ ફેલાશે સાધારણ સંજોગોમાં શ્રીમતના કરતા નિર્ધનને ઘર સતતિ વધારે હોય છે અને એ કારણે પણ દરિદ્રતા ફેલાય છે એક બાજૂથી જગાની તગી અને બીજી બાજૂથી વસ્તીનો જગી વધારો—એ બે પીડામાથી દેશને ઉગારવાનો વિકટ પ્રશ્ન ભલભલા ગજમુત્સદ્દીઓને મૂંઝવી રહ્યો છે. ત્યારે નિરકુશ ઉત્પત્તિને રોકવા પ્રભુ વખતોવખત નાના મોટા પાયા ઉપર વિનાશ મોકલે તે તેની વિશાળ નજરે પૃથ્વીના હિત માટે જ હોવુ જોઈએ એમ આપણે માનવુ રહ્યુ શરીરમા લોહી વધી પડયુ હોય તો ફસ ખોલાવી વધારાનું લોહી કાઢી નાખવુ પડે છે તેમ ઈશ્વર પણ તેનો ખુશી પડે ત્યારે અને મન ચાહે તે જગાનો કે મનુષ્યોનો વિનાશ કરે છે

કોઇ પૂછશે કે ઈશ્વરને અવારનવાર નાશ કરવાની જરૂર પડે છે તે તો સમજ્યા, પણ વગર વાકે દુષ્ટોની સાથે નેક માણસોને એકસામટા

એકાએક મારવામાં એનો ઇન્સાફ કયાં આવ્યો ? જવાબ એ છે કે ઇન્સાફ વિના તો ઈશ્વર જ નથી, અને પ્રભુ સંપૂર્ણ સત્ય અને શ્રેય ( absolute truth and goodness) હોવાથી તેનાં ડહાપણ, નેકી અને ન્યાયની હદ જ નથી. આ બાબત સમજવા માટે પુનર્જન્મનો કાયદો સમજવાની જરૂર છે, અને તે આગળ જતાં કાંઇક વિસ્તારથી સમજાવવામાં આવ્યો છે. પણ હાલમાં એટલું જ કહીશું કે વિના વાંકે કોઈ મર્યું નથી, અને વિના તકસીરે કોઇને દુઃખ પણ ઊપજ્યું નથી. એ વાંક કે તકસીર કદાચ આ ભવનાં નહિ પણ આગલા ભવનાં હોય, તે કરનારાંઓનો મરણ સમય સાથે આવી પહોંચ્યો હોય, કોઇને તેની પાછલી કરણી અનુસાર રિબાને મરવાનું હોય, કોઇને પોતાના ગત કર્મ પ્રમાણે વહાલાંઓને ખોઇ જીવતાં જીવત તેઓનો ન ભુલાય એવો ગમ ખાવાનો હોય, યા નિર્ધન સ્થિતિમાં દિવસો કાઢવાના હોય, તો ખુદા તે સર્વને તેઓની કરણી મુજબ એક સામટી યોગ્ય સજા કરે છે, જો કે આ જન્મે તેમાના કેટલાક ભલા હોય અને કેટલાક બૂરા પણ હોય. આપણે ગયા જન્મોની હકીકત ન જાણતા હોવાથી અને ત્રિકાળજ્ઞાની ન હોવાથી ખુદાના આ અચૂક ઇન્સાફ પ્રત્યે શંકાની નજરે જોઈએ છીએ, પરંતુ તેમાં આપણું પોતાનું અજ્ઞાન છે. ઇશ્વરના કાયદા અચળ છે અને તે માલિકની નજરમા એક નાચીઝ કીડી અને એક દુનિયા ધ્રુજાવનાર વીર બન્ને સરખા છે. ખુદાના ન્યાય પ્રત્યે વહેમ લઈ જવા કરતા તે કરીમે-રહીમના ઇન્સાફમા અખૂટ યકીન ધરાવવાથી જ આપણે આવા ગજબનાક ફટકા શાંતિથી સહન કરી શકીશુ અને આપણા જ્ઞાનની મર્યાદા શ્રદ્ધાના બળથી પૂર્ણ કરીશુ.

દુનિયામા જે મહાયુદ્ધો ફાટી નીકળવાથી ભયંકર વિનાશ ફેલાય છે તેનો ગુનો પણ કેટલાકો ખુદાને શિરે ઓળવે છે તે વાજબી દેખાતુ નથી. લડાઈનું દુઃખ પ્રભુ મોકલતો નથી પણ તે મનુષ્ય ઉત્પન્ન કરે છે, અને તે જ તેનું નિવારણ પણ કરી શકે. જેમ ગુલામગીરી અને શરાબ-બાજીથી થતી ખરાબી માનવજાતે જ પેદા કરી અને માનવજાત જ તેનો ઉપાય પણ કરે છે, તેમ એક વખત એવો આવશે કે જ્યારે ઇન્સાનને જંગમાં ઊતરતાં શરમ લાગશે અને પોતાના ભાઇબંધ ઉપર શસ્ત્ર ઉઠાવતાં તે કમકમશે. એમ માનો કે એક શ્રીમંત પિતાએ કામેલ ઉસ્તાદો રોકી પોતાના પાંચ પુત્રોને ઉચ્ચ પ્રકારની તાલીમ અપાવી; હવે તે પુત્રો મોટા થતાં કેળવણીને કશે લગાડીને માહોમાહે લડી મરે તો વાંક તે પુત્રોનો કે પિતાનો કે ઉસ્તાદોનો ? પ્રભુએ આપણે માટે પોતાના ખાસ પયંદગી

પામેલા પયગમ્બરો દ્વારા અનેકવાર મુક્તિના સદેશા મોકલ્યા, પરંતુ પુત્રો જ જ્યા લોભલાલચ અને પાપના પંજામા ફસી લડાઈ કરી પોતાની અને બીજાની પાયમાલી કરતા કરાવતા હોય, ત્યા દોષ પ્રભુનો કે તેના પયગમ્બરોનો કે પેલા કપૂતોનો ? સ્વબચાવમા જે લડાઇ આવી પડે તે સિવાય બીજી કોઇ પણ લડાઈ નૈતિક દૃષ્ટિએ વાજબી ગણી શકાય નહિ કેવળ સ્વાર્થને લોધે બીજાના પ્રાણ હરવા, તેમની મિલકત છીનવી લેવી, તેમના ઘરબાગની પાયમાલી કરવી અને તેમનો દેશ પચાવી પાડવો તેમા ઇન્સાનિયત નહિ, શયતાનિયત છે આ ક્ષણભંગુર જગતમા એક બીજાને મદદગાર થવાને બદલે એક બીજાના લોહીના તરસ્યા થઈ રહેવુ એ તો ગાની પશુને જ શોભે કબીરજી કહે છે —

> ' હડ્ડી પડી હય ખેતમે, શ્વાન આયે લખ ક્રોડ,
> દાવા કરકે લડ મરે, ફિર ચલે ગયે સબ છોડ ;"

કૂતરામા બુદ્ધિ નથી માટે તે હાડકા સારુ લડી મરે છે અને છેવટે ખાધુ ન ખાધુ તેટલામા ચાલી નીકળે છે, પણ બુદ્ધિશાળી હોવા છતાં ઇન્સાન તેની તવારીખમા અનેકવાર કૂતરા જેવા લક્ષણો બતાવી લડતો ઝગડતો રહ્યો છે તે અફસોસકારક છે

કેટલાકો કહે છે કે ( War is a biological necessity ) જીવનશાસ્ત્રની નજરે લડાઈની બહુ જરૂર રહે છે. એઓનુ કહેવુ છે કે કુદરતમા જ ચોતરફ લડાઇ ચાલી રહી છે—મોટુ પક્ષી નાનાને મારી ખાઇ જાય છે, મોટી મચ્છી નાની મચ્છીને ગળી જાય છે, મોટુ જાનવર નાના જાનવરનો ભક્ષ કરે છે, સર્વત્ર survival for the fittest ( ઉત્તમનુ અતિજીવન ) ના સિદ્ધાંતનો અમલ થતો જોવામા આવે છે તેઓ કહે છે કે ખુદ માનવી પોતે આજ સુધી ટકી રહ્યો તે એણે પશુઓ અને ક્રૂર કુદરત સામે કરેલી સફળ લડાઇને આભારી છે. માટે મનુષ્યો માહોમાહે લડે છે અને સૌથી લાયક હોય તેજ બીજા ઉપર શાસન કરે છે ત્યારે એ ભાઇઓના કહેવા મુજબ આ લડાઈની સ્થિતિ કેવળ કુદરત અનુસાર અને સ્વાભાવિક છે લડાઇનો સવાલ અત્યંત લાંબો છે, પરંતુ વિષયાતર થવાનો ભય છતા આપણે તે વિશે કાઇક ચર્ચામા ઊતરીશુ

માણસમા પશુનું તત્ત્વ છે તેમ પ્રભુનું પણ સત્ત્વ છે જ્યાસુધી માણસ માત્ર પશુની પ્રેરણાથી દોરવાતો રહેશે ત્યાસુધી તે લડાઇ કરી

સર્વોપરિપણું જમાવવાની અભિલાષા સેવશે. પણ જ્યારે એનામાં ઈશ્વરી તત્ત્વ જાગ્રત થશે ત્યારે લડાઈના નામથી જ તે અત્યંત ત્રાસ પામશે અને લડાઈ ઉત્પન્ન થનારાં કારણોનું નિવારણ કરવા તે સતત પ્રયાસ કરશે પશુ જેવા માણસો માટે The Law of the Jungle (જગતમાં પ્રવર્તતો કાયદો) જ પૂરતો છે : તેઓનો સિદ્ધાંત eat or be eaten, kill or be killed (ભક્ષ કરો અથવા ભક્ષ્ય બનો, મારો અથવા મરો) તેઓને જ ગળે ઊતરતો હશે, આપણી બુદ્ધિમાં તે ઊતરતો નથી અને ઊતરે પણ ક્યાંથી ? લડાઈમાં તો સૌથી જુવાન, મજબૂત અને સંતતિ ઉત્પન્ન કરી શકે એવા જ માણસોનો મુખ્ય મરો છે, જ્યારે ઘરડા અને અશક્તો ઘેર બેસી જીવી જાય છે ત્યારે લડાઈથી survival for the fittest (ઉત્તમનું અતિજીવન) થાય છે એ કેમ માની શકાય ? હજી fittest ને ઠેકાણે unfittest (જીવન માટે નાલાયક) કહેતા હોય તો વધુ બંધ બેસે

યુદ્ધને biological necessity (જીવનશાસ્ત્રને આધારે આવશ્યક) ગણનારાઓને આપણે પૂછીશું કે લડી લડી દુનિયા બેહાનમેદાન કરી, પોતે પરેશાન હાલતે પહોંચી રાજ્ય કોણ કરશે અને કોના ઉપર કરશે અને કયે મોઢે કરશે ? પાંચ પાંડવો મહાભારતના યુદ્ધમાં જીત્યા તો ખરા પણ સંહાર એટલો ભયંકર થયો હતો કે રાજ્ય કરવું એમને ઝેર સમાન કડવું લાગ્યું ઈસુ ખ્રિસ્તે કહ્યું છે કે 'The meek shall inherit the earth યાને નમ્ર માણસ જ દુનિયાની માલેકી ભોગવશે ઈતિહાસના વાચકોને આ વચન અનુભવ અને માણસની સમજનું ઉલ્લંઘન કરનાર લાગશે પણ આધુનિક પ્રસિદ્ધ ફિલસૂફ મિ સી ઈ એમ જોડ આ શબ્દોને વાજબી રીતે એક વૈજ્ઞાનિક સત્ય સમાન ખરા માને છે તેઓ કહે છે કે જબરા માણસો લડી લડી નાશ પામશે દેશ દેશના લડાયક મરદો યુદ્ધમાં ખપી જશે અને બેગમો રહી જશે એટલે એ એક પ્રકારનો આંતરરાષ્ટ્રિય આત્મઘાત જ થયો બાકી રહ્યા યુદ્ધવિરોધી નમ્ર માણસો જેઓ સ્વાભાવિક રીતે પૃથ્વીના માલિક થશે' મિ જોડના કહેવા પ્રમાણે દયા, પ્રેમ અહિંસા અને ભ્રાતૃભાવના પરિણામો મોડે વહેલે યુદ્ધનાં પરિણામો કરતાં વધુ લાભ દાયક આવશે વળી એમ કહેવું કે યુદ્ધને જ કારણે આપણે આ ઉચ્ચ સ્થિતિએ પહોંચ્યા તેમાં પણ પૂરું સત્ય નથી અનંત સફળ યુદ્ધ કરી અને રાજ્યો પચાવી પચાવી એક દેશ ઉચ્ચ પશુની સ્થિતિએ પહોંચ્યો હશે પણ ઉચ્ચ આધ્યાત્મિક કે નૈતિક દરજ્જે તો તે પહોંચેલો ન જ કહેવાય યુદ્ધ લડી લડી તેણે પોતાનું might (બળ) બતાવ્યું હશે પણ તેનું right (ધર્મિષ્ઠપણું) તો ઢંકાયેલું જ રહ્યું હશે

પણ માણસમાં જેમ ખુદાઈ તત્ત્વ ખીલતું રહે છે તેમ તેનો સ્વાર્થ ઓછો થઈ સ્વાર્થત્યાગ વધુ વિકાસ પામતો જાય છે, તે સ્વહિત ઉપર લોકહિતને સરસાઈ આપે છે, તે એકલપેટાઈ છોડી સ્વભોગને પસંદગી આપે છે, અને આવા માણસને લડાઈની કલ્પનાથી જ ત્રાસ છૂટે છે. કેટલાકોના મત પ્રમાણે જો એક દેશના માણસો બધા જ આવા સાધુ વૈરાગી જેવા હોય તો બીજો દેશ આવી તેને સહેલાઈથી સર કરી લેશે ખરું, પણ પરાપૂર્વથી આત્મરક્ષણ માટે યુદ્ધ કરવું એ વાજબી ગણાયું છે સ્વાર્થત્યાગી અને પરોપકારી માણસોને પોતાના દેશના રક્ષણ સારુ પણ લડવાનું ન ફાવે અને એ અહિંસાવાદી સાધુડા"ઓનો દેશ જિતાઈ જાય એ વાત પણ ખરી પરંતુ યાદ રાખવાની જરૂર છે કે સઘળાં દૃષ્ટિબિંદુઓમાં આધ્યાત્મિક અને નૈતિક દૃષ્ટિબિંદુ જ સર્વશ્રેષ્ઠ છે અને તે પ્રમાણે પાપ કરી કોઈનું રાજ્ય પચાવી પાડવું તે કરતા પુણ્યને પથે પોતાનું રાજ્ય ખોવું વધુ સલાહભરેલું છે એ રાજ્ય કાયમનું ખોવાશે પણ નહિ કેમકે સુધરેલી પ્રજાઓ હવે સમજતી થઈ છે કે જેમ એક વ્યક્તિને બીજી વ્યક્તિને ગુલામી બંધનમા નાખવાનો હક ન હોઈ શકે તેમ કોઈ પણ દેશને બીજા દેશને કબજે કરવાનો અને તેની આઝાદી છીનવી લેવાનો નૈતિક હક નથી હવે જગત સમજે છે કે જ્યાસુધી રાજ્યો પચાવી પાડવાની લાલસા છે ત્યાસુધી અસંતોષ છે અને યુદ્ધો છે, અને જ્યાસુધી યુદ્ધો છે ત્યાંસુધી નેકી નીતિની અને જાનમાલની ખરાબી છે હવે આપણા નૈતિક દૃષ્ટિકોણમા પણ યોગ્ય ફેરફાર થવો જોઈએ, અને જેમ એક લુંટારુ બેઆબરૂભર્યો શખ્સ મનાય છે તેમ જે દેશ બીજા દેશોની સ્વતંત્રતાનો નાશ કરતો હોય તેના તે કાર્ય પ્રત્યે જગતે તિરસ્કારથી જોવું જોઈએ એક વ્યક્તિ અથવા દેશની કદર તેના સદ્ગુણોથી અને સેવાથી નહિ કે તેની જીતો અને સાધનસંપત્તિથી થવી જોઈએ આજના સરકારી યુવકના મનથી બીજાનો દેશ છીનવી લેવો તેમા મહત્તા નથી પામરતા છે નીચતા છે, એમાં વીરતા નથી નરી નામર્દી છે

જેઓ એમ માનતા હોય કે દુનિયામા લડાઈની બહુ જરૂર હોય છે તેઓ શું જોઈ શકતા નથી કે હાલની લડાઈ કેટલી ભયંકર અને આફતકારક નીવડી શકે છે? શુ તેઓ નથી સમજતા કે તેના પરિણામો લાંબા સમય સુધી દુનિયાની ચારે દિશામા ફેલાવા પામે છે? શુ તેઓને ખબર નથી કે દરેક દેશ આજે બીજા દેશો સાથે આર્થિક અને રાજકીય સંબંધો ધરાવે છે, અને એક દેશ લડાઈમા પડે તે કારણે બીજા તટસ્થ દેશોના નાણાં બજાર અને વ્યાપારમા ભારે ઊથલપાથલ થાય છે અને એ રીતે નાશકારક

યુદ્ધ એકવાર ફાટયું તો ધીમે ધીમે આખા જગતને પોતાના સપાટામાં લે છે ? શું તેઓને માહિતી નથી કે સુલેહના વખતમાં પણ રખે યુદ્ધ ફાટે તે ખાસ્તીથી દેશની લાભદાયી હિલચાલોને ભોગે અમજો રૂપિયા ખરચી શસ્ત્રાસ્ત્રોની તૈયારી રાખવામાં આવે છે ? હાલમાં ચાલી રહેલો આ ખતરનાક જંગ તપાસો. આ મહાયુદ્ધે જગતને તેની અનેકવિધ પ્રગતિ છતાં તેની સંસ્કૃતિની પોલનું પ્રદર્શન કરાવ્યું છે, મનુષ્યહૃદયમાં રહેલી નરી પાશવતાનું તેને ભાન કરાવ્યું છે. આ લડાઇને અંગે વેપારીઓએ રાક્ષસી નફાખોરી અને સંગ્રહવૃત્તિને વશ થઇ લોકોનું લોહી કેમ ચૂસવું તે બરાબર બતાવ્યું છે; શ્રીમંતોએ શ્રીમંતાઇ છતાં નીચતાની હદ ઉલ્લંઘી એરણની ચોરી કરી સોયનું દાન કેમ કરવું તે દેખાડયું છે; જ્યારે ગરીબોએ ગરીબીની ચક્કીમાં પિમાઇ હાડ વિકાસી કેમ મરી છૂટવું તેનું અવિસ્મરણીય શિક્ષણ જગતને આપ્યું છે. આ યુદ્ધ દરમિયાન લડાઈ દુર્ગુણોની માતા છે એવી જેની ખાત્રી ન થઇ હોય તેની હવે પછી કદાચ થશે પણ નહિ. લડાઇને લીધે સ્વભોગ, વીરતા, શિસ્ત જેવા કોઇક સદ્ગુણો પણ ખીલતા હશે, પણ દેશની આફતકારક ખરાબી અને ચારિત્ર્યના વિનાશને મુકાબલે આ થોડાક સદ્ગુણોનો વિકાસ તો કાંઈ હિસાબમાં જ ન ગણાય.

આ સઘળું જાણવા છતાં કેટલાકો યુદ્ધને જરૂરી માની તેના નિવારણ માટે કાંઈ પણ પગલા લેવા ઉત્સુક નથી રહેતા તે આશ્ચર્યજનક છે. મનુષ્યસ્વભાવ અનુસાર યુદ્ધ જરૂરી છે એમ માનવા કરતા healthy rivalry (પ્રામાણિક હરીફાઇ) જરૂરની છે એમ આપણે કહી શકીએ. આવતી કાલે જો સામ્યવાદ (Socialism) ની સ્થાપના થઇ તો વળી આ સૂત્રમા પણ ફેરફાર કરવો પડશે. આજના જમાનામા એક વ્યક્તિ બીજીને નિચોવી માલદાર બને તે કરતાં અનેક વ્યક્તિઓ મળી સહકારી ધોરણ ઉપર વેપાર વગેરે કરી લાભ ઉઠાવે તે બહેતર ગણાય. દેશદેશ વચ્ચે પણ સૌનું હિત સચવાય અને યુદ્ધ થાય નહિ એવા હેતુથી પ્રજાસંઘ (League of Nations)ની સ્થાપના થઇ હતી, જો કે તેની મુરાદ બર આવી શકી નહિ આ મહાયુદ્ધ પછી એવી જ કોઈ સંસ્થા દ્વારા કુલ આલમનો લાભ સચવાય અને ફરીથી આવું જંગે-જહાન ફાટી ન નીકળે એવા પગલા લેવાય એમ આપણે ઇચ્છીશું.

અનેક કારણોસર મનુષ્યોએ જંગ મચાવ્યા છે. સુંદર સ્ત્રીનો પ્રેમ જીતવા માટે પણ પહેલાં લડાઈઓ થતી અને લાખો જાનની કુરબાની

અપાતી, પણ હાલમાં તે વખત પૂરો થઇ ગયો છે એમ આપણે માની લઇશું. ધર્મને નામે યુદ્ધો કરીને પણ માનવજાતે પોતાની સંસ્કૃતિને શરમાવી છે. ધર્મસ્થળોની રક્ષા માટે જે જંગો કરવા પડે તે તો સમજી શકાય તેમ છે, પરંતુ પોતાનો ધર્મ સર્વ શ્રેષ્ઠ છે એવા મિથ્યાભિમાનને વશ થઇ એક વિધર્મી દેશ પર આક્રમણ કરવું એ ધર્મયુદ્ધ નથી, અધર્મયુદ્ધ છે, કેમકે ધર્મની કલ્પના માત્રથી જ લડાઇ કે ક્રોધ નહિ પણ પ્રેમ, શાંત અને ભ્રાતૃભાવના વિચારો સ્ફુરવા જોઇએ. એ કહેવાતા "ધર્મયુદ્ધો" નો યુગ પણ હવે ખતમ થયો છે તે જાણી આપણને સંતોષ થાય છે.

હાલના વખતમાં યુદ્ધો આર્થિક કારણોસર ફાટી નીકળે છે. વસ્તી વધવાથી અને રહેવાની જગ્યાની તંગી હોવાથી એક રાજ્ય બીજા ઉપર હુમલો કરે છે. એક રાજ્યમાં જરૂર પડે તે કરતાં અનેક ગણા માલનું ઉત્પાદન થતું હોય તો બાકી રહેલો માલ બીજા દેશો જીતી તેમને ખરીદ કરવાની ફરજ પાડવામાં આવે છે જો ખપ પૂરતો જ માલ એક દેશ ઉત્પન્ન કરે તો અનેક કારખાનાં બંધ કરવાં પડે અને હજારો માણસો બેકાર બને અને ગરીબી ફેલાય. કોઇક દેશને નિશો ચડે છે કે તેના જેવી તો પ્રજા જ નહિ અને તેનો જ દેશ દુનિયામાં રાજ્ય કરવા અને દુનિયાને કેળવવા સર્જાયો છે, તે કારણે, બલકે તે ભ્રમને અધીન થઇ, લડાઇઓથી તે પોતાનું સામ્રાજ્ય વધારતો જ જાય છે. કોઈ પ્રજાને પોતાની સંસ્કૃતિ માટે ગર્વ છે, કોઈ પોતાના પ્રાચીન ગૌરવ માટે સર બુલંદ લઈ ફરે છે, કોઇ આધુનિક યુગમા તેણે પ્રાપ્ત કરેલી મહત્તાથી મગરૂર છે, જ્યારે કોઈ તેની ચામડીના રંગ માટે અભિમાન ધરી તે રંગ નહિ ધરાવનારા "જંગલીઓ" સાથે યુદ્ધ કરી, તેમનો દેશ પચાવી પાડી તેમને "સુધારવા" આતુર છે કેટલીક વેળાએ રાજ્યખટપટથી, રાજનીતિજ્ઞ પુરુષોના કાવાદાવાથી, અથવા રાજ્યની કહેવાતી પ્રતિષ્ઠા જાળવવાની મમત પકડવાથી યુદ્ધ થાય છે. નફાખોર વેપારીઓ અને લશ્કરના મોદીખાનાના કંટ્રાક્ટ લેનારાઓ પણ યુદ્ધ શરૂ થાય તો હાથ મારી લેવાની આશામા બેઠા હોય છે, એટલું જ નહિ પણ શસ્ત્રસામગ્રી બનાવનારાં જંગી કારખાનાંના અનેક શેરહોલ્ડરો યુદ્ધ ફાટે અને માલનું ઉત્પાદન વધે તો તેમને વધુ "ડિવિડંડ" મળે તેના સ્વાર્થી સ્વપ્નાં જુએ છે.

શું આ સ્વાર્થસાધુઓની એકલપેટાઈથી થતી લડાઈ જગાડવાનો દોષ પ્રભુ ઉપર મૂકવો વાજબી છે? પણ એક રીતે જોતાં કદાચ પ્રભુને જવાબદાર ગણી પણ શકાય દાખલા તરીકે મહાન સિકંદર, જંગીઝખાન

કે નેપોલિયનને તો યુદ્ધદેવના અવતાર સમાન જ ગણી શકાય. દુનિયાની મોટામાં મોટી આફતોમાંથી એક તે આવા એક લશ્કરી સરમુખત્યારનો જન્મ છે. જો ઈશ્વરે આ ત્રણ જ માણસોને જન્મ ન આપ્યો હોત તો લાખો માણસોના જાન બચી જાત અને દુનિયાની જે ભયંકર ખરાબી થવા પામી તે થઈ નહોત. અઢારમી સદીમાં ઈરાનમાં નાદિરશાહ અફ્શાર નામનો અત્યંત ઘાતકી બાદશાહ થઈ ગયો જેને વિશે એક ઈરાની કવિએ લખ્યું હતું કેઃ—"શામતે અએમાલે મા સુરતે નાદિર ગિરફ્ત—" યાને અમારા જ નામોશીભર્યા કાર્યોએ નાદિરશાહનું સ્વરૂપ ધારણ કર્યું. ("નાદિર" શબ્દ ઉપર રમત કરતાં એનો એવો પણ અર્થ થાય કે—અમારાં જ નામોશીભર્યાં કાર્યોએ એક "નાદિર" અથવા વિરલ સ્વરૂપ ધારણ કર્યું). લખનાર કવિ મુસલમાન હતો એટલે તે પુનર્જન્મમાં માનતો હોવો જોઈએ નહિ; એમ છતાં આ લીટીમાં એણે કવિતી કલ્પના કરી નથી પણ નગ્ન સત્ય લખ્યું છે જંગીઝખાન અને નાદિરશાહ જેવા નાશકારક આત્માઓને જન્મ આપવામાં પણ ખુદાનો ખરું જોતાં દોષ નથી, કેમકે દુનિયામાં પાપનો બોજ એટલો ભારે થઈ પડે છે કે તેની સજા કરી હલકો કરવા સારુ અવારનવાર પ્રગતીરૂપ જળપ્રલય ભેગા આવા નાશના દેવો પણ ઉત્પન્ન કરવાની ઈશ્વરને ફરજ પડે છે. લડાઈના જેવું દારુણ દુઃખ બીજું કોઈ નથી: જ્યાં મોટા પાયા પર ખરાબી થાય અને લાખો લોકો મરે ત્યાં દુઃખનું તો પૂછવું જ શું? રણક્ષેત્ર એતો યમરાજની સંહારલીલાનું માનીતુ સ્થાન; એ તો મોતના દેવની રમતગમતનું મયદાન. યુદ્ધનું પરિણામ દુઃખ, અને દુઃખથી ત્રાસી માણસ પાપમા પડે છે યુદ્ધને કારણે દુઃખ અને પાપનો ફેલાવો થાય છે, અને પાપનો ભાર હળવો કરવા પ્રભુ પાછુ યુદ્ધ મોકલી વિનાશ કરાવે છે. આ દુશ્ચક્રમાંથી આપણે એક જ રીતે બચી શકીએ, અને તે એ કે <u>આપણે સુખી હોઈએ કે દુઃખી પણ આપણે કોઈ દિવસ પાપમાં પડવું નહિ.</u>

આ બાબત પુરાવાથી સાબિત કરવી ભારે છે, પણ જ્ઞાનીઓ તે સારી રીતે જાણી શકે છે. બાઈબલમાં એક વાક્ય છે કે—The wages of sin is death યાને <u>પાપનો બદલો મોત</u> છે. પાપ જશે તો દુઃખ જશે, યુદ્ધ જશે, *વિનાશ જશે, અને જો આપણે મન વાચા અને* કર્મથી તદ્દન શુદ્ધ થઈશુ (જેમ બનવું અશક્ય નહિ તોપણ અત્યંત કઠણ તો છે જ) તો કદાચ દૂર દૂરના ભવિષ્યમા એક સતયુગ એવો પણ આવે કે જ્યારે જગતમાંથી મોત કાયમની વિદાયગીરી લઈ લેશે. " લડાઈ તો

જરૂરની છે," "લડાઈથી તો આપણે આટલી ઉચ્ચ સ્થિતિએ આવ્યા" એવા એવા સિદ્ધાંતો જ્યાંસુધી આપણામાં પ્રચલિત છે ત્યાંસુધી તો આવી ઊંચી હાલતે આપણે કેમ જ આવી શકીએ? પણ જો સત્ય, પ્રેમ, અહિંસા અને ભ્રાતૃભાવનું આપણે પાલન કરીએ, લોભલાલચ, બૂરાઈને વશ ન થઈએ, બીજી કોમ કે બીજા દેશને આપણી કોમ કે દેશ સમાન જ પ્રીતિપાત્ર ગણીએ, અને ગરીબની રોટલી ઉપર બદનજર ન કરતાં તેના પ્રત્યે મમતાથી વર્તીએ તો જેમ ફિરસ્તાઓમાં પાપને અભાવે દુઃખ અને મોત નથી તેમ આપણા જીવનમાંથી પણ તે અલોપ થવા પામે અલબત આ આદર્શ તો અતિ ઊંચો છે—વ્યક્તિઓ માટે પણ વિરલ છે, એટલે દુનિયા તો કોણ જાણે ક્યારે તે અમલમાં મેલી શકશે? ફિરસ્તાઓમાં વસ્તી વધી પડવાની, બીજું રાજ્ય ચડી આવવાની અને યુદ્ધથી ખરાબી થવાની બીક નથી આપણાં સર્વેનું ચારિત્ર પણ સો ટચના સોના જેવું શુદ્ધ થશે ત્યારે આપણામાંથી પણ એ બીકનો નાશ થશે ત્યાંસુધી તો પાપ, દુઃખ અને વિનાશની ચક્કીમાં મનુષ્યોને પિસાવાનું નિર્માણ થયું હોય એમ દેખાય છે, ત્યારે મોત, દુઃખ અને પાપની અકસીર દવા તે નિર્મળ, શુદ્ધ અને સાત્વિક જીવન છે

## ૯. મોત—વિનાશ કે વિકાસ?

મોત અને વિનાશને આપણા હાલના સંજોગોમાં એક કુદરતી અને જરૂરી સ્થિતિ તરીકે આપણે જોઈ ગયા હવે એ સ્થિતિમાં શું થાય છે તે ઉપર આપણે વિચાર કરીએ આપણે બારીકીથી જોઈશું તો કશું જ નાશ પામતું નથી પણ નાશ પામતી દેખાતી ચીજના અણુઓ બીજી વસ્તુઓમાં ફેરવાઈ જાય છે જડ વસ્તુમાં નક્કર, પ્રવાહી અને વાયુરૂપી પદાર્થો છે: તે જડ વસ્તુ નાશ પામતાં તેના નક્કર, પ્રવાહી અને વાયુરૂપી અણુઓ કુદરતના પોતાને મળતા જ અણુઓ સાથે ભેળાઈ અદશ્ય થવા પામે છે એક માણસને વાઘ ફાડી ખાય ત્યારે તેનું લોહી તે વાઘ પી જશે બાકીના ભાગ શિયાળ કૂતરા જેવા જાનવરો ખાઈ જશે, વધ્યુંસધ્યું લોહી ધરતી ચૂસી લેશે, બાકીનું શરીર કીડા ખાઈ જશે જો હાડકાં બાકી રહે તો કાળક્રમે તેનો ચૂરો થઈ ખાકમાં મળી જશે જ્યારે તેનો આત્મા અમર રહેશે ખરું જોતાં તે માણસ નાશ પામ્યો નથી, કેમકે તે તો આત્મા હતો અને આત્મા તો અમર જ રહ્યો, એટલું જ નહિ પણ તેનું શરીર પણ નાશ પામ્યું નથી, પરંતુ માત્ર ફેરફાર પામી પંચમહાભૂતમાં મળી ગયું છે માત્ર

તે માણસની એક માણસ તરીકેની હસ્તી બંધ પડી અને તે અહીં કાર્ય કરતો અટક્યો એટલું જ; જો કે બીજી દુનિયામાં તો કાર્ય કરવાની પણ તેની શક્તિ ચાલુ જ રહે છે તે આપણે હવે પછી જોઈશું. ત્યારે મોત એ વિનાશ નહિ, પણ ફેરફાર—માનોઈ જિંદગી ભોગવવા સારુ થવું જોઈતું જરૂરી રૂપાંતર.

જગતમાં સ્થિરતા જેવું કશું જ નથી. જે સ્થિર થયેલું અથવા નાશ પામેલું દેખાય છે તે બીજી કોઈ વસ્તુમાં જુદું રૂપ લઈને બદલાઈ જાય છે. જીવન એટલે અખંડ ગતિ, મરણ એટલે જુદાં પ્રકારના જીવન માટે થતો જોઈતો જરૂરી ફેરફાર. દુનિયા એક ફરતા રેંટ મિસાલ છે કે જેમાં ઉપર નીચે એકેક ડોલ મૂકી છેઃ પાણીના હોઝમાં તે ચક્કર ફરે છે, નીચેની ડોલ પાણીથી ભરાઈ ઉપર જઈ ખાલી થઈ જાય છે જ્યારે ઉપરની ડોલ નીચે આવી પાણીથી ભરાઈ પાછી ઉપર ચડે છે, અને એ જ પ્રમાણે જીવન-મરણ અને ચડતી-પડતીનું પણ ચક્કર ફરે છે. એક જ હાલતમાં કશું રહેતું નથી. : એક દિવસમાં પણ આપણે એક દિવસ જેટલા વધુ ઘરડા બનીને સહેજ ફેરવાવા પામીએ છીએ, જ્યારે એક ફૂલનું તો આખું જીવન જ એક દિવસનું હોય છે, જે પછી તે ખુલ્લી રીતે કરમાઈને ફેરવાઈ જાય છે. વખત આવ્યે સ્થળને ઠેકાણે જળ અને જળને ઠેકાણે સ્થળ, પહાડને ઠેકાણે નદી ને નદીને ઠેકાણે પહાડ આવી ઊભાં રહે છે મનુષ્યના જીવનમા પણ ઘડીમાં શોકની છાયા અને ઘડીમા હાસ્યનો ચમકાર છે. સ્થિતપ્રજ્ઞ પુરુષ હર્ષને પ્રસંગે અને શોકસમયે શાંત જ રહે છે, કેમકે તે જાણે છે કે કોઈ સ્થિતિ સ્થિર રહેવાની નથી, પણ એક પછી બીજું આવ્યા વિના રહેશે જ નાહ.

એક રાજાને એક ઉડાઉ અને કુછંદી પુત્ર હતો. પિતાએ તેને સુધારવાનું બનતું કર્યું પણ ફોકટ. જ્યારે તે રાજા મરવા સૂતો ત્યારે પોતાના ગળામાંથી એક માદળિયું કાઢી પુત્રને પહેરાવ્યું અને આજ્ઞા કરી કે જ્યારે અસાધારણ આફત આવી પડે ત્યારે માદળિયુ ખોલવું. પિતાના મરણ પછી કુમાર ગાદીએ બેઠો, અને કેટલાક વર્ષોના જુલ્મી અને ગેરઈન્સાફી દોર પછી એક બીજો રાજા તેના રાજ્ય ઉપર ચડી આવ્યો અને તેને શિકસ્ત આપી તેનો મુલક પચાવી લીધો. નાસભાગમાં પડેલો તે હારેલો રાજા નિરાશ થઈને જંગલમા તદ્દન એકલો અથડાતો હતો તેટલામા પિતાના શબ્દો યાદ આવ્યા, અને આના કરતાં વધુ મોટી આફત બીજી હોઈ શકે નહિ એમ ધારી માદળિયું ખોલ્યું. તેમા માત્ર એવું લખ્યું હતું કે—"આ પણ

પસાર થઈ જશે" આ શબ્દોથી તેને ભારે હિંમત આવી: વેરવિખેર પડેલા પોતાના લશ્કરને તેણે ભેગું કર્યું અને દુશ્મન ઉપર ઓચિંતો હુમલો કરી તેના રાજાને હરાવી કેદ પકડયો. વળતી સવારે પોતે પોતાના તખ્ત ઉપર બેઠો અને પોતાના બંદિવાન બનેલા શત્રુ તરફ ભારે ધિક્કારથી જોઈ તેને એક ઘાતકી મોતની સજા ફરમાવવા જતો હતો, તેટલામાં ફરી તેની નજર તેના ખુલ્લા માદળિયા ઉપર પડી, જેમાં લખ્યું હતું કે—"આ પણ પસાર થઈ જશે" યાને જેમ દુઃખ જતું રહી સુખ આવ્યું તેમ સુખમાં ફેરફાર થઈ પાછું દુઃખ પણ આવે. એ વિચારથી તેને ભારે દહેશત પેઠી, તેને જીવનનું રહસ્ય સમજાયું અને શત્રુને માફી બક્ષી સૌ સાથે રહેમદિલી રાખી ઈન્સાફથી રાજ્ય કરવા લાગ્યો. પરપોટા જેવા આ જીવનમાં મગરૂરી તો મૂર્ખને જ રહે; ચલાચલીના આ જમાનામાં પાપનો પથ તો પાગલને જ સૂઝે. કમનસીબે ઘણા ડાહ્યા ગણાતા માણસોને પણ જિંદગીની એવી ખુમારી ચઢી હોય છે કે સારું અને સાચું તેમને વખતસર જડતું નથી, અને તેથી જો શુમાર કાઢયો હોય તો અંગ્રેજ વિચારક કાર્લાઇલે કહ્યું છે તેમ, ડાહ્યા કરતાં પાગલોની અને ધીરગંભીર કરતાં મસ્તાનોની સંખ્યા દુનિયામાં વધી જતી પામે.

જે ઈશ્વરનો સાચો ભક્ત છે, જે આત્મામાં વસે છે અને લોભલાલચથી પર છે, તેને મોતનો ડર નથી અને મોત તેને હેરાન કરતું પણ નથી. પવિત્ર જીવન ગુજારનાર માણસ બાઈબલમાં લખ્યું છે તેમ પૂછી શકે કે Oh death, where is thy sting? Oh grave, where is thy victory? યાને, અરે મોત, તારો ડંખ ક્યાં છે? હે કબર, તારો વિજય ક્યાં ગયો? યોગીને વળી મોતના ડંખ કેવા અને કબરની ચિંતા કેટલી? જેણે કોઈને દુઃખ દીધું નથી બલકે લોકોનાં દુઃખ હર્યા છે તે હસતે મોએ સ્વધામ સિધારશે. આપણું જીવન પ્રભુમય હોય, આપણે પ્રભુમાં જ જીવતા હોઈએ તો પ્રભુમાં જ આપણો મોતરૂપી ફેરફાર પણ થાય અને પ્રભુ જેમ મરતો નથી તેમ પ્રભુમાં નિરતર રહેનાર શી રીતે મરી શકે? એક કવિએ કહ્યું છે કેઃ—

> "રામ મરે જબ મય મરૂ, મેરી મરે બલાય:
> સદગુરુ કા બાલકા મરે ન મારા જાય:"

જેણે સદ્ગુરુનો સાચો ઉપદેશ સાંભળ્યો છે અને જીવનમાં ઉતાર્યો છે તે કરાવેલો કરતો નથી અને મારેલો મરતો નથી.

જ્યારે પ્લોટીનસ નામનો મહાન યોગી મરવા પડ્યો ત્યારે તે બોલ્યો કે—મારામાં રહેલો ઈશ્વરી અંશ સમગ્ર વિશ્વમાં જે મહા પ્રભુ વ્યાપી રહ્યો છે તેની સાથે જોડાઈ જવા હવે તરફડાટ મારી રહ્યો છે. રાજકવિ ટેનિસને પોતાના પરમમિત્ર એ. એચ. હેલમના ભરજુવાન ઉમરે નિપજેલા મોત ઉપર જગતનાં સાહિત્યોમાં પ્રથમ પંક્તિમાં વિરાજે એવું "In Memoriam" નામનું ફિલસૂફીભર્યું શોકકાવ્ય લખ્યું હતું, તેમાં તે છેવટે એવો દિલાસો લે છે કે તેનો મિત્ર જે એક વખત માત્ર એક મનુષ્યવ્યક્તિમાં પરિમિત હતો તે હવે સમગ્ર વિશ્વમાં ફેલાઈ ગયો છે, કુલ કુદરતમાં મળી ગયો છે, અને તેથી તો જ્યાં ત્યાં, દૂર અને નઝદીક, તે મિત્રનાં જ દર્શન થાય છે અને તેનો જ સૂર સંભળાય છે. વહેતા પાણીમાં, ગાતા પક્ષીમાં, ખીલતા ફૂલમાં, ઊગતા ચંદ્રમાં, આથમતા સૂર્યમાં હવે તો એ મિત્રનો જ સૂર સંભળાય છે અને એ મિત્રનું જ સ્વરૂપ દેખાય છે. હવે તો એ મિત્ર મરણદ્વારા ફેરફાર પામી આ અલ્પજીવનમાંથી છૂટી કાયમની જિંદગી પામ્યો અને કુદરત સાથે એકાકાર બની સામો એના કવિમિત્રની નઝદીક જ રહેવા પામ્યો. શ્રીમદ્ ભાગવતમાં જણાવ્યા પ્રમાણે એક ઘડો ફૂટી ગયા પછી તેની અંદરનું આકાશ (space) જેમ સર્વત્ર ફેલાયેલા મહાઆકાશ સાથે મળી જાય છે, તેમ તત્ત્વજ્ઞાનથી દેહનો લય થયા કે આ જીવ પણ પાછો બ્રહ્મરૂપ બને છે. કવિવર ટાગોરે પોતાનાં સ્વર્ગસ્થ પત્ની વિશે પોતાની "જીવનસ્મૃતિ" માં લખ્યું છે કે એકવાર એ ગૃહલક્ષ્મી હતાં પણ આજે વિદેહ થઈ વિશ્વલક્ષ્મી બન્યાં છે; એક વાર એઓનું સૌન્દર્ય એક ઘર અજવાળતું હતું, આજે તે ઈશ્વરના પરમ તેજમાં ભળી વિશ્વને પ્રકાશિત કરે છે; એકવાર તેઓ સ્ત્રી તરીકે ઓળખાતાં હતાં, હવે મોતનો ચમત્કારિક ફેરફાર બન્યા પછી એમને દેવી-સ્વરૂપ ગણી શકાય. કવિ શેલીએ પોતાના યુવાન કવિમિત્ર કીટ્સના મરણ ઉપર એક શોકકાવ્ય લખ્યું હતું તેમાં તે કહે છે કે કીટ્સ મરણ પામ્યો નથી પણ જીવનસ્વપ્નમાંથી જાગ્રત થયો છે. મરવું એ તો આ ફાની જહાનનો ત્યાગ કરી એક બહેતર દુનિયામાં જન્મ લેવા સમાન છે. એક માણસ મરતી વખતે આ દુનિયામાંથી કમ થાય છે મગર બીજી દુનિયામાં એક આત્માનો વધારો થાય છે.

બીજા ઘણા કવિઓની પેઠે શેલી પણ કહે છે કે એનો મિત્ર કીટ્સ જાગ્રત છે, અમર છે; એ તો માત્ર મોત જ મરણ પામ્યું છે. જેમ બાલ્યાવસ્થા અને યૌવન પૂરાં થતાં તે મરણ પામ્યાં કહેવાય અને તે ફરી આવતાં

નથી, તેમ એક જિંદગીમાં મરણ માત્ર એક જ વાર આવે છે, ફરી આવતું નથી; યાને એકવાર આવી ગયા પછી મરણની હસ્તી જ બંધ થઈ જાય છે —મરણ જ મરણ પામે છે, જ્યારે મરનાર તો છૂટા થયેલા આત્માદ્વારા અમર બને છે. આપણને બીક રહે છે કે તે માણસ મરી ગયો, પણ બારીક વિચાર કરતાં આપણે એવા અનુમાન ઉપર આવીએ છીએ કે આત્મા તો મરી શકે જ નહિ; શરીર પણ નાશ પામતુ જ નથી, પણ indestructibility of matter (જડ વસ્તુનો નાશ ન હોઈ શકે) ના વૈજ્ઞાનિક સિદ્ધાંત અનુસાર તેના અણુઓ કુદરતના જુદા જુદા અણુઓ સાથે ભળી તેનું રૂપાંતર થઇ જાય છે. જ્યારે મરણ તો મોતનું જ આવે છે, અને એકવાર એક ભવમાં મોત આવી ગયા પછી તે ફરી મોં બતાવતું નથી. ત્યારે હવે મોતનો ભય રહ્યો ક્યાં ? તેમાં ખાસ કરી નેક માણસને તો મોત ત્રાસ આપે જ ક્યાંથી ? જે પ્રાણપંખી શરીરરૂપી પિંજરામાંથી બહાર નીકળી, આઝાદીની હવા સુંઘી, પ્રકૃતિનું સૌંદર્ય ભાળી, આકાશમાં વિહાર કરે છે, તેને તેમ કરવાની સવળતા મોતે કરી આપી છે, ત્યારે મોતને આશીર્વાદ સમાન માનવું યા આફત સમાન ગણવું ? જીવતાઓને મનથી સગાવહાલાનું મોત એ એક ગજબનાક આફત છે, પણ મરનારનું આત્મિક હિત જો આપણે લક્ષમાં લઈએ તો આ દુઃખમય જીવન, જેને vale of tears (આંસુઓની ખીણ)કહેવામાં આવ્યુ છે, તેમાંથી છુટકારો બક્ષનાર અને મીનોઈ આનંદ ચખાડનાર મોત તો એક આશીર્વાદ સમાન જ ગણવું જોઇએ.

જોન ડન નામનો એક અંગ્રેજ કવિ લખે છે કે કબરમાં દફન થઇ એક ટૂંક ઊંઘ ખેંચી કાઢી કે પછી અમરગીમાં જાગ્રત થઇશું: પછી મોત કેવુ અને વાત કેવી ? પછી તો મોત જ મરશે, જ્યારે કહેવાતા મરનારને તો અનંતતાનાં દર્શન થશે મહારાષ્ટ્રી સંત કવિ તુકારામજીના એક પ્રસિદ્ધ અભંગની પહેલી લીટી જ છે કે:—"મરણ માઝેં મરોની ગેલેં, મજ કેલેં અમર" (મારું મૃત્યુ જ મરી જઇને મને અમર બનાવી ગયું છે). ગુજરાતના પ્રખર પંડિત અને જાણીતા કવિ પ્રો. નરસિંહરાવ ભો. દિવેટિયાની "મૃત્યુ મરી ગયું રે લોલ" નામના જાણીતા કાવ્યની કેટલીક લીટીઓ પાછળ અવતરણોમાં આપવામાં આવી છે.તેઓ કહે છે કે મનુષ્યે જ યમદેવની ભયાનક મૂર્તિની કલ્પના કરી છે અને પોતે જ તેથી ભય પામી રહ્યો છે, પણ સાચું જ્ઞાન થતા સાથે જ અંધકાર અલોપ થાય છે, મૃત્યુ નાશ પામે છે, અને માણસને અનુભવ થાય છે કે જીવન તો સનાતન અને અનંત છે આ

જિંદગી અને મીનોઇ જિંદગી એક જ જીવનની બે બાજૂઓ છે, આ જિંદગી મીનોઈ જિંદગીને જઈ મળવા ધસે છે, અને મોત તો પોતે મરી જઈને તેને તેમ કરવાની સગવડ કરી આપે છે. ત્યારે મોત તે ખુદાનો કહેર કે તે માલેકની મહેર ! મોતની મારફતે જે અપૂર્ણ હતું તે સંપૂર્ણ બને છે, જે પરિમિત હતું તે અપરિમિત થાય છે, જે સ્થાનિક હતું તે વિશ્વવ્યાપી બને છે. આ મહાન સિદ્ધિ પ્રાપ્ત કરાવી આપનાર જરૂરી ફેરફાર તેનું નામ મોત. ધન્ય છે યમદેવના એ ભવ્ય ચમત્કારને !

## ૭. મોતની ફિલસૂફી

મોત માત્ર એક ફેરફાર જ હોય અને પોતે મરીને માણસને અમર કરી જતું હોય તો પછી મોતનું અસ્તિત્વ કયા રહ્યુ ! ખરું જોતાં મોત જેવું કશુ જ નથી, જ્યા જુઓ ત્યાં જીવન જ જીવન છે અને તે જીવન પણ અનત છે મોત તો માત્ર જીવનનો પડછાયો છે Death is the negation of Life મોત તે જીવનનો અભાવ છે, જીવનની તે સમયે અને તે સ્થાને ગેરહાજરી સૂચવે છે મોતની હસ્તી જ નથી જ્યારે ઈશ્વર હસ્તી ધરાવતો બધ પડે ત્યારે જ મોતની હસ્તી શકય અને કલ્પનીય બની શકે, કેમકે ઇશ્વર વિના જીવન જ ન રહેવાથી સર્વત્ર મોત જ હોઇ શકે. પણ આવી ભયાનક કલ્પનાની કશી જરૂર નથી ઈશ્વર અને જીવન હતાં, છે અને રહેશે, મોત તો માત્ર જીવનનો થાક ઉતારનાર જરૂરી આરામ છે, જિંદગીની જાવેદાન મુસાફરીમા મોતતો એક ઉપયોગી મઝિલ છે, જગ્યે જગ્યે આપણને ઉપયોગી થઇ પડે તે સારુ મૂકવામાં આવેલી માર્ગસૂચક નિશાનીઓ છે અનંતકાળ સુધી નભની જિંદગીમા અનેકવાર શરીર ધારણ કરવા પડે અને અનેકવાર મરણશરણ થવુ પડે, એટલે એ લાબી સફરમા આવા milestones, આવી માર્ગસૂચક નિશાનીઓ તો અનેક આવશે. પણ તે નિશાનીઓ તો અમુક છેટુ પૂરું થયુ એટલું જ દર્શાવે છે. મોતથી જીવનનો નાશ નથી, મોત તો અનંત જીવનનું માપ કાઢવા સારુ કુદરતે યોજેલી કરામત છે આપણે અનંતકાળ સુધી ચાલુ વિકાસ કરીશુ અને એ વિકાસમાર્ગમાં મોત એક જરૂરી તબક્કો છે, જે વિના આપણને જીવન કંટાળાભર્યું પણ લાગે માણસનું મોત એક વસ્ત્રના ફાટવા જેટલું જ કુદરતી છે અને નવા શરીરનું ધારણ કરવુ તે નવા વસ્ત્રના પરિધાન સમાન છે.

આપણે ગયા પ્રકરણમા જોઇ ગયા તેમ મોત ઘણુ ઘણુ તો ફેરફાર

કરી શકે, વિનાશ તો નહિ જ. આ દુનિયામા મેળવેલા અનુભવો લઇ મોત દ્વારા નવી દુનિયામાં જઇ આપણે તે પચાવીશું અને તેમાંથી નવી શક્તિઓ ખીલવી પુનર્જન્મ લઇ પાછા આવીશુ. જીવન તો હતું, છે અને રહેશે; મોત તો વખતોવખત આવી જીવનની હિલચાલો ઉપર પરદો પાડી તેને નવી દિશા, નવુ જોમ, નવા સંયોગો અને નવીન દષ્ટિ પૂરાં પાડશે. મોત એ જિંદગીનો ફરમાનબરદાર બંદો છે, એનો આજ્ઞાંકિત દાસ છે. જેમ એક નોકર શેઠને સુવા સારુ તેની પથારી બિછાવી તૈયાર રાખે છે તેમ મોત પણ જિંદગીના આરામ માટેનું એક સાધન છે, કે જિંદગી પણ ઊંઘમાં પડી બીદાર થઇ ફરી ઉમંગ ઉત્સાહથી પોતાનું કાર્ય ચાલુ રાખે મોત નકારાત્મક છે : તે પોતાની હસ્તી ધરાવી શકતુ નથી, પણ જીવનની ઉપર તેની હસ્તી અવલંબે છે. જો જીવન જ ન હોત તો મોતની તો કોઇને કલ્પના પણ ન થાત જેમ નેકી છે તો બદી છે, જો નેકી ન હોત તો બદી આવત પણ કયાથી ? બદી એટલા માટે છે કે તે દ્વારા નેકી કેટલી આવકારદાયક અને આવશ્યક છે તેનું જગતને ભાન થાય. મોત પણ આપણને જીવનની મહત્તા, ભવ્યતા અને ઉપયોગિતાનુ ભાન કરાવા માટે જરૂરી છે.

મોત પછી પણ માણસની જિંદગી ચાલુ રહે છે, તે આપણે "મોત પછીની સ્થિતિ", વાળા બીજા વિભાગમા વધુ સ્પષ્ટતાથી જોઈ શકીશુ. Pantheism ( સર્વેશ્વરવાદ ) ના સિદ્ધાંત પ્રમાણે જે સઘળુ છે તે પ્રભુ છે અને પ્રભુ તે સઘળું છે. હિંદુભાઇઓ આ સિદ્ધાંતને સ્વીકારે છે અને ગીતાના છઠ્ઠા અધ્યાયના ત્રીસમા શ્લોકમાં શ્રીકૃષ્ણ કહે છે કે.—"જે સઘળાંમા મને જુએ છે અને મારામાં સર્વ જુએ છે તે માણસનો કબજો હું નહિ છોડુ અને તે મારો કબજો પણ છોડશે નહિ." હવે જો સઘળું જ ઇશ્વર હોય તો મોતને સ્થાન કયા રહ્યું ? કોઈ પણ વસ્તુને મરેલી ગણીએ તો ઇશ્વરને જ મરેલો ગણવો પડે ! સર્વત્ર ઇશ્વરનું જ અસ્તિત્વ હોવાથી કોઈ મારતું પણ નથી અને મરતું પણ નથી. આપણે અનેકવાર જોઇ ગયા કે માણસ આત્મા છે, જ્યારે શરીર તો માત્ર તેનું વસ્ત્ર છે, અને આત્માને તો જન્મે નથી અને મૃત્યુએ નથી. માણસ ચાલુ જન્મતો અને મરતો દેખાય છે પણ તે તો તે જ માણસ છે, કોઈ બીજો બની જતો નથી. જુદા જુદા રંગનાં કાચનાં પ્યાલામા દૂધ નાખવાથી તે લાલ, લીલું, પીળું વગેરે રંગોવાળું દેખાય, પણ તે દૂધ તો તે જ છે; માત્ર એક કાચના પ્યાલામાથી બીજામાં જઇ પડવાથી તેનો રંગ જુદો ભાસે છે, તેમ

માણસનું જીવન અનંતકાળ સુધી વધ્યું જાય છે; જો કે તેનો આત્મા ઘડીકમાં હિંદુ કે મુસ્લિમમાં, ઘડીકમાં ચીન કે યુરોપમાં પસાર થયા કરે છે. રાજકવિ ટેનિસન આત્માને માટે કહે છેઃ—"From the great deep to the great deep he goes—" તે એક વિશાળ મહાસાગરમાંથી આવી બીજા મહાસાગરમાં અલોપ થાય છે. પૂરું જીવન આત્માનું જ હોય છે અને તેનો તો આરંભ અને અંત ન હોવાથી મોતની હસ્તી જ રહી શકતી નથી જ્યારે સોક્રેટિસને ઝેરનો પ્યાલો પીવાની સજા થઇ ત્યારે તેના શિષ્યો અંત સમયે ભેગા થયા અને ઝેર પી લીધા પછી તેને પૂછવામાં આવ્યું કેઃ—"ગુરુદેવ! આપના મરણ પછી આપને દફન કરવા કે શી અંતિમ ક્રિયા કરવી તે કહેવાની કૃપા કરો." સોક્રેટિસ કહ્યુંઃ—"ભાઇઓ! મારો ઉપદેશ તમે બરાબર પચાવી શક્યા હો એમ લાગતું નથી. હું મરતો જ નથી ત્યાં તમે મને દાટશો ક્યાંથી? મારા નાશવંત શરીરને માટે તમે કહેતા હો તો ભલે તમે એને દફન કરો કે તેનો અગ્નિસંસ્કાર કરો; પણ યાદ રાખો કે હું આત્મા છું અને આત્મા અમર છે, તેથી મને દફન કરવાની તો વાત જ ન કરશો. કેમ, કે હું કોઇ કાળે પણ દફન થઇ શકું એમ નથી." ખચિત : મનુષ્ય આત્મા છે, અને આત્માને દફન કરવા નીકળવું તે ઇશ્વરને દફન કરવાનો હાસ્યાસ્પદ પ્રયાસ કરવા બરાબર છે.

આપણે સૌ ફિલસૂફો ન હોઇ શકીએ; સૌને એટલું બુદ્ધિબળ ઇશ્વરે આપ્યું નથી; પણ બુદ્ધિની ખોટ ઇશ્વર ઉપરની શ્રદ્ધાથી પૂરી શકાય છે. મોતના ફટકા આગળ જેવો મનુષ્ય લાચાર થાય છે એવો બીજા કશાથી થતો નથી. તે સાથે જ ઇશ્વરનો ન્યાય તે પોતાની બુદ્ધિની કસોટીએ ચડાવે છે, પણ તેથી એને ખુલાસો મળતો નથી, સંતોષ થતો નથી, અને સામો ઇશ્વર એને અન્યાયી લાગે છે. બુદ્ધિની પણ હદ નિર્માણ થયેલી હોય છે અને અમુક હદથી પાર તે જઇ શકતી નથી—જવાની હિંમત કરે છે તો બુદ્ધિનું જ દેવાળું નીકળે છે, કુદરત એને ક્રૂર ભાસે છે, પ્રભુ એને એક ખેપરવા અને આપખુદ જુલમગાર રાજા સમાન દેખાય છે. દુઃખ અને મોતને સમયે બુદ્ધિને શાંત રહેવા દઇ, શ્રદ્ધા અને ભક્તિનું જ શરણું લઈ, તે માલેકનો હુકમ માથે ચડાવવો જોઇએ. મોત જ્યારે જરૂરી છે, કુદરતી છે, સર્વવ્યાપક છે અને છેવટે જ્યારે મોત છતાં ઇન્સાનની જિંદગી તો બીજા ભુવનમાં અને જુદા સંજોગોમાં ચાલુ જ રહેતી હોય છે, તો પછી ઇશ્વર વિરુદ્ધ બુદ્ધિનો બળવો જગાડવાની શી જરૂર? તેનું અગાધ ડહાપણ આપણી કમઅક્કલથી ન મપાય અને તે માપવા જતાં આપણાં સાધનો જ ટૂંકાં

માલૂમ પડે તો તેમા દોષ કોનો ? અને તેનો ઉપાય ઈશ્વર વિરુદ્ધ બડ ઉઠાવવામા કે ઈશ્વરને શરણે જવામા ? એક તો વહાલાંના મોતનું દુખ અને તેમા વળી ઈશ્વર વિરુદ્ધ પડવાથી થતી મનોવેદના અને તેથી આવતું વિપરીત પરિણામ—આથી તો દુખમાં અનેકગણો વધારો થાય, જ્યારે ભક્તિ અને શ્રદ્ધા ચિત્તને શાતિ અને મનને ધીરજ આપવા ઉપરાત મોતના કારી ઘાને રૂજ લાવવામા મદદ કરે છે

યહુદીઓના 'નવા કરાર"મા જોબ નામના ઈશ્વરના એક સાચા ભકતનું વૃત્તાત આપવામા આવ્યુ છે જોબ એક શ્રીમત મિલકતદાર હતો અને તેને સાત પુત્રો અને ત્રણ પુત્રીઓ હતા, પરંતુ તવંગરીથી વંઠી ન જતા તે હમેશા ઈશ્વરનું ચિંતન કરતો શયતાને પ્રભુને કહ્યુ કે ધનવાન અને સુખી માણસ તારી પૂજા કરે તેમા શી નવાઈ ? એની ઉપર દુખ પડે તો જરૂર તને ગાળો દેવા માડે શયતાનને કદાચ "સુખે સોની અને દુઃખે રામ" ની કહેવતની ખબર ન હોય ! પ્રભુએ શયતાનને જોબની કસોટી કરી લેવા જણાવ્યુ અને થોડા જ વખતમાં જોબના ગાય ઢોર, ઊંટ, ઘેટા, નોકરો, પુત્રો, પુત્રીઓ વગેરે તમામ સંપત્તિ અને સંતતિનો એક કે બીજે કારણે નાશ થઈ ગયો, અને જોબને શરીરે પણ કચવાટ છૂટે એવી વ્યાધિઓ નીકળી આવી એમ છતા જોબ બોલ્યોઃ—' મારી માને પેટ હું નગ્ન જન્મ્યો હતો અને નગ્નાવસ્થાએ જ હુ ધરતીમાં દફન થઈશ તે માલેકે જ મને આપ્યું હતું અને તે માલેકે જ પાછુ લઈ લીધુ છે· તે માલેકના નામનો જયજયકાર હો !" સમુદ્રમથનમાથી નીકળેલું જગતનું વિષ જેમ શકર ભગવાન પી ગયા, તેમ જોબ પણ શયતાન મારફતે મોકલાયેલી તમામ આફ્તો અને મોતનું દુખ ઈશ્વર ઉપરના એના શ્રદ્ધાબળથી અને ભક્તિભાવથી ગળી ગયો એના મિત્રોએ આવી વળી દાઝ્યા ઉપર ડામ દીધા કે પાપીઓ ઉપર જ દુખો તો પડે; માટે તું તારા પાપનો પશ્ચાત્તાપ કર ! આવા શબ્દોથી જોબને મનમા ઓછુ આવ્યુ અને પ્રભુએ તેની તવગરી ખૂચવી લીધી, જ્યારે દુષ્ટ માણસો ધનદોલતના ધણી થઇ બેઠા છે એવી મતલબના શબ્દો તે બોલ્યો એમ છતા ઈશ્વર ઉપરની એની શ્રદ્ધા તો અખૂટ જ હતી આખરે ઈશ્વરે તેને ઉલ્ટે તબક જે શકા ઉત્પન્ન થઇ હતી તે માટે ઠપકા આપ્યો, અને મનુષ્યની લાચારી અને મર્યાદાના પ્રમાણમા પોતાની શક્તિ કેટલી અગાધ હતી તેનું તેને ભાન કરાવ્યું, અને પોતાના ન્યાય પ્રત્યે મનુષ્યને ઊપજતી શંકા કેટલી નિરર્થક છે તે તેને કહી સભળાવ્યું. ઈશ્વરે પછી તેની ભક્તિ માટે તેને ધન્યવાદ આપી

તેણે ખોયેલી મિનકત અને સતતિ પાછી આપી તેને સુખી અને આયુષ્માન બનાવ્યો

મોતના ઉપરાછાપરી ફટકાઓ પડવાથી માણસ દુનિયાથી અને પ્રભુથી બેદિલ બને છે એમા બહુ આશ્ચર્ય નથી પણ ઉપર કહ્યું તેમ એનો ઇલાજ અધર્મ, નાસ્તિકવાદ અને ઈશ્વર સામે બળવો નથી. જેમ બોજો મોટો તેમ તે ઝીલવાને પીઠ પણ પહોળી જોઇએ જેમ આફતો ભારે તેમ શ્રદ્ધા અને પરહેજગારી પણ મજબૂત જોઇએ દુનિયામાં જે કાંઈ લાભો આપણે ફાળે આવ્યા હોય તે સૌ કોઈ ખુદાના જ છે અને આપણને તો માત્ર તેનો ભોગવટો જ મળેલો છે, તે ખુદાના હોવાથી ખુદા ગમે ત્યારે તે લઇ લેશે અને આપણને ફરિયાદ ઉઠાવવાનો પણ અધિકાર નથી તો વિરોધ કરવાનો તો ક્યાથી જ હોય ? જોબના જેવુ ખુદા ઉપરનું સાબુત યકીન અને એબાદત એ જ મોતના ઘા ઉપરના અકસીર મલમ છે

મોતનુ જગતમા સ્થાન અને અગત્ય તો ખરાં જ, પણ તે શા કારણે આવ્યુ અને તેની ઉત્પત્તિ કેમ થવા પામી તે વિશે ધર્મોમા જુદા જુદા વર્ણનો છે આપણે આગળ જોઈ ગયા તેમ બાઇબલ પ્રમાણે ખુદાએ આદમ અને ઇવને અમુક ઝાડનુ ફળ ખાવા મનાઈ કરી હતી અને કહ્યુ હતુ કે આ ફળ ખાવાથી જરૂર તમે મરણ પામશો પણ શયતાને સર્પનું રૂપ ધારણ કરી ઇવને ફોસલાવીને તે ફળ ખવડાવ્યુ તે જાણી આદમને અત્યત દુ ખ થયુ પણ ઇવ જ્યા જાય ત્યા તે સાથે જ રહેવા પામે એવા હેતુથી તેણે પણ તે ફળ ખાધુ આ કારણે આદમ અને ઇવ મરણ પામ્યાં અને ત્યારથી મોત દુનિયામા દાખલ થયુ અને આદમના વશજો પણ મોતની જાળમા સપડાયા મતલબ કે મોતનું મૂળ કારણ—ખુદાની આજ્ઞાનો ભગ આપણે પહેલા વાંચી ગયા તેમ બાઇબલ પ્રમાણે the wages of sin is death—પાપનો બદલો મોતમા આવે છે, ઈશ્વરઆજ્ઞાનું ઉલ્લઘન તે પાપ છે અને નૈતિક દષ્ટિએ જ્યાસુધી પાપ છે ત્યાસુધી મોત તો રહેશે જ માટે મોત કે વિનાશ કે દુ ખને દૂર કરવા હોય તો પાપનો ત્યાગ કરી પ્રભુને પ્રસન્ન કરવાની કોશિશ કરવી જોઇએ

જરથોસ્તી ધર્મ પ્રમાણે દરેક સારી વસ્તુ સ્પેન્તોમૈન્યુ નામની અહુરમઝ્દની ભલી શકિતએ પેદા કરી, જ્યારે દુ:ખ, પાપ મોત વગેરે તમામ નાશકારક ચીજોનો પેદા કરનાર સ્પેન્તોમૈન્યુનો કટ્ટો વિરોધી અગ્રમૈન્યુ છે આવુ વાચી ઘણાઓ એવા અનુમાન ઉપર આવ્યા કે જરથોસ્તી ધર્મમા

એક ભલો અને એક ભૂરો એવા બે ખુદાની માન્યતા છે, પણ ખરું જોતાં તેમ નથી. અનેક ઠેકાણે જરથોસ્તી શાસ્ત્રોમાં જણાવ્યું છે તેમ અહુરમઝ્દ એકલો તમામ સૃષ્ટિનો સરજનહાર છે અને તેણે જ બે શક્તિઓ, ભલી અને ભૂરી, પેદા કરી છે, માટે ભલાઈ અને આપણે જેને ભૂરાઈ કહીએ છીએ તે પણ અહુરમઝ્દના જ ફરમાનથી અહીં પેદા થઈ છે. જરથોસ્તી ધર્મ પ્રમાણે અંગ્રમૈન્યુ મોતને પેદા કરે છે, એનો અર્થ ખ્રિસ્તી ધર્મમાં કર્યો તે જ પ્રમાણે મોતનું મૂળ પાપ, અને પાપનો બદલો મોતના રૂપમા મળે એવો થાય છે જરથોસ્તી શાસ્ત્રોમાં પાપને મૂર્તસ્વરૂપ આપી અંગ્રમૈન્યુ કહ્યું તેમ ન કરતાં અંગ્રમૈન્યુને ઠેકાણે જો પાપ શબ્દ વાપરીએ તો જરથોસ્તી ધર્મ પ્રમાણે પણ, ખ્રિસ્તી ધર્મની માફક જ, પાપે મોતને પેદા કર્યું એવો અર્થ થાય, જેની વાસ્તવિકતા નૈતિક દૃષ્ટિએ આપણે આગળ સ્વીકારી ગયા છીએ

ઇસ્લામ ધર્મમત પ્રમાણે પણ અલ્લાહને જિંદગી બક્ષનાર અને મોત મોકલનાર તરીકે ગણ્યો છે

હિંદુ ધર્મ આ બાબત કાંઈક જુદી જ દૃષ્ટિએ તપાસે છે એ ધર્મ પ્રમાણે દુન્યવી વસ્તુઓ પ્રત્યે આપણી આસક્તિ અને વળગણ અને દુનિયાની અનેક વસ્તુઓ માટે આપણને થતી ઇચ્છા અને તૃષ્ણા આપણને મોતના બંધનમાં ગિરફતાર કરે છે આવી અનેક તૃષ્ણાઓ રાખવાથી માણસનો સ્વાર્થ ખીલે છે, તે જન્મમરણના ફેરામાં સપડાય છે, અનેકવાર જન્મે છે અને મરે છે, અને જ્યાંસુધી તે અનાસક્તિ (*non-attachment*) કેળવતો નથી અને ઇચ્છાઓનો ત્યાગ કરતો નથી ત્યાંસુધી તે જન્મમરણના ફેરાથી છૂટતો પણ નથી છૂટવુ હોય તો હિંદુ ધર્મ પ્રમાણે તેણે તૃષ્ણાને જ પાપ સમાન ગણવી અને ત્યાગને જ સર્વસ્વ માની લેવો જોઈએ મોહ અને મોત સરખા છેઃ જગત ઉપર મોહિત થવાથી જ મનુષ્ય મોતને પાત્ર બને છે. દુનિયાની મોહમાયામા રચ્યાપચ્યા રહેવાથી પ્રભુથી આપણે વંચિત થઈએ છીએ, અને પ્રભુથી દૂર રહેવુ તેનું નામ જ મોત જગતનો ત્યાગ કરી કોઈ જંગલમાં જાય પણ ત્યાં મનમાં અહંભાવ રહેતો હોય તોપણ તે માણસ મૃત્યુમુખમાં છે એમ જાણવુ આસક્તિ અને અભિમાન મનુષ્યને અસ્વસ્થ બનાવી મૂકે છે અને તેના મનનું સમતોલપણું ખોરવી નાખે છે એ બન્નેનું દમન કરવાથી મોક્ષનો રસ્તો મોકળો થાય છે

ખરૂ, પણ કર્મો પ્રત્યેની તમામ આસક્તિ જો દૂર થાય તો રહે શું?

જો મારાં પણ કર્મો જગતમાં કરવાનાં ન હોય તો જગતમાં આવ્યા જ શા અપના ! અને વધુ અગત્યની વાત તો એ કે કર્મો કર્યા વિના જગતમાં રહી શકાય જ નહિ, અને રહેવાય તો કર્મહીન માણસ દુનિયાને બોજારૂપ થઇ પડે અને તેને બીજાઓએ નિભાવવો પડે. માટે જ શ્રીકૃષ્ણ ભગવાને ગીતાના અઢારમા અધ્યાયના અગિયારમા શ્લોકમાં કહ્યું છે કે માણસો કર્મનો સંપૂર્ણ ત્યાગ કરી શકે નહિ, અને ખરો ત્યાગી તેને ગણવો કે જે કર્મો કરી તેનાં ફળનો ત્યાગ કરે; યાને તે કર્મો નિષ્કામવૃત્તિથી કરે અને તેમાંથી નફો કે ફાયદો પ્રાપ્ત કરવાની દૃષ્ટિ રાખે નહિ. જો આપણે જગતનો અને કર્મોનો સંપૂર્ણ ત્યાગ ન કરતાં માત્ર દુનિયાનું ભલું કરવાની ઇચ્છાથી જ અને ફળ મેળવવાનો લોભ રાખ્યા વિના જ કર્મો કરતાં રહીએ તોપણ આપણે સાચા સંન્યાસી કહેવાઇએ અને પરિણામે મોતનો ડંખ આપણને ત્રાસ પમાડે નહિ.

કઠ ઉપનિષદ્‌માં એક જાણીતી કથા છે કે જ્યારે નચિકેતા પોતાના ક્રોધી પિતા ઉદ્દાલક ઋષિના શાપથી યમલોકમાં જઈ પડયો ત્યારે તે યમદેવના દ્વાર આગળ ત્રણ દિવસ અન્નપાણી વિના ઊભો રહ્યો. જીવતા માણસને યમલોકમાં લેવાનો ધારો નથી, છતાં આ જ્ઞાનપિપાસુ યુવક ઉપર યમ પ્રસન્ન થયા અને વરદાન માગવાનું કહ્યું. મુખ્ય પ્રશ્ન તો નચિકેતાએ એ જ પૂછયો કે મને મોતનો ભેદ કહો અને મૃત્યુમુખમાંથી શી રીતે છુટાય તે સમજાવો. યમદેવ જો આ સમજાવે અને લોકો તે મુજબ અમલ કરે તો પછી યમની સત્તા જ ન રહે, માટે યમે નચિકેતાને પુષ્કળ ધન, સુંદર સ્ત્રીઓ, લાંબુ આયુષ વગેરેની લાલચ દેખાડી એ પ્રશ્નનો ખુલાસો માગવા ના કહ્યું. પણ નચિકેતાએ જવાબ દીધોઃ—"મહારાજ ! ધનદોલત અને સુંદર સ્ત્રીઓ વગેરેને તો આપ એક દિવસ જરૂર ઝડપી જશો, અને હું તો એવો ને એવો નિરાશ રહી જઈશ; માટે આપનાથી પણ જે વસ્તુ લેવાય નહિ એવી અમર હોય તેનું મને જ્ઞાન આપો. આવી અવિનાશી વસ્તુ તે તો બ્રહ્મદેવ પોતે અને તેમના જ સાક્ષી રૂપે આપણામાં વસતો આત્મા. વચનથી બંધાયેલા યમદેવ આખરે હાર્યા, મનુષ્ય મોતને હંફાવી શકે એવી જીવનની ગહન ફિલસૂફી તેને સમજાવી, અને આ રીતે પોતાની જ સત્તા આગળ જતાં નષ્ટ થઈ જાય એવી મોતને મારી હઠાવવાની સોનેરી ચાવી નચિકેતાને આપી.

યમદેવે જે કહ્યું તેનો કાંઇક લાંબો ઉતારો ચોથા વિભાગમાં સંસ્કૃત અવતરણોમાં આપ્યો છે, પણ એમનું ખાસ કહેવું એ હતું કે માણસ જો શ્રેય ( આધ્યાત્મિક સુખ ) તરફ વળી પ્રેય ( દુન્યવી સુખ ) નો ત્યાગ કરે તો મોત તેની ઉપર જીત મેળવી શકે નહિ. આપણે વેદને પરમેશ્વર માની

બેઠા છીએ, અને દક્ષિણી ભાઇઓ કહે છે તેમ વિઠ્ઠોબાની પહેલાં પોટોબા-(પેટ)ની જ પૂજા આદરીએ છીએ, અને તે કારણે આપણે યમપાશમાં સહેલાઈથી ફસાઈ પડીએ છીએ પરંતુ જે ઈશ્વરનું જ ધ્યાન ધરે છે, ઈશ્વરને જ રાજી રાખવા મથે છે, દુનિયામાં રહીને પણ દુનિયાના રંગથી રંગાતો નથી, સંપૂર્ણ સ્વાર્થત્યાગ કરી જે પરોપકારમા જ પગલાં માડે છે, જેને લોક સેવા સિવાય બીજી અભિલાષા નથી અને જેને માટે લોકકલ્યાણ સિવાય જગતમા બીજુ કાર્ય પણ નથી, તેવા અતિ વિરલ પુરુષથી તો યમદેવ પણ હાર ખાય છે માટે મોત ઉપર જીત મેળવવા સારુ ક્ષણભંગુર જગત ઉપર મોહ ન રાખતા અમર, અવિનાશી, અનાદિ અને અનંત એવા પ્રભુનુ જ ધ્યાન ધરવુ ઘટે છે મીરાંબાઈએ એક ઠેકાણે કહ્યુ છે તેમ સાધારણ પતિ મળે તો તે થોડા વર્ષમા મરણ પામીને પત્નીને વૈધવ્યના દુઃખમા નાખે, તો શા માટે અક્ષય વર—અમર પતિ, પ્રભુ—ને વરવુ નહિ ? અમરતા છોડી ક્ષણભંગુરતા ગ્રહણ કરવાનો પ્રયાસ કોણ કરે ? એમ છતા આપણે સૌ અવિનાશી તત્ત્વને તરછોડી નાશવંત પડછાયાઓ પાછળ જ દોડી દોડી આપણી શક્તિનો વ્યય કરી જાણે મોતને નિમંત્રણ આપીએ છીએ

આગળ જતા આપણે "મોત પછીની સ્થિતિ" વાળા વિભાગમાં જોઈશુ કે નઠારા અને સ્વાર્થી કાર્યો, અપશબ્દો અને દુષ્ટ વચનો, અને ગંદા અને મલિન વિચારો અને લાગણીઓ ધરાવવાથી આપણને "કામલોક" (દોઝખ)મા લાંબો વખત રહેવુ થશે જે પ્રમાણમાં આપણે બૂરાઈ કરી તે પ્રમાણમા દોઝખમાં રહેવાની આપણી મુદ્દત લંબાશે પરંતુ સ્વાર્થરહિત લોકહિતના કાર્યો કરવાથી અને શુદ્ધ, સાત્ત્વિક જીવન ગુજારવાથી આપણે ઘણો લાંબો સમય દેવખન (સ્વર્ગ)મા રહીશુ અને એ લાંબી મુદત દરમિયાન મોત ઉપર આપણે વિજય મેળવીશુ ત્યારે જમ ઉપર જીત મેળવવા માટે તમામ દુર્ગુણો સામે લડવાની અને નિષ્કલંક પવિત્ર જીવન ગુજારવાની જરૂર છે એક કવિ કહે છે તેમ —

"રામનામ શમશીર પકડ કર કૃષ્ણ કટારા બાંધ લિયા,
દયાધર્મ કી ઢાલ ઉઠાકર જમ કા દાગ જીત લિયા"

જમનું દાગ જીતવા માટે દયાળુ અને ધાર્મિક જીવન ગાળી રામને રાજી રાખવા પડે છે જેટલા આપણે રામથી દૂર તેટલા આપણે જમની પાસે, જેટલા રામની પાસે તેટલા જમથી દૂર ત્યારે મોત ઉપર વિજય મેળવવાની ગુરુચાવી મનુષ્યના હાથમા જ છે—અને તે પવિત્ર, પરોપકારી, પ્રભુમય જીવનમાં સમાયેલી છે

# ૮. મોત ઉપરના વિલાપની નિરર્થકતા

સૌ કોઈ હાસ્યમાં આનંદ માણે છે પણ શોક અને આંસુથી દૂર ભાગે છે. "હસતાં ગામ વસતાં." હસનારના સૌ સાથી થશે પણ રોનારનું મોં જ અમંગળ શંકાઓ ઉત્પન્ન કરે છે, અને તેના પ્રત્યે સાચી હમદર્દી બતાવનારા પણ થોડા જ નીકળશે. મિસ એલા વિલકોક્ષ આવું જ લખે છે કે —

"Laugh and the world laughs with you,
Weep and you weep alone,
For sad old earth must borrow its mirth,
But has trouble enough of its own ......
Be glad and your friends are many;
Be sad and you lose them all:
There are none to decline your nectar'd wine,
But alone you must drink life's gall."

યાને તમે જો હસો તો દુનિયા પણ હસવામાં તમને સાથ આપશે, પણ આંસુ તો તમને એકલાને જ સારવા પડશે, કેમકે દુઃખમાં જ ઘરડી થયેલી આ દુનિયાને આનંદ ઉછીનો લેવો પડે છે ત્યારે ત્રાસ અને પીડા તો એની પાસે પૂરતાં પડેલા છે......તમે જો ખુશાલ રહેશો તો ઘણા મિત્રો તમને આવી મળશે, પણ જો તમે ગમગીન ફરશો તો બધા ય નાસી જશે. તમારે ત્યાં આવી તમારો અમૃત જેવો શરાબ પીવા કોઈ ના નહિ પાડે, પરંતુ જીવનનો કડવો ઘૂંટડો તો તમારે એકલાએ જ ગળે ઉતારવો પડશે.

મોત અને આંસુ કોઈને પ્રિય નથી છતાં આ બે કોઈને મૂકતાં પણ નથી. કોઈ એવો માણસ નથી જે મર્યો ન હોય યા મરશે નહિ. જાણે ભવિષ્યના દુઃખની આગાહી થતી હોય તેમ આ જગતમાં જન્મ લેતાં બાળક ચીસ પાડી રડે છે, અને આંસુની પરંપરા ત્યારથી જ શરૂ થાય છે. હાસ્ય જગતની સપાટી ઉપર જ દોડે છે, હોઠ ઉપર જ ફરકે છે, જ્યારે આંસુ તો હૃદયની કોઈ ઊંડી અગમ્ય ગુફામાંથી નીકળી આંખોદ્વારા પડે છે હાસ્ય તો આકાશમાં ચમકતી વીજળી સમાન આવી આવીને ઊડે છે; આંસુ તો દુઃખથી દિલ કહોવાયું હોય ત્યારે આવે છે અને ગમગીનીનો કારી જખમ મૂકતા જાય છે. હાસ્યનું કારણ સહેજે કળી શકાય પણ આંસુનું રહસ્ય અતિ ઊંડું અને ગહન છે આંસુનો ભેદ પમાતો નથી અને આંસુનું ઊંડાણ મપાતું નથી. એ જ કારણે કવિ શેલીએ કહ્યું છે તેમ —

Our sweetest songs are those that tell of saddest thought યાને, આપણું સૌથી શ્રેષ્ઠ સંગીત શોકની લાગણીથી આચ્છાદિત થયેલું હોય છે. શોક ગહન, ઊંડાં, અમાપ કારણોથી ઉત્પન્ન થતો હોવાથી શોકનાં સંગીત, કાવ્યો અને નાટકો ઉપરછલ્લી મોજ ઉત્પન્ન કરે એવા સંગીત, કાવ્યો કે નાટકો કરતાં વધુ મહાન અને રહસ્યમય છે

એ જ કારણે કરુણરસપ્રધાન કાવ્યો અને નાટકોથી અનેક ભાષાનાં શિષ્ટ સાહિત્યો સમૃદ્ધ બન્યાં છે જગતના મહાકાવ્યોમાં શોકના અનેક પ્રસંગો કવિઓની ઉત્કૃષ્ટ વાણીમાં રજૂ થયેલા આપણે વાંચીએ છીએ શાહનામામાં સોહરાબ અને અસફન્દયારના મોતના ગમખાર કિસ્સાઓ વાચતાં કોની આંખો ભીની નથી થઈ? વાલ્મીકિ મુનિ એક વાર નદીએ સ્નાન કરવા જતા હતા ત્યારે એક ભીલે તીર મારી ક્રૌંચ પક્ષીનું એક જોડું બેઠું હતું તેમાથી એકને મારી નાખ્યું તે જોઈ મુનિ દુ ખ પામી એક શ્લોક બોલી ઊઠયા કે—" હે શિકારી ! તું બહુ મા જીવ ! કેમકે આ પક્ષીના જોડામાથી એક પક્ષી જે પ્રેમથી મોહિત થઈ બેઠુ હતું તેને તેં માર્યું છે " આ કરુણ રસભીના શ્લોક ઉપરથી જ રામાયણની ઉત્પત્તિ થયેલી કહેવાય છે અને એ મહાકાવ્યમા પણ શોકના અનેક પ્રસંગો ચર્ચાયેલા છે ઇંદુમતી ઉપર તેના પતિ અજનો વિલાપ અને કામદેવ ઉપર તેની પત્ની રતિનો શોક સંસ્કૃત સાહિત્યમા મહાકવિ કાલિદાસના " રઘુવંશ " અને ' કુમારસંભવ "માં પિરસાયેલી કાવ્યપ્રસાદીથી અમરતા પામ્યા છે અંગ્રેજી સાહિત્યમા મિલ્ટનનું પોતાના મિત્ર એડવર્ડ કિંગના મરણ વિશેનું કાવ્ય શેલીનું કીટ્સના મોત ઉપરનું કાવ્ય ટેનિસનનું એ એચ હેલમના મોતના અસહ્ય વિયોગ ઉપર લખાયેલું કાવ્ય, અને મેથ્યુ આરનોલ્ડે એ એચ ક્લો નામના મિત્રના મરણ ઉપર લખેલું કાવ્ય વગેરે અતિ મશહૂર છે એડમંડ બર્ક નામના વિખ્યાત રાજપુરુષે પોતાના એકના એક બેટા અને ફરઝંદ રિચર્ડના મોત વિશે ગદ્યમાં કાઢેલા ઉદ્‌ગારો શોકની ઊંડી લાગણી વિના વાચી શકાતા નથી ફિરદોસીએ ઘડપણમાં ખોયેલા પોતાના જવાન બેટા વિશે અત્યંત કરુણ પંક્તિઓમા શાહનામામા પોતાની કમનસીબી ઉપર કલ્પાંત કર્યું છે જે સુંદર અને ભક્તિભાવભીના કાવ્ય દ્વારા કવિશ્રી નરસિંહરાવ ભોળાનાથ પોતાના સ્વર્ગસ્થ પુત્ર શ્રી નલિનકાંતને દયામય પ્રભુના મંગળ મંદિરમાં છોડી—તેની વિદાયગીરી લે છે તે આજે ગુજરાતમા ઘેરઘેર ગવાય છે

મોતના ગંભીર અને દુ ખમય વિષયમાથી પણ કવિઓ મધમાખી

સમાન સૌન્દર્યનું મધ લૂંટી જગતને ચખાડી ગયા છે, અને મોતની ભવ્યતા અને ગહનતાનો આપણને અનુભવ કરાવી ગયા છે. પણ હાલમાં આપણે કરુણ રસ વિશે વધુ વિચાર કરવા માગતા નથી; તેમ જો કરવા જઈએ તો જગતનું અપાર સાહિત્ય આપણા સમક્ષ પડેલું છે. પણ હાલમાં આપણી મતલબ મોત ઉપરનો વિલાપ વાજબી કહેવાય કે કેમ તે વિશે ચર્ચા કરવાની છે. શરૂઆતમાં જ આપણે કબૂલ કરી લઈએ કે મોત ઉપર ફિલસૂફીના ફફાકા મારવા સહેલ છે; ટેબલ ખુરશીએ બેસી "મોત ઉપર વિલાપ કરવો ફોકટ છે" એવી સલાહ આપવી પણ આસાન છે; પણ આભ તૂટી પડયું હોય એવી મોતની આફત વેળાએ યોગ્ય હિમ્મત અને ધીરજ રાખવી અને બીજાને આપવી એ મહામુશ્કેલ કામ છે. જ્યારે કુટુંબ કે મિત્રમંડળમાં મોત આવી ઊભું રહે છે ત્યારે ગમે એવા જ્ઞાની માણસનું જ્ઞાન પીગળી જતું જણાય છે અને ફિલસૂફી હવામાં ઊડી જાય છે. એક માણસ જ્યારે ગુજર પામે છે ત્યારે આ દુનિયામાં તો આપણે એને ફરી જોઈશું જ નહિ; ફરી એની નેકી કે ભલાઈ, પ્રેમ કે મહોબત, જ્ઞાન કે ગમત, સેવા કે મય્યાવતનો લાભ મેળવી શકીશું નહિ; માત્ર એની છબી જ નિરખી એની વહાલભરી યાદ જીવનભર તાજી કર્યા કરીશું— એવા વિચારથી આપણને સ્વાભાવિક રીતે બેહદ દુ:ખ થાય છે. તેમાં જ્યારે એક વૃદ્ધ અને લકવાથી પથારીવશ થયેલી નિર્ધન વિધવા માતાને મૂકી કુટુંબનું પાલન કરનાર એક પહેલવાન જેવો બેટો ઓચિંતો મરણ પામે, ત્યારે ફિલસૂફી તો બાજૂ રહી પણ અહુરમઝ્દના અપ્રતિમ ન્યાય વિશે પણ આપણને ઘડીભર શંકા ઊઠે છે, અને "શું ખુદાનો આવો જ ઇન્-સાફ હશે?" એવો ઉદ્ગાર નીકળી પડે છે. મોતનો માર ખમવામાં અસહ્ય છે અને તે માણસની સબૂરી, શાંતિ, સહનશક્તિ અને પરહેઝગારીની પૂરેપૂરી કસોટી કરી નાખે છે. ફિલસૂફો પોતે પણ વિલાપ કરવાથી પર હોય છે એમ માનવાની જરૂર નથી મગર વિલાપ અને કકળાટ સ્વાભા-વિક છે તે કારણસર તેમને વાજબી અને યોગ્ય માનવાં એ ગંભીર ભૂલ છે, અને મનુષ્યની ફરજ છે કે પોતા ઉપર કાબૂ મેળવી માતમ કરવાથી બાઝ રહે.

માતમથી જો મરેલું માણસ પાછું આવતું હોય તો કદાચ માતમ કરેલી પણ કામની, મગર તેમ ન હોવાથી નથી તેનેથી મરનારને ફાયદો કે નથી જીવતાને લાભ; એ તો માત્ર મનુષ્યશક્તિનો એટલો બિનજરૂરી બગાડ છે. મોત ઉપર વિલાપ કરવો એ તો અહુરમઝ્દના હુકમનો વિરોધ કર્યા

સમાન છે. ન્યાયાધીશે કરેલી સજા સાંભળી તહોમતદારનાં સગાં રડી ઊઠે તો કોર્ટનો તિરસ્કાર થયો ગણાય, તેમને બહાર કાઢવામાં આવે, અને કદાચ સજા પણ થાય. વિલાપને ઠેકાણે પ્રાર્થના અને માતમને ઠેકાણે શાંતિ જો જાળવવામાં આવે તો મરનારનાં અને ખુદ જીવતાંના હકમાં પણ તે લાભકર્તા છે. જિંદગીના અગત્યના બનાવો તો આપણી કરણીનાં ફળ અનુસાર નિર્માણ થઇ ચૂકયા છે અને જન્મના સમય અને મૃત્યુની ઘડીમાં ફેર પડી શકે એમ નથી.

"કિસમતકી કમનસીબી કો સૈયાદ કયા કરે?
સિરપે ગિરે જો પહાડ તો ફરયાદ કયા કરે?"

તેમ નસીબ સામે ફરિયાદ અને કિસમત ઉપર કકળાટ કર્યાથી શું વળી શકે?

પ્રભુ ઉપર શ્રદ્ધા રાખી આપણે એવો દિલાસો લઈ શકીએ કે જો મરનાર હયાત રહ્યો હોત તો કદાચ તે વધુ દુઃખી થાત, કદાચ તે ગરીબાઈમાં આવી પડત, કદાચ તે ભયંકર પીડાકારી બીમારીમાં ફસી જાત, કદાચ તેનાં વહાલાંઓને ખોવાનું દુઃખ તેને ખમવું પડત, કદાચ તે પાપમાં ફસી તેનાં કુળને કલંક લગાડત. અહુરમઝદની મહેરથી તે આવાં દુઃખમાંથી મોત દ્વારા બચી ગયો એ કાંઈક સંતોષની વાત કહેવાય. આપણે એવો પણ વિચાર કરી શકીએ કે માલેક કરતાં તો આપણે ડાહ્યા નથી: કદાચ તે માલેકને મરનાર જવાનની જરૂર મીનોઈ જહાનમાં પડી હશે, ઈશ્વરની ગણત્રી પ્રમાણે તેની અહીંની જીવનયાત્રા અધૂરે જ પૂરી થવાની હશે. કોઈ વાર સરકાર એક અમલદારની તુરત બદલી કરી નાખી તેને જુદા જ પ્રકારનું કામ સોંપે છે; તે અમલદાર અને તેનાં સગાં-સંબંધીઓને આ જાણી દિલગીરી સાથે અજાયબીનો આંચકો લાગે છે; પણ સરકારની શી વિશાળ યોજના છે, શા માટે તે જ ,અમલદારની અમુક સ્થળે જ જરૂર પડી અને તેની મારફતે જ અમુક કાર્ય કરાવવાનું નક્કી થયું તે અલબત તે વ્યક્તિના કરતા સરકાર સારી રીતે સમજી શકે. તે જ પ્રમાણે અમુક માણસનું મરણ ઓચિંતું અને ભરજુવાનીમાં કેમ આવ્યું તે આપણે સમજી ન શકીએ, પણ બાકી દુનિયામાંથી મીનોઈ જહાનમા ફેરબદલી કરનાર પરવરદેગારની દૂરઅંદેશ યોજના અનુસાર જ તે થયું છે તે નક્કી માનવું. આપણે ભૂત, વર્તમાન અને ભવિષ્ય જાણી બેઠેલા ત્રિકાળજ્ઞાની નથી, એટલે ખુદાની કારરવાઈ ઉપર વિલાપરૂપી ટીકા કેમ કરી શકીએ? તે

માલેકનો હુકમ મનુષ્યના ડહાપણ અને બુદ્ધિચાતુર્યથી પર સમજવો જોઈએ, અને એ હુકમના શાંત પાલનમાં જ આપણી તમામ દાનેશમંદી આવી ને અટકી એમ જ માનવું રહ્યું.

કુરાનના "સુરાત અલ કહફ" નામના અઢારમાં પ્રકરણમાં આપેલી એક કથા કાંઈક ટૂંકાવીને આપણે અત્રે ટાંકીશું. એક વેળા મુસા (મોઝીસ) પયગમ્બરે એક ત્રિકાળજ્ઞાની પૂર્ણપુરુષ સાથે મુસાફરી કરવાની માગણી કરી. તે પૂર્ણપુરુષ (જેનું નામ કુરાનના અભ્યાસીઓ પ્રમાણે અલખિઝ્ર હતું તેની) તરફથી તે માગણી સ્વીકારવામાં આવી પણ મુસાને કહેવામાં આવ્યું કે જે કાંઈ તમે જુઓ તેનો તમારે વિરોધ કરવો નહિ, નહિ તો તમને છૂટા કરવામાં આવશે. તેમની મુસાફરી દરમિયાન અલખિઝ્રે એક વહાણમાં મોટું કાણું પાડી તેને નકામું બનાવી દીધું, અને આગળ જતાં એક સોહામણા, નિર્દોષ જવાનનો વિના વાંકે જાન લઈ નાખ્યો. બન્ને વખતે મુસાએ ફરિયાદ ઉઠાવી અને આખરે તેમને તે પૂર્ણપુરુષે કહ્યું:—"અહીંથી આપણે છૂટા પડીશું પણ મારાં કાર્યોની મતલબની હું સમજણ આપીશ. જો મેં તે વહાણમાં કાણું ન પાડ્યું હોત તો ખલાસીઓ તેમાં બેસી એક એવા ગામે જાત કે જ્યાંનો જુલમગાર રાજા દરેક વહાણ છીનવી લેતો હતો! માટે મેં તો સામી ખલાસીઓની સેવા બજાવી છે. વળી જે જુવાનને મેં માર્યો તે આગળ જતાં કાફિર નીકળી કુટુંબને લાંછન લગાડત, પરંતુ હવે તો અલ્લાહની મહેરથી તેનાં માબાપને ત્યાં એક નેક અને પ્રેમાળ બાળકનો જન્મ થશે. હું જે કરું છું તે અલ્લાહની ફરમાયશ મુજબ જ કરું છું પરંતુ તમારી દૃષ્ટિ સંકુચિત હોવાથી "તમે તે માલેકની વિશાળ યોજના સમજી શકો નહિ." તે જ પ્રમાણે વગર સમજ્યે મૂઆ પછવાડે માતમ અને ફરિયાદ કરવાં એમાં ડહાપણ નથી અને ઈશ્વર પ્રત્યેનો ભક્તિભાવ પણ નથી.

પ્રભુ એટલે જ Absolute Good (અપાર શ્રેય), અને તે જે કાંઈ કરે તે આપણાં ભલાં માટે જ છે એમ માનવાથી આપણને શાંતિ વળી શકે. વિલાપથી શરીર અને મન ઉપર જરૂર માઠી અસર થાય, તંદુરસ્તીમા ગંભીર બગાડો થાય, અને મનની બેકરારીનું તો પૂછવું જ શું! ઈશ્વર ઉપર શ્રદ્ધા અને ભક્તિથી જ આ ફટકો સહન કરવાની શક્તિ આવે છે. વળી આપણે જોઈ ગયાં કે મોત જરૂરી અને અનિવાર્ય છે, કોઈપણ ઘડીએ આવી ઊભુ રહે છે અને કોઈ રીતે પાછું હઠી શકતું નથીઃ ત્યારે રડીને કરવું શું? આપણે એ પણ જાણ્યું કે મોત કુદરતી અને વિશ્વવ્યાપી છે, માટે જે બનાવ ઘરેઘર બનતો હોય તે ઉપર વિલાપ કરવો નિરર્થક છે.

ઉંવટે આપણે જાણ્યું કે મોત કે વિનાશ જેવું કાંઈ નથી, કેમકે મોત તો માત્ર એક ફેરફાર છે, અને મોત છતાં પણ માણસની હસ્તી જુદા જ ભુવન ઉપર કાયમ રહે છે, ત્યારે મોત ઉપર માતમ તો તદ્દન ફુઝૂલ ગણાવી જોઈએ. મરનાર આ ફાની દુનિયા છોડી એક બેહતર દુનિયામાં ગયો છે તે વિચારથી પણ આપણા આંસુ સુકાવા જોઈએ મરનાર કાંઈ ખરેખર નાશ પામ્યો નથી પણ, આપણે "મોત પછીની સ્થિતિ"વાળા વિભાગમા જોઈશું તેમ, અમુક સંજોગોમાં તેની સાથે આપણો માનસિક મેળાપ પણ થશે, એ વિચારથી પણ આપણને બહુ આશ્વાસન મળવું જોઈએ મરનાર જો દુષ્ટ માણસ હોય તો મોત મારફતે વધુ દુષ્ટતા કરતાં અને વધુ સજાને પાત્ર થતા તે અટકયો એ વિચારથી આપણને સંતોષ થવો જોઈએ. આ દુનિયામા તો તેની આંખો ન ખૂલી પણ બીજા ભુવનમાં અને બદલાયેલા સંજોગોમા તે પોતાની ભુલો અને પાપોનો પશ્ચાત્તાપ કરી ઈશ્વરના પ્રેમને પાત્ર થશે એવી પણ આપણે આશા રાખી શકીએ સૌને મહાત્રાસ આપનાર માણસ જ્યારે ગુજર પામે, જગતને મહાયુદ્ધના દાવાનળમા ધસડી જનાર જ્યારે પોતાની જ જિંદગી ખતમ કરે ત્યારે દુનિયા અલબત તેના સિતમથી મુક્ત થવા પામે છે ત્યારે પણ ઈશ્વર આવા પાપાત્માઓને યોગ્ય સજા કરી તેમની અક્કલ ઉઘાડે અને પ્રેમ અને અહિંસા તરફ તેમને દોરે એવી જ આપણે પ્રાર્થના કરવાની રહી

બીજા હાથ ઉપર એક ફિરિશ્તા જેવો નેક માણસ, જે લોકકલ્યાણ માટે જ જીવતો હોય, તે જ્યારે પોતાની નેકીની ખુશબો ફેલાવી સૌ કોઈને ગમગીન મૂકી મીનોઈ જહાનમા પગલા માડે છે ત્યારે સૌના દુઃખનો પાર રહેતો નથી પણ આ બાબતમાં તો માતમની બિલકુલ જરૂર નથી, કેમકે મરનારનું જીવન જ સ્વર્ગસમાન હતું, મોત પણ આસાન અને ખુશાલી ભર્યું હતુ, અને જાણે જીવતાજીવત જ તેણે તો પોતા માટે સ્વર્ગનું સૌથી શ્રેષ્ઠ સુખ નક્કી કરાવી લીધુ હતુ તેને માટે વળી વિલાપ કેવો ? જેણે લોકોનાં દુઃખ દૂર કર્યા તેને ઈશ્વર દુખ કે સજા કયાથી જ આપે ? એવા ભલા માણસ ઉપર વિલાપ કરવો એ તો સ્વાર્થી કહેવાય, કે એના તરફથી જગતને મળતી મદદ બધ થઈ માટે આંસુ પાડીએ છીએ, અને સ્વાર્થી માતમ નિખાલસ કે સહૃદયી હોઈ શકે નહિ ઘણીવાર મરનાર ઉપરનો વિલાપ સ્વાર્થી કારણોથી જ થાય છે મરનારના ગુજરવાથી આપણને કેવો વિયોગ થયો, આપણુ સંસારસુખ કેવુ નષ્ટ પામ્યુ, આપણી આર્થિક સંપત્તિ કેવી ભાગી પડી વગેરે કેવળ સ્વાર્થી વિચારોથી પ્રેરાઈને આપણે વિલાપ

કરીએ છીએ. ખરું જોતાં તો એ પ્રસંગે આપણું નહિ પણ મરનારનું હિત હૈડે ધરવું જોઇએ, અને તેની પ્રગતિમાં કોઇ કારણે ખનરો પડે એવું કરવાથી બાઝ રહેવું જોઇએ.

વદીદાદના બારમા પ્રકરણનો પહેલો ફકરો અર્થસૂચક ગણાવો જોઈએ. તેમા કહે છે કે ભલા માણુસના મોત માટે ત્રીસ દિવસ અને બૂરા માણુસ માટે સાઠ દિવસ ગમ કરવો. ("ગમ કરવા"નો અર્થ માતમ કરવાનો નહિ પણ ખુશીભર્યા પ્રસંગોમાંથી દૂર રહેવું એવો કરી શકાય.) બેશક, નઠારા માણુસને તો બીજી દુનિયામાં યોગ્ય સજા થશે જ તે વિચારથી તેનાં સગાં-સંબંધીઓને સ્વાભાવિક ચિંતા અને ગમગીની થાય; પણ નેક માણુસને માટે વિલાપ કરવાનું કશું કારણ જ નથી, કેમકે તે તો પોતાની ભલી કરણીની પાંખો વડે ઊડી ઈશ્વરની ફૂલવાડીમાં જઈ બેઠો છે. દુષ્ટ માણુસો ઉપર પણ વિલાપ કરવો અને ઈશ્વરને કાકલૂદી કરવી નકામાં છે, કેમકે ઈશ્વરે જ કરણીનો અચલ નિયમ ઘડયો છે, અને એ નિયમ આંસુનાં જળથી પીગળી જતો નથી: માટે મરનાર ઉપરનું રુદન કાંતો સ્વાર્થી હોય છે અથવા તો ફુઝૂલ અને અર્થહીન છે.

વિલાપ નકામો જ નથી પણ ખાસ કરીને મરનારને નુકસાનકર્તા તો છે જ એ જો આપણે જાણતા હોઈએ તો જરૂર આપણે લાગણી ઉપર વધારે કાબૂ રાખી આપણા રુદનથી મરહુમને હેરાનગતીમા નાખીએ નહિ. ગ્રીક દંતકથા મુજબ બીજી દુનિયામા જતા પાચ ભયંકર નદીઓમાંથી પસાર થવું પડે છે. તેમાંની એક કોકાઇટસ નામની નદીના નીર મરનાર પાછળ પાડવામાં આવેલાં આંસુઓથી ભર્યાં છે અર્દાવિરાફનામે નામનાં એક જરથોસ્તી ધર્મપુસ્તકમાં પવિત્ર મોબેદ અર્દાવિરાફને બીજી દુનિયાનું દર્શન થયું તેનો ચિનાર આપવામાં આવ્યો છે તેમાં જણાવ્યા પ્રમાણે એકવાર અર્દાવિરાફને એક ઊંડી નદી ઓળંગવી પડી. આ નદીની બીજી દુનિયામાં શી જરૂર હશે તે વિશે તપાસ કરતા તેઓને જણાવવામાં આવ્યું કે મરેલાંઓ પછવાડે જે આંસુઓ પડે છે તેનાં પાણીમાથી આ નદી ભરાઇ છે અને મરનારને તે પસાર કરવાની ભારે તકલીફ લેવી પડે છે. આ બન્ને આલંકારિક વર્ણનોનો અર્થ સ્પષ્ટ જ છે—મરેલા પછવાડે વિલાપ કરવાથી અને આંસુ સારવાથી તેમની પ્રગતિ અટકે છે અને તેઓને નાહકની હેરાનગતી પહોચે છે.

આગેવાન ગૂઢજ્ઞાની અને થિઓસોફિસ્ટ બિશપ સી. ડબલ્યુ, લેડબીટર

પોતાના "The Other Side of Death" નામના સત્તાવાર ગણાતા ગ્રંથમાં એક હકીકત નોંધી છે જે આ તકે આપની પ્રસંગોપાત્ત ગણાશે. તેઓ લખે છે કે એક વેળા એક છોકરીને પોતાની માના મરણથી ભારે ગમ લાગ્યો અને એ સઘળો વખત માતાને નામે રુદન કરતી હતી. એક વખત તે છોકરીએ મરનારોના સરઘસનું એક દૃશ્ય જોયું: તે સઘળાની વચમાં તેણે પોતાની માતાને જોઈ, જે માથાં ઉપર કાળા પાણીની એક ભારે ડોલ લઈ ઉદાસ ચહેરે ચાલતી હતી; આ જોઈને છોકરી બેહદ દુઃખી થઈ અને બીજે તમામ દિવસ તેણીએ તેની માતા માટે ભારે વિલાપ કર્યો. પણ તે રાત્રે તેણે પોતાની માતાને વધુ ગમગીન અને એકને ઠેકાણે બે ડોલો ઉઠાવતી જોઈ. તે છોકરીએ હિમ્મત કરીને માતાને તેની ગમીનું કારણ પૂછયું. માતાએ કહ્યું—"મારા ગમનું કારણ તારો મારા માટેનો શોક જ છે: તુ વિલાપ કરવાનું છોડી દે કેમકે મને ઊચકવી પડતી આ ભારે ડોલો તારાં જ આંસુથી ભરાયેલી છે." બીજે દિવસે તે પુત્રીએ કાબૂ રાખી ગમ કર્યો નહિ, અને પરિણામે જે દૃશ્ય તેણે જોયું તેમાં પોતાની માતા શાંત અને ખુશાલીમાં બેઠેલી દેખાઈ. આ બાબત સમજાવવા માટે વધુ ખુલાસાની જરૂર જણાતી નથી. ઘણીવાર મરનારનાં નજદીકનાં સગાં છાતીફાટ ભયંકર આક્રંદ કરી વગર સમજ્યે મરનારના કટ્ટા શત્રુની ગરજ સારે છે. મરનારને શાંતિની બહુ જરૂર રહે છે પણ આવા વિલાપથી તેની શાંતિમાં સંપૂર્ણ ભંગ થાય છે. અને તે ભલો અને નેક હોવા છતાં તેનાં વહાલાંઓના વિલાપથી તે બેકરાર બને છે. જ્યારે માણસ આખરી દમ ખેંચતો હોય છે ત્યારે પણ તેની આસપાસ પુષ્કળ રડારોળ થાય છે. તે સમય ખાસ શાંતિનો હોવો જોઈએ, કેમકે તેના તમામ જીવન દરમિયાન બનેલા બનાવો તેની નજર આગળથી ઝડપથી પસાર થાય છે, અને વિલાપથી તેમા ગંભીર ખલલ પહોંચે છે. જેમ ઊંઘના માણસની આસાયશમા વિના કારણે દરેકત કરવાનો આપણને હક નથી તેમજ વિલાપ અને આક્રંદ કરી મોતની ઊંઘમાં પડેલાંઓની શાંતિ લૂંટવાનો પણ આપણને અધિકાર નથી.

થિઓસોફી પ્રમાણે આપણા સ્થૂળ શરીર ઉપરાંત આપણું એક etheric double (લિંગ શરીર) પણ હોય છે. તે મરણ સમયે સ્થૂળ શરીરથી છૂટું પડી અજાણતાં રીતે ત્યાનું ત્યાં જ કેટલોક વખત સુધી રહે છે: પ્રાર્થનાથી તેને શાંતિ વળે છે પણ માતમથી તેને ભારે ત્રાસ પહોંચે છે. બ્રોડકાસ્ટિંગ સ્ટેશનથી બોલાયેલો બોલ જેમ દુનિયાને ખૂણે પણ રેડિયો

દ્વારા સંભળાઈ શકે છે, તેમ શોકની લાગણીઓના જે ઉદ્‌ગાર જીવતાંના મુખમાંથી નીકળે છે તે મરનાર વહાલાંઓને બીજી દુનિયામાં સંભળાઈ તેમને પણ શોકાતુર કરે છે. આપણે આપણાં વહાલાંઓ સારુ જીવતાંજીવત જો ઝાઝું ન કરી શક્યાં હોઈએ તો તેઓનાં મરણ બાદ કાંઈ નહિ તો તેમને શાંતિમાં રહેવા દેવા જોઈએ. કમનસીબે કેટલાંકો એવાં પણ હોય છે કે "જીવતાંજીવત ન પૂછ્યું ને મૂએ ધગધર કૂટ્યુ" તેમ મરનારને હયાતી દરમિયાન દુઃખ દીધું તો દીધું પણ મૂઆ પછી પણ કૂટીકૂટીને તેની શાંતિમાં ખલલ કરે છે. જાણે મરનાર કેરોએક વહાલો હોય અને તેના મોતથી જાણે કેવો એક ખાડો પડ્યો હોય તેમ કેટલાકો માત્ર દુનિયાને દેખાડવા ખાતર દંભ કરી ફોકટના છાતી અને મોઢું મારીકૂટી લાલ કરે છે. પરંતુ ખરા દિલથી કરેલો શોક પણ મરનારને મીનોઈ જહાનમા પ્રગતિ કરતો અટકાવી તેને આ દુનિયા તરફ ખેંચે છે, અને તેણે અહીં કરેલાં કાર્યોની યાદ તાજી થયે તેને બહુ જ અશાંતિ થાય છે. મરનાર સ્વર્ગને પંથે હોય ત્યાં પણ આ ખરા દિલના પણ વગર અર્થના વિલાપથી તે આગળ વધતો ઘડીભરે અટકી પડે છેઃ મોત ઉપરનો વિલાપ ગમે તેવો સ્વાભાવિક હશે પણ તે જીવતાને અને મરનારને માટે તો નક્કી નુકસાનકર્તા જ છે. જેને મરનારનું હિત હૈયે હોય તેને માતમને ઠેકાણે મરનારને સારુ પ્રેમભરી આશિષો અને ભલી દુવાઓ જ પાઠવવાં જોઈએ. આ પુસ્તકમા અનેક ઠેકાણે આપણે જે અનુમાન તારવ્યુ છે તે જ અહીં પણ તારવી શકાય, અને તે એ કે મોત પાછળ વિલાપ નહિ પણ ઈશ્વર ઉપરની સંપૂર્ણ શ્રદ્ધા, તે માલેકની મુનસફી ઉપર પૂરેપૂરો ઈતબાર, અને પરવરદિગારની એકચિત્તે કરેલી બંદગીની જરૂર રહે છે.

## ૯. મોતનો ઇલાજ

મોતનો ઇલાજ કોઈએ સાંભળ્યો છે ? એવો કોઈ તબીબ છે જે મરેલાંને જીવતા કરે ? મરેલાંને જીવતા કરે એવા અર્થમાં ઇલાજ શબ્દને લીધો નથી. એવો જો અર્થ લેવાતો હોય તો કહી દઈએ કે મોતનો ઇલાજ છે જ નહિ, કેમકે મોતની અનિવાર્યતા વિશે તો આપણે આગળ પૂરતી ચર્ચા કરી ચૂક્યા છીએ. પણ મોત વખતે જે અશાંતિ અને બેકરારી મરનારને થાય છે તેનું નિવારણ થઈ શકે, અને ગુજર પામ્યા પછી મરનાર ઉન્નત સ્થિતિ પ્રાપ્ત કરી મોતના દેવને પણ હરાવી શકે; અને એ રીતે સૌને હરાવી જનાર મોત એવા માણસ આગળ લાચાર બને છે, કેમકે મોતના

જખમને મટાડનાર ઇલાજ તેની પાસે છે મોતનો ગજબનાક માર એવા નેક માણસને એક કમળના ભાર કરતા વધુ નથી તેના સદ્‌ગુણથી અને જ્ઞાનથી તે મોતનો ભેદ જ પામી ગયો છે તેને મન મોત તો એક મિત્ર છે, એક ખૂની કસાઈ નથી, મોત તો ઊંઘ, બેહોશી કે સમાધિ સમાન એક નિર્દોષ હાલત છે, પણ જિંદગી ખતમ કરી નાખી સંપૂર્ણ વિનાશ લાવનારો પ્રસંગ નથી

જુદા જુદા લક્ષણો ધરાવતા માણસો મોતનો 'ઈલાજ' કેમ કરે છે તે આપણે જોઈએ સામાન્ય માણસ માટે 'દુ:ખનું ઓસડ દહાડા' છે. પોતાના વહાલાનું મોત તે ઘણે દિવસે ભૂલશે તો ખરો ન ભૂલી શકે અને કોઈ વખતે તેને યાદ આવી જાય તોપણ જે તીવ્ર વેદના એને પહેલા થતી હતી તે પછીથી થશે નહિ ભક્ત માણસ ઈશ્વરમા પૂરેપૂરુ યકીન રાખવાથી મોતનુ દુ:ખ ભૂલશે ફિલસૂફ વિચાર કરશે કે આ જીવન મરનારનું ક્યાં હતું અને મારુ પણ ક્યા છે કે તે ઉપર વિલાપ હોઈ શકે? જીવન તો ખુદાએ ઈનાયત કરેલી એક બક્ષિસ છે જેટલી વાર માણસને મળી તેટલી વાર તેણે ભોગવી અને પછી ખુદાએ આપેલુ ખુદા પાછુ લઈ લે તેમા શોક કેવો હોય? એવો "ઇલાજ" કરી ફિલસૂફ પોતાનાં આસુ સૂકવશે શૂરવીર વિચાર કરશે કે જીવન દુ:ખમય છે અને મરવુ તો એક જ વાર છે, ત્યારે તેને માટે આટલો ઊહાપોહ શેનો? જો મોતસે ના ડરે વોહ ચાહે સો કરે' એક મરણિયો સોને ભારે પડે રણે ચડેલો રજપૂત કાં તો જીતે કે મરે એકવાર કેસરિયા કર્યા કે પછી મારવુ કે મરવુ એક વાર નિશ્ચય કરી લો કે—મારે ઉત્તર ધ્રુવ જવુ જ છે, હિમાલયની ટોચે ચડવુ જ છે, અત્યત ભયભરેલા પ્રયોગો કરી ક્ષયની રસી શોધવી જ છે, અથવા કેન્સરનો ઇલાજ ખોળી કાઢવો જ છે પછી યા તો તમે એમ કરી શકો યા તો બરફથી થીજી જાઓ યા પહાડ ઉપરથી ગબડી પડો યા ઝેરી જતુઓના ભોગ થઈ પડો, મગર જે શૂરવીરે મોતનો ભય છોડયા એ શુ નહિ કરે? શૂરવીર તો એક જ વાર છેવટનો મરે છે, કાયર તો જેટલી વાર બીહે છે તેટલી વાર મરે છે શૂરવીરમા કદાચ જ્ઞાન કે ડહાપણની ઊણપ હશે પણ તે યમદેવને હરાવી શકે છે, અને તેને બનતું કરી લેવા યુદ્ધ નિમંત્રણ કરે છે મોતથી ડરનાર યા તો પાપી હોય કે બીકણ હોય કે અજ્ઞાન હોય, મગર સત્કર્મી, શૂરવીર અને જ્ઞાની તો મોતને માથેના હોય છે

સૂફીઓમાં એક નીતિસૂત્ર છે કે મોત આવ્યા પહેલાં મરી લો—યાને દુનિયાનો, દૌલતનો સગાસ્નેહીઓ વગેરેનો ત્યાગ કરો, આ શરીર પણ

તમારુ નથી એમ માનો, અલ્લાહ સિવાય દરેકનો પ્રેમ તરછોડો અને અલ્લાહની જ લગની લાગી હોય તેમ તેને જ માટે જીવો, બાકીનું મનનું ફના થવાનું છે એમ સમજી લો આવી સ્થિતિએ જીવશો તો ખરેખર મોત તમને શી રીતે ડગવી શકશે ? અને તમારી પાસે બાકી શું રહેશે કે જે છોડી જતાં તમને દુઃખ થાય ? જેટલો ધનમમત કરશો, જેટલી દુનિયા ઉપર આસક્તિ રાખશો તેટલું દુનિયા છોડતી વખતે દુઃખ થશે અને છોડયા પછી પણ ધનમા જ ધ્યાન રહી ગયેલું હોવાથી કદાચ સાપ રૂપે પાછા આવી ધન ઉપર બેસી રહેશો એક પાતળો માણસ નાની બારીમાથી પણ નાસે, જ્યારે એક ખાઈ પી અલમસ્ત થયેલો પુરુષ બારણામાથી પણ જઈ શકે નહિ માટે જ ભગવાન પ્રભુ ખ્રિસ્તે કહ્યું હતું કે સોયના નાકામાંથી ઊંટ જઈ શકે પણ ધનવાન માણસથી સ્વર્ગમા દાખલ થવાશે નહિ ક્યાથી દાખલ થવાય ? અહીંના વળગણો એટલા વધી ગયા હોય કે મરતી વખતે અને તે પછી પણ ભૂલી ન શકાય, તો સેવાભાવીઓ અને નિષ્કામકર્મીઓ માટે જે સ્વર્ગ છે તેમા ક્યાથી જવાય ?

એક વેળા એક છોકરો ચોરીછૂપીથી એક સાકડા મોની બરણીમાથી મીઠાઈ કાઢતો હતો, તેટલામા કોઇના પગલા સાભળતા તેને પકડાઇ જવાની ધાસ્તી લાગી મીઠાઈ પકડી રાખે તો બરણીમાથી હાથ નીકળે નહિ અને પકડાઇ જાય મીઠાઇ મૂકી દે તો હાથ નીકળે ખરો, પણ આ છોકરાને રાજીખુશીથી હાથમા આવે ને મીઠાઈ છોડવી ગમે ? દુનિયામા પણ લોકોની એ જ હાલત છે આ જિંદગીનુ તમામ ઐહિક સુખ પણ ચાખવુ છે, ઈશ્વરને ભૂલી ભોગવિલાસમા પણ પડવુ છે, અને સાથે વળી આસાન મોતનો છુટકારો અને સ્વર્ગનો શ્રેષ્ઠ આનંદ પણ પ્રાપ્ત કરવો છે—એ સૌ કેમ બને ? છોકરાના હાથમાથી જેમ મીઠાઈ છૂટશે તેમ વધારે સરળતાથી તેનો હાથ બરણીમાથી નીકળશે આપણામાં ત્યાગવૃત્તિ જેમ વધુ ખીલશે તેમ મોત ઉપર વધુ જીત મેળવતા જઈશુ અને ઈશ્વરની વધુ નજદીક પહોચીશુ માટે જ હિંદુ ધર્મ પ્રમાણે ચાર આશ્રમોની વ્યવસ્થા થઈ છે પહેલા બ્રહ્મચર્યાશ્રમમા રહી એક હિંદુ શિષ્ય તરીકે જ્ઞાન સંપાદન કરવા મથે છે, અને અવિવાહિત જીવન ગાળે છે ત્યારબાદ ગૃહસ્થાશ્રમી બનીને લગ્ન કરી પોતાના અને પોતાના કુટુબના નિર્વાહ માટે શ્રમ લે છે પરંતુ ત્યારપછી તે વાનપ્રસ્થ થાય છે અને દુનિયાદારી પ્રત્યે તેને શિથિલતા આવે છે અને માનાઈ જહાનની તેને કલ્પના થાય છે છેવટે વૃદ્ધાવસ્થામાં તે સન્યાસવૃત્તિ કેળવે છે અને ઈશ્વરપ્રાપ્તિ અને પ્રભુભજન સિવાય કશા ઉપર તેનું મન લાગતું

નથી. આ ચારે તબક્કાઓનું યોગ્ય પાલન કરવાથી જગત તરફની અને પ્રભુ પ્રત્યેની ફરજ બજાવી, અંત માટે તૈયારી કરી, ત્યાગી જીવન પણ ગુજારી છેવટે મોત ઉપર વિજય મેળવી શકાય છે

મોત ઉપર વિજય મેળવવાની એક બીજી રીત છે આપણે આગળ વાંચી ગયા કે અમુક દુર્ગુણોમાંથી મોતની ઉત્પત્તિ થઈ છે; ત્યારે મોતને મારવા માટે તે દુર્ગુણો વિરુદ્ધના સદ્‌ગુણો ખીલવવા જોઈએ. દાખલા તરીકે બાઈબલના "જૂના કરાર" પ્રમાણે આદમ અને ઈવે ઈશ્વરની નાફરમાની કરેલી હોવાથી મોત તેમની મારફતે તેમની ઔલાદમાં ઊતર્યું હતું; ત્યારે મોત ઉપર જીત મેળવવા સારુ ઈશ્વરની ફરમાનબરદારી જ કરવી રહી. બાઈબલના "નવા કરાર" પ્રમાણે પાપના પરિણામ રૂપે જ મોત ઉત્પન્ન થયું છે. બહુ સારુ, પાપી જિંદગી છોડી પુણ્યશાળી જીવન ગુજારી મોતનો ડંખ મટાડી શકીશું જરથોસ્તી ધર્મ પ્રમાણે અંગ્રમૈન્યુ (પાપના મૂર્તસ્વરૂપ) તરફથી મોત પયદા થયું ખરું, ત્યારે આપણે અંગ્રમૈન્યુ તરફ પીઠ ફેરવી સ્પેન્તોમૈન્યુ (સવાબના મૂર્ત સ્વરૂપ)થી પ્રેરાઈ પવિત્ર જીવન ગાળી અહુરમઝ્દની પ્રીતિ સંપાદન કરવાનું જ રહ્યું હિંદુ ધર્મ પ્રમાણે મોતનું મૂળ જગત પ્રત્યેની આસક્તિ અને આપણી અગણિત ઇચ્છાઓ અને તૃષ્ણાઓ છે હવે, ત્યારે તો આસક્તિને ઠેકાણે જગત પ્રત્યે અનાસક્તિ રાખીએ, ઇચ્છાઓ અને તૃષ્ણાઓ બને ત્યાં સુધી કમતી કરીએ, નિષ્કામકર્મી બની ફળની આશા વિના કર્મો કરતા થઈએ, અને પ્રેય (દુન્યવી સુખ) ઉપર શ્રેય (મીનોઈ સુખ) ને શ્રેષ્ઠતા આપીએ, તોપછી મોત આપણને શી રીતે અકળાવવાનું હતું ? ત્યારે મોતનો ઉતાર સદ્‌ગુણ પાપીના પાપથી મોતની હકુમત હજી ચાલુ છે માણસ જ્યારે પૂરો સવાબી થશે ત્યારે તે મૃત્યુ ઉપર પૂરો વિજય મેળવશે

વિજ્ઞાનવેત્તાઓ મગરૂરીથી કહે છે કે છેવટે વિજ્ઞાનની શોધખોળથી માણસને અમરત્વ પ્રાપ્ત થશે અને મોતનો અંત આવશે આજ સુધી આશ્ચર્ય ઉત્પન્ન કરનારી અનેક વૈજ્ઞાનિક શોધોથી અસાધ્ય મનાતા રોગોમાંથી પણ માણસ પાછો ઊઠે છે, અને અનેક પ્રકારના "ઇન્જેક્શનો" આપવાથી અને પ્રાણવાયુ વગેરે સુંઘાડવાથી માણસ ઘડીભર મરતો બચે છે પણ આ રીતે તો મોત માત્ર દૂર જાય છે અને તેના આગમનમાં ઢીલ પડે છે, પણ તે કાયમનું દૂર થતું નથી પરંતુ ધાર્મિક અને નીતિમય જીવન ગુજારવાથી આપણે મોતનો ભય મટાડી શકીએ છીએ, અને તે વહેલું આવે કે મોડું પણ

તેને માટે નીડરતાથી અને હસતે મુખે આપણે તૈયાર રહી શકીએ છીએ. વિજ્ઞાનમાં બાહોશી મેળવી અનેક અજાયબ ઔષધો શોધી આપણે લાંબું આયુષ ગાળી શકીશુ, પણ છેવટે તો તેથી આપણને એવો કટાળો ઉપજશે કે આપણે જ મોતને ખોળવા નીકળીશુ વિજ્ઞાન આપણને મોત સામે બખ્તર પહેરાવે છે જે મોડે વહેલે ભેદાશે તો ખરુ જ, અને ન ભેદાય તો છેવટે આપણે જ તે ફેકી દઇ ખુલ્લી છાતીએ મોતનું તીર ઝીલવા રાજી થઈશુ પરંતુ ધર્મ અને નીતિ જીવન અને મરણનું સાચુ રહસ્ય શિખવાડે છે, અને પરિણામે મોત વહેલુ આવે કે મોડુ પણ તે આપણને દુઃખ કે ભય પમાડી શકતુ નથી માટે મોત ઉપર વિજ્ઞાને પ્રાપ્ત કરેલા વિજય કરતાં નેકીનીતિએ મેળવેલી ફતેહ અનેક રીતે મહાન અને આનદકારદાયક મણાવી જોઇએ.

મરતો માણસ દમ નહિ લઈ શકવાથી, હૃદયની ગતિ અનિયમિત થઈ પડવાથી વગેરે અનેક શારીરિક કારણોથી ત્રાસ પામે છે, પણ તે કરતાં પોતે કરેલા કુકર્મોથી તે દુ ખી થાય છે, કેમકે પોતાનું જીવન પૂરુ થતુ એને લાગે છે, અને તેથી અહીં તો હવે સુધરવાની આશા રાખવી ફોકટ, અને પાપી કૃત્યો કર્યા હોવાથી બીજી દુનિયામાં તાત્કાલિક સુખ મળવાની પણ આશા મિથ્યા તેથી તે મરતો માણસ અતિશય અકળાય એ સ્વાભાવિક છે પરતુ જે પાપ, દુર્ગુણ કે જુલમથી દૂર રહ્યો છે તે મોતના ડંખથી ત્રાસ પામશે નહિ ઇરાનના મશહૂર બાદશાહ નૌશેરવાન આદેલે એક દિવસ દરબારમા સવાલ પૂછ્યો કે દુનિયામા સૌથી ભારે દુઃખ કયુ ? કોઈએ કહ્યુ કે અધાપો અને ગરીબી, બીજાએ કહ્યુ કે વૃદ્ધાવસ્થા અને એકના એક બેટાનુ મોત, ત્રીજાએ કહ્યુ કે અશક્તિ અને પરાધીનતા, જ્યારે નામીચા વઝીર બુઝુરજમહેરની વારી આવી ત્યારે તેણે કહ્યુ કે—મોતની નજદીકી અને પાપી અત કરણનો ડંખ. તમામ દરબારીઓ એકમત થયા કે બુઝુરજ-મહેરના કહેવામા વિશેષ સત્ય હતુ પાપી અત કરણના જેવો કચડી નાખનારો ભાર જ નથી, અને તેના ડખથી જેવી વેદના, અશાતિ અને બેચેની આવે છે તેવી તો કાળા નાગના ડખથી પણ આવતી ન હોય

૨૪ મી ઑગસ્ટ ૧૫૭૨ ને દિવસે ફ્રાન્સમા રોમન કેથોલિકોને હાથે લગભગ ૩૦,૦૦૦ પ્રોટેસ્ટન્ટોની કત્લેઆમ થઈ હતી આ આફતકારક બનાવ "બારથોલેમ્યુ મેસેકર"ના નામે ઓળખાય છે તે વખતે ફ્રાન્સનો રાજા નવમો ચાર્લ્સ હતો, એનો એ ઘટનામા ઝાઝો હાથ હતો નહિ પરંતુ એની પ્રપચી માતા કેથરિન ડ મેડિચી જે રાજપ્રતિનિધિ હતી, તેણે આ

કાર્યને પોતાની બહાલી આપી હતી. એમ છતાં રાજા નવમા ચાર્લ્સને આ બનાવથી ભારે આઘાત થયો અને તે એ જ વર્ષમાં ચોવીસ વર્ષની ભર-જુવાન વયે મરણ પામ્યો. મરતી વખતે તેનું મન એ જ બાબત ઉપર દોડી ગયું અને તે બોલી ઊઠયો —" અરે કોઈ હાજર છો કે ? કેવા ખૂનો ? કેટલું લોહી ? હે પ્રભુ ! મને ક્ષમા કરો ! મેં પાપ કર્યું છે." અંતઃકરણ ઉપર પાપનો ભાર લઈ મરતા માણસની મનોવેદના તો દર્શાવ્યા કરતાં કલ્પવી જ સારી.

સત્તરમી સદીમા ફાધર જોસફ નામનો એક મહાપ્રતાપી પુરુષ ફ્રાન્સમા થઈ ગયો. તેણે સંત જેવું જીવન ગાળી, ચાલુ ઉપવાસ અને તપશ્ચર્યા કરી, રાત્રિ અને દિવસ ભકિતમા પસાર કરી, પોતાના દેહની હાલહવાલી કરી નાખી. પરંતુ ફ્રાન્સ અને રોમન કૅથોલિક પંથના હિતમા આ ધર્મી પુરુષ કપારી છૂટે એવા કર કાર્યો કરતા અચકાતો નહિ કાર્ડિનલ રિશલ્યુના પ્રતિનિધિ તરીકે લુઈ તેરમાના રાજ્યમા તેણે અનેક કાવાદાવા કરી ફ્રાન્સના દુશ્મનોનો ઘાણ કાઢી નાખ્યો, અને Thirty Years' War (ત્રીસ વર્ષ ચાલેલી લડાઈ) નામે ઓળખાતા જર્મનીના મહાયુદ્ધને માત્ર પોતાના જ દેશના અને રોમન કૅથોલિક પંથના ભલા સારુ લંબાવી રાખી લાખો કીમતી જાનોની ખુવારી કરી એના પવિત્ર ખાનગી જીવન અને દેશસેવા છતા તે સૌના તિરસ્કારને પાત્ર બન્યો જ્યારે ૧૬૩૮ માં તે મરવા સૂતો ત્યારે તેને અનેક સવાલો પૂછવામા આવ્યા તેની જબાન ખેચાઈ ગઈ હતી પણ મહામુશ્કેલીથી તે ચાલુ બોલ્યા કરતો— 'મારી કરણીનો હિસાબ! મારી કરણીનો હિસાબ !' જે માણસની રાજખટપટથી લાખો લોકો દુઃખી થયા હતા તે માણસને મરણ સમયે ફાળ પડી કે હવે પ્રભુના દરબારમાં તેની કરણીનો બદલો મળ્યા વિના રહેશે નહિ પાપી અંતઃકરણ સાથે સુખે મરવાની આશા રાખવી તે તો ગળે ઘંટીનો પથ્થર બાંધી ગંગા નદી તરવાની આશા રાખવા જેવું નિરર્થક છે.

અલબત્ત જેને અંતઃકરણ જ નથી તેને તો લીલાલહેર છે, તે તો કોઈથી ડરતો નથી, મોતને પણ હસી કાઢે છે, અને ઈશ્વરમાં તો તે માનતો જ ન હોય એટલે એની બદગી તો હોય જ કયાંથી ? એવા અંતઃકરણ વિનાના નફ્ફટો દુનિયામા છે પણ ખરા અને ફાવતા પણ દેખાય છે તેમને કોઈપણ પ્રકારના નૈતિક ખટકા હોતા નથી અને જેમ ફાવે તેમ તેઓ જીવનરથ હાંકે રાખે છે. ગયા ભવની નેકીની બરકતે તેઓ આ ભવમા ફાવે

છે, પણ નેકી, નીતિ અને શુદ્ધ અંતઃકરણના નાદ વિનાના એમના કંગાળ જીવનનો બદલો એમને કરણીના નિયમ અનુસાર જરૂર આવતે ભવે વ્યાજ સિક્કે મળ્યા વિના રહેશે નહિ તે તેઓ ભૂલી જાય છે.

આધ્યાત્મિક જીવન ન ગાળ્યું હોય તોપણ જેણે પોતાની દુન્યવી ફરજ જિંદગીને ભોગે પણ બજાવી છે તે માણસને મરતી વખતે ભારે સંતોષ રહે છે. ગ્રીસમાં થીબ્સને મહત્તા આપનાર મહાન યોદ્ધો ઇપેમિનોન્ડાસ ઈ. પૂ. ૩૬૨ માં મેન્ટીનિયાની લડાઇમાં આગલી હરોળમાં લડયો અને એક બરછીથી વીંધાઇ તે મરણ પામ્યો જ્યારે તેણે જાણ્યું કે મારી મહેનત ફળી છે અને લડાઇ જીતાઇ છે ત્યારે તે મરતી વખતે બોલ્યો : "હવે હું ખુશીથી મરીશ." ૧૭૫૯ ની સાલમાં જેમ્સ વુલ્ફ નામના અંગ્રેજ સેનાપતિએ અમેરિકામાં ફ્રેન્ચો જોડે લડી "આબ્રાહામની ટેકરી"વાળી લડાઇમાં વિજય મેળવ્યો; તેમ કરતાં એક ગોળાથી તેણે પોતાનો જાન ખોયો. મરતી ઘડીએ એણે લડાઈનું પરિણામ પૂછ્યું અને તેને ખબર આપવામાં આવી કે અંગ્રેજો જીત્યા છે અને ફ્રેન્ચોને ફિરાક કરવામાં આવ્યું છે. તે સાંભળી તે યોદ્ધો મરતે દમે બોલ્યો — 'ખુદાનો ઉપકાર ! હવે હું સુખે મરીશ" કર્મવીરો માટે સુખે મરવાનો સાચો રસ્તો તે ફરજનું પાલન. જોસફ એડિસન નામના મશહૂર અંગ્રેજ સાહિત્યકારના નિબંધોની નૈતિક છાપ તેના જમાના ઉપર સચોટ પડી હતી તે પોતે પણ આબરૂદાર અને ધર્મી હતો, પરંતુ તેનો સાવકો પુત્ર અસંયમી અને સ્વચ્છંદી જીવન ગાળતો. જ્યારે એડિસન ૧૭૧૯ મા મરવા સૂતો ત્યારે તેણે પોતાના સાવકા પુત્રને બોલાવી મંગાવ્યો, અને તેને કહ્યું—"તને અહીં બોલાવવાનું કારણ એ કે એક ચુસ્ત ખ્રિસ્તી કેવી શાંતિમાં મરી શકે છે તે તુ તારી નજરે જુએ." પેલા નાદાન જુવાનને તો નસીહતની કાંઈ અસર થતી નહોતી, પણ નીતિમય જીવન ગાળી શાંતિથી મરતા પિતાનું દૃશ્ય જોવાથી કદાચ તેની આંખ ઊઘડે એવા વિચારથી તેને બોલાવવામા આવ્યો હતો.

જેનું જીવન શુદ્ધ છે અને હૈયું સાફ છે તેને મોત પજવી શકતું નથી અને તે આસાનીથી ગુજર પામે છે. "ચેગ કારી કુનદ આકેલ કે બાઝ આયદ પશેમાની ?"—એક ડાહ્યો માણસ એવુ કાર્ય શા માટે કરે કે પાછળથી તે સારુ પશ્ચાત્તાપ કરવો પડે ? કેટલીક વેળા છેક મરતી વખતે માણસને ભાન થાય છે કે તેનું જીવન એળે ગયુ છે, અને અમુક પ્રકારનું જીવન ગાળ્યું તેને બદલે જુદા જ પ્રકારનું ગાળ્યું હોત તો બુઢાપો અને મોત શાંતિમા આવત. કાર્ડિનલ ટોમસ વુલસી ઇંગ્લાંડના રાજા આઠમા

હેન્રીનો મુખ્ય સલાહકાર હોવાથી પુષ્કળ સત્તા અને અનેક ખિતાબો ધરાવતો, પરંતુ તેની અભિલાષા પોપ થવાની હતી તે રાજાને હમેશ રાજી રાખતો અને રોમના પોપ પણ તેની ઉપર કુરબાન હતા પરંતુ જ્યારે રાજા પોતાની પહેલી રાણી કેથેરિનને તલાક આપી બીજી સ્ત્રી એન સાથે પરણવા નીકળ્યો ત્યારે તેણે વુલસીની મદદની આશા રાખી વુલસીની સ્થિતિ સૂડી વચ્ચે સોપારી જેવી થઈ પડી: તે રાજાને તેના વાર્ધાભર્યા કાર્યમાં સહાય કરી શક્યો નહિ, અને આ કઢંગી ખટપટમા તે એવો લપટાયો કે એનાથી બહાર નીકળાયુ નહિ દુષ્ટ રાજા એની આનાકાની મેતી ગયો, અને એ નિમકહલાલ સેવકે પોતાની જે અનેક સેવાઓ કરી હતી તે ભૂલી જઈ વુલસીની તમામ સત્તા છીનવી લઇ તેની ઉપર રાજદ્રોહનું અતિ ગંભીર પણ તદ્દન બેવજૂદ તોહમત તેણે મૂક્યુ તેની તપાસ માટે લંડનમા વુલસીને હાજર થવાનો હુકમ હતો, પણ ત્યાં જાય તે પહેલા દુન્યવી આશા ઉમેદોથી તમામ ધરાઈ ગયેલો વુલસી ૧૫૩૦ મા એક દેવળમા ભગ્નહૃદયે મરણને શરણ થયો. મરતી વખતે જે મગરૂર શબ્દો તે બોલ્યો તે દુનિયાના દરેક માણસે હૈયા ઉપર કોતરી રાખવા જેવા છે' તેણે કહ્યું કે —"જે ખંતથી મે મારા રાજાની સેવા કરી છે તેવી જ ખતથી મારા પ્રભુની મેં સેવા કરી હોત, તો તે માલેક મને મારી વૃદ્ધાવસ્થામાં તરછોડયો ન હોત " પણ છેક મરણ સમયે આવેલ આ રાંડયા પછીનું ડહાપણ શા ખપનું ? પ્રભુ-સેવાને વિસારી મેતી દુનિયાદારીમા મચ્યા રહેવું એ આ જડવાદી જગતનું મુખ્ય અપલક્ષણ છે, અને પરિણામ વુલસીનું આવ્યુ એવુ જ આફતકારક આવે છે

એક જુવાન કેળવણી લેતો હોય ત્યારથી જ તેણે પોતાના જીવન-આદર્શો રચવા જોઈએ કે તેને પૈસા જોઈએ છે કે પરમેશ્વર, સત્તા જોઈએ છે કે સદ્‌ગુણ, અધિકાર જોઈએ છે કે નિર્મળ અતઃકરણ દૌલત અને સત્તા જોઇતાં હોય તો તે નીતિ અને સદ્‌ગુણના ભોગે કદાચ મળી શકશે, પણ સત્તાની ખુમારી ઊતરી જશે, અધિકાર ઓસરી જશે, પૈસાનું કદાચ પાણી પણ થાય, પણ પ્રભુ અને તેણે જ પયદા કરેલો કરણીનો કાયદો કોઈ દિવસ કોઈને ફસાવતો નથી, અને 'જૈસી જિનકી ચાકરી વૈસા ઉનકો દેત," તેમ જેવી અને જેટલી સેવા તેવો અને તેટલો બદલો માલેક તરફથી મળી રહે છે "પાપીને પોટલે ધૂળ", તેમ કેટલીક વેળાએ પાપ દ્વારા ધન મેળવ્યા બાદ આખ ખૂલવા પામે છે અને ભારે કચવાટ છૂટવાથી તે ધનને ધૂળ બેગું કરવામા આવે છે ઇસુખ્રિસ્તના બાર શિષ્યોમા સૌથી દુષ્ટ અને

ટોંગી તે કેરીઓથનો રહેવાસી જુડસ ઇસકેરિયેટ હતો. તેણે છેવટે ગુરુદ્રોહ કર્યો અને ત્રીસ રૂપાના સિક્કા ખાતર પોતાના ગુરુ ઇસુને યહુદીઓને હાથ ફસાવી દીધા. ત્યારબાદ ઇસુ ગિરફતાર થયા અને હજી તો તેઓ હયાત હતા તેટલામાં જ જુડસને તેનું અંતઃકરણ ડંખ્યું. તે પાછો યહુદી આગેવાનો આગળ દોડયો અને એક નિર્દોષ માણસને તેણે સપડાવ્યા હતા એવો એકરાર કર્યો. યહુદીઓએ કહ્યું—તારું પાપ તું જાણે: અમારે એની સાથે શી પંચાત? આવું સાંભળી જુડસને પોતાના ઉપર ભારે તિરસ્કાર છૂટયો. તે સિક્કા ત્યાં જ પટકી ચાલી નીકળ્યો અને ફાંસો ખાઈ તે અભાગિયાએ પોતાના પાપી જીવનનો અંત આણ્યો. ખ્રિસ્તી લેખકો જુડસ વિરુદ્ધ સખત લખાણો કરે છે, અને ઇટાલિયન મહાકવિ ડાન્ટેએ તો Inferno (દોઝખ) ના ઊંડામાં ઊંડા ગારમા Lucifer (શયતાન) ના મુખમાં જુડસને ચવાતો ચીતર્યો છે. પણ ખુદ બાઇબલ ઉપરથી જણાય છે કે તે કમનસીબ શખ્સમાં અંતઃકરણ જેવું કાંઈક હતું તો ખરું, અને તેથી જ પાપથી મેળવેલું ધન એને ધૂળ સમાન લાગ્યું. આજે એવા બેશુમાર જુડસો દુનિયામાં હશે જેમણે એક નહિ પણ અનેકવાર પોતાના અંતર્યામીને ઠગ્યા હશે અને પાપી પૈસે તાગડધિન્ના કરતા હશે: તેમને મુકાબલે તો જુડસ પણ કાંઈક ભલો કહેવાવો જોઈએ.

એક પાપી માણસનુ મોત કેવુ હોય તે આપણે જોયુ, હવે ઇસુ ખ્રિસ્તનું દૃષ્ટાંત લઈ એક સત્વશીલ માણસ મોતને કેમ ભેટે છે તે આપણે જોઈએ. ઇસુની નેકી, નીતિ અને ઈશ્વરપરાયણતાની તારીફ કરવાની કાંઈ જરૂર નથી. "I and my Father are one"—હુ અને મારા પિતા પ્રભુ એક જ છીએ—એવા શબ્દો તે મહાપુરુષે ઉચ્ચારી પોતાના નિર્મળ જીવનમાં તે સિદ્ધ કરી બતાવ્યા છે. એમને હાસી, મશ્કરી, તોછડાઈ અને અત્યંત ઘાતકીપણા સાથે વધસ્તંભ ઉપર ચડાવવામા આવ્યા. જુડસનું ફાંસાથી આણેલું મોત તો બહુ થોડીવારમા આવ્યુ હશે પણ ઇસુએ તો છ કલાક સુધી ભારે શારીરિક દુઃખ વેઠયું—તે એટલા સુધી કે એક વખત તો તેમનાથી બૂમ પણ પડાઈ ગઈ કે—હે પ્રભુ! તે મને તરછોડયો કે કેમ? આટલી વેદના છતાં ઇસુના છેલ્લા શબ્દો નહિ તોપણ પોતાને ત્રાસ આપનારાઓના સંબંધમાં મરણ પ્રસંગે તેમના બોલાયેલા શબ્દો આ હતા કે—"હે પ્રભુપિતા! તુ એમને ક્ષમા કરજે, કેમકે એઓ શુ કરી રહ્યા છે એનું એમને ભાન નથી" જુડસ પાપ કરી મોતને પાત્ર થયો; ઇસુએ અપૂર્વ જીવન ગાળી મોત ઉપર વિજય મેળવ્યો. ઇસુ જેવા પવિત્ર પુરુષો,

બાઈબલમાં લખ્યું છે તેમ, કહી શકે કે—" Oh death, where is thy sting? Oh grave, where is thy victory!"—હે મોત, તારો ડંખ ક્યાં છે; હે કબર, તારો વિજય ક્યાં ગયો? આપણું જીવન એવું હોવું જોઈએ કે આપણા મોતથી દુનિયાને ખોટ પડે, નહિ કે લોકોને રાહત મળે. એક ફારસી કવિએ કહ્યું છે કેઃ-

આન સુનાન ઝી કે ચુન મીરી બરહી,
ન ચુનાન ઝી કે ચુન મીરી બરહદ;

યાને, એવું જીવન ગાળ કે મરવા બાદ તું છૂટો થઈ શકે, પણ એવી રીતે ન જીવીશ કે જ્યારે તું મરે ત્યારે (તારા ત્રાસથી) લોકો છૂટકારો પામે.

ખુદાનો ખરો બંદો હસતે મોંએ દુનિયાને છેલ્લી સલામ કરે છે, કેમકે અહીં તેણે કોઈનું જાણીબૂજીને બૂરું કર્યું નથી, અને બીજી જહાનમા તેને સજા થાય એવી પણ તેની વર્તણૂક નથી, એટલે મરણ સમયે તેને શાંતિ હોય એ સ્વાભાવિક છે. જાણીતા શાએર અને ફિલસૂફ ડૉ. સર મુહમ્મદ ઇકબાલ પોતાની આખરી બીમારી દરમિયાન મળવા આવેલા એક મિત્ર આગળ બોલ્યાઃ—

" નિશાને મર્દે મોમિન બા તુ ગુયમ,
ચુન મર્ગ આયદ તબસ્સુમ બર લબે ઊસ્ત :"

યાને, એક સાચા ઇમાનદાર શખ્સની નિશાની શી હોય છે તે હું તમને કહું જ્યારે તેનું મોત આવે છે ત્યારે તેના હોઠ ઉપર હાસ્ય ફરકે છે. એ હાસ્ય વિના કારણે ફરકતું નથી, પણ તે સાફ અંતઃકરણ અને નિર્મળ જીવનનું પ્રતિબિંબ છે

" જબ તું આયો જગતમેં સબ હસે તું રોય,
કરણી અયસી કર ચલો તુમ હસે સબ રોય."

સૌને રોતા મૂકી હસતે મોંએ દુનિયામાંથી વિદાયગીરી લેવાની ખુશનસીબી ધર્મી, સત્કર્મી, સેવાભાવી, અપો આત્માઓની હોય છે, જેમણે પોતાનું જીવન ધન્ય કર્યું છે અને પોતાને હાથે પોતાના સ્વર્ગનું દ્વાર ખોલ્યું છે. મોતને કોઈ ચુકાવી શકશે નહિ, અને ભલા બૂરા સૌને મોતને તાબે તો થવું જ પડશે પણ તેમ છતાં યમદેવની સાહેબીને આપણે તોડી શકીએ છીએ. મોતનો ઈલાજ, યમદેવ ઉપર વિજય, મરણ સમયે અને તે બાદ શાંતિ અને ખુશાલી જળવાઈ રહે એવું સાધન, તે નિષ્કપટ, નિષ્કલંક, પ્રભુપરાયણ પરમાર્થી જીવન છે.

# ૧૦. મોતના લાભ

મોતના વળી લાભ કેવા ? તમામ લાભોનો અંત આણનાર તે મોત, તે વળી લાભ ક્યાંથી આપે ? પણ કુદરતની યોજના જ એવી છે કે ગમે તેવી બૂરી વસ્તુમાં પણ કાંઈક નેકીનો છાંટો હશે, અને હડહડતા જુઠાણામાંથી પણ સત્યનાં સહેજ દર્શન થશે. દુનિયામાં કોઈપણ વસ્તુ પૂરેપૂરી સારી કે માઠી મળી શકે નહિ, પણ દરેકમાંથી માઠાનો ત્યાગ કરી સારું ગ્રહણ કરવાનું હોય છે. મોત ભયંકર છે અને અમુક સંજોગોમાં તે આફતકારક લાગશે, છતાં એનાં ભયાનક ભીતરમાં પણ કાંઈક મમતા, દયા કે પ્રેમ સમાયેલાં છે જે સમજવાની અત્રે કોશિશ કરીશું. મોત માણસનું અભિમાન હરે છે, તેની મગરૂરી તોડી તેને નમ્ર બનવાની ફરજ પાડે છે. કોઈક માંદા પડયા છતાં ટંગડી ઊંચી રાખી હશે પણ મરણ સમયે અને મૂઆ બાદ તે ઊંચી ન રહી શકે. કોઈક રોમન બાદશાહને માટે કહેવાયું છે કે મરણ સમયે તેણે હુકમ કર્યો કે પોતાને ઊભો કરવો, કેમકે સૂતાં મરવું તે તો આળસુ અને કમહિમ્મતોનાં કામ, જ્યારે શૂરવીરો અને કર્મવીરો તો ઊભા ઊભા જ મરે ! પણ આ તો માત્ર એક પ્રકારનું મનમનામણું જ છે. ઊભા ઊભા મર્યા કે ઊભા ઊભા દટાયા તોય રાજમહેલને ઠેકાણે મિટ્ટીમાં પડયા, પૃથ્વીપટ ઉપરથી અદશ્ય થયા અને લોકોના સ્મરણપટ ઉપરથી પણ ભુસાઈ ગયા તેનું કેમ ? ભલાઈ કરી હોય તો લોક થોડીક વાર યાદ પણ રાખે; બુરાઈ પછી થાનો યાદ રહેતી નથી અથવા તો યાદ સાથે શાપ અને બદદુવા જોડાયેલાં રહે છે. એટલે ગમે તેવો સરફરાઝ અને નામાંકિત માણસ મોતથી ભોંયભેગો થાય છે અને તેની તકોબરી નષ્ટ થવા પામે છે. શ્રીમંતને માટે કદાચ તાજમહાલ જેવી કબર બનતી હશે; ગરીબ માત્ર મિટ્ટીમાં મિટ્ટી બની ગાયબ થતો હશે; મગર બન્ને આખરે તો મિટ્ટીના જ ખરાક છે માટે મોતને અંગ્રેજીમા the leveller—સૌને એક સપાટી ઉપર મૂકનાર કહે છે, કેમકે તેને ઉચ્ચનીચનો, જવાનઘરડાનો કે ભલાબૂરાનો પણ વિચાર નથી, પરંતુ લગારે ભેદભાવ વિના જ્યારે એને ફાવે ત્યારે તે સૌનો ભક્ષ કરે છે.

કેટલીક વાર નઠારું જીવન ગાળ્યા છતાં જ્યારે એક માણસ બહાદુરીથી મરે છે ત્યારે ઘડીભર તેની જિંદગીની ભૂલો ભુલાઈ જાય છે અને તે લોકપ્રશંસાને પાત્ર બને છે. લોર્ડ બાયરન નામના અંગ્રેજ કવિનું જીવન અત્યંત સ્વચ્છંદી હતુ, પરંતુ ગ્રીસની સ્વતંત્રતાની લડાઈમાં ભાગ લઈ મરણ પામવાથી

તેણે કેટલેક દરજ્જે પોતાના વ્યભિચારી જીવનનું કલંક દૂર કર્યું. એક માણસ જ્યારે મરણ પામે છે ત્યારે તેને વિશેના આપણા મતમાં સ્વાભાવિક ફેર પડે છે. જો તે મરનાર બહુ દુષ્ટ હોય તો તે ઓછો ધિક્કારને લાયક બનશે, કેમકે મરનારને માટે વાકું બોલવું કોઈને ગમતું નથી. જો મરનાર અત્યંત ભલો હશે તો તે વધુ જ પ્રેમને પાત્ર થશે, કેમકે વખતના વહેવા સાથે તેના વખાણનારાઓ તેની નેકી વિશે અનેક કથાઓ જોડી તેની ભલાઈનું ગૌરવ વધારી દેશે અને તે વધુ જ લોકપ્રિય બની શકશે. ત્યારે મોત એક એવો ચમત્કારિક ફેરફાર છે જે દુષ્ટને ઓછો તિરસ્કારપાત્ર અને ભલાને વધુ પ્રેમને લાયક બનાવે છે.

જે અશક્ત અને બીમાર હશે તે તો મોતને આવકારદાયક ગણશે, કેમકે તે દ્વારા તેને રહેવાનું નવું ઘર, નવા સરસામાન અને સગવડવાળું નવું મકાન, નવું શરીર, મળશે. જે વૃદ્ધ અને જીવનસંગ્રામથી કંટાળેલો હશે, તે તો મોતની મીટ માંડી વાટ જ જોતો હશે કે તે દ્વારા જિંદગીને થકવી નાખનારી મુસાફરી પૂરી કરી આરામ મેળવી શકે. એકવાર ગ્રીસના કારીગરોએ પુષ્કળ શ્રમ લઈ ડેલફીનું મહાન મંદિર બનાવ્યું અને પછી એપોલો દેવને પ્રાર્થના કરી કે અમને અમારી મહેનતનો યોગ્ય બદલો આપવો. દેવવાણી દ્વારા તેમને એવો ઉત્તર મળ્યો કે સૌએ સાત દિવસ સુધી જ્યાફત ઉડાવવી અને આનંદ કરવો, અને તે પછીથી તમને તમારું ઈનામ મળી રહેશે. તે પ્રમાણે તેઓ સાત દિવસ સુધી ગાનતાન અને ખાનપાનમાં વખત કાઢી સૂતા અને કાયમના જ સૂઈ રહ્યા. આ ઉપરથી એપોલો દેવે સૌને બતાવી આપ્યું કે દુનિયાની ફિકરચિંતા, ઉગ્રગતી અને સંતાપને મુકાબલે મોતની મીઠી શાંતિ જ આશીર્વાદરૂપ છે અને આવકારદાયક ગણી શકાય.

વળી મોત ન હોય તો, આપણે આગળ જોઈ ગયા તેમ, જિંદગીના એકસરખાપણા (monotony) થી આપણે ધરાઈ જ જઈએ, જીવન એક બોજારૂપ થઈ જાય, અને કાયમની જવાની પણ (જો શક્ય હોય તો) રસકસ વિનાની થઈ પડે એકની એક વાત અડધો ડઝન વાર સાંભળીએ તો કંટાળો આવે, તેમ રોજ એકના એક સૂર્યને ઊગતો જોવાથી, એકના એક દિવસ અને રાત્રિનાં રોજ દર્શન કરવાથી, અને એકની એક મોસમનો અનેક વાર અનુભવ કરવાથી આખી દુનિયાની દશવાર મુસાફરી કરી આવીએ તો પણ મોડેવહેલે આપણે થાક્યા વિના રહીએ નહિ મોત જ જિંદગીમાં વિવિધતા આણે છે, જીવનની અભિરુચિ વધારે છે, આપણી હયાતીમાં કાંઈક

સિઅઝત પૂરે છે. કોઈ પણ ઘડીએ મોતનો ઘંટ વાગશે એ વિચારથી ટૂંક જીવનમાં કાંઈક મહાન કે શુભ કામ કરી જવાની આપણને ચોંપ રહે છે, નહિ તો જાવેદાન જિંદગી દરમિયાન આળસના કારણે આપણે કટાઈ પણ જવા પામીએ. મોત ન હોય તો, આગળ જણાવ્યું તેમ, મનુષ્યના અત્યાચારનો પાર ન રહે, અને જુલમ દગા અને અપ્રામાણિકતાથી માણસ અખૂટ જીવન માટે અખૂટ ભંડાર ભરવાને સદા ઉત્સુક રહે. આ ફાની દુનિયામાં હાથ મારી લઇ સંગ્રહ કરવાનું ઘણાને મન થઈ આવે છે; તો જો ખુદાએ કાયમની જિંદગી આપી હોત તો ઇન્સાન આવો સંગ્રહ કરવા કેટલો ઇંતેજાર રહેત અને તેનું ચારિત્ર્ય કેવું ભ્રષ્ટ થાત, તે સહેજે કલ્પી શકાય છે. ભલું છે કે ભરખી લેવા મોત તૈયાર ઊભું છે અને ખુદાના ઇન્સાફનો ડર પણ ઇન્સાનને રહે છે. જો જિંદગી જાવેદાનની હોત તો માણસ અને પ્રભુ એક પંક્તિ ઉપર મુકાઈ જાત, તે માલેકના ન્યાયનું સ્થાન પણ ન રહેત, અને તે કારણે જગતમાંથી ઇશ્વરભક્તિ, નીતિ અને ભલાઈનું નામ પણ ભૂંસાઈ જવા પામત. ભક્તિ, ભલાઇ અને નીતિ વિના મનુષ્યજીવન શક્ય હોત પણ નહિ અને હોત તો તે જીવન પશુને જ શોભત; આપણામાં સંસ્કૃતિ જેવું પણ ન રહેત અને જાવેદાન જિંદગીના શાપથી બચવા પ્રભુ પાસે આપણને કરગરીને સામી મોતની માગણી કરવી પડત.

કેટલીક વાર એક માણસના મનથી મોત આફતકારક હોય પણ તે જ મોત બીજાઓને મન આશીર્વાદરૂપ થઇ પડે છે. એક શ્રીમંત માણસનો એકનો એક બેટો મરણ પામતા પિતાને દોલત અને દુનિયા અકારી થઈ પડે છે, અને લાખો રૂપિયાની સખાવત કરી તે નિશાળો, કોલેજો, ઉદ્યોગશાળાઓ અને અનાથાશ્રમો બંધાવે છે. એનો અર્થ એ થયો કે પ્રભુએ એક છોકરાનો પ્રાણ લીધો પરંતુ એ આફત દ્વારા જ ગામના છોકરાઓને ભણવા કમાવાના સાધનો કરી આપ્યાં. તે દુઃખી પિતાના મનથી તો પુત્રવિયોગ અલબત એક આફત હતી, પરંતુ શહેરના લોકોને મનથી તે એક લાભદાયક બનાવ હતો. પ્રભુની નજરે અને ફિલસફીની દૃષ્ટિએ તો મોત છે જ નહિ એટલે આવા પ્રશ્નો ઉત્પન્ન થતા જ નથી, પણ સામાન્ય દૃષ્ટિબિંદુથી પણ મોતથી માત્ર નુકસાન જ નથી મગર લાભ પણ છે. કવિ ઍલેક્ઝાન્ડર પોપ એના "એસે ઑન મેન" નામના પ્રસિદ્ધ કાવ્યમાં કહે છે કેઃ—

"All nature is but art unknown to thee;
All chance, direction which thou canst not see;

All discord harmony not understood,
All partial evil, universal good;"

યાને આપણે જેને કુદરત કહીએ છીએ તે આપણાથી અજાણી ઈશ્વરની કલા છે, આપણા મનથી જે અકસ્માત છે તે તો ખુદાની ખરી રાહબરી છે જે આપણે જોઈ શકતા નથી, આપણને જે કર્કશતા ભાસે છે તે તો ન સમજાતું એક સંગીત છે, તે જ પ્રમાણે નાના પાયા ઉપર થતા નુકસાનથી સાર્વત્રિક લાભ જ થાય છે ઈશ્વર અને મનુષ્ય બન્ને greatest good of the greatest number–યાને મોટામા મોટી સંખ્યાનો વધારેમા વધારે લાભ સાચવવો—એવા નિયમનું પાલન કરે છે, પરતુ તેમ કરતા નાના પાયા ઉપરનું નુકસાન અનિવાર્ય બને છે અને તે મનુષ્યે લઈ ચલાવવાનું જ રહ્યું પ્રભુની વિકાસક્રમ (evolution) ની મહાન યોજનામા મોત અતિ અગત્યનો ભાગ ભજવે છે, કેમકે મોતથી થતા ફેરફાર સિવાય વિકાસક્રમનું કાર્ય આગળ ચાલી શકે જ નહિ માટે મોત ઉપર વિલાપ કરનારાઓએ વિશાળ દૃષ્ટિ રાખી, વિશ્વની રચનામાં પ્રભુએ નિર્માણ કરેલુ મોતનું અગત્યનું સ્થાન ધ્યાનમા લઈ, પોતાનુ દુઃખ શાતિથી અને ઈશ્વરના અમાર ડહાપણમાં યકીન રાખી સહન કરી લેવુ જોઈએ

મોતથી થતો એક બીજો લાભ એ છે કે તે દ્વારા શોક કરનાર માણસનું મન પ્રભુ પોતા તરફ વાળી શકે છે અને ઈશ્વરપ્રાપ્તિના પથે પ્રેરે છે પ્રસિદ્ધ મહારાષ્ટ્રી સત તુકારામનાં પહેલા પત્ની રૂખમાબાઇ, એમનો પુત્ર અને એમના માતા જ્યારે એક પછી એક દેવલોક પામ્યા, ત્યારે આ આફતો દ્વારા પ્રભુએ પોતાની પ્રસન્નતા દર્શાવી હતી એમ તે સંતકવિએ માની લીધુ અને પ્રાર્થના કરી કે — હે પાડુરગ ! હવે આપણા વચ્ચે બીજો કોઈ અંતરાય રહ્યો નથી" તુકારામના બીજાં પત્ની જીજાબાઈ બહુ કજિયાખોર હતા, પણ આ અંતરાયથી પણ તે સત અકળાયા નહિ સામો ઈશ્વરનો ઉપકાર માન્યો કે હે પાડુરગ ! તારો કેમ આભાર માનું કે મને કર્કશા પત્ની આપી ! જો શાત સ્વભાવની આપી હોત તો એીસંગતમાં કદાચ હું તને જ ભૂલી ગયો હોત" તુકારામજી એક ગરીબ અજ્ઞાન કણબી ખેડૂત હતા સબબ તે માટે પણ ભગવાનના આભારી થઈ તેઓ બોલી ઊઠયા કે "હે પાડુરગ ! તારો આભાર તો ગાયો ન ગવાય ! જો હું શ્રીમત અને વિદ્વાન બ્રાહ્મણ હોત તો ગર્વથી મારું માથુ ફરી ગયું હોત : સાચી ભક્તિને તો નમ્રતા જ શોભે, ત્યાં આટલી મગરૂરી સાથે હું તને કેમ પહોચી શક્યો હોત ?"

• નરસિંહ મહેતા નામના ગુજરાતના આદ્ય કવિ અને ઈશ્વરના ખરા ભક્તના પત્ની માણેકબાઈ જ્યારે દેવલોક પામ્યા ત્યારે કવિએ ( પ્રેમાનંદના શબ્દોમાં કહીએ તો ) ગાયું કે ' ભલું થયું ભાગી જંજાળ, સુખે ભજીશું શ્રીગોપાળ." આ શબ્દો અલબત બહુ નિર્દય લાગે છે શું કવિ પોતાની પત્નીની ગુજરવાની રાહ જોતા હતા કે આ જંજાળ પતે તો સુખે ઈશ્વર ભજન થાય ? તેમ તો હોય જ નહિ, ત્યારે આવા ક્રૂર વચનો શા માટે ? એવુ દેખાય છે કે કવિના શબ્દો સખત હશે પણ તેમા સમાયેલો ભાવાર્થ ખોટો નથી કવિને તેઓના પત્ની પ્રિય હતા પત્ની હયાત હતા તે દરમિયાન કવિને સંસારી ફરજો અદા કરવી પડતી અને અનેકવાર તે ફરજો ઈશ્વર પ્રાપ્તિમા અંતરાયરૂપ થઈ પડતી પત્નીના મરણ પછી તેઓ કાંઇપણ નડતર વિના ઈશ્વરમા ચિત્ત રોકી શકયા આ ઉપરથી જણાય છે કે પ્રભુ કોઈક વખત એક પ્રિય વસ્તુ એટલા માટે ઉપાડી લે છે કે તેની જુદાઈથી પુરુષ કે સ્ત્રીને વૈરાગ્યવૃત્તિ ઉત્પન્ન થાય અને જગતમા મોહમાયાનો ત્યાગ કરી, સાધુજીવન ગાળી ઉચ્ચ આધ્યાત્મિક સ્થિતિએ તે પહોંચી શકે કાલિદાસ કૃત ' રઘુવંશ " મા રાજા અજ પોતાની પત્ની ઈંદુમતીના અલોપ થવા ઉપર વિલાપ કરે છે ત્યારે તેના ગુરુ ઉપદેશ દે છે કે હે રાજન્ ! પ્રિયાના અવસાનથી હૃદયમા તીર ખૂંચે છે એમ ન માનશો સમજદાર માનવી તો એમ જાણે છે કે પ્રિયાના મોતથી તો ખૂંચેલું તીર હતું તે સામુ નીકળી જવા પામે છે' એટલે પ્રભુએ જ એ હરકત દૂર કરી, શોક કરનાર અને પ્રભુ વચ્ચે જે પ્રિયારૂપી નડતર હતી તે દૂર કરી કે તે માણસ હવે દુન્યવી પ્રિયાનો વિચાર છોડી ઈશ્વરી પ્રિયાના મિલન માટે ઉત્સુક બને ત્યારે મોતનો એક બીજો લાભ એ કે મનુષ્યને વૈરાગ્યને પથે વાળી તેને ઈશ્વરનુ ભાન કરાવવુ

મોત એ અમર્ગીનું દ્વાર અને બહેતરની બારી છે માણસ અમુક વસ્તુ કે પ્રિયા કે જ્ઞાન કે કલા કે હક કે અધિકાર કે સત્ય વગેરે માટે આ જગતમાં તલસે છે પણ છેવટ સુધી તેને તે મળતું નથી તે સર્વાંશે લાયક હોવા છતા તેના હાથમાથી તે સરી પડે છે, તે પૂરેપૂરો નિરાશ બને છે અને જિંદગીભર જે સુખ તેણે ખોયુ છે તે હજાર સુખોની વચમા પણ તે ભૂલી શકતો નથી આ દુનિયામા ખોયેલી વસ્તુ મીનોઈ જહાનમા એક કે બીજા સ્વરૂપે પ્રાપ્ત થઇ શકે છે આ ચમત્કારનો લાભ આપણને મોત થી જ મળે છે, કેમકે મોત જ મીનોઈ મુકામમા દાખલ થવાનો દરવાજો છે. અંગ્રેજ કવિ બ્રાઉનિંગના જેવા નિશ્ચયબળ, શ્રદ્ધા અને અડગ આશાવાદ

અંગ્રેજી કાવ્યસાહિત્યમાં ક્યાંયે ન મળી શકે. "એબ્ટ વોગ્લર" નામના જાણીતા કાવ્યમાં એ નામના જરમન સંગીતકાર વિશે બ્રાઉનિંગ કહે છે કે તેણે એક દિવસ તેના વાદ્ય ઉપર એક અતિ ઉત્કૃષ્ટ રાગ યોજ્યો, પણ હજી તો તે ઉપર તે પૂરું ધ્યાન આપે તે પહેલાં તે રાગ તેના સ્મરણમાંથી સરી પડ્યો અને અનેક પ્રયત્નો છતાં તે પાછો યાદ આવ્યો નહિ; જિંદગીભર તેની પાછળ મચ્યો રહ્યો પણ અલોપ થયેલી વસ્તુ પાછી પ્રાપ્ત થઇ જ નહિ. *ત્યારે કવિ બ્રાઉનિંગ કહે છે કે જે ઇષ્ટ છે, જે ઉત્તમ છે તે કદી* મરતું નથી, અને અલોપ થયું હોય તો બીજી દુનિયામાં તે પાછું હાથ લાગે છે; માત્ર અનિષ્ટ વસ્તુ જ મરણ પામી હમેશાની વિનાશ પામે છે. આ ફાની દુનિયામા આપણને ઘણી વખત અનુભવ થાય છે કે સારું મરતું નથી અને ભૂંડું ખોવાતું નથી; મગર બીનોઈ આલમમાં તેથી ઊલટું જ છે, કેમકે ત્યાં ખરું ખોવાતું નથી અને સત્ય મરતું નથી. જે ઉત્તમ વસ્તુ અહીંથી અદૃશ્ય થઇ તે મોત બાદ મળશે; જે અહીં અલ્પાંશે દેખાયું તેના પૂર્ણપણે ત્યાં દર્શન થશે. મહાકવિ બ્રાઉનિંગના કહેવા મુજબ—

"On the earth the broken arcs; in the heaven, a perfect round:"

યાને, દુનિયામા આપણને માત્ર ભાગેલી કમાનો જ મળે છે, મગર સંપૂર્ણ વર્તુલ અથવા ચક્ર તો બીનોઈ જહાનમાં જ જડે છે.

બ્રાઉનિંગ એબ્ટ વોગ્લરના મુખમા નીચેની લીટીઓ મૂકે છે:—

"All we have willed or hoped or dreamed of good shall exist;
Not its semblance, but itself; no beauty, nor good nor power
Whose voice has gone forth, but each survives for the melodist
When eternity affirms the conception of an hour.
The high that proved too high, the heroic for earth too hard,
The passion that left the ground to lose itself in the sky,
Are music sent up to God by the louer and the bard;

Enough that he heard it once, we shall hear it
by-and-by"

યાને, જે ઉત્કૃષ્ટ વસ્તુ મેળવવા માટે આપણે નિશ્ચય કર્યો હતો આશા રાખી હતી અને સ્વપ્ન સેવ્યા હતા તેનો નાશ નથી પણ તેની હસ્તી જ છે તે ઉત્તમ વસ્તુનું બાહ્ય દૃશ્ય જ માત્ર નહિ પણ તે વસ્તુ પોતે જ હસ્તી ધરાવે છે એવું કોઈ સૌન્દર્ય કે શ્રેય નથી એવી કોઇ શક્તિ કે સત્તા નથી કે જે એકવાર ઉત્પન થવા પછી એક (આશાવાદી) સંગીતકારને માટે કદી નાશ પામતી હોય કેમકે જ્યારે કલાકોમા ઉગમ થતી કલ્પનાને (મૃત્યુ પછી) અનતનાનું સમર્થન મળશે ત્યારે તે સિદ્ધ થયા વિના રહેશે નહિ કેટલીક વેળા જગતમા એક શ્રેષ્ઠ વસ્તુ અતિ શ્રેષ્ઠ (અને તેથી દુર્લભ) લાગે છે, એક વીરતાભર્યું કર્મ સાધારણ મનુષ્ય માટે અતિ કઠણ ભાસે છે અને એક ઉર્મ અને જોશભરી પ્રેમની લાગણી અત્યત આદર્શમય અને ગગનગામી જણાઈ અશક્ય અને અપ્રાપ્ય દીસે છે પરતુ એ સૌ વસ્તુઓ કર્મો અને લાગણીઓ પ્રેમીઓ અને કવિઓએ ઈશ્વર તરફ પાઠવેલા સગીત સમાન છે એકવાર એ સંગીત દુનિયામા (થોડેક અંશે) સભળાયુ હતું અને રફતે રફતે તે પૂર્ણપણે બીનોઈ જહાનમા સંભળાશે

ત્યારે ખોવાયેલી વસ્તુ શોધી આપનાર અને અધૂરાને પૂરુ કરનાર આશીર્વાદરૂપી સાધન તે મોત બિથોવન નામનો મહાન જર્મન સગીતકાર જેની અનેક રાગરાગણીઓથી યુરોપિયન સંગીત સમૃદ્ધ બન્યુ છે, તે પોતે બહેરો હતો જે માણસ લાખોને પોતાની સ્વર્ગીય કલાથી રીઝવી ગયો તે પોતે, કુદરતના કોઈ અગમ્ય નિયમથી પોતાની જ કલાની લિજ્જત ચાખવા થી બેનસીબ રહ્યો, અને એ કારણે એ પુષ્કળ મૂઝાતો હતો જ્યારે ૧૮૨૭ મા તે સત્તાવન વર્ષની ઉમરે મરવા સુતો અને જ્યારે તબીબોએ તેને ખબર કરી કે આ બીમારીમાથી તું પાછો નહિ ઊઠે, ત્યારે તે હર્ષઘેલો થઈ બોલી ઊઠયો "ઓહો! ત્યારે આખરે હું સ્વર્ગમા સાભળતો થઈશ" બિથોવનના આ શબ્દો મરવા સુનેતા એક માણસનો લવારો નહિ પણ પૂરેપૂરી સત્ય હકીકતનું સૂચન કરે છે અહીં જે શક્તિઓ અવિકસિત રહી હોય તેનો વિકાસ સ્વર્ગમા થશે, જે બળો એક કે બીજા કારણે અહીં વપરાયા ન હોય તે બીનોઈ જહાનમા વપરાશે જે જ્ઞાન કે કલા જે હક કે અધિકાર આપણી બની શકતી ઉત્સુકતા, બનતા પ્રયત્નો અને પૂરી લયાકત છતાં અપ્રાપ્ય રહ્યા હોય તે બીજી દુનિયામા પ્રાપ્ત થશે જે ચીજ

અહીં ખોવાઈ હશે તે ત્યાં જડશે, જે મહત્ત્વાકાંક્ષા અહીં ખોવાઈ હશે તે ત્યાં સિદ્ધ થશે, જે સ્વપ્નું અહીં સેવાયું હશે તે ત્યાં મૂર્તિમત થશે

અંગ્રેજ કવિ સધીએ લખ્યું છે કે--

"It (Love) soweth here with toil and care,
But the harvest time of Love is there."

યાને બહુ શ્રમ અને જંજાળથી પ્રેમે આ દુનિયામાં બીજ વાવ્યાં છે પણ તેના પાકની કાપણીનો વખત મીનોઈ જહાનમાં આવશે જેણે કોઈ પ્રિય વસ્તુ ખોઈ હશે, કે જેની ખોટ તેના જીવનમાં ધીમી કડવાશ રેડયા જ કરતી હશે અને દુનિયાના તમામ સુખથી પણ પુરાતી ન હશે જેની ફોકટની ઝખના કરી કરી તેણે અવતાર બાળ્યો હશે, જેની યાદમાં તેણે ઈશ્વરને ભૂલી ભૂલીને પણ મન પરોવ્યું હશે અને તન તાવ્યુ હશે, તેને તે પ્રિય વસ્તુ મોત દ્વારા પ્રાપ્ત થતી મીનોઈ દુનિયામા એક કે બીજા સ્વરૂપે મળ્યા વિના રહેનાર નથી, એવુ કવિઓ, ફિલસૂફો અને ગુપ્તજ્ઞાનીઓનું આશ્વાસન છે ત્યારે મોતની ભયંકરતા તો તેના બાહ્ય દેખાવમાં જ છે, તેના હૃદયમાં તો છે અમર્ત્ય અને સ્વર્ગપ્રાપ્તિ, તેના અંતરમા છે આનંદ, શાંતિ અને પ્રેમ જે ઉચ્ચ આદર્શોથી અને સદ્વર્તનથી જીવન ગાળશે તે મોતને યમદેવની ક્રૂરતા નહિ પણ કૃપા સમજશે અને તે આ દિવ્ય આનંદ શાંતિ અને પ્રેમનો અધિકારી બનશે



## ૧. મોત પછી જીવનની શકયતા

એક ધાડપાડુ લૂંટફાટ કરી આપણી ધનસંપત્તિ હરી લે તેના કરતાં વધુ ભયંકર નુકસાન ફિલસૂફો અને તત્ત્વચિંતકો એક નીચ પ્રકારનો જીવન આદર્શ આપણા સમક્ષ રજૂ કરીને નિપજાવી શકે છે આ બેમાં ફરક એટલો છે કે લૂંટફાટનો તોલ નીકળી શકે છે, જ્યારે નીચ સિદ્ધાંતો જીવનમાં ઉતારવાથી કેટલા કરોડ માનવીઓની જિંદગીમાં ઝેર રેડાયું તેનો શુમાર મહેલાઈથી નીકળતો નથી, અને ગુપ્ત રહેવાને કારણે જ તે વધુ ભયાનક બને છે. સદીઓ થયાં જગતમાં જડવાદની ફિલસૂફી પેશ થઈ છે અને લોકોને અવળે માર્ગે ચડાવવામાં તેણે અજબ સફળતા મેળવી છે જડવાદીઓ કહે છે કે જગતમાં જે જડ પદાર્થ જોઈ શકાય છે તે સિવાય બીજા કશાનું અસ્તિત્વ જ નથી પ્રભુ નથી એટલે વિશ્વમાં કોઈ પ્રકારની નેમ કે યોજના હોઈ શકે નહિ: એક મહાન બુદ્ધિશાળી શક્તિ દોરનાર ન હોવાથી સઘળું નિષ્કારણ અકસ્માતને અધીન છે અને માનવીઓની સ્વચ્છંદી મરજી મુજબ ચાલે છે

વળી ઈશ્વર ન હોય ત્યાં ઈશ્વરપ્રેરિત સંદેશ કે ધર્મ પણ કયાંથી હોય? ધર્મ ન હોય ત્યાં સત્ય કે સદ્‌વર્તન પ્રત્યે ઉત્સાહ જ કેમ રહે? આત્મા પણ નથી એટલે મોક્ષની વાત જ કેવી? યુરોપના જડવાદી ફિલસૂફો ડિમોક્રિટસ અને એમ્પીડોકલીસ માનતા કે અસંખ્ય પરમાણુઓના આકસ્મિક સંસર્ગથી જગત ઉત્પન્ન થયું છે જ્યાંસુધી એક વસ્તુમાં પરમાણુઓનો આ સંસર્ગ ચાલુ છે ત્યાંસુધી તે વસ્તુ જીવત છે, જ્યારે આ પરમાણુઓ વિખેરાઈ જાય છે ત્યારે જીવનનો પણ અંત આવે છે જડવાદીઓ આત્માને દિવ્ય ચૈતન્ય નહિ પણ એક જડ વસ્તુ સમાન ગણે છે, અને શારીરિક સંબંધથી દેહની ઉત્પત્તિ થાય છે તેમજ આત્માનો પણ સાથે સાથે જન્મ થાય છે એમ એઓ માને છે શરીર કરતાં આત્માને એઓ શ્રેષ્ઠ ગણે છે, તે એ રીતે કે તેમના મત પ્રમાણે, આત્મા શરીર અને જીવને લગતી તમામ આવશ્યક ક્રિયાઓનો સામટો સરવાળો છે વળી મોત આવે છે ત્યારે જેમ શરીરનો તેમ આત્માનો પણ અંત આવી જાય છે એમ માની મોત પછી જીવનની શકયતા જ રહેતી નથી એમ એઓ સમજાવે છે આવા કડવા સિદ્ધાંતો ઉપરથી માનવીઓ એવા અનુમાન ઉપર આવ્યા કે જો મોત પછીનું જીવન જ નથી જો નથી નેકીનો બદલો કે બુરાઈની સજા, તો નેકી નીતિનું પ્રયોજન જ શું? હવે તો આપણે પકડાઈ ન જઈએ એવી રીતે ગુના કરી શકીએ, અગર આપણી તબિયત ન બગડે ત્યાંસુધી વાધાભર્યાં

ભોગવિલાસ પણ ભોગવી શકીએ. આ સ્થિતિમાં ભારતીય તત્વચિંતક ચાર્વાકે કહ્યું છે તેમ જગતમાં પાછું ફરવું તો બને એમ છે જ નહિ માટે ભોગવાય એટલું ભોગવી લો અને કરજ કરીને પણ ઘીની મિજબાની ઉડાવી લો !

હવે મરણ પછી મનુષ્યનું કોઈ તત્ત્વ જીવંત રહે છે કે કેમ તે તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ તપાસીએ. જગતના ઘણાખરા ધર્મોની ઈમારત (૧) ખુદાની હસ્તી, (૨) આત્માની અમર્ગી અને (૩) સંકલ્પશક્તિની સ્વતન્ત્રતા (Free-will)—એ ત્રણ મહાન સિદ્ધાંતોના પાયા ઉપર રચાઈ છે. હાલ આપણને માત્ર આત્માના અમરત્વ સાથે જ કામ છે, અને જર્મન પંડિત મૅક્સમુલરે કહ્યું છે તેમ આત્માના અમરત્વની માન્યતા વિનાનો ધર્મ તે એક જ સ્થંભ ઉપર ઊભી કરેલી કમાન બરાબર છે. આત્મા તે આ ખાકી મકાનનો ખુદાઇ મહેમાન છે, આ ફાની મુકામમાં ખૌનાઈ નિશાન છે, નાશવત મનુષ્ય અને અવિનાશી ઇશ્વરને સાથે જોડનારી સાંકળ છે. આત્મા જ પ્રાણમાં પ્રકાશ પૂરે છે, બુદ્ધિમા ચેતન જગાવે છે: આત્માથી જ માણસનું નૈતિક નિયમન શકય બને છે. આદર્શને વાસ્તવિકતા સાથે, પૂર્ણને અપૂર્ણ સાથે, કારણને પરિણામ સાથે, દ્રષ્ટાને દશ્ય સાથે, અને સિદ્ધિને સાધન સાથે જેવો સંબંધ છે તેવો કાંઇક સંબધ આત્માને શરીર સાથે રહે છે. વિષયાતર થવાને ભયે આત્માનાં વધુ લક્ષણો આપણે ચર્ચીશું નહિ પણ તે અમર શા માટે ગણાયો છે તે જ વિચારીશુ

પશ્ચિમના વિચારકોમાં પ્લેટોએ આ બાબત ઉપર સૌથી વધુ લક્ષ આપ્યું છે. તે સંપૂર્ણ આદર્શમય વિચારો ( archetypal ideas )ની અમરતામાં માનતો હતો અને કહેતો કે જો એ સંપૂર્ણ આદર્શમય વિચારો અમર હોય તો જે મનથી એ વિચારો થયા તે પણ અમર હોવું જોઇએ, અને મન તે આત્માનો પ્રકાશ હોવાથી આત્મા પણ અમર હોવો જોઈએ. નિરાકાર આત્મા તે આદર્શમય વિચારો જેવા જ લક્ષણો ધરાવે છે, માટે બન્નેની મુદત પણ સરખી જ હોવી જોઇએ, યાને બન્ને અમર હોવાં જોઇએ. વિશુદ્ધાત્મા બીજી વસ્તુઓના મિશ્રણથી બનેલી વસ્તુ ન હોવાથી તે અવિભાજ્ય છે: તેના ટુકડા થઇ શકે એમ ન હોવાથી તેનો નાશ થઈ શકતો નથી અને તેથી તે શરીરના મરણ પછી પણ અમર રહી શકે છે. આત્મા એટલે જ " સાચું જીવન ", અને " સાચું જીવન " અવિનાશી હોવાથી આત્મા પણ અમર છે. આત્માને કોઈ ગતિ આપતું નથી, તે પોતે પોતાને જ ગતિમાન કરે છે: તેની ગતિ બીજા કોઇ ઉપર અધીન ન હોવાથી તે

અમર મનાવી જોઈએ. આત્મા દિક્, કાળ અને કાર્યકારણ space, time and causality થી પર છે. તે કાળથી પર હોવાથી તે જુવાને નથી, ઘરડોએ નથી; અને કાળ એનો ભક્ષ પણ કરી શકતો ન હોવાથી તે અજરામર છે. આત્માનો જન્મ પણ ન હોવાથી તેનું મરણ પણ શક્ય નથી.

આત્માના અમરત્વનો સિદ્ધાંત છેવટે ઈશ્વરના અસ્તિત્વની માન્યતા ઉપર અવલમ્બે છે. જો એક સર્વજ્ઞાની, કલ્યાણકારી ઈશ્વરની હસ્તીમાં માનતા હોઈએ તો તે પરમ કૃપાળુ શક્તિ મનુષ્યને માટે આવું દુઃખમય અને અલ્પ જીવન પેદા કરી મોત પછી તેની હસ્તી ઉપર શા માટે કાયમનો પૂર્ણવિરામ મેલી દે? એમાં એની દયા અને પ્રેમનાં દર્શન કેમ થઈ શકે? માટે દયામય ઈશ્વરમાં માનતા હઈએ તો સાક્ષાત્કાર થાય ત્યાંસુધી મનુષ્યજીવન તે લંબાવી શકે એમ માનવાની ફરજ પડે છે. જીવન સનાતન નથી પણ પરપોટા સમાન ક્ષણિક છે એ વિચારથી જ જિંદગીમાંનો રસકસ ઊડી જાય છે, અને મહાન કાર્યો કે નેકી કે પરોપકાર વગેરેમાં દિલ લાગતું નથી. હકીકત તો એ છે કે જીવન ક્ષણિક પણ છે, સનાતન પણ છે: આ દુન્યવી જિંદગી ફાની છે, પણ મોત પછી ખરેખરો જીવનાર, મનુષ્યનો આત્મા તો અમર જ છે. મોત ન હોત તો આ ખાકી જિંદગીમાં ફેરફાર અને વિવિધતા ન હોત: અમરત્વ ન હોત તો પલકારામાં બુઝાઈ જતા આ જીવનદીપમાં કશો અર્થ જ ન હોત. વળી મોત પછી જીવન ન હોય તો સવાબનો બદલો કે પાપની સજા પણ ન મળે, એટલે લોકો નેકીને છોડીને બદી તરફ વધુ ઢળે એમાં નવાઈ નહિ. આ રીતે ઈશ્વર પોતાની જ યોજનાનો ઉચ્છેદ થવા દે એમ તો બને નહિ, માટે મોત પછી પણ જીવન ચાલુ તો રહેવું જ ઘટે. વળી ઈશ્વરે આપણને બૌદ્ધિક, નૈતિક, આત્મિક વગેરે શક્તિઓ આપી છે તે આ ટૂંક જીવનમાં આપણે પૂરેપૂરી ખીલવી શકીએ નહિ: ત્યારે તે આપવાનું અને થોડી વારમાં લઈ લેવાનું પ્રયોજન શું? માટે એ શક્તિઓનો આપણે સંપૂર્ણ વિકાસ સાધી શકીએ તે સારુ મોત પછી પણ જીવનની શક્યતા હશે જ એમ માનવું રહ્યું. અલબત્ત, આ સઘળું છતાં તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ આત્માનું અમરત્વ ચોક્કસ પુરવાર કરવું કઠણ થઈ પડે છે, પરંતુ એ તર્ક *ઉત્પન્ન કરવા માટે અનેક કારણો આપણને મળી રહે છે એમ કોઈ પણ* સમજુ માણસ કબૂલ કરશે.

હવે આપણે વિજ્ઞાનની મદદ લઈશું અને તે વડે મરણ પછીની હસ્તી કેવી રીતે સાબિત થાય છે તે તપાસીશું. જેમ જેમ વિજ્ઞાનની પ્રગતિ થતી

જે લિંગશરીર માણસથી જુદુ પડે છે તેની છબી પણ પાડવામા આવી છે ડૉ. બારાડયુક નામના એક ફ્રેન્ચ તબીબે પોતાના યુવાન પુત્રના મરણ પછી તુરત તેના પ્રેતની છબી ઉતારી હતી કદાચ કોઇ કહેશે કે પુત્ર વિયોગ-થી ભ્રમણામા પડી જવાથી પિતાએ કાંઇક જોયુ હશે, વણ પિતા ભ્રમિત થઈ શકે, છતાં એમનો કૅમેરા (છબી પાડનારુ યત્ર) ભ્રમિત કેમ થાય? આયનામાં પડતા પડછાયાની જો છબી ઊતરતી હોય, અને થિયોસોફી પ્રમાણે જો માણસોના વિચારોની આકૃતિની પણ છબી લેવાતી હોય, તો સૂક્ષ્મ યત્રોની મદદ વડે જો સૂક્ષ્મ શરીરની છબી ઉતારવામા આવે તો તેમાં આશ્ચર્ય પામવા જેવુ નથી આ છબીઓ ઉપરથી જ મનુષ્ય મોત પછી પણ જીવે છે એવુ સિદ્ધ થઈ શકે (કેટલાકો ઉત્સાહની અવધિમા આવી જઈ આત્માનો તોલ પણ કરે છે અને એમના કહેવા પ્રમાણે આત્માનું વજન ૩ૢ ઔંસ હોય છે!!! એ વિશેનું વર્ણન અહીં આપવાની જરૂર નથી. આત્મા કાઇ જડ વસ્તુ નથી કે તેનું તોલમાપ નીકળી શકે, અને તેનું વજન કાઢી કેટલાક પ્રેતાવાહનવાદીઓ(spiritualists)એ નાહકમાં જડવાદીઓ આગળ પોતાની હાસી કરાવી છે)

કેટલીકવાર આ દુનિયામા એક બનાવ શી રીતે બની ગયો તે કોઇ જાણી શકતું નથી અથવા જાણવાનાં સાધનો પણ દુર્લભ હોય છે તેમ છતા તે વિશેની સાચી માહિતી મરનારો તરફથી મળી રહે છે અને તે પાછળથી સાચી નીકળે છે. અનેક દાખલાઓમાથી આપણે એક જ દાખલો લઇએ સર આર્થર કૉનન ડોઇલ પોતાની 'History of Spiritualism'મા કહે છે કે એકવાર મિસિસ બ્લેક નામનીx મિડિયમ" આગળ એક ખૂન થયેલા માણ સનું પ્રેત આવી ખૂનીઓનાં નામ અને તેમની વિગત આપી ગયું. તે ઉપરથી પોલિસનાં માણસોને તેઓની  કરવાનું ... ગયુ. કેટલાક અસામાન્ય માણસો એવા હે ... અવ ... છતા તેઓ

મરનારાઓ સાથે સંદેશા ચલાવવામા એક મિડિયમની જરૂર રહે છે ઘણું ખરું તે મિડિયમ એક સ્ત્રી હોય છે અને કુદરતે તેને એવી બનાવેલી હોય છે કે તે સહેલાઇથી એક મરણ પામેલા માણસના પ્રેતને આકર્ષી તેનો સંદેશો ઝીલી શકે છે. જ્યાંસુધી તે મિડિયમ સમાધિમાં હોય ત્યાંસુધી તે અજ્ઞાન હોવા છતા વિદ્વત્તાભરી વાત કરી શકે છે, અથવા બીજી દુનિયાની જોઈતી માહિતી પૂરી પાડી શકે છે કેટલીવાર એક મરણ પામેલો શખ્સ પોતાના સગાવહાલાઓને કાંઈક ખબર આપવા અત્યંત આતુર હોય છે, અને તે એક મિડિયમ દ્વારા પોતાનું કાર્ય કરી શકે છે. સી. એચ. ફોસ્ટર નામનો એક મિડિયમ એવી અજબ શક્તિ ધરાવતો હતો કે જે મરનાર સાથે વાતચીત કરવા ઇચ્છતો હોય તેનું નામ તેના શરીર ઉપર રક્તવર્ણા અક્ષરોએ લખાઇ આવતુ. પ્રેતાવાહનની વિદ્યાને પ્રતાપે ખોવાયેલા દસ્તાવેજો મળ્યા છે, મરનારને જ માલૂમ હોય એવી અગત્યની ખબર મળી છે, નિર્દોષોની આબરૂનું રક્ષણ થયું છે અને ગુનેગારો ઇન્સાફની અદાલતે ચડી ચૂકયા છે. આટલા પુરાવાઓ મળ્યા છતા મોત પછી જિંદગી જ નથી એમ હવે શી રીતે કહી શકાય ? આત્મા જેવુ કાંઈ છે જ નહિ અગર હોય તો તે અમર નથી; આ દુનિયા પછી બીજી દુનિયા જ નથી, અને આ જિંદગી ખતમ થયા પછી જીવન ઉપર એક પૂર્ણવિરામ આવી પડે છે—વગેરે જડવાદીઓની વિચિત્ર માન્યતાઓને પ્રેતાવાહનની વિદ્યાએ સુંદર અને સચોટ જવાબ આપ્યો છે, અને હવે જે માણસ મોત પછીની જિંદગીમા માનવાને વાંકાશીલ હોય તેને આપણે વિજ્ઞાનથી સર્વથા વિમુખ ગણવામા ગેરવાજબી કહેવાઈશુ નહિ.

મરણોત્તર સ્થિતિમા જીવનું અસ્તિત્વ ચાલુ રહે છે, પણ વિજ્ઞાનની દૃષ્ટિએ તે પુરવાર કરી આપવુ માત્ર સહેલું તો નથી જ. કેટલાક વિદ્વાનો, અને તેમાએ કેટલાક વિજ્ઞાનવેત્તાઓ, પ્રેતાત્માઓની હસ્તી વિશે શક ધરાવતા થયા છે. શ્રી નારાયણસ્વામી પોતાના "મૃત્યુ અને પરલોક" નામના ગ્રંથમા કહે છે કે પ્રેતાત્માઓ જેવુ કાઇ છે જ નહિ અને તેમને seance(પ્રેતાવાહન-સભા)માં બોલાવી શકાતા પણ નથી થોડાક માને છે કે એક પ્રેતાવાહન-સભા દરમિયાન જે કાંઈ થાય છે તે તો એક મિડિયમના અચેતનાવસ્થામા થતા તેના સ્નાયુઓના હલનચલનનું જ પરિણામ છે કેટલીક વેળા એક મિડિયમ જ્યારે સમાધિમા પડે છે ત્યારે તે અનેક બાબતોની ખબર આપી શકે છે, કે જે વિશે જાગ્રત અવસ્થામા તેને કશુ ભાન હોતું નથી કેટલાક માને છે કે આ ખબર પ્રેતાત્માઓએ આપી એમ માનવાનું કારણ નથી, પણ તે મિડિયમના પોતાના જ અજ્ઞાતભાન (sub conscious mind)

જે લિંગશરીર માણસથી જુદુ પડે છે તેની છબી પણ પાડવામા આવે છે. ડૉ. બારાડયુક નામના એક ફ્રેન્ચ તબીબે પોતાના યુવાન પુત્રના મરણ પછી તુરત તેના પ્રેતની છબી ઉતારી હતી કદાચ કોઇ કહેશે કે પુત્ર વિયોગથી ભ્રમણામાં પડી જવાથી પિતાએ કાંઇક જોયુ હશે, વળુ પિતા ભ્રમિત થઈ શકે, છતાં એમનો કૅમેરા ( છબી પાડનારુ યંત્ર ) ભ્રમિત કેમ થાય ? આયનામાં પડતા પડછાયાની જો છબી ઊતરતી હોય, અને થિયોસોફી પ્રમાણે જો માણસોના વિચારોની આકૃતિની પણ છબી લેવાતી હોય, તો સૂક્ષ્મ યંત્રોની મદદ વડે જો સૂક્ષ્મ શરીરની છબી ઉતારવામા આવે તો તેમા આશ્ચર્ય પામવા જેવુ નથી આ છબીઓ ઉપરથી જ મનુષ્ય મોત પછી પણ જીવે છે એવુ સિદ્ધ થઈ શકે ( કેટલાકો ઉત્સાહની અવધિમા આવી જઈ આત્માનો તોલ પણ કરે છે અને એમના કહેવા પ્રમાણે આત્માનું વજન ૩ ઔંસ હોય છે ! ! એ વિશેનું વર્ણન અહીં આપવાની જરૂર નથી. આત્મા કાંઇ જડ વસ્તુ નથી કે તેનું તોલમાપ નીકળી શકે, અને તેનું વજન કાઢી કેટલાક પ્રેતાવાહનવાદીઓ(spiritualists)એ નાહકમાં જડવાદીઓ આગળ પોતાની હાસી કરાવી છે).

કેટલીકવાર આ દુનિયામા એક બનાવ શી રીતે બની ગયો તે કોઇ જાણી શકતુ નથી અથવા જાણવાનાં સાધનો પણ દુર્લભ હોય છે તેમ છતા તે વિશેની સાચી માહિતી મરનારો તરફથી મળી રહે છે અને તે પાછળથી સાચી નીકળે છે. અનેક દાખલાઓમાથી આપણે એક જ દાખલો લઇએ સર આર્થર કૉનન ડૉયલ પોતાની '*History of Spiritualism*'મા કહે છે કે એકવાર મિસિસ બ્લેક નામનીx મિડિયમ" આગળ એક ખૂન થયેલા માણસનું પ્રેત આવી ખૂનીઓનાં નામ અને તેમની વિગત આપી ગયું : તે ઉપરથી પોલિસના માણસોને તેઓની ધરપકડ કરવાનું સહેલ થઇ ગયુ. કેટલાક અસામાન્ય માણસો એવા હોય છે કે સભાન અવસ્થામા હોવા છતા તેઓ પોતાના શરીરની બહાર રહી શકે છે અને ફરી પાછા શરીરમાં પ્રવેશ પણ કરી શકે છે કેટલાકો એવા હોય છે કે મરતા માણસનુ (etherial double) લિંગ શરીર તેની આગળ ભમતું જોઈ શકે છે અને તે વિશેની બારીક માહિતી આપી શકે છે

x "મિડિયમ" ને આપણામા ભૂવા અથવા પ્રેતાવેશ્ય વ્યક્તિ કહી શકાય, પણ ભૂવા શબ્દ સાથે એવા નાપસંદ સંસ્મરણો સંકળાયેલા છે કે એ શબ્દને જતો કરી સગવડને ખાતર પૂરતો પ્રચલિત થઈ ચૂકેલો અંગ્રેજી શબ્દ "મિડિયમ" જ અહીં વાપરવાનુ ઉચિત ધાર્યું છે

મરનારાઓ સાથે સંદેશા ચલાવવામાં એક મિડિયમની જરૂર રહે છે ઘણું ખરું તે મિડિયમ એક સ્ત્રી હોય છે અને કુદરતે તેને એવી બનાવેલી હોય છે કે તે સહેલાઇથી એક મરણ પામેલા માણસના પ્રેતને આકર્ષી તેનો સંદેશો ઝીલી શકે છે. જ્યાસુધી તે મિડિયમ સમાધિમાં હોય ત્યાસુધી તે અજ્ઞાન હોવા છતાં વિદ્વત્તાભરી વાત કરી શકે છે, અથવા બીજી દુનિયાની જોઇતી માહિતી પૂરી પાડી શકે છે. કોઇવાર એક મરણ પામેલો શખ્સ પોતાના સગાંવહાલાંઓને કાંઇક ખબર આપવા અત્યંત આતુર હોય છે, અને તે એક મિડિયમ દ્વારા પોતાનું કાર્ય કરી શકે છે. સી. એચ ફોસ્ટર નામનો એક મિડિયમ એવી અજબ શક્તિ ધરાવતો હતો કે જે મરનાર સાથે વાતચીત કરવા ઇચ્છતો હોય તેનું નામ તેના શરીર ઉપર રક્તવર્ણા અક્ષરોએ લખાઇ આવતું. પ્રેતાવાહનની વિદ્યાને પ્રતાપે ખોવાયેલા દસ્તાવેજો મળ્યા છે, મરનારને જ માલૂમ હોય એવી અગત્યની ખબર મળી છે, નિર્દોષીની આબરૂનું રક્ષણ થયું છે અને ગુનેગારો ઇન્સાફની અદાલતે ચડી ચૂક્યા છે આટલા પુરાવાઓ મળ્યા છતા મોત પછી જિંદગી જ નથી એમ હવે શી રીતે કહી શકાય ? આત્મા જેવું કાંઇ છે જ નહિ અગર હોય તો તે અમર નથી; આ દુનિયા પછી બીજી દુનિયા જ નથી, અને આ જિંદગી ખતમ થયા પછી જીવન ઉપર એક પૂર્ણવિરામ આવી પડે છે—વગેરે જડવાદીઓની વિચિત્ર માન્યતાઓને પ્રેતાવાહનની વિદ્યાએ સુંદર અને સચોટ જવાબ આપ્યો છે, અને હવે જે માણસ મોત પછીની જિંદગીમા માનવાને શંકાશીલ હોય તેને આપણે વિજ્ઞાનથી સર્વથા વિમુખ ગણવામા ગેરવાજબી કહેવાઈશુ નહિ.

મરણોત્તર સ્થિતિમા જીવનું અસ્તિત્વ ચાલુ રહે છે, પણ વિજ્ઞાનની દૃષ્ટિએ તે પુરવાર કરી આપવુ સાવ સહેલું તો નથી જ. કેટલાક વિદ્વાનો, અને તેમાંએ કેટલાક વિજ્ઞાનવેત્તાઓ, પ્રેતાત્માઓની હસ્તી વિશે શક ધરાવતા થયા છે. શ્રી નારાયણસ્વામી પોતાના "મૃત્યુ અને પરલોક" નામના ગ્રંથમા કહે છે કે પ્રેતાત્માઓ જેવુ કાંઇ છે જ નહિ અને તેમને seance(પ્રેતાવાહન-સભા)માં બોલાવી શકાતા પણ નથી થોડાક માને છે કે એક પ્રેતાવાહન-સભા દરમિયાન જે કાંઈ થાય છે તે તો એક મિડિયમના અચેતનાવસ્થામા થતા તેના સ્નાયુઓના હલનચલનનું જ પરિણામ છે કેટલીક વેળા એક મિડિયમ જ્યારે સમાધિમા પડે છે ત્યારે તે અનેક બાબતોની ખબર આપી શકે છે, કે જે વિશે જાગ્રત અવસ્થામા તેને કશુ ભાન હોતું નથી કેટલાકો માને છે કે આ ખબર પ્રેતાત્માઓએ આપી એમ માનવાનુ કારણ નથી, પણ તે મિડિયમના પોતાના જ અજ્ઞાતભાન (sub conscious mind)

માંથી ઉદ્ભવી છે, કેમકે મનુષ્યના અજ્ઞાતભાનમાં વર્ષોથી ભુલાઇ ગયેલી અનેક વિગતોનો ભંડાર ભર્યો રહ્યો હોય છે.

વળી સમાધિસ્થ દશામાં એક મિડિયમના હાથ કોઈવેળા આપોઆપ લખવા મંડી જાય છે, જો કે તે શુ લખે છે તેની ખબર તેને પોતાને હોતી નથી. આવા લેખનને આત્મચાલક લેખન (automatic writing) કહેવામાં આવે છે, પરંતુ કેટલાક વૈજ્ઞાનિકો આવુ લેખન પણ પ્રેતાત્માથી પ્રેરાયેલું હોય એમ માનતા નથી, પણ તે મિડિયમની જ્ઞાનતંતુની ઉશ્કેરાયેલી હાલતમા થતું, સ્વસૂચન (auto-suggestion) અને અજ્ઞાતભાનના તરંગો જ હોય એમ માને છે. એક પ્રેતાવાહન સભા દરમિયાન ટેબલ ઉપર પડતા ઠોકાઓ (table rapping) પણ તે મિડિયમની નબળી મનોદશાનું પરિણામ હોય એમ હસી કાઢવામાં આવે છે કોઈ વખતે એક પ્રેતાવાહન સભામાં એક મિડિયમ એક સાચી પણ બહુ જ આશ્ચર્યકારક માહિતી આપી સૌને ચકિત કરી મૂકે છે એમ છતાં કેટલાકો કહે છે કે આ માહિતી પણ પ્રેતાત્માએ આપી નથી પણ ભેગી મળેલી મંડળીમાથી કોઇ વાકેફગાર વ્યક્તિના મનમાથી એ નીકળી હશે, અને સમાધિમાં પડેલ મિડિયમે તે ઉપાડી લઇ જાહેર કરી હશે માટે આવા બનાવને તેઓ માત્ર (mental telepathy) અથવા વિચારસંદેશ કહી કાઢી નાખે છે

આપણે આ બાબતમાં કેટલું સત્ય છે તે થોડાક દાખલાઓની મદદ લઇ તપાસી જોઈએ. મિ જે. એ. હિલ, જેઓ પોતે પ્રેતાવાહનવાદની તરફદારી અથવા તેનો વિરોધ કરતા નથી પણ તટસ્થ રહે છે, તેઓ પોતાના "Spiritualism" નામના લઘુગ્રથમા એક સત્ય ઘટના નીચે મુજબ નોંધે છે.—મિસિસ પાઇપર નામની એક મિડિયમ મરણ પામેલા એક મિ. પેલહામ નામના શખ્સના પ્રેત સાથે સફળતાપૂર્વક સંદેશ ચલાવતી. પેલહામને ઓળખનાર ઘણા હતા, અને તે મિડિયમના સત્ય કથનની પરીક્ષા કરવા સારુ એકવાર ૧૨૦ પુરુષો અને સ્ત્રીઓ એક પ્રેતાવાહન સભામા ભેગા મળ્યા દરેકે ખોટું નામ ધારણ કર્યું હતું. અને એક મહાશયે તો પેલહામનું પ્રેત તેને ઓળખી ન કાઢે તે સારુ મો ઉપર બનાવટી મહોરું પહેરી લેવાની અક્કલ ચલાવી હતી! આ ૧૨૦ની મંડળીમાથી માત્ર ૨૯ માણસો પેલહામને ઓળખતા હતા, જો કે બધા જ પેલહામના મિત્રો હોવાનો ડોળ કરી આવ્યા હતા બેઠક દરમિયાન પેલહામે મિડિયમ દ્વારા પેલા જ ૨૯ માણસોને ઓળખી કાઢ્યા, અને તેમની જોડેની પોતાની

મિત્રાચારીના પ્રમાણમાં તે સૌને સંબોધ્યા, જ્યારે બાકીના માણસો તરફ તેણે કાંઈ લક્ષ આપ્યું નહિ.

આ જોઇ સૌ ચકિત તો થયા. મિડિયમ તો પેલા ૧૨૦ને પિછાનતી ન હતી એટલે તેના અજ્ઞાતભાનમાંથી આ નીકળ્યું હોય એ અશક્ય હતું. એમ છતાં ઘણાઓએ કહ્યું કે આ તો વિચારસંદેશનું પરિણામ હતું, કેમકે તે ૧૨૦ માણસોમાંના પ્રત્યેક માણસનું મન તે મિડિયમને ચાલુ વિચાર મોકલતું કે પોતે પેલહામનો મિત્ર છે કે નહિ, જો કે બધાય પેલહામના મિત્રો હોવાનો બહારથી ઢોંગ કરી આવ્યા હતા. તે વિચારસંદેશ તે મિડિયમ ઝીલી શકતી, અને આ રીતે ૧૨૦માંથી તેણે બરાબર પેલા ૨૯ માણસોને જ મિત્ર તરીકે ઓળખી કાઢયા !

માનવા કરતાં હસી કાઢવું સહેલ તો છે એ ના પડાય એમ નથી, પણ તેટલામાં એક અજાયબ બનાવ બનવા પામ્યો. પેલાં ૧૨૦માં એક યુવાન સ્ત્રી હતી જે પેલહામને ઓળખતી પણ પેલહામનું પ્રેત મિડિયમ દ્વારા તેને ઓળખી ન શક્યું. આ જાણી બધાને શક પડયો; પણ તેટલામાં જણાયું કે પેલહામને ગુજરવાને કેટલાક વર્ષ થઇ ગયાં હતાં, અને જ્યારે તેણે તે સ્ત્રી જોઈ હતી ત્યારે તે એક બાલિકા જ હતી, પણ હાલમાં તે પુખ્તવયની સ્ત્રી બની હતી, અને તેથી બનવાજોગ હતું કે પેલહામનું પ્રેત તેને પિછાની શકયું નહિ. પણ તે સ્ત્રીની માનું નામ જ્યારે તેને પૂછવામાં આવ્યું ત્યારે તરત પેલહામે તે માનું નામ ઓળખ્યુ, અને વધુમાં તે માની એક નાની પુત્રી હતી તે કયાં છે એવો પ્રશ્ન પણ પૂછયો. આ સાભળી સૌની શંકાનું સમાધાન થયું : એટલું જ નહિ પણ અહીં તો વિચારસંદેશનો સિદ્ધાંત પણ પડી ભાગતો લાગ્યો. તે યુવાન સ્ત્રીએ તે પેલહામની મિત્ર હતી એવો વિચાર-સંદેશ બીજાઓ જેવો તે મિડિયમને મોકલાવ્યો હોવો જોઇએ, તે છતાં જેમ ૨૯ માણસોને તે મિત્ર તરીકે ઓળખી શકી તેમ તે મિડિયમ તે સ્ત્રીને પણ મિત્ર તરીકે કેમ ઓળખી ન શકી ? એટલું જ નહિ પણ તે ૧૨૦ માણસોએ પેલહામના મિત્રો હોવાના વિચારસંદેશ તે મિડિયમને મોકલ્યા હતા, તે છતાં તેમાંથી ૨૯ને જ તેણે ઓળખી કાઢયા, અને છેવટે તે યુવાન સ્ત્રીને શા માટે પહેલાં ન ઓળખી તેનું કારણ પણ સંતોષકારક રીતે સમજાયું. આ ઉપરથી જણાય છે કે વિચારસંદેશનો સિદ્ધાંત અહીં બિલકુલ ટકી શકતો નથી, અને મિડિયમે મેળવેલી માહિતી પેલહામના પ્રેતાત્મા તરફથી મેળવાયેલી હોવી જોઈએ એમ માનવાને કારણ રહે છે.

અજ્ઞાતભાન અને વિચારસંદેશના સિદ્ધાંતો સઘળા દાખલાઓમાં જોવામાં આવતા નથી તે આજ ગ્રંથમાં આપેલી એક બીજી સત્યઘટના ઉપરથી વધુ સ્પષ્ટ થાય છે એક મિસિસ થોમ્પસન નામની મિડિયમ મરહૂમ મિસિસ બી. ના પ્રેતાત્માના સદેશા ઝીલતી અને તેના તરફથી સાચી માહિતી મેળવતી એકવાર મિસિસ બી ની બે પુત્રીઓ હાજર હતી ત્યારે મરહૂમ માતા તરફથી મિડિયમ દ્વારા એવો સદેશો આવ્યો કે ઘરખર્ચની ચોપડીમાં તે માતાએ 'પોમેટમ" ખરીદી તેની નોધ કરી હતી તે પુત્રીઓએ ઘેર જઈ ચોપડીનુ સાકળિયું તપાસ્યુ તો પેલી પોમેટમ' ખરીદવાની વિગત બિલકૂલ જણાઈ નહિ તેથી તે પુત્રીઓ નાખુશ થઈ, અને મિડિયમનો આ સઘળો ઢોંગ હશે એમ તેઓને લાગ્યુ પણ વધુ તપાસ કરતા જણાયુ કે માતાએ ગુજરવાની થોડોક વખત અગાઉ પોમેટમ ખરીદ કર્યું હતું અને ચોપડીમાં નોધ્યુ પણ હતુ, જો કે સાંકળિયામા તે વિશે નોધ કરવાની રહી ગઈ હતી હવે આ પોમેટમની વાત નજીવી હશે પરતુ તેમાંથી અગત્યનાં અનુમાનો તારવી શકાય મરનાર માતા સિવાય આ વિગત કોઈ જાણતું નહોતુ મિડિયમ જાણતી નહોતી, નહિ તો તેના અજ્ઞાતભાનમાંથી આ વિગત નીકળી હશે એવો શક રહેત : બન્ને પુત્રીઓ પણ જાણતી નહોતી, નહિ તો કેટલાકો કહેવા નીકળત કે પુત્રીઓએ વિચારસદેશ દ્વારા આ માહિતી મિડિયમને સુઝાડી હશે, ત્યારે મરનાર માતાના પ્રેત સિવાય આ વિચાર મિડિયમને ક્યાંથી આવ્યો તે સમજવુ મુશ્કેલ છે

મશહુર વિજ્ઞાનવેત્તા સર ઑલિવર લૉડ્જ પોતાના 'The Survival of Man" નામના પુસ્તકમા નીચેનો કિસ્સો નોધે છે —એક શખ્સે એક ઝવેરી સાથે કામ પાડ્યુ અને તે ઝવેરીને પૂરેપૂરા પૈસા ચૂકવી આપ્યા પછી તે ગુઝર પામ્યો ત્યાર બાદ ઝવેરીની દાનત બગડી અને મરનારની વિધવા ઉપર તેણે એક મોટી રકમનો દાવો માંડ્યો. કમનસીબે તે રકમની પહોચ તે વિધવાને મળી શકી નહિ અને તેની સ્થિતિ લાચાર બની ગઈ તે એક મિડિયમ પાસે આશ્વાસન મેળવવા ગઈ, અને મરનાર પતિએ મિડિયમ દ્વારા સદેશો કહાવ્યો કે ઘરમાં ફલાણા કબાટના અમુક ખૂણામા એક છૂપું ખાનું છે તેમા તપાસ કરો તે કબાટનુ છૂપું ખાનું હતું તે વિશેની ખ ર ખુદ તે વિધવાને પણ હતી નહિ અને આ સઘળુ ખોટુ હશે એમ માની લઈ તે નિરાશ થઈ ઘેર ગઈ. પણ તપાસ કરતા તે છૂપુ ખાનું જડ્યુ અને તેમાંથી તે પહોચ પણ નીકળી આપણે એમ માની લઈએ કે તે ઝવેરીના મનનો પહોંચ

અપાઇ હોવાનો વિચારસંદેશ તે મિડિયમ દૂરથી ઝીલી શકી હોય, પણ તે ઝવેરી તે કબાટ અને છૂપા ખાનાંની વિગત જાણતો જ નહોતો, અને તે મિડિયમ અને વિધવાબાઈ બન્ને તે વિશે બેખબર હતાં. હકીકતમાં મરનાર સિવાય કોઈ જ જાણતું નહોતું, એટલે છૂપા ખાના વિશેનો વિચારસંદેશ કોઇ હયાત વ્યક્તિ તરફથી આવ્યો હોય એ અસંભવિત હતું. વળી અજ્ઞાતભાનમાંથી વર્ષોથી ભૂલી જવાયેલી વિગતો નીકળી શકે, પણ તદ્દન જ નવા ભેદભરમો અજ્ઞાતભાનરૂપી અક્ષયપાત્રમાંથી નીકળવાનો ચમત્કાર થાય એમ માનવું એ અતિશય વધારે પડતું કહેવાય. માટે આ દાખલામાં વિચારસંદેશ અને અજ્ઞાતભાનના સિદ્ધાંતો કામ આવી શકતા નથી, અને જરૂરી માહિતી મરનારના પ્રેતાત્માએ જ પૂરી પાડી હશે એમ માનવાની ફરજ પડે છે.

કેટલાક કહેશે કે મિડિયમમાં Clairvoyance (અતીન્દ્રિયદર્શન) ની શક્તિ હોવી જોઈએ, કે જેથી માઈલો દૂર પેટીમાં પડેલી ઘરખર્ચની ચોપડીમાં શું લખ્યું હતું, અથવા કબાટના છૂપા ખાનામાં પહોંચ પડી હતી તે તે જોઇ શકી. પણ દરેક મિડિયમમાં અતીન્દ્રિયદર્શન કે અતીન્દ્રિયશ્રવણ (Clairandience)ની શક્તિઓ હોતી નથી, કેમકે ઘણાખરા મિડિયમોની શક્તિઓ, થોડાક અપવાદ સિવાય, સામાન્ય મનુષ્યની શક્તિઓ જેવી જ હોય છે. છેવટે કેટલાક કહેશે કે આ તો hypnotization (વશીકરણ)નું પરિણામ છે. પણ આ દાખલાઓમાં મિડિયમ ઉપર કોણે વશીકરણ કર્યું અને ક્યારે કર્યું તે જણાયું નથી. મિડિયમે પોતાની જ ઉપર વશીકરણ-self-hypnotization) કર્યું હશે એવો પણ કોઇકને શક પડશે, પણ એક તંદુરસ્ત અને આબરૂદાર મિડિયમને આવું કરવા કરાવવાની જરૂર પડતી નથી, અને તપાસ કરનાર વિજ્ઞાનવેત્તાઓ એવા કાચા નથી હોતા કે પૂરતી તલાસ કર્યા વિના આવી એક મિડિયમને હાથે પોતે ઠગાવા પામે.

એમ છતાં જેમને માનવું જ નથી તેઓ છેવટનો પાસો ફેંકે છે કે મનુષ્યના મન વિશે અનેક પ્રકારનું સંશોધન હજી ચાલ્યા જ કરે છે, અને ભવિષ્યમાં મનની અનેક નવી શક્તિઓ કદાચ આપણે જાણતા થઈશું. માટે અમુક ભેદ પ્રેતાત્માએ કહ્યો એમ માની લેવાની ઉતાવળ ન કરવી —કદાચ એમ પણ બને કે તે મિડિયમના મનની એકાદ બળવાન શક્તિ જે વિશે આજે આપણે બેખબર હઇશું પણ ભવિષ્યમાં તે વિશે વાકેફગાર બનીશું, તે શક્તિ-દ્વારા મિડિયમે તે ભેદ જાણી લીધો હોય. વાત પણ ખરી; ભવિષ્યમાં શું બનશે અને શું નહિ તે કોણ કહી શકે! માટે સંશયાત્માઓને

તો નમસ્કાર કર્યે જ છૂટકો. કોઇપણ સિદ્ધાંતનો ઇન્કાર કરવો સહેલ છે, પણ તે સ્વીકારી તેનો અકલપસંદ ખુલાસો આપવો કઠિન છે. જેમ અંધશ્રદ્ધા ઠપકાપાત્ર છે તેમ અશ્રદ્ધામા જ શ્રદ્ધા ધરાવનાર ઓછો દોષપાત્ર નથી. બુદ્ધિ વિરુદ્ધ કોઇ સિદ્ધાંત સ્વીકારી લેવાનો ઉપદેશ આપી શકાય એમ નથી જો પ્રમાણ પૂરતાં ન મળે તો જરૂર એક બાબતનો અસ્વીકાર કરવો: જો પ્રમાણ મળે પણ પૂરેપૂરી નિશ્ચિતતા ન થતી હોય તો તે વસ્તુની શકયતા તો સ્વીકારવી જોઇએ, પણ તેને સર્વથા હસી કાઢવામા કાંઇ ડહાપણ નથી. પ્રેતાત્માઓ તરફથી સંદેશ મળે છે તે વિશે જો હજી પૂરી પ્રતીતિ ન થતી હોય તો છેવટે એવા સંદેશાઓ મેળવવાની એક પ્રબળ શકયતા તો છે જ એટલું પણ જો કબૂલ કરવામા આવે તો આપણે ગનીમત સમજીશુ.

મરનારો સાથે સંદેશા ચલાવી શકાય છે તે કબૂલ કરવા છતા આવા સંદેશાઓમાં જે ભય અને જોખમો સમાયેલાં છે તે માટે લાલ બત્તી ધરવાની ખાસ જરૂર છે બીજી દુનિયામાથી જે સંભળાય તે ખરુ માની લેવુ તે ભૂલ છે. કૅરિંગ્ટન અને મીકર નામના લેખકોએ "Death" નામના પોતાના પુસ્તકમાં ખરું જ કહ્યું છે કે બીજી દુનિયામાંથી એક પ્રેત આ દુનિયામાં સંદેશો પાઠવે છે તે જાણે એક બહેરો માણસ એક આંધળાને સૃષ્ટિરચના સમજાવતો હોય એવુ લાગે છે ઘણી વખત એવા સંજોગો ઊભા થાય છે કે બીજી દુનિયાની વિગત અહીં પૂરી સમજી શકાતી નથી, અને "આંધળો કહે ભીંત અને બહેરો કહે મસીદ" જેવો ઘાટ થાય છે. આપણે બીજી દુનિયાવાળા પ્રેત સાથે સીધા સબધમા આવતા નથી પણ એક મિડિયમ દ્વારા આપણને અંધારામાં વાતચીત કરવી પડે છે અથવા ટકોઓ સાંભળવા પડે છે, કેમકે પ્રેતાત્માઓને પ્રકાશ અનુકૂળ પડતો નથી. વળી આપણને જેમ મિડિયમની જરૂર પડે છે તેમ પ્રેતોને પણ "મિડિયમ પ્રેતો" ની જરૂર પડતી હોય એમ કેટલાકો ધારે છે, જોકે એ ભય વધારે પડતો કહેવાય બીજી દુનિયાના સંદેશાઓ વારેઘડીએ અસ્પષ્ટ હોવાનુ બીજુ એક કારણ એ કે આપણા મિડિયમો સ્વસ્થ મને પ્રેતો જોડે સંદેશા ચલાવી શકતા નથી, પરતુ સ્વપ્ન જેવી સમાધિસ્થ સ્થિતિમાં હોય ત્યારે જ તેઓ પ્રેતો જોડે વાતચીત કરી શકે છે આમ હોવાથી આપણે એ સંદેશાઓમા ખુલાસાવાર વિગતો કે સ્પષ્ટતાની આશા ઝાઝી રાખી શકીએ નહિ

વળી જેમ આ દુનિયામાં દુષ્ટ માણસો હોય છે તેમ બીજી દુનિયામા પણ દગાબાઝ માણસોની તંગી નથી એવા માણસો કોઇ જાણીતા મહા પુરુષ હોવાનો ઢોંગ કરી મિડિયમને અને બીજાને [illegible] સંદેશ આપી છેતરી

શકે છે. વળી મિડિયમ પોતે પણ એક ઇન્સાન જ છે અને ઈન્સાનની ખામીઓ ધરાવે છે. કેટલીક વેળા સંદેશો ચાલતો હોય તેટલામાં જ તેની શક્તિ પૂરી થઈ જાય છે; તેને પૈસા મળવાના હોવાથી તે લાલચને વશ થઈ જાણે મરનાર તરફનો સંદેશો સાંભળતો હોય તેવો દેખાવ કરે છે, અથવા સૌનાં દેખતાં તે નિષ્ફળ ગયો એમ કબૂલ કરતાં તે શરમાય છે: પરિણામે તે સંદેશાઓમાં પોતા તરફથી ગમે તે ઉમેરી સૌને ઠગે છે, માટે બનતાં સુધી પગારદાર મિડિયમોની સેવા ન સ્વીકારવી તેજ સલાહભર્યું લાગે છે.

વળી પ્રેતાવાહન મંડળની બેઠકમાં ચાલુ સક્રિય ભાગ લેવાથી મિડિયમોની શારીરિક અને માનસિક તબિયતને ગંભીર નુકસાન પહોંચે છે. ઘણાઓને શરીર અને મનને ઉત્તેજિત કરવા સારુ માદક પદાર્થોની જરૂર પડે છે અને એ રીતે તેઓ શરાબની બદીમાં ફસાઇ ખરાબ થાય છે. કેટલાક દીવાનાશાળા ભેગા થાય છે, કેટલાકને ફેફરું થઈ આવે છે, કેટલાક કરોડરજ્જુના રોગમાં સપડાય છે, અને ઘણાકો જ્ઞાનતંતુ ઉપરનો કાબૂ ગુમાવી પરેશાન હાલને પહોંચે છે. એક બીજો ગેરલાભ ખુદ મરનારોને જ થાય છે; તેમની મીનોઈ પ્રગતિ રૂંધાઈ જાય છે અને આ ધરતી તરફનું આકર્ષણ ઘટવાને બદલે વધે છે; તેથી મરનારોને તીવ્ર વેદના અને અસંતોષ રહે છે. અલબત જે મરનારો કાંઇક ભેદ ખોલવાને અત્યંત ઉત્સુક હોય તેઓ મિડિયમોની સેવા બહુ આવકારદાયક ગણી શકે, અને પોતાનાં સગાંઓ ઉપર સંદેશ મોકલી તેમની મુશ્કેલી દૂર કરી પોતે પણ રાહત મેળવી શકે પરતુ સામટી રીતે જોતાં જેઓને મરનારોનું હિત હૈડે હોય તેઓએ, અતિ ગંભીર અને અપવાદરૂપી સંજોગો બાદ કરતાં, મરહૂમ જોડે સંદેશા ચલાવવાનો ખ્યાલ પણ માંડી વાળવો જોઇએ. આ જ કારણસર હરેક ધર્મમાં અને દેશમાં મરનારના પ્રેતને આવાહન કરવાના કાર્યને ઘાતકી અને પાપી ગણવામાં આવ્યું છે, અને ઘણી વેળા મેલી વિદ્યામાં પડેલા દુષ્ટો પોતાની સ્વાર્થી મતલબ સાધવા સારુ પ્રેતોનો દુરુપયોગ કરે છે. જો એક પ્રવૃત્તિથી હયાત માણસો અને મરનારોને પણ નુકસાન થવાનો સંભવ હોય તો વિજ્ઞાનને નામે પણ એવા અખતરામાં ભાગ લેતા પહેલાં પુખ્ત વિચાર કરવો જોઇએ.

પ્રેતાવાહન સારું હો યા ખરાબ, જરૂરી હો યા બિનજરૂરી; એનાથી એટલું તો સિદ્ધ થયું જ છે કે મરનારો મરી છૂટયા નથી પણ એક જુદા જ ભુવન ઉપર હયાત છે, અને સંદેશા પણ મોકલી શકે એવું ભાન, એવી મનઃશક્તિ અને લાગણીઓ ધરાવી શકે છે.

## ૨. મનુષ્યરચનાનાં સાત તત્ત્વો

મરણ નીપજ્યા પછી મરનાર ક્યાં જાય છે તે જાણતા પહેલાં માનવીનું બંધારણ જાણવાની ખાસ જરૂર છે. વિજ્ઞાન પ્રમાણે આપણો પ્રાણ આપણા શરીરમાં અગણિત અણુઓ ઉપર કાબૂ ધરાવી તેમનું સંઘટન કરી તેમની પાસથી જોઈતું કાર્ય કરાવે છે પણ મોત પછી જ્યારે પ્રાણ છૂટો પડે છે ત્યારે શરીરના અણુઓનું વિઘટન થાય છે, અને જેમ સેનાપતિના મરણ પછી કેટલીક વાર સેના વિખેરાઈ જાય છે, તેમ પ્રાણના જતા પછી અણુઓ એકમેક જોડે સહકાર કરવાને બદલે એક બીજાથી જુદા પડે છે મરણ પછી પણ આ અણુઓ તો જીવતા જ છે, પણ પ્રાણતત્ત્વ નષ્ટ પામ્યુ હોવાથી તેઓ પાસેથી કોઈ સહકાર કરાવી કામ લે એવુ રહેતું નથી, અને તેથી તે અણુઓ એકબીજાથી છૂટા પડવામા જ પોતાની શક્તિ વાપરે છે આ તો માત્ર સ્થૂળ શરીરની વાત થઈ, પણ થિયૉસૉફી પ્રમાણે આપણામાં તો સર્વે મળી સાત શરીરો છે, જો કે એ શરીરો અકેકથી અલગ નહિ પણ એકબીજામા વણાયેલા છે જેઓ વિકાસક્રમના તદ્દન નીચા પગથિયા ઉપર છે તેઓ સાથી ઊતરતા શરીરમા જ ઘણે મોટે ભાગે જીવે છે, જેઓ ઉત્કૃષ્ટ અને સરકારી જીવન ગાળે છ તેઓ ઉચ્ચ પ્રકારના શરીરમાં ઘણે ભાગે ક્રિયા કરે છે આ રીતે જોતા દરેક માણસનો વિકાસ થાય એવી પ્રભુની યોજના છે અન સૌથી ઉચ્ચ શરીરમા જ્યારે કાયમને માટે કાર્ય કરતા થઈએ ત્યારે આપણે મોક્ષના અધિકારી બનીએ છીએ

સાધારણ રીતે મનાય છે કે માણસમાં માત્ર શરીર અને આત્મા છે પણ વસ્તુત આ બે વચ્ચે બીજાં પાચ શરીરો છે માણસના સાત શરીરો નીચે પ્રમાણે દર્શાવી શકાય.—(૧) સ્થૂલ શરીર, (૨) લિંગ શરીર, (૩) પ્રાણ, (૪) કામ, (૫) મનસ્, (૬) બુદ્ધિ, અને (૭) આત્મા સ્થૂલ શરીર, તેના અવયવો અને તેમની ક્રિયાઓથી તો સૌ કોઈ માહિતગાર હોય જ, જો કે એ વિશેનું ઊંડુ જ્ઞાન ધરાવનારને વૈદકવિદ્યાની તાલીમ લેવી પડે. એ વિષય ઉપર એટલુ બધુ સશોધન થયુ છે કે શરીરના દરેક મુખ્ય અવયવ—આખ, દાત, કાન, ગળા વગેરે ઉપર અકેકુ જુદું શાસ્ત્ર જ ઊભુ થયુ છે

લિંગ શરીર આ ભુવન ઉપર હસ્તી ન ધરાવી શકે એવા અત્યત સૂક્ષ્મ અણુઓનું બનેલું છે તે પણ સ્થૂળ શરીરના જ જેવી આકૃતિ અને સ્વરૂપ ધરાવે છે. કેટલીક વેળાએ અતીન્દ્રિય દર્શન (Clairvoyance)

ધરાવનારને આ સૂક્ષ્મ શરીર મરતા માણસના સ્થૂલ શરીરથી જુદું પડતાં દેખાય છે. કોઈક વખત જીવતાં જીવત તે સૂક્ષ્મ શરીર સ્થૂલ શરીરથી જુદું પડી, અમુક કાર્ય કરી પાછું સ્થૂલ શરીરમાં જોડાઈ જાય છે. પ્રેતાવાહન મંડળોની બેઠકમાં આવાં સૂક્ષ્મ શરીરો જ મુખ્ય ભાગ ભજવે છે. મરણ પછી જેમ સ્થૂલ શરીરનો નાશ થાય છે તેમ લિંગ શરીરના અણુઓ પણ ધીમે ધીમે વિસર્જન થાય છે. મરતા માણસનો પોતાના સૂક્ષ્મ શરીર ઉપરનો કાબૂ નબળો પડે છે અને તેથી તે શરીર કેટલીક વારે પોતાના પુત્ર કે મિત્રને મળવા જઈ ચડે છે. બિશપ લેડબીટર પોતાના સત્તાવાર અને આધારભૂત ગણાતા ગ્રંથ "The Other Side of Death" માં જણાવે છે કે એકવાર કૉલેજમાં ભણતા એક યુવકે રાત્રિએ ઊંઘમાંથી ઝબકી ઊઠી પોતાના પિતાને પોતાની પાસે ઊભેલા દીઠા, જો કે તે વખતે તે પિતા તો કાંઈક માઈલો દૂર રહેતા હતા. તેણે કાંઈ દરકાર કરી નહિ અને પાછો સૂઈ ગયો. પરંતુ ત્રણવાર પિતાનું દશ્ય આવી તેને ઉઠાડી ગયું અને છેલ્લી વાર પિતાનું મુખ અત્યંત શોકાતુર દેખાયું. સવારે યુવકને કુશંકાઓ થવાથી તે ઘેર દોડયો, પરંતુ તેની ગેરહાજરી વચ્ચે પિતા ગુજર પામેલા જણાયા, જો કે તેને કહેવામાં આવ્યું કે રાતભર પુત્રને મળવા તેમણે તીવ્ર ઇચ્છા દર્શાવી હતી. આ બનાવમાં પ્રેમાળ પિતાનું સૂક્ષ્મ શરીર જ પુત્રની નજરે પડયું હતું.

એક બીજો અસાધારણ દાખલો આપણે એ જ પુસ્તકમાંથી ટાંકીશું. એક વાર 'અ'ને સ્વપ્નું આવ્યું કે પોતાનો મિત્ર 'બ' ભારે અકળામણમાં પડી ચાલુ બૂમો પાડતો હતો :—"મને દફન કરે છે. મને દફન કરે છે." સવારે 'અ' ૧૯ માઈલની મુસાફરી કરી 'બ' ને ઘેર પહોંચ્યો તો જણાયું કે 'બ' તો મરણ પામ્યો હતો અને તેને શબપેટીમાં મૂકી તેને દફન કરવાની તૈયારીઓ ચાલી રહી હતી. 'અ' ની કાકલુદીથી તે શબપેટી ખોલવામાં આવી અને "મરેલા" માણસને ગરમી આપવાના ઉપચારો કરવામાં આવ્યા. 'બ' જીવતો થયો બલકે હોશમાં આવ્યો, અને બીજાં નવ વર્ષ સુધી તેનું આયુષ લંબાયું. આ ચમત્કાર 'બ' ના સૂક્ષ્મ શરીરથી બનવા પામ્યો હતો તે દેખીતું છે.

એક જીવતા અને સાજાતાજા માણસનું સૂક્ષ્મ શરીર પણ કેવી સેવા બજાવી શકે છે તે ઉપલી જ કિતાબમાંથી લીધેલા એક બનાવ ઉપરથી સમજાશે :—એકવાર એક આગબોટના ઉતારુએ કપ્તાનની ખુરસી ઉપર એક ભૂતને બેસી કાંઈક લખતો જોયો. તેણે આ વાત કપ્તાનને કહી.

કપ્તાનને કુતૂહલ થવાથી આગબોટના દરેક માણસના દસકત તપાસી જોયા તો તે ભૂતના દસકતથી તદ્દન જુદા જ દેખાયા તે ભૂતના લખાણમાં હતું કે આગબોટને વાયવ્ય દિશાએ વાળવી કપ્તાને બહુ અગવડ વેઠીને પણ તેમ કર્યું, તો એક બીજી આગબોટ બરફના ડુંગરો વચ્ચે સપડાયેલી જોવામાં આવી, અને તેના ઉતારુઓએ જીવવાની આશા પણ છોડી હતી. એમ માલૂમ પડ્યું આખરે સૌને બચાવવામાં આવ્યા, ત્યારે જણાયુ કે આ બીજી આગબોટના ઉતારુઓમાંના એકનો દેખાવ પેલા ભૂતને તદ્દન મળતો જ હતો તેના હાથ–દસકત લેવામા આવતાં તે પણ પેલા ભૂતના દસકત જેવા જ નીકળ્યા. વધુમા જણાયું કે તે ઉતારુ તે દિવસે બહુ થાકેલો જણાયો હતો, અને પછી તે ઘસઘસાટ ઊંઘી ગયો હતો : ઊઠયા પછી તેણે કહ્યું હતું કે આપણે આજે જ સૌ બચી જઈશુ, અને બચાવનારા જહાઝનું આબેહૂબ વર્ણન પણ તેણે આપ્યુ હતું આ દાખલામા આપણે જોઈએ છીએ કે એક જીવતા માણસના સૂક્ષ્મ શરીરે અગત્યની ખબર પૂરી પાડી પોતાના અને બીજા અનેક મુસાફરોના જાનમાલની ખરાબી થતી અટકાવી હતી મૃત્યુને સમયે, ગભીર બીમારીને પ્રસગે, ભૂખમરા અને અતિશય થાકની સ્થિતિમા, સૂક્ષ્મ શરીર ઉપરનું માણસનું સ્વામિત્વ નબળુ પડે છે, ત્યારે તે શરીર ગમે ત્યાં ભમી કોઈને મળી આવે છે, યા ઘડીભર સ્થૂલ બની જઈ બોલી કે લખી શકે છે અને ઘટ પણ વગાડી શકે છે એવા દાખલાઓ નોધાયા છે હવે ત્યારે ખાકી શરીર સિવાય જો આપણા જીવનમાં બીજુ કશુ હોય જ નહિ તો આ સાચા બનેલા બનાવોનો શો ખુલાસો જડવાદીઓ આપી શકે તે જાણવા આપણે આતુર રહીશુ

સ્થૂલ શરીર અને લિગ શરીર જોઈ ગયા પછી હવે ત્રીજા તત્ત્વ ઉપર જઈએ એ ત્રીજુ તત્ત્વ પ્રાણનું છે, જે માત્ર મનુષ્ય અને પખી જ નહિ પણ ઝાડપાન, ખનિજ વગેરે તમામ વિશ્વમા અને તેના અણુઓમાં પણ ઓતપ્રોત છે. છેક આજે વિજ્ઞાને કબૂલ્યું છે કે અદ્યાપિ પર્યંત નિર્જીવ ગણાતા ઝાડપાનમા પણ જીવ તો છે જ આ પ્રાણને લીધે જ શરીરની અનેક ક્રિયાઓ શકય બને છે પ્રાણથી જ શ્વાસોચ્છ્વાસ ચાલે છે, પાચનક્રિયાની ચક્કીને વેગ મળે છે, રુધિરાભિસરણ (circulation of the blood) થાય છે હાલવુ ચાલવુ વાચવુ, લખવુ વગેરે અનેક ક્રિયાઓ માટે આપણે પ્રાણના ઋણી છીએ. પ્રાણથી જ ઈન્સાનનો ચેરાગ રોશન રહે છે, અને પ્રાણ જતાં સર્વત્ર અધકાર વ્યાપે છે

ચોથુ તત્ત્વ કામનું છે, અને તે આપણી ઈચ્છા, વાસના, તૃષ્ણા અને

જુસ્સાઓનું બનેલું છે. આ તત્ત્વ ઉપરથી સિદ્ધ થાય છે કે માણસ પશુમાંથી વિકાસ પામ્યો છે, કેમકે પશુની જ પેઠે મનુષ્યને પણ ઊંઘ, ભૂખ, તૃષા કામેચ્છા વગેરેની જરૂર રહે છે. ઘણાં માણસો કામમાં જ રચીપચી રહેલા હોય છે અને તેનાથી પર જઈ શકતા નથી, કામતત્ત્વ જરૂરનું છે પણ તે ઉપર આપણે પ્રભુતા જમાવવાની છે: તેના ગુલામ બની રહેતાં તો આપણી અને પશુ વચ્ચે કશો ભેદ રહે નહિ. મરણ પછી આપણી ઇચ્છાઓ અને તૃષ્ણાઓ એકદમ મરતી નથી, પરંતુ લાગણીઓથી બનેલું એક સૂક્ષ્મ શરીર, જેને થિયોસોફીમાં "કામરૂપ" કહે છે, તે કેટલાક સમય સુધી હયાત રહેવા પામે છે. એ "કામરૂપ"ને અંતઃકરણ નથી, માત્ર ભાન જ છે, અને જ્યાં હલકા જુસ્સાઓ અને લાગણીઓ પોષવામાં આવતી હોય ત્યાં આ લાગણી-શરીરનું ખેંચાણ વધુ રહે છે. કેટલીક વેળાએ મિડિયમો તરફ તે આકર્ષાય છે અને તેઓ-દ્વારા પોતાનું ધાર્યું કરાવે છે. જો જિંદગી દરમિયાન આત્મા અને બુદ્ધિની અવગણના કરવામાં આવી હોય અને હલકા જુસ્સાઓ અને લાગણીઓમાં જ માણસ લુબ્ધ રહ્યો હોય તો મોત પછી પણ આ કામરૂપ લાંબો વખત સુધી રહી પોતાનું જોર બતાવશે, અને જે નઠારી લાગણીઓ આપણે જીવન દરમિયાન દર્શાવી તેનું જોર તદ્દન પૂરું થશે ત્યારે જ આ કામરૂપ શાંત બની નાશ પામશે, અને માણસની પ્રગતિ શક્ય બનશે.

સ્થૂલ શરીર, લિંગ શરીર, પ્રાણ અને કામ—એ ચાર તત્ત્વોની બનેલી ચોકડી નાશવંત છે. એમાંનું છેલ્લું તત્ત્વ મરણ પછી પણ ચાલુ રહે છે છતાં તે રફતે રફતે નાશ પામી અદૃશ્ય બને છે. મિસિસ બેઝંટ કહે છે તેમ આ ચોકડીમાં જુસ્સાઓ છે પણ અકલ નથી, લાગણીઓ છે પણ બુદ્ધિ નથી, વાસનાઓ છે પણ સંકલ્પશક્તિ (will) નથી. આ ચોકડીમાં કાર્ય કરતું માણસ દેખાવે માણસ છે પણ વસ્તુતઃ પશુ જ છે. પરંતુ હવે બાકી રહેનાર મનસ્, બુદ્ધિ અને આત્માની ત્રગડી અવિનાશી અને અમર છે. આ ત્રગડીમાંથી પહેલાં આપણે મનસ્ ઉપર વિચાર કરીએ. માણસની ખરી મહત્તા, તેનો સાચો વૈભવ, તેના મનથી જ છે. ફ્રેન્ચ વિચારક પાસ્કાલે કહ્યું છે તેમ માણસ એક ભાંગેલા નેતર સમાન નિર્બળ છે પણ તેની ખરી બલિહારી એ છે કે તે ભાગીતૂટી સોટી વિચાર કરી શકે છે પણ થિયોસોફી પ્રમાણે અહીં એક અગત્યનો ભેદ ધ્યાનમાં લેવો જોઈએ. મનસ્‌ના બે પ્રકાર હોઇ શકે—ઊતરતા પ્રકારનું મનસ્ (અસત્ મન) અને ઉચ્ચ મનસ્ (સત્ મન). આ અસત્ મન ઉપર દર્શાવેલી ચોકડીમાં ભળી જાય

છે, માટે એ ચોકડી ખરું જોતાં ચોકડી નથી પણ તેમાં પાચ તત્ત્વો હોય છે—સ્થૂલ શરીર, લિંગ શરીર, પ્રાણ, કામ અને અસત્ મન, અને એ સર્વ આપણે જોયુ તેમ નાશવત છે. અસત્ મન તે સત્ મન અને કામ વચ્ચેના એક પુલ સમાન છે દરરોજ આપણા શરીરમાં એક યુદ્ધ ચાલે છે અને અસત્ મન આ બે સામસામાં બળો—કામ અને સત્ મન—વચ્ચે ખેંચાય છે. સંકલ્પશક્તિ (will) મનસ્‌નો એક પ્રકાર છે અને તેને ખીલવવાની ખાસ જરૂર રહે છે. જો તે નબળી રહે અને કાયમની ગુલામ બની જાય તો મનુષ્યના હલકા જુસ્સાઓ અને લાગણીઓ ઉપર મનનો અંકુશ રહેવા પામે નહિ. જીવન એક સંગ્રામ છે, કામ અને સત્ મન વચ્ચેનું યુદ્ધ છે. અસત્ મન પોતાના મૂળથી છૂટું પડી કામ સાથે છેવટે વસી મલિન થઈ બેસશે, યા તો પોતાના મૂળ સત્ મનમા ભળી પવિત્ર અને અમર થશે—તે દરેક માણસના ચારિત્ર્ય અને સંકલ્પશક્તિ ઉપર આધાર રાખે છે.

અસત્ મનને આ જીવનમા કામ સાથે ચાલુ સહકાર કરવો પડતો હોવાથી તે બન્નેને "કામ મનસ્" ને નામે થિયૅાસોફીમાં ઓળખવામા આવે છે. સાધારણ રીતે સત્ મન નાશવંત ચોકડીમા ઊતરતું નથી કોઈ વિરલ સંજોગોમાં તેના ચમકારા જ અસત્ મનમાં પડે છે અને આપણે તેને પ્રતિભા (genius) કહીએ છીએ મનસ્, બુદ્ધિ અને આત્માની ત્રગડી દરેક માણસમા સરખી જ હોય છે. જુદાઈ માત્ર ચોકડીમા જ હોય છે દરેક માણસનાં સ્થૂલ અને સૂક્ષ્મ શરીરો જુદા હોય છે, દરેક માણસની ઇચ્છાઓ, લાગણીઓ અને અસત્ મન પણ જુદા હોય છે: પણ અવિનાશી ત્રગડીની બાબતમાં સો કોઈ—ભલા હો યા ભૂંડા, ઉચ્ચ હો યા નીચ—હમેશાં સરખા જ હોય છે. ગમે એવા દુષ્ટ માણસનું સત્ મન અને તેનો આત્મા દુષ્ટ હોઈ શકે નહિ, પણ તે હમેશા પવિત્ર અને દિવ્ય જ છે. નાશવત ચોકડીના પુરાવાઓ વિજ્ઞાન અને ગુપ્તજ્ઞાન–દ્વારા મળી શકે, પણ અમર ત્રગડીની સાબિતી તો આપી શકાય એમ પણ નથી, કેમકે તે પુરાવાઓથી પર રહે એવી ઉચ્ચ ભૂમિકા ઉપર વસે છે ત્યારે મનુષ્યનું જીવન તેની ચોકડીમા નહિ પણ બને ત્યાંસુધી અમર ત્રગડીમા પસાર થવુ જોઈએ, પરંતુ તેમ કરતા માણસને અનેક જન્મો લેવા પડશે, અને જ્યારે તે સપૂર્ણ પવિત્ર બની ત્રગડીમાં વાસો કરશે ત્યારે તેને ચોકડીવાળા નાશવંત શરીરોની જરૂર પણ નહિ રહે, અને રહે તો તેના શરીર અને લાગણીઓ ઉપર ઉચ્ચ શક્તિઓનો પૂરેપૂરો કાબૂ રહેવા પામશે એવો મોક્ષ પામેલો સિદ્ધ પુરુષ પોતાની ખુશી પડે તો જ મનુષ્યાવતાર ધારણ કરી લોકકલ્યાણાર્થે કાર્ય કરી શકે.

છઠ્ઠા અને સાતમા તત્ત્વો—બુદ્ધિ અને આત્મા—ને ભેગા લઈએ તો એ "આત્મા-બુદ્ધિ" ને ઇંગ્રેજીમા Spirit કહી શકાય. વિશ્વમા ખરી હસ્તી અને સત્ય વસ્તુ જ આત્મા છે અને બીજાં સર્વ તત્ત્વો આત્માના પ્રકાર સમાન છે લીબનિટ્ઝની ફિલસૂફી પ્રમાણે તેને Monad કહીએ, એમરસનના કહેવા મુજબ તેને Universal Over-soul કહીએ, કે હિંદુ તત્ત્વજ્ઞાનીઓ પ્રમાણે તેને Self કહીએ—ગમે તે નામે તેને બોલાવીએ તો પણ વિશ્વમા ખરી વસ્તુ જ એ છે, બીજી સઘળી વસ્તુઓ એનાથી ઊતરતી અને ઓછી અગત્યની છે. 'આત્મા-બુદ્ધિ' કોઈપણ મનુષ્યની અંગત મિલકત નથી પણ તે વિશ્વવ્યાપી છે અને સૌનો તેની ઉપર હક પહોંચે છે મિસિસ બેઝંટ પોતાની "The Seven Principles of Man" નામની ચોપડીમા લખે છે તેમ કોઈ માણસ પોતાના વિદ્યુત્કોશ (battery) માની વીજળીને 'મારી વીજળી" કહી શકતો નથી, પણ 'મારા વિદ્યુત્ કોશમાંની વીજળી' કહી શકે છે કેમકે વીજળી સર્વવ્યાપી છે, જોકે તે માણસના ઘરમા અથવા તેના વિદ્યુત્કોશમા પણ તે મળે છે તેમ 'મારુ શરીર" અથવા "મારા શરીરના કાર્ય કરતો આત્મા' કહી શકાય, પણ 'મારો આત્મા' કહેવુ તે થિયોસોફીની નજરે બેહૂદુ ગણાય. એ સર્વોચ્ચ સર્વોત્કૃષ્ટ આત્મા, જે વિના વિશ્વનું અસ્તિત્વ જ શકય નથી તેની જ સિદ્ધિ તે આપણી જિંદગીની આખરી નેમ છે, અને અનેક શરીરો ધારણ કરી, યાતનાઓ વેઠી, મુસીબતોનો સામનો કરી, કામ અને પાપ ઉપર વિજય મેળવી, સત્ મનની સ્થિતિએ પહોંચી નિર્મળ બુદ્ધિ સાથે આત્મામા કાયમના વસી બ્રહ્મસાક્ષાત્કાર કરી શકાય છે એવી આ ઈશ્વરી યોજનાનું જ્ઞાન આ અલ્પ જીવનમા આશાના અંકુરો સ્ફુરાવે છે, અને મનુષ્યજીવનના અંતિમ ધ્યેયની પ્રાપ્તિ માટે આપણામા દૃઢતા, ધૈર્ય અને શ્રદ્ધાની જ્યોત જગાવે છે

## ૩. મોતની ઘડીની મહત્તા

આપણે પહેલા વિભાગમા જોઈ ગયા તેમ મોત માટેની સાચી તૈયારી તે જીવન દરમિયાન કરેલા સદ્ગુણ અને સદ્વર્તનનો સંચય છે, કે જેથી ત્રાસ અને અશાંતિ વિના માણસ હસતે મુખે અને હળવા હૈયે સૌની વિદાયગીરી લઈ શકે છે છેલ્લી ઘડીએ તેના વિચારો પવિત્ર હોય એ ખાસ જરૂરનું છે, અને તે કારણે મરતા માણસના કાનમા શાસ્ત્રવચન ઉચ્ચારવામાં આવે છે આખુ જીવન પાપમા ગાળ્યા પછી માત્ર છેલ્લી ઘડીએ સારા વિચારો કરવાથી પાપની સજામાંથી છુટાતું નથી, પણ માત્ર અંતિમ

ઘડીના વિશુદ્ધ વિચારોથી તે મરનાર યોગ્ય મનઃસ્થિતિમાં બીજી દુનિયામાં પ્રવેશ કરી શકે છે. અંતિમ ઘડીએ મરતા માણસને પોતાનું ભૂતકાળનું જીવન, જાણે સિનેમાનું ચિત્ર જોતો હોય તેમ, પૂરેપૂરું સજીવન થાય છે, અને ટૂંક સમય હવે જીવવા માટે રહ્યા હોવા છતાં બારીક બારીક હકીકત તેને તાજી થાય છે. તેનું જીવન જો પાપી હોય તો તેને આ તબક્કો ભારે દુઃખમાં પસાર થાય છે; જો બીજાને સુખ આપવામાં તેનું જીવન પસાર થયું હોય તો તે આ હાલતમાં અંતરની ખુશાલી મેળવે છે. એક ડૂબતો માણસ પણ પોતાની આખી જીવનકથા માત્ર થોડીક પળોમાં જોઈ શકે છે. ડૂબવાની અણી ઉપર આવી બચી ગયેલા અને મૃત્યુની સમીપ આવી પહોંચી ગંભીર બીમારીમાંથી સાજા થયેલા માણસો પણ પોતાનો આવો જ અનુભવ વર્ણવે છે. મરણ સમયે બીજાઓની રોકકળથી મરનારની શાંતિમાં ખલેલ થાય છે, માટે આ ગંભીર પ્રસંગે કલ્પાંત કરવાથી મરનારનું અહિત થાય છે, એ યાદ રાખવું જરૂરનું છે. મરનારને પોતા માટે ગમે તેવો સારો વિચાર હોય, અને તેના ખુશામતિયાઓએ તેને ગમે તેવો કુલીણ બનાવ્યો હોય તોપણ અંતિમ ઘડીએ તો તે જેવો ખરેખરો છે તેવો જ તે પોતાને જોઈ શકે છે. એક પ્રેક્ષક સંપૂર્ણ તટસ્થતાથી કોઈ તમાશો જોતો હોય તેમ તે મરનાર પોતાના જ જીવનનું નાટક જુએ છે, અને જે જે ભલાઈ કે બૂરાઈ તેણે કરી હશે તે પ્રમાણમાં તે આનંદ કે દુઃખ અનુભવે છે.

માણસના મરણથી તેના ચારિત્ર્યમાં તત્કાળ ફેર પડી જતો નથી: મરણ પામતાં તે કોઈ જુદા ભુવનમાં ગયો છે એમ પણ તેને એકદમ લાગતું નથી. તેના આચારવિચાર, તેની લાગણીઓ અને તૃષ્ણાઓ જેવી ને તેવી જ રહે છે, કેમકે મરણ પછીની હાલત આ જીવનના અનુસંધાન જેવી જ છે. મરણ પામેલા માણસને પોતાનું ઘર, સગાંવહાલાં, મિત્રો વગેરે દેખાય છે અને એમની વાતચીત તે સાંભળે છે. પરંતુ તેને હવે જણાય છે કે જે શારીરિક પીડાઓ તે આ જીવનમાં મરણ-સમયે ભોગવતો હતો તેમાંથી તે હવે મુક્ત થયો છે. વધુમાં તેને ભાન થાય છે કે આ દુનિયાનાં માણસોને સાંભળી શકતો હોવા છતાં તેમની જોડે તે વાતચીત કરી શકતો નથી, અને તે કારણે નવી દુનિયામાં એ કાંઈક બેચેન બને છે. એક બાળકનો જન્મ થતાં તે ખેંચતાણ કરી રડે છે, ત્યારે તેને ગરમ કપડામાં વીંટાળી તેની આંખો અને કાન પણ ઢાંકી દેવામાં આવે છે, કે માતાના ગર્ભમાં હતું ત્યારની હૂંફ, અંધકાર અને શાંતિમાં આ નવી દુનિયાનાં અજવાળાં અને ઘોંઘાટથી એકદમ ભંગ પડે નહિ: તેમજ મરનાર માણસને પણ તે

બીજા જીવનમાં મચે છે તેનું એકદમ નહિ પણ ધીમે ધીમે ભાન કરાવવામાં આવે છે

મરણ સમયે લિંગ શરીર સ્થૂલ શરીરથી છૂટું પડે છે, જોકે તેમ કરતાં કેટલીક વાર તેને એક બે દિવસ લાગે છે ગુપ્તજ્ઞાનીઓ અને અસામાન્ય શક્તિ ધરાવનારાઓ આ બનાવ જોઈ પણ શકે છે. આ લિંગ શરીર માટે થોડા વધુ ખુલાસાની આવશ્યકતા રહે છે ઘણું તો મરણ પછી ૩૬ કલાક સુધી તે ટકી રહી શકે છે. કેટલીક વાર જીવતા માણસની પાસે પણ આ લિંગ શરીર જોવામાં આવે છે: કોઈ વેળાએ જીવત સ્થિતિ હોવા છતાં તે સ્થૂળ શરીરથી છૂટું પડે છે, પણ તેમ થતાં તે માણસની જીવનશક્તિ છેક મંદ પડી જાય છે: જ્યારે તે કાયમને માટે જુદું પડે છે ત્યારે મરણ નીપજે છે મરણ સમયે તે શબ આગળ શાંતિથી બેસી રહે છે, જો કે ત્યાંના કલ્પાંતથી તેની શાંતિમાં દરકત પહોંચે છે. વિચાર-સંદેશાથી જીવતાઓ ઉપર જે અસર થાય તે કરતા ઘણી વધારે ત્વરિત અસર મરનાર ઉપર થાય છે, કારણ કે મરનારો સ્થૂલ દેહ જેવી જડ વસ્તુથી મુક્ત હોવાથી આપણી લાગણીઓ અને વિચારો તુરત ગ્રહણ કરી લઈ શાંતિ કે શોક પામે છે આ કારણે પણ મરેલા પછવાડે શોક કરવો તે કુદરતી હોવા છતાં મરનાર માટે તે અત્યંત ત્રાસદાયક થઈ પડે છે ઘણી વખત લિંગ શરીર અને સ્થૂલ શરીર બન્ને લગભગ સાથે જ નાશ પામે છે

મરણ પછી બને ત્યાંસુધી થોડા વખતમાં શબનો નિકાલ થવો જોઈએ—માત્ર સુખાકારીની જ દૃષ્ટિએ નહિ પણ મરનારના લાભની દૃષ્ટિએ પણ એ હિતાવહ છે વળી શબનો નિકાલ વહેલો અને સંપૂર્ણપણે થવો જોઈએ, લાંબા કાળ સુધી એક શબ અર્ધખવાયેલી સ્થિતિમાં રહે તે ઇચ્છવા જોગ નથી, કેમકે તે સ્થિતિમાં મરનારને આ ધરતી સાથે થોડુંક આકર્ષણ રહી જવા પામે છે અને બીજી દુનિયામાંની તેની પ્રગતિમાં તેટલે દરજ્જે અટકાવ થવા પામે છે વળી મેલી વિદ્યાના જાણકાર જાદુગરો તુરતના દટાયેલા શબની શોધમાં રહે છે કે જો તે મારફતે સૂક્ષ્મ શરીર હાથ આવી શકતું હોય તો તેની મદદથી તેઓ પોતાના ભયંકર કૃત્યો કરી શકે પરંતુ શબનો સંપૂર્ણ નિકાલ આવી ગયા પછી આ જાતનો ભય રહેતો નથી

ત્યારે જેમ સાપ પોતાની કાંચળી તજી પસાર થઈ જાય છે તેમ મરનાર હવે ઉત્ક્રાંતિને માટે સ્થૂલ દેહનો ત્યાગ કરે છે મોત પછી જીવન છે કે કેમ તે વિશેની ફિલસૂફી શીખવાની હવે એને જરૂર નથી, કેમકે તે જીવતો

રહેવાથી આપોઆપ તે સત્ય જાણી શકે છે તે માત્ર સ્થૂલ શરીર જ નથી એમ તે હવે જાણે છે અને આ ધરતી ઉપર તે માત્ર સ્થૂલ શરીર જ હતો એવુ જે ભાન તેણે રાખ્યું હતું તે કેવળ અજ્ઞાન જ હતું એમ તેને હવે થાય છે. એક ભારે વજનનો ઓવરકોટ પહેરવાથી હલનચલનમા હરકત થાય છે, તેમ આ ધરતી ઉપર સ્થૂલ દેહદ્વારા કાર્ય કરવુ પડતું હોવાથી માણસની શક્તિઓ મર્યાદિત બની જાય છે, પરંતુ મોત મારફતે પાંજરામાંથી પક્ષી મુક્ત થવાથી તે છૂટથી અહીંતહીં ઊડી શકે છે એમ તેને હવે લાગે છે. સત્ય વસ્તુ કેટલીક વાર બનાવટી વાત કરતાં પણ વધુ આશ્ચર્યકારક હોય છે, તેમ મરનાર હવે કબૂલે છે કે મરણ પહેલા પોતે હતો તે કરતા મરણ પછી વધુ જીવંત બન્યો છે; અને જડ સ્થૂલ શરીર, જે એક વખત પોતાને અત્યંત પ્રિય હતું પણ જે ખરું જોતાં તો પોતાનું કેદખાનું હતું, તેનો ત્યાગ કરવાથી પોતે તેનાં બંધનમાંથી આઝાદ બન્યો છે, પોતાની અનેક શક્તિઓનો વિકાસ થયો છે, અને પરમ સત્યની વધુ નજદીક પહોંચ્યો છે એવી પોતાને હવે પ્રતીતિ થાય છે.

## ૪. દોઝખ : નરક : કામલોક

હજી તો માત્ર સ્થૂલ અને લિંગ શરીરો અને પ્રાણતત્ત્વનો અંત આવ્યો છે, અને તે "મરનાર" તો પૂરેપૂરી બલકે વધુ જીવંત સ્થિતિમાં આગળ પ્રગતિ કરે છે, જો કે ધરતી ઉપરથી તે અદૃશ્ય થયો તે કારણે આપણે તેને મરી ગયેલો ગણીએ છીએ હજી તો કાંઈપણ ફેરફાર વિના તેની લાગણીઓ, ગુસ્સાઓ અને તૃષ્ણાઓ રહ્યાં છે, અને જે નઠારી લાગણીઓ અને વિચારો તેણે આ જીવન દરમિયાન પોષ્યાં હોય તેનું તો હજી મરણ નીપજ્યું નથી, પરંતુ તે પૂરેપૂરાં ખપીને ફના થઈ જાય ત્યાં-સુધી તે બૂરા વિચારો અને લાગણીઓથી તે માનસિક પીડા પામશે. આપણે જેને દોઝખ કે નરક કહીએ છીએ તે કાંઈ શારીરિક દુઃખો પમાડવાની જગ્યા નથી બીજી દુનિયામા નથી સાપ વીંછીના ડંખ કે નથી પાપીને જીવતા ભૂંજી કાઢવાના યા ખરફમા થીજી નાખવાનાં સાધનો નરક એટલે માણસે પોતે જે પાપી વિચારો અને લાગણીઓ દુનિયામા ધગાવ્યા હોય તે વિચારો અને લાગણીઓથી ઉત્પન્ન થતું માનસિક દુઃખ, નરક એક સ્થાન નથી પણ માનસિક સ્થિતિ છે નરકમા ઊપજતું દુઃખ એક સજા નથી, પણ વિજ્ઞાન પ્રમાણે જેમ એક કારણ (cause)થી તેને અનુસરતું પરિણામ (effect) ઉત્પન્ન થાય છે તેમ આપણે જ જે આ દુનિયામાં વિચાર્યું હોય તેનું દુઃખમય પરિણામ છે આ મહાન કાયદાનું કોઈથી ઉલ્લંઘન થઈ ... નથી

નરકના ત્રાસથી છૂટવા માટે આપણામાં કેટલીક ભૂલભરી માન્યતાઓ દસ્તી ધરાવે છે. મરનાર જો અમુક જ ધર્મનો હશે તો તે ગમે એવો દુષ્ટ હોવા છતાં તેનાં પાપો કપાઈ જશે અને તે મોક્ષનો અધિકારી બનશે —એવી વિચિત્ર માન્યતાથી તે ધર્મના અનુયાયીઓની અને જગતનાં પાપોની સંખ્યા એ બન્નેમા વધારો થશે ! મરણ સમયે પાપનો એકરાર કરવાથી હૃદય હળવું થાય, પણ નરકનાં દુ ખમાથી આટલુ સહેલાઇથી છુટાતુ નથી; જો છુટાતુ હોય તો એક ખૂન થયેલા માણસને પોતાના પાપોનો એકરાર કરવાનો વખત ન મળવાને કારણે ઈશ્વરની માફી મળી શકે નહિ, પરંતુ તેનો ખૂની તો તેવો એકરાર કરી ખુદાની રહેમતનો ફાયદો ઉઠાવી શકશે; ત્યારે આ રીતે તો ઈશ્વરનો ન્યાય દેખાતો નથી, પરતુ ન્યાયનો સર્વથા લોપ જ થયો કહેવાય. કોઈ ધર્માધ્યક્ષે કાઢેલાં 'માફીનામા" ખરીદવાથી કરેલાં પાપો ભગવાન ક્ષમા કરશે એવા એ ભોળા નથી. મરનાર પછવાડે પુષ્કળ ખર્ચાળ ક્રિયા કરાવી પ્રભુને પ્રસન્ન કર્યા છે માટે પાપો નષ્ટ પામી મરનાર સીધો સ્વર્ગે સચરશે એવી માન્યતા પ્રભુની ન્યાયબુદ્ધિને અને તેના અપાર ડહાપણને અપમાન કરનારી છે. પાપ કર્યા પછી અમુક નદીમાં સ્નાન કરવાથી પાપની કાળાશ ધોવાઇ જઈને મરનાર ઊજળો ફૂલ જેવો થઈ જશે એવી સગવડભરી શ્રદ્ધા વીસમી સદીમા બાળકો સિવાય કોઈ ધરાવતું નથી. જો એમ જ પાપો કપાતા અને ધોવાતા હોય તો શ્રીમતોથી સ્વર્ગ અને નિર્ધનોથી નરક ઊભરાવા પામે. પરંતુ પ્રભુના નિયમો વૈજ્ઞાનિક નિયમોથી પણ વધારે અચૂક અને અચલ છે, અને "કરે તેવુ પામે અને વાવે તેવુ લણે" તે ન્યાયે કરેલાં પાપોની પૂરતી સજા તો નક્કી જ છે.

જાવેદાનના નરક જેવી તો કોઈ વસ્તુ જ નથી અને હોઈ શકે પણ નહિ. મહાકૃપાળુ પ્રભુના સામ્રાજ્યમાં અનતકાળનું દુઃખ સભવે જ ક્યાંથી ? જ્યા સ્થૂલ શરીર જ ગયુ ત્યા બીજી દુનિયામા શારીરિક દુ ખ અને તે પણ જાવેદાન સુધીનુ હોય જ કેમ ? એક પરિમિત કારણથી અપરિમિત પરિણામ નિપજાવવાની આશા જ કેમ રખાય? આ અલ્પ જીવન દરમિયાન કરેલા પાપોથી અનત કાળનું દુઃખ ઉત્પન્ન થાય શી રીતે ? જેમ કાયમનું નરક ન હોય તેમ કાયમનું સ્વર્ગ પણ કલ્પી શકાય નહિ, કેમકે આ ટૂકી જિંદગીમા પુણ્યશાળી કાર્યો કરવાથી એકદમ અનત કાળનુ સુખ મળી જશે એમ માનવુ એ પણ અક્કલથી ઊલટું છે. પ્રભુ પાપી મનુષ્યને ફરી ફરી સુધરવાની તક આપ્યે જ જાય છે. પણ માનો કે કોઇ અત્યંત ભૂંડો માણસ લાખો જન્મો લેવા છતાં સુધરવા માગતો જ ન હોય, તોપણ

તે અનંત કાળના નરકમાં જતો નથી, પણ થિયોસોફી પ્રમાણે વિકાસક્રમની કોઈ બીજી યોજના અમલમાં મુકાય ત્યાંસુધી તેને અલાહેદો રાખવામાં આવે છે, અને તેવી કોઈ યોજના હસ્તીમાં આવે ત્યારે તદ્દન જુદા જ સંજોગો વચ્ચે તેને એક વધુ તક આપવામાં આવે છે. બિશપ લેડબીટરના કહેવા પ્રમાણે એક નાપાસ થયેલો છોકરો જેમ બીજે વર્ષે નવા છોકરાઓ સાથે ભણે છે તેમ તે અત્યંત નઠારા માણસને નવા જ વાતાવરણમાં મૂકીને સ્વસુધારણા માટે નવી જ તક આપવામાં આવે છે.

ખરું જોતાં તો બીજી દુનિયામાં નરક જેવું કાંઈ છે જ નહિ, પણ માત્ર હમેસ્તગાન (*Purgatory*) છે. ખ્રિસ્તી ધર્મ પ્રમાણે "પરગેટરી" એટલે કરેલા પાપોનો પશ્ચાત્તાપ કરી, આધ્યાત્મિક સફાઈ મેળવી, સ્વર્ગ માટે લાયક થવાનું સ્થળ. પહેલવી લખનારાઓ આ જગ્યાને હમેસ્તગાન કહે છે, જ્યારે મુસ્લિમો તેને અલઅરફને નામે ઓળખે છે : પ્રાચીન ગ્રીકો આ સ્થળને Hades, અને મધ્યયુગના ખ્રિસ્તીઓ તેને Limbus કહેતા. પરંતુ "પરગેટરી" ને માટે થિયોસોફીએ એક બહુ જ અર્થસૂચક શબ્દ યોજ્યો છે અને તે "કામલોક" છે, અને તે શબ્દ હવે આપણે નરકને ઠેકાણે વાપરીશું. "કામલોક" એટલે આ જગતમા જે બૂરી વાસનાઓ અને લાગણીઓ આપણે ધરાવી હોય તેનો બદલો ભોગવવાની, તેનું જોર ખપાવી દેવાની અને અને તે પાપી લાગણીઓ પુરેપૂરી શાંત પાડી દઈ નિર્મળ બનાવવાની જગ્યા. વસ્તુતઃ આપણે જોયુ કે "કામલોક" એ કાંઈ "લોક" અથવા જગ્યા નથી પણ માનસિક સ્થિતિ જ છે, જો કે સૌને સમજાય તેટલા માટે તેને એક સ્થળ હોય એમ વર્ણવવામાં આવ્યુ છે.

મરણ પામ્યા પછી તુરત પુનર્જન્મ મળતો નથી, પણ પહેલાં મરનારે આ જીવનમા પોષેલી નઠારી લાગણીઓ કામલોકમાં ખપી જાય છે; તે પછી આ ધરતી ઉપર કરેલા ઉત્કૃષ્ટ વિચારોની ખુશાલી તેને સ્વર્ગમા પ્રાપ્ત થાય છે; અને તે બાદ ફરી પાછો તેને જન્મ આપવામાં આવે છે. જો મરણ પછી તુરત જ બીજો જન્મ મળે, તો પાપી માણસ એમને એમ જ એનાં પાપો સાથે જન્મી પડે અને જેવો હતો તેવો જ એના દુર્ગુણોનો ગુલામ રહેવા પામે અને તેનામાં સુધરવાની શક્યતા જ ન રહે. પણ નઠારી લાગણીઓનું માનસિક દુઃખ ખપી જાય ત્યાંસુધી કામલોકમાં તે ભોગવ્યા પછી, અને પવિત્ર વિચારોનો આનંદ સ્વર્ગમા અનુભવી પવિત્રાઈનો પણ બદલો મેળવી લીધા પછી જ મરનારને નવી જિંદગીની તક આપવામાં આવે છે.

કામલોકમાં મનોવેદના કેવી થાય છે તે આપણે ગ્રીક દંતકથામાં વર્ણવેલા ટેનટેલસ અને સિસિફસ નામના બે રાજાઓને બીજી દુનિયામાં થયેલી સજા ઉપરથી સમજી શકીએ છીએ. ટેનટેલસને મરણ પછી તેના પાપ માટે એક તળાવમાં મૂકવામાં આવ્યો : એ તળાવનાં પાણી તેના હોઠ સુધી આવતાં પણ તે જ્યારે તરસ્યો થઈ પીવા જતો ત્યારે તળાવનાં નીર એકદમ ઓસરી જતાં અને તે તરસ્યો જ રહી જતો. તેના માથા ઉપર મેવાથી લચેલી ઝાડની ડાળીઓ રહેતી પણ તે ખાવા હાથ લંબાવતો તે ડાળીઓ ઉપર ખેંચાઈ જતી અને તે ભૂખ્યો જ રહી જતો. સિસિફસને સજા એવી હતી કે તેણે એક મોટો ગોળ પથ્થર ગબડાવી એક ટેકરીને મથાળે ચડાવવો; પણ ભારે ઝહેમત પછી લગભગ મથાળે આવતાં તે એકદમ નીચે ગબડી જતો, અને તેને ફરી ફરીથી ઉપર લઈ આવવાની ફોકટ મહેનત કરવી પડતી. આ વર્ણનો તો માત્ર આલંકારિક જ છે, પણ તે ઉપરથી જણાય છે કે આ બન્ને રાજાઓ દુરાચારી અને લોભી હશે, તેથી કામલોકમાં પણ અતૃપ્ત રહી ગયેલી તૃષ્ણાઓને સંતોષવા ભારે પ્રયત્નો કરવા છતાં તેઓને શાંતિ મળતી જ નથી. આપણા જ પાપને પરિણામે પ્રાપ્ત થયેલી માનસિક અશાંતિનું નામ તે નરક અથવા કામલોક.

એક દારૂડિયા કે વ્યભિચારી કે ક્રોધી માણસનું મરણ થતાં તેને કામલોકમાં ચાલુ શરાબની તમન્ના, વિષયવાસનાની પીડા અને ક્રોધ કરવાની લાલચ રહે છે, પણ સ્થૂળ શરીર હવે ન રહેવાથી તે પોતાની ઇચ્છાઓ તૃપ્ત કરી શકતો નથી, અને જ્યાંસુધી તે એ ઇચ્છાઓ ન છોડે ત્યાંસુધી તેની મનોવેદના તેને રહે છે, અને જ્યારે એ તૃષ્ણાઓ પૂરેપૂરી ખતમ થાય છે ત્યારે જ તેની આગળ પ્રગતિ થાય છે ઘણાઓ એમ ધારે છે કે દુર્ગુણોના માત્ર વિચાર કરવામાં નઠારું કશું નથી, પાપી કૃત્યો જ કરવાં ખોટાં છે. આ માન્યતા તદ્દન ભૂલભરી છે અને આપણે જોયું તેમ કામલોકમાં ખરી વાસનાઓનો પણ બદલો તીવ્ર મનોવેદનામાં ભરી આપવો પડે છે. માત્ર પાપીઓ જ કામલોકમાં જાય છે એટલું જ નહિ પણ સદાચારીઓને પણ ત્યાં રહેવું પડે છે, કેમકે દુનિયામાં એવો પુણ્યશાળી માણસ ભાગ્યેજ કોઈ હશે કે જેના મનમાં કોઈક વાર પાપી ઇચ્છા ન થઈ હોય એવી સઘળી ઇચ્છાઓની મનોવેદના તેણે કામલોકમાં ભોગવ્યે જ છૂટકો. ઈશ્વરની યોજના જ એવી છે કે એકપણ પાપી વિચાર કે વાસના

તેનાં યોગ્ય પરિણામ ભોગવ્યા વિના રહી શકતાં નથી ભારે કપરા સંજોગો-માં, માતા અને ભાઈઓના કલ્યાણને વશ થઈ ન છૂટકે યુધિષ્ઠિરે કુરુ-ક્ષેત્રમાં એક અર્ધસત્ય ઉચ્ચાર્યું, પણ મહાભારત પ્રમાણે તેટલા માટે પણ તે પવિત્ર પુરુષને બીજી દુનિયામા પહેલા નરકની યાતના ભોગવવી પડી હતી. કામલોકની રચના તપાસતાં ખુદાનો બારીક ઇન્સાફ નજરે પડે છે, સ્વર્ગની ગોઠવણ જોતાં ઇન્સાફની સાથે તે માલિકની રહેમત પણ દેખાય છે, અને ઇનસાનને ફરી ફરી જન્મો આપી દુર્ગુણોનો સામનો કરી પવિત્ર બનવાની અને છેવટે પોતાની અખંડ રોશનીમા વિલીન થવાની પરવર-દિગાર જે તકો આપે છે તે ઉપરથી તેના અપાર પ્રેમ અને ડહાપણના પણ દર્શન થાય છે.

મરનાર જ્યારે કામલોકમાં આવી પોતાની લાગણીઓનું ફળ ભોગવે છે ત્યારે તે લાગણી–શરીર અથવા કામરૂપ" ધારણ કરે છે, અને આપણે જે સાત શરીરો કે તત્ત્વો વર્ણવ્યાં છે તેમાંનું કામરૂપ તે ચોથું છે કામ-લોકમા મરનારના બાકી રહેલાં ત્રણ તત્ત્વો (અમર ત્રગડી) ગૌણ રહેવા પામે છે. જો એણે ઉત્કૃષ્ટ વિચારો કર્યા હશે તો આગળ જતા એ આ ત્રણ તત્ત્વોમા જરૂર કાર્ય કરશે પણ હાલ તુરત તે કામલોકમાં છે ત્યાંસુધી એ ત્રણ અમર તત્ત્વો તેને આનદ આપી શકે એમ નથી હાલ મરનાર કામરૂપ અથવા લાગણી–શરીરમા રહેતો હોવાથી તે આ ધરતી તરફના ખેંચાણને વશ રહી શકે છે, અને સગાવહાલાં મિત્રો વિગેરેની લાગણીઓ અને ઇચ્છાઓ તેને અમર કરી શકે છે માટે મરનારના હિતાર્થીઓની ફરજ છે કે તેને માટે શાંતિ અને પ્રેમના વિચારો મોકલવા અને આ દુનિયા પ્રત્યેનું ખેંચાણ ઓછું થઈ સ્વર્ગ તરફ તેની પ્રગતિ થાય એવી પ્રાર્થના કરવી જો મરનારની દુન્યવી ઇચ્છાઓ કામલોકમા બહુ જોરદાર રહેવા પામી હોય તો તે કોઇ મિડિયમ દ્વારા તૃપ્તિ મેળવવા પ્રયત્નો કરશે, પણ આ રીતે આ દુનિયા સાથે તેનો સબધ ચાલુ થવાથી તેને સ્વર્ગમા જતા ઢીલ થશે માટે કામ-લોકમાં જેટલી ઇચ્છાઓ ઓછી, જેટલું આ ધરતી સાથેનું વળગણ કમતી તેટલો સ્વર્ગે પહોંચવાનો અવકાશ વધારે

આ તબક્કે આત્મઘાતના પરિણામોનો વિચાર કરીએ સૂક્ષ્મ શરીરમાં આપણી શક્તિઓનો બહુ વિકાસ થાય છે તે ઉપરથી એવું અનુમાન નીકળતું નથી કે આપણે આપણા હાથે જ આપણી હયાતીનો અંત આણવો સૌની જીવનદોરી તે માલિકના હાથમા જ છે અને અત્યત ગભીર કારણે

સિવાય અવિચારીપણે તે આપણે હાથે જ કાપી નાખવાથી પ્રભુના ગુનેગાર બનવા ઉપરાંત આપણે આપણી પીડા ટાળતા નથી પણ તે વધારી દઇએ છીએ. અમુક કાર્યો કરવા અને અમુક અનુભવો મેળવવા આપણને આ જીવન પ્રાપ્ત થયું છે, અને જે અહીં શીખવાનું છે તે આ ભુવન સિવાય બીજે કર્યાંય શીખી શકાય એમ નથી. માટે કુદરતે નીમેલી ઘડી આવે ત્યાં સુધી આપણે આપણી જ હત્યા કરવાથી બાઝ રહેવું જોઈએ. માણસ મરણ પામે છે ત્યારે તેના મનને એવો ક્ષોભ લાગે છે કે કેટલાક દિવસો સુધી તે બેખબર જેવો અર્ધભાનની સ્થિતિમાં રહે છે; પરંતુ જેઓએ આત્મહત્યાથી પોતાના જીવનનો અંત આણ્યો હશે તેઓને એટલો સખત આઘાત લાગશે કે અઠવાડિયાંઓ કે મહિનાઓ સુધી પણ તેઓનું ભાન ખુલ્લું થવા પામશે નહિ. આશા-ઉમેદોથી ભરપૂર એક માણસનો અંત જો આત્મઘાતથી આવે તો તે કામલોકમાં જઇ અત્યંત અશાંત રહેશે, અને લગારે તક મળતાં તે મિડિયમોના સમાગમમા આવી દુનિયા' સાથે સંબંધ સાધવા આતુર રહેશે. ખૂન થયેલાઓ અને અકસ્માતથી મરણ પામેલા કમનસીબ માણસોની એ જ દશા હોય છે. એ સૌને જેટલાં વર્ષ તેઓને આ દુનિયામાં કાઢવાનું નિર્માણ હતું તેટલો જ સમય વધારે કામલોકમાં રહેવું પડશે. આબરૂને ખાતર અને નામોશીથી બચવા સારૂ માણસ કોઈ વેળા આત્મઘાત કરે છે; પણ કામલોકમાં અહીં હતી તેથી વધુ બેકરારી, અશાંતિ અને આકુળવ્યાકુળતા તે અનુભવશે. ખરું જોતા તો આત્મઘાત કરનાર માણસને કામલોકમાં પૂરેપૂરો મરેલો ગણવામાં આવતો નથી. તેનું લાગણી-શરીર અથવા કામરૂપ જોઈએ તે કરતાં વધુ સચેત થઈ જાય છે, અને તે પ્રમાણમા તેને નજીવી લાગણીઓથી પણ પીડા ખમવી પડે છે. કુદરતી મોત વખતે તો માણસને બીજી દુનિયામાં જવા સારૂ કાઇક તૈયારી કરવાનો સમય ઘણું કરીને મળે છે, અથવા તો પોતાના મન અને સંકલ્પશક્તિથી તે લાગણીઓ ઉપર કાબૂ પણ મેળવે છે; પણ આત્મઘાતથી તેમ ન થઈ શકવાને લીધે કામલોકમાં તેની લાગણીઓ બહુ તીક્ષ્ણ રહેવા પામે છે અને તેને માનસિક દુઃખ પ્રાપ્ત થાય છે. માટે દુ:ખથી છૂટકારો થશે એવી આશામાં આત્મઘાત કરવો તે ભૂલ છે.

નઠારાં કાર્યોનાં ફળ આ દુનિયામાં ભોગવવાં ન પડે માટે જીવનનો અંત આણવો એ મૂર્ખાઈ કહેવાય કેમકે અહીં નહિ તો કોઈ બીજા ભુવનમાં કે બીજે જન્મે પણ એ ફળ ભોગવ્યા વિના છૂટકો જ નથી. માટે આત્મઘાતથી અનિષ્ટનું નિવારણ થતું નથી, પણ એ અનિષ્ટ આપણને કાંઇક

મોડું પણ વધારે તીક્ષ્ણરૂપે આવી મળે છે અલબત આત્મઘાત કરવાનો હેતુ પણ ધ્યાનમાં લેવામાં આવે છે એક સ્ત્રી કોઈ ભૂંડાને હાથે પોતાના શીયળનો ભંગ ન થાય તેટલા સારું ન છૂટકે આત્મઘાત કરે, અથવા પિતા પોતાના પુત્રને બચાવવા સીધો મોતના જડબામાં જાણીજોઈને ધસે તો તેમને હેતુપૂર્વક આત્મઘાત કરનારની કક્ષામાં મૂકવામાં આવતાં નથી કોઈ દુઃખથી દીવાનો બની ઘડીભરની ઘેલછામાં પિસ્તોલ ફોડી પોતાના જીવનનો અંત આણે તેની પણ ઘાત મને જાણી જોઈને આત્મઘાત કરનાર જેવી બૂરી હાલત થતી નથી જેમ કેદખાનામાંથી નાસી છૂટનાર બદીવાન સરકારનો કાયદો તોડે છે, તેમ ઘણાખરા દાખલાઓમાં આત્મઘાત કરનાર માણસ ખુદાના ફરમાનનો ભંગ કરે છે, અને જેમ કેદી ફરી પકડાઈ વધુ સજા મેળવે છે તેમ આત્મઘાત કરનાર ઈશ્વરી યોજનાની બહાર નીકળી શકતો નથી, પણ કામલોકમાં તે વધુ અશાંતિ અને બેકરારી ભોગવે છે. *માણસ પ્રભુ સામે બળવો કરે તે કરતાં તે માલિકની આજ્ઞાને સંપૂર્ણ ધૈર્ય અને શ્રદ્ધાથી માથે ચડાવે એ જ ઇષ્ટ છે*

કામલોકમાં રહેવાનો સમય આપણે આ ધરતી ઉપર કેટલા પ્રમાણમાં બૂરા વિચારો કે જુસ્સાઓ સેવ્યા હશે તે ઉપર આધાર રાખે છે એક સત પુરુષ અલબત થોડો જ સમય ત્યાં રહી શકે કામલોકમાં જેટલું રહી શકાય તેના કરતાં સ્વર્ગમાંનો વાસ ઘણો લાંબો થશે આપણને ઘણી વાર સમજાવ વામાં આવે છે કે જે માણસનાં પાપ વધારે તે નરકમાં જશે, જેના પુણ્ય વધુ તે સ્વર્ગે જશે અને પાપપુણ્ય બન્ને સરખા તે હમેસ્તગાન (Purgatory) માં પડી પશ્ચાત્તાપ કરી પાછો સ્વર્ગમાં દાખલ થશે પણ એમ જો હોય તો એક શખસે ૪૯ ટકા પુણ્ય કરેલું હોવા છતા ૫૧ ટકા પાપ કર્યું હોવાથી તે નરકમાં જ સબડે અને એનું લગભગ અડધોઅડધ પુણ્યશાળી જીવન ગણત્રીમાં ન લેવાય એ કઇ રીતનો ન્યાય ? થિયૉસોફી પ્રમાણે, આપણે જોયું તેમ, નરક તો છે જ નહિ પણ માત્ર કામલોક (Purgatory) અને સ્વર્ગ છે, અને તે બન્ને ભુવનોમાં આપણા દરેક દરેક વિચાર, લાગણી કે કાર્ય માટે આપણને પૂરતો માઠો કે સારો બદલો ભોગવવો પડે છે, અને ખુદાઈ ઇન્સાફ સાથે થિયૉસોફીનું આ શિક્ષણ વધુ બંધબેસતું છે એમ સૌ કોઈ કબૂલશે આ જગતમાં કોઈને સેવાધર્મમાં જ સુખ સાંપડે છે, કોઈને અભ્યાસમાં જ આનંદ મળે છે કોઈને ધનપ્રાપ્તિમાં કોઈને વિષયવાસનામાં કોઈને શરાબબાજીમાં જ મોજ મળે છે જ્યારે આ રીતે સૌ કોઈની અભિરુચિ જુદી જુદી હોય ત્યારે સૌને માટે એક જ પ્રકારના નરકથી પૂરતી પીડા

કેમ થાય અને એક જ જાતના સ્વર્ગથી પૂરતી ખુશાલી પણ કેમ હાંસલ થઈ શકે ! વળી માણસ એક જ પ્રકારની પીડાથી ટેવાઈ જઈ વખત જતા નરકની યાતનાઓને પણ ત્રાસરૂપ માનતો બંધ થશે, અને લાંબે કાળે એકના એક આનંદથી એને સ્વર્ગમા પણ કંટાળો લાગશે. પરંતુ થિયૉસૉફીએ સમજાવ્યુ છે તેમ દરેક માણસ પોતપોતાનો જ કામલોક અને સ્વર્ગ ભોગવે છે; દરેકને માટે એ ભુવન જુદુ છે—સૌને માટે એક નથી, અને દરેક વ્યક્તિ પોતાની જ બૂરી લાગણીઓને અનુસરતુ પ્રમાણસર દુ:ખ કામલોકમાં અનુભવે છે, અને પોતાના જ નેક વિચારોને લગતા પ્રમાણસર આનંદ સ્વર્ગમા ભોગવે છે.

## પ. કામલોકની કેટલીક વિશિષ્ટતાઓ

આપણે જોયું કે એક નેક માણસને પણ તેને પોષેલી થોડીક બૂરી લાગણીઓ માટે થોડોક સમય કામલોકમા જવુ પડે છે, પણ કામલોકમા આવા પુણ્યશાળી આત્માઓ પણ આવવાથી તે મર્દન દુ ખદું જ નહિ પણ ઉપયોગી કાર્યો દ્વારા સંતોષ મેળવવાનું પણ ધામ થઈ પડે છે જેમને સેવાનો શોખ છે તેઓ કામલોકમા બીજી વ્યક્તિઓની સેવા અથવા યોગ્ય રાહબરી કરી શકશે, જેઓ વિદ્વાન હશે તેઓને આ દુનિયામા દેખાય છે તે કરતા વધુ નગ્ન સત્યો સાપડશે, જેઓ કલારસિક છે તેઓ ઉચ્ચ પ્રકારના સૌન્દર્યના દર્શન કરી શકશે. ત્યારે ટૂંકમા આપણે ધરતી ઉપર જીવતા છીએ તે કરતા વધુ મરનારાઓ જીવત છે, કેમકે આપણા કરતા એઓની શક્તિઓનો વિકાસ ઘણો વધારે થાય છે. *આ દુનિયામાં આપણા વિચાર અદૃશ્ય રહેવા પામે છે જ્યારે* થિયૉસૉફી પ્રમાણે બીજી દુનિયામા દરેક વિચાર તેના રગ અને આકૃતિ સાથે દશ્યમાન થાય છે. વળી આ દુનિયામા આપણને ચાલુ આરામની જરૂર પડે છે ત્યારે બીજી દુનિયામા સ્થૂળ શરીરના અભાવે થાક લાગતો જ ન હોવાથી સંસ્કારી આત્માઓ સેવા, સત્યશોધન, સૌન્દર્યપ્રાપ્તિ વગેરે ક્રિયાઓમાં પોતાની શક્તિઓ સતત રોકી શકે છે

પણ સામટી રીતે જોતા કામલોકમા બૂરાઈની માનસિક પીડા થતી હોવાથી દુ:ખના દર્શન વધુ થાય છે કેટલાકોને પૈસાટકામાં, કોઈને લોભલાલચમાં, કોઈને મોહમાયામા, કોઈને પુત્ર કે પત્ની વગેરેમા ખેંચાણો રહી જાય છે, અને ક્યારે ધરતી સાથે કોઠ મિડિયમ વગેરે-દ્વારા સબધ સધાય તેની તેઓ રાહ જુએ છે. પાપમા ફસી મરણ પામેલી સ્ત્રી પોતાના ફસાવનારને આ દુનિયામાં એક ઘડી પણ જપીને બેસવા દેતી નથી, પણ તેના સ્વપ્નમાં આવી યા ભૂત તરીકે ત્રાસ પમાડી તેને પરેશાન બનાવી

મૂકે છે તે માણસને આ ઘટિત સજા થતી હશે, જો કે આ પ્રકારની વેરની વસુલાત કરતા તે કમનસીબ સ્ત્રી પોતે પણ દુનિયાના વળગણમા લપટાય છે અને સ્વર્ગ તરફની એની પ્રગતિમા ઢીલ થાય છે કુદરતનો નિયમ એવો છે કે એક દુષ્કૃત્ય કર્યા પછી કરનાર ફરીફરીને તેના મનમા તે ક્રિયા ભજવ્યા જ કરે છે, અને દરેક વખતે તેને વધુ ને વધુ સતાપ અને ભય ઉત્પન્ન થાય છે. એ જ કારણસર એક ખૂની સરકારથી સજા પામે તે પહેલા પોતાના અત કરણથી સજા પામી ચૂકે છે, એટલુ જ નહિ પણ ખૂન થયેલા શખસના આકારથી તે બીજી દુનિયામા પણ ત્રાસ પામે છે ગ્રીક દંતકથામા જેને Eumenides અને રોમન દતકથામા જેને Furies કહે છે તે વેરની ત્રણ દેવીઓ છે, તેઓના માથામા સર્પો લપટાયા છે અને તેઓની આખોમાંથી લોહી ઝરે છે તેઓ નરકમાથી ઊડી આવી પાપી માણસની આજુબાજુ ભમી તેને એક ઘડીનો પણ આરામ આપતી નથી. આ દેવીઓ તે કોઈ જ નહિ પણ તે પાપીના અતરના પશ્ચાત્તાપના અથવા તેના જ ભૂડા વિચારો અને લાગણીઓનાં મૂર્તસ્વરૂપો છે અને તે ભૂરા વિચારો શાત પડે ત્યાસુધી આ કે બીજી દુનિયામા તે માણસનો પીછો છોડતા નથી.

બિશપ લેડમીટર જણાવે છે કે એક ઘરમા એક વાર કોઈ મોટા પક્ષીનું ભૂત ભમતું હતું તે પક્ષી બીજાઓને હેરાન કરતું પણ કોઈ એને મારી શકતું નહિ તે પક્ષી કોઈ મરનારની અતૃપ્ત વાસનાનું મૂર્ત સ્વરૂપ હશે, અને તેની ઇચ્છા પૂરી ન પડવાથી તે હજી ઘરની ઉપર ભમ્યા કરતું હશે, એમ માની શકાય કેટલીક વખત મૂર્તસ્વરૂપ વિના માત્ર અવાજો સભળાય છે : દાખલા તરીકે લડાઈમાં જખમી થઈ મરણ પામેલાઓની ચીસો લાબા કાળ સુધી યુદ્ધક્ષેત્રમા સંભળાયા કરે છે, જે ઉપરથી તે મરનારોને બીજી દુનિયામાં શાતિ ન હશે એવુ અનુમાન નીકળી શકે જેમ એક ગ્રામોફોનની રેકોર્ડ ગાનારનો સ્વર ઝીલી ગાનારના મરણ પછી પણ તે સભળાવી શકે છે, તેમ દુ ખ, ક્રોધ, શોક, ધિક્કાર વગેરે લાગણીઓના સ્વર કુદરતમાં નોધાઈ જાય છે, અને કોઇક સમયે લોકોને કાને પડી તેમને ગાફેલ બનાવે છે જે માણસે પોતાની હયાતીમાં બીજાઓને દુ ખ દીધું હશે તેને જીવતાજીવત દુ ખીઓના શોક અને ધિક્કારનાં આંદોલનોથી ત્રાસ થશે અને તેની બાજી બગડશે, અને મરવા પછી એ દુ ખના વિચારો રગ અને આકૃતિ ધરી બીજી દુનિયામા પણ તેને હેરાન કરશે.

તુલસી હાય ગરીબ કી કબી ન ખાલી જાય,
મુએ ઢોરકે ચામસે લોહા ભસ્મ હો જાય .

તેમ આ કે પેલી દુનિયામાં ગરીબની કકળતી આંતરડીની હાય અસર ઉપજાવ્યા વિના રહેતી નથી. તેથી ઊલટું જેણે ભલીભલાઈનો જ સર્વત્ર સુવાસ ફેલાવ્યો હશે તે મરણ પછી કામલોકમાં પણ આભારી હૃદયોમાંથી નીકળતા પ્રેમાળ વિચારોથી આનંદ પામશે

અનેક આકર્ષણોમાંથી કનક અને કામિનીના મોહપાશ સૌથી બળવાન છે. પૈસાની લગની મરણ પછી પણ ચાલુ રહે છે અને મરનાર તેના માલખજાના તરફ ખેંચાઇ આવે છે કે રખે કોઈ પારકા માણસના હવાલામાં તે ચાલી જાય. મરણ પામેલા શ્રીમત પણ લોભી માણસ માટે કહેવાય છે કે તે "સાપ થઈને ધન ઉપર બેઠો છે"—તેનું તાત્પર્ય આપણે હવે સમજી શકીએ છીએ. જો માણસમાં ક્ષમાવૃત્તિ શાંતિ અને ઈશ્વર પ્રત્યેની શ્રદ્ધા હોય તો કામલોકમાં રહેવાનો તેનો સમય કાંઈક આગમથી પસાર થાય. પ્રભુ એક ભૂંડાને આ દુનિયામા સુખી કરે છે તેને બદલે તેને ક્યારે સજા કરશે એવો ચાલુ વિચાર કર્યા કરવો નિરર્થક છે, અને ઈશ્વરની અચલ ન્યાયવૃત્તિમાં આપણી શંકા દર્શાવે છે. એક નિર્દોષ માણસનું બીજાએ અહિત કર્યું હોય તો તે નિર્દોષ માણસ વિચાર કરશે—'ખુદાના દરબારમા અમે બન્ને હાજર થઈશું; તું મારી ફરિયાદ રજૂ કરીશ અને ત્યા અમારો આખરી ઈન્સાફ થશે." આ વિચારમાં પણ ભૂલ થાય છે એમ સમજો કે અહિત કરનાર માણસ મરણ પામ્યો, અને તેના પચાસ વર્ષ બાદ તે નિર્દોષ માણસની લાંબી જીવનયાત્રા પૂરી થઈ. શું તે મુદ્દત દરમ્યાન પહેલા મરનાર પેલા દુષ્ટ માણસને તપાસ વિના પ્રભુએ કાચી જેલમા પૂરી રાખ્યો હશે કે બીજો માણસ ફરિયાદ કરતો આવે ને પછી જ સુનાવણી શરૂ કરે ? તે દુષ્ટ માણસે અનેક પાપો કર્યાં હોય, માટે તેના અનેક ફરિયાદીઓ મરીને આવે ત્યાંસુધી શું બીનાઈ તપાસ મુલતવી રહેતી હશે ? ઈશ્વરના ન્યાયમંદિરમાં આવી ઘટના હોતી નથી, અને એક માણસ મરણ પામવા પછી તરત જ માઠાં કાર્યોની માનસિક યાતનાઓ તે કામલોકમા ભોગવાની શરૂ કરે છે, અને બીજો માણસ મરણ પામી કામલોકમા આવે તેટલામા તો તે પહેલાં મરનારની કેટલીક પ્રગતિ પણ થઈ ગયેલી હોય છે. માટે કોઈને હાથે આપણું અકલ્યાણ થયુ હોય તોપણ વેરભાવની લેશમાત્ર જરૂર નથી; કોઈ વહેલું મોડું મરી ગયુ હોય તેની પણ ચિંતા નથી; સઘળા કાર્યો ઈશ્વરને ચોપડે નોંધાયા છે, અને ફરિયાદી અને સાક્ષીઓ હાજર હોય યા નહિ તો પણ યોગ્ય સમયે દુષ્ટ માણસને તેની મનોવેદના દ્વારા પૂરતી શિક્ષા થયા વિના રહેતી નથી.

પ્રેમમાં મળેલી નિષ્ફળતાને પરિણામે ચડેલા અપાર ક્રોધ અને વેર-ભાવથી આ અને પેલી દુનિયામા કેટલીક ભયંકર ખરાબી થાય છે તે *બિશપ લેડબીટરે* નોંધેલા એક બનાવ ઉપરથી આપણે સમજી શકીશુ. એકવાર એક એવુ ખંજર હતું કે જે પકડવાથી પકડનારને કોઈ સ્ત્રીને તે ભોકી દેવાનું મન થઈ આવતું. આનો ખુલાસો કોઇને સમજાતો નહિ, પણ એક વાર ગુપ્ત શક્તિઓ ધરાવતો એક માણસ ત્યા આવી ચડયો. ગૂઢ વિદ્યામા આગળ વધેલા આવા માણસો આપણા લાગણી-શરીરો પણ જોઈ શકે છે, અને તેથી તે માણસે જેવુ ખંજર પકડયુ કે તેણે એક પઠાણનું સૂક્ષ્મ શરીર પોતાને ખૂન કરવા ઉત્તેજતુ જોયુ. પછી તપાસ કરતા જણાયુ કે આ ખંજરનો માલિક એક પઠાણ હતો, અને આ જ ખંજર વડે પોતાની બેવફા ઓરત અને તેના યારને ઠાર કરી જે સ્ત્રીઓ હાથ આવે તેમને તે વડે કતલ કરવાની તેણે પ્રતિજ્ઞા લીધી હતી છેવટે તે પઠાણ પોતે પણ એક ખૂની હુમલાનો ભોગ થઈ પડયો હતો. પરતુ આટલું છતા બીજી દુનિયામા પણ પઠાણના ક્રોધ અને વેરભાવ શાંત પડયા નહિ હવે તેના સૂક્ષ્મ શરીરે ખંજરનો કબજો લીધો અને જેના હાથમાં તે જાય તેને તે ખૂન કરવા પ્રેરતુ આખરે તે ખંજરને તોડી ટુકડા કરી દાટી દેવામા આવ્યુ આ દાખલા ઉપરથી ક્રોધ અને વેરથી બીજી દુનિયામા મરનારની કેવી ભયંકર અવગતિ થાય છે અને તેના પરિણામે બીજાઓને કેવા ભોગવના પડે છે તે સ્પષ્ટ થાય છે.

જે મરનારો અત્યંત ક્રૂર, લપટી કે અધમ હોય તેઓ બીજાઓ મારફત પણ પોતાની વૃત્તિઓ સંતોષી શકે છે. દારૂડિયાથી મરણ પછી દારૂ તો ન પિવાય પણ તે બીજાને દારૂ પીવા ઉશ્કેરી શકે અને તે દ્વારા થોડીક તૃપ્તિ પોતે પણ મેળવી લે છે. એવા મરનારો જીવતાઓ પાસે નીચમા નીચ પાપો કરાવતા અચકાતા નથી એવા અધમ મરનારાઓના ટોળે ટોળા કસાઇખાના, કૂટણખાના, શરાબખાના યાતો એવી કોઇ જગ્યા કે જ્યા હલકી મનોવૃત્તિઓ કે વાસનાઓ પોષાતી હોય ત્યા ભમ્યા જ કરે છે, અને બીજાઓને નીચ કામ કરવાનું ઉત્તેજન આપ્યા જ કરે છે. આવા મરનારાઓને આપણે પિશાચો કહી શકીએ અને અંગ્રેજીમાં તેમને Incubi કહે છે. આવા પાપી કર્મો બીજી દુનિયામાથી પણ કરાવી તેઓ કામલોકમા પોતાનું મુકામ અત્યંત લંબાવે છે, કેમકે આ સઘળી નઠારી લાગણીઓ સંપૂર્ણપણે ખપી જાય નહિ ત્યાંસુધી કામલોકમાંથી સ્વર્ગે જવાતું નથી.

માણસનું ચારિત્ર એકદમ બદલાઈ જતું નથી અને મોત પછી પણ મા એકદમ ફેર પડતો નથી. જે ભૂંડા હતા તે કેટલા સમય સુધી ભૂંડા જ હે છે : જેઓને હાસ્ય મશ્કરીનો શોખ હોય તેઓ કામલોકમાંથી પણ ક મળતા આવુ તોફાન કરવા કે કરાવવા ચૂકતા નથી, 'આદત જાય મૂએ' મેમ આપણે કહીએ છીએ, પણ થિયોસોફીની નજરે મર્યા પછી પણ ંડાઇ અને અટકચાળાની આદત જતી લાગતી નથી આ કારણસર પ્રેતા-વાહન મંડળની બેઠક વેળાએ તેમા ભાગ લેનારાને કેટલીક વખતે ધજાકાની રસાદી ચાખવી પડે છે, કેટલીક વેળાએ ત્યા પગરા પડે છે, યા બારીના ાચ ફૂટે છે, પ્યાલા રકાબી ઊંચકાઇને ભોંયે અફળાય છે અને મિણબત્તીઓ ત્ય કરવા મંડી જાય છે ! મિ૰ પ લેડબીટરે એક બનાવ નોંધ્યો છે કે ેતાવાહન મંડળની એક બેઠક વેળાએ એકાએક એક ગજાવર હાથી ઓરડા-ા ધસી આવ્યો, તેથી અત્યંત ભય પામી સૌ બહાર નાસી ગયાં. પણ ટકામા કોઈ પ્રેત તરફથી અટ્ટહાસ્યનો અવાજ સંભળાયો ત્યારે સૌને ખ્યાલ ાવ્યો કે હાથી તો કોઇ મશ્કરીખોર પ્રેતે ઉપજાવેલુ માયાવી રૂપ હતું ! આવી ીતે ભગડફોડ કરી યા બીજાને ત્રાસ પમાડી કેટલાક મરનારો પોતાની ાધાગી હાસ્યવૃત્તિ યા ટીખળીપણાને સંતોષે છે

આપણે જેમ મરી જતા આપણું સ્થૂળ શરીર આ ખાકી ભુવન ઉપર છોડી જઈએ છીએ તેમ જ્યારે એક મરનાર કામલોકમાં પોતાની બૂરી લાગણીઓ ખપાવી નિર્મળ બની સ્વર્ગે જાય છે ત્યારે પોતાનું લાગણી-શરીર અથવા કામરૂપનું ખોખુ (Shell) પછવાડે મૂકતો જાય છે, અને આપણા સ્થૂળ શરીરના અણુઓ જેમ છૂટા પડી જાય છે તેમ તે કામરૂપના અણુઓ પણ ધીમે ધીમે છૂટા પડે છે જો મરનારે સારુ જીવન ગાળ્યુ હશે તો આ કામરૂપના ખોખામા ઝાઝું ચેતન રહેવા પામશે નહિ અને એ વહેલું નાશ પામશે, નહિતો તેના અણુઓનું વિસર્જન થતા વિલબ થશે. આ ખોખાની આકૃતિ, રંગરૂપ અને કેટલાક લક્ષણો પણ બરાબર મરનારના જેવાં જ હોય છે શરીરના એક ભાગને જો આપણે રોજ એક અમુક ગતિ આપીએ તો પછી આપણું મન કે મરજી ન હોય તોપણ તે અવયવ પોતાની મેળે તે જ હિલચાલ કરશે. તેમ કામરૂપ અમુક કાર્ય કરતું હતું, પણ જ્યારે મરનાર તે છોડી આગળ ચાલી ગયો ત્યારે તે કામરૂપનું ખોખું પણ એની એ જ ક્રિયા થોડોક વખત સુધી ચાલુ રાખશે પ્રેતાવાહન મંડળની બેઠકમાં ભાગ લેનારાઓ કેટલીક વાર આ ખોખુ જોઇને છેતરાય છે કે મરનાર પોતે જ તેમની સાથે સંદેશા ચલાવવા આવ્યો છે, જ્યારે વસ્તુતઃ

તે મરનાર તો સ્વર્ગે પણ પહોચ્યો હશે અને તેનું "અમર ત્રગડી" રહિત અને માત્ર ઊતરતા ગુણો ધરાવતુ એક ખોખુ જ તેમની આગળ આવ્યું હોય છે. માટે પ્રેતાવાહન વિદ્યામા ઠગાવાના પ્રસંગો વારવાર આવે છે, અને મરનાર ખુદ આવેલો દેખાવા છતા તે મરનારનું ખાલી ખોખું જ હોય તો તેના સદેશામા ઝાઝો અર્થ કે સાર હોઇ શકે નહિ, કારણ કે તે ખોખામા નથી બુદ્ધિ, અંતઃકરણ કે આત્મા, નથી તેનામાં હોશિયારી કે કશી મૌલિકતા, પરંતુ તે યંત્રવત્ અમુક ટેવ પડી ગઈ હોવાથી અમુક ક્રિયા કર્યે જાય છે. એક બીજો ભય એ રહે છે કે મેલી વિદ્યાના જાણકારોના સપાટામા જો આ ખોખું આવી ગયુ તો આફતકારક પરિણામો નીપજવાનો સંભવ રહે છે, કેમકે તે ખોખુ બિલકુલ બુદ્ધિ વિનાનું હોવાથી તે ભલા બૂરા વચ્ચેનો વિવેક સમજતુ નથી, અને જો મલિન આદોલનો તેના તરફ ફેકવામાં આવે તો યત્રની પેઠે તેનો તેવો જ મલિન ઉત્તર આપે છે.

તે ઉપરાંત કુદરતમા કેટલાક અર્ધભાનવાળાં બળો છે જેઓને થિયોસોફીમા Elementals અથવા યક્ષો કહેવામા આવે છે તેઓ હવા, અગ્નિ અને ધરતીમા રહે છે; તેઓને આપણે જીન, પરી, વહેંતિયા વગેરે કહીએ છીએ, અને યુરોપમા તેઓને elves, gnomes, sylphs, salamanders, fauns, satyrs, undines વગેરે નામોથી ઓળખવામાં આવે છે આ પ્રકૃતિના બળો સ્વભાવે ટીખળી અને તોફાની હોય છે અને કેટલીક વેળાએ કોઈ ખોખાના સમાગમમાં આવી જવાથી તેઓ તે ખોખામા પ્રવેશ કરી તેને ઘડીભર જીવત બનાવે છે, અને જે મરનારનું તે ખોખુ હોય તેના નામ કામ વગેરે પોતે ધારણ કરી મિડિયમોને અને પ્રેતાવાહન મડળના સર્વ સભ્યોને ઠગે છે. આ ખાકી ભુવનમા દગાબાજી જાણે ઓછી હોય તેમ મરણ પછી સૂક્ષ્મ ભુવનોમાથી પણ ઊતરાવાના ચાલુ પ્રસગો ઊભા થાય છે, અને તે માટે મનુષ્યસ્વભાવમાં પચી ગયેલા દુર્ગુણોનો જ આપણે આભાર માનવો જોઈએ

આ પ્રસંગે મરનારો આપણને મદદ કરી શકે કે કેમ તે પ્રશ્ન તપાસીએ આપણે માનીએ છીએ કે મરનારા આપણાથી દૂર દૂર કોઈ પ્રદેશમાં ચાલી ગયા હશે, પણ તેમ નથી . તેઓ આપણી તદ્દન નજીક છે, આપણી મુશ્કેલીઓ તેઓ સમજે છે, અને બની શકે તો આપણને મદદ કરવા તેઓ તત્પર છે. અલબત બીજી દુનિયામાં ધીમી પ્રગતિ તો ચાલુ છે જ. અને તેથી દરેક ઘડીએ તેઓ આપણાથી વધુ દૂર જાય છે, પણ કેટલાંક

વર્ષો સુધી તેઓ આપણને સહાય કરી શકે એટલાં આપણી નજદીક હોય છે. જેમ મરનાર નેક હોય છે તેમ તેની પ્રગતિ વધુ ઝડપી હોય છે. મરનારાં પાસે આપણા મનમાં આવે તે વિગત જાણી લેવી ઉચિત નથી, અને બિશપ લેડબીટરે કહ્યું છે તેમ મરનારાં કાંઇ ખાનગી બાતમી પૂરી પાડનારું છૂપી પોલીસનું મંડળ નથી કે ખાલી જીવન ઉપરના નવરા નકામાઓની જિજ્ઞાસા પૂરી પાડ્યા કરે. પણ આપણી ખરી મુશ્કેલીમાંથી મરનારાં જો ચાહે તો આપણને ઉગારી શકે, ભયનું નિવારણ કરી શકે અથવા આબરૂની રક્ષા પણ કરી શકે છે. તેઓ સ્વપ્નદ્વારા, અથવા એક મજબૂત વિચાર મોકલાવી, અથવા મિડિયમો મારફતે ભેદી લખાણો કરી, ટેબલ ઉપર ભેદી ઠોકાઓ મારી અથવા ×Planchette અને Ouija board નામના તખતાઓની મદદથી જીવતાઓ ઉપર સંદેશા મોકલાવી શકે છે. કોઇ માણસના જાનમાલ કે આબરૂનો વિના વાંકે નાશ થવાનો સંભવ હોય ત્યાં તે એકદમ ગેબી રીતે બચી જાય છે અને તે પોતે પણ પોતાના બચાવ માટે આશ્ચર્ય પામે છે ત્યારે કહેવાય છે કે—"એ તો એનાં વડીલોનાં પુણ્ય આડે આવ્યા તેથી એ બચી ગયો." મરનારો શી રીતે આપણને બચાવી લે છે તે જાણ્યા પછી આપણે આ કહેવતનું તાત્પર્ય સમજી શકીશું.

મરનાર જીવતાની કેટલી લગોલગ રહી શકે છે અને જીવતાનું તે

---

×પ્રેતાવાહન મંડળમાં એક નાના મેજ આસપાસ થોડા માણસો બેસી તેની ઉપર પોતાના આંગળા મૂકે તો મેજ ધીમેથી એની મેળે હાલવા માંડે છે અને ઠોકા સંભળાય છે. તે પહેલા આપણે તારખાતામાં થાય છે તેમ અમુક નિશાનીઓનો અર્થ પારખવાનું ધોરણ નક્કી કરી રાખવું જોઇએ—દાખલા તરીકે એક ઠોકો એટલે A, બે ઠોકા એટલે B, વગેરે : એવી રીતે ઠોકાઓ દ્વારા શબ્દો અને વાક્યો પણ, ધીરજ હોય તો, સમજી શકાય છે. કેટલીક વેળા બે સ્લેટની વચ્ચે અથવા એક સ્લેટ અને મેજની વચ્ચે મરનારના સૂક્ષ્મ શરીર મારફતે આપોઆપ લેખ લખાય છે જેને આત્મચાલક લેખન (Automatic Writing) કહે છે. કોઇ વખતે પ્લેનચેટ નામનો એક નાનો તખતો અને તેની સાથે જોડેલી એક પેન્સિલ લેવામાં આવે છે: તે તખતા ઉપર આંગળા મૂકવામાં આવે છે, એટલે પેન્સિલ આપોઆપ ચાલવા માંડે છે અને કાગળ ઉપર ભેદી લેખ લખાય છે. કેટલાક લોકો "વીજા" (Ouija) નામનો એક તખતો લે છે જેની ઉપર બારાખડીના અક્ષરો લખેલા હોય છે અને ફરી ફરી શકે એવો એક કાટો પણ તેમાં જડી લીધેલો હોય છે. તે કાટા અને અક્ષરોની મદદથી શબ્દો અને વાક્યો રચી શકાય છે. આવી અને બીજી અનેક રીતે મરનારા જીવતાઓને સંદેશા કહેવડાવી તેમને મદદ કરી શકે છે અને પોતાની મોત પછીની હસ્તીની પણ પુરવારી આપે છે.

કેટલે દરજ્જે રક્ષણ કરી શકે છે તેના અનેક દાખલાઓ મળી શકે, પણ કરાચીના થિયાસોફિસ્ટ અને લોકપ્રિય સેવાભાવી સજ્જન મિ. જમશેદ એન. આર. મહેતાને પોતાનાં સ્વર્ગસ્થ માતુશ્રી ગુલબાઈ તરફના જે ત્રણ અનુભવો થયા હતા તે જ અત્રે નોંધીશું. જુલાઈ–ડિસેમ્બર ૧૯૩૯ ના "ફ્રશોગર્દ" નામના ધાર્મિક પારસી ચોપાનિયામા મિ. જમશેદ મહેતાએ "મ્હારા અંગત આધ્યાત્મિક અનુભવો" નામનો લેખ લખ્યો છે તેમાથી આપણે એ ત્રણ બનાવો નોંધીશુ જમશેદના માતા અત્યંત પ્રેમાળ અને પવિત્ર જીવન ગુજારનાર સાધ્વી બાઈ હતા તેઓ કેન્સરના મહારોગથી ગુજર પામ્યા ત્યારે છેલ્લા દમે પોતાનાં સુપુત્રને કહેતા ગયા કે હું હમેશાં તારી સાથે રહી તારી દોરવણી કરીશ એક વાર જમશેદ ભાડૂતી ગાડીમાં બેસી અર્ધજાગ્રત સ્થિતિમાં મુસાફરી કરતા હતા તેટલામા ખુલ્લો અવાજ સભળાયો—"બેટા જમશેદ, કૂદી પડ." તે તાબેદાર પુત્રે સ્વર્ગસ્થ માતાનો સાદ ઓળખ્યો અને આખો મીંચી કૂદકો માર્યો. જમશેદને વાગ્યું પણ ખરૂ, અને એમની ડાગળી ખસી ગઈ હશે કે કેમ તે વિશે સૌને શકા પડી ! ગાડી તો આગળ ચાલી ગઈ પણ થોડીક વારે તેનાં પૈડા નીકળી ગયા અને અકસ્માત થવાથી ઘોડો લોહીલોહાણ થઈ ગયો. એ રીતે માતાએ વચન પાળ્યુ અને બેટાનો જાન બચાવ્યો

એક વાર જમશેદ મોટર હાકતા હતા, જો કે તે વખતે તેમને મોટર હાકતા બરાબર આવડતુ ન હતુ ખડક ઉપરથી ઊતરતા તેમણે ભૂલમા મોટર હાકવાનું ચક્કર ઊંધુ ફેરવી માર્યું અને પૂરજોસથી મોટર દરિયા તરફ દોડી બાજી કેમ સુધારવી તે પણ એઓને માલૂમ ન હતું, અને હમણા તેમના રામ રમી જશે એવુ દેખાતુ તેટલામા માયાળુ માતાનો કાનમા અવાજ ગૂંજ્યો તે બાદ શું થયુ તેનું ભાન જમશેદને નથી, પણ ભાન આવ્યુ ત્યારે મોટર બરાબર ફરી સીધે રસ્તે જતી હતી જમશેદને પૂરેપૂરી ખાત્રી છે કે તેમણે તો મોટર ફેરવી જ નહોતી, બલ્કે ફેરવતાં આવડતું જ નહોતુ તેઓ યકીનથી માને છે કે માતાએ એમને ફરી વાર બચાવ્યા.

એક ત્રીજો દાખલો પણ નોંધી લઈએ એક વાર જમશેદે એક માણસ સાથે ભાગીદારી કરી અને તેને લગતા લેખિત દસ્તાવેજો પણ કર્યા દૈવયોગે એ કાગળો ગૂમ થઈ ગયા તે જાણી તે ભાગીદારની દાનત બગડી અને તેણે કહ્યુ કે તે ભાગીદાર ન હતો પણ તેણે તો જમશેદને મોટી રકમ ધીરી હતી. જાન જાય તો પાલવે પણ આ તો જમશેદની અને તેમના પિતાની

પ્રેન્જત જવાનો પ્રસંગ આવ્યો હતો. એક વાર ભારે નિરાશામાં જમશેદ મોટરમાં જતા હતા અને એક જાહેર ઘડિયાળ તરફ જોવા તેમણે તેમની હમેશની ટેવ પ્રમાણે પાછળ નજર કરી. તેમની અજાયબી વચ્ચે તેઓએ સ્વર્ગસ્થ માતાની મમતાળુ મૂર્તિ પાછળ બેઠેલી જોઈ. તેઓ બોલ્યાં— " જમશેદ, કાગળ શોધ" અને અદૃશ્ય થઇ ગયાં. જમશેદે ઑફિસનાં માણસો પાસે પુષ્કળ શોધ કરાવી પણ ફોકટ. બીજે દિવસે પાછાં માતા આવીને કહી ગયાં–" જમશેદ, ઘરમાં શોધ. " ઘરમાં ચાર પાંચ કલાક તેઓએ શોધ ચલાવી પણ છેવટે થાકીને નિસાસો નાખતા બેઠા. છેવટે જ્યાં કાગળો મળવાનો સંભવ જ ન હતો ત્યાં–એટલે ચોપડીઓના કબાટમાં–તેમણે તપાસ ચલાવી અને ચોપડીઓ પાછળથી તે કાગળો બરાબર મળી આવ્યાં. કાગળો મળ્યાં છે તે જાણી પેલા ભાગીદારની ગરમી ઊતરી ગઇ અને જમશેદની આબરૂ બચી જવા પામી. આ માતૃભક્ત હમેશાં સૌને કહે છે– " માતાની જે સેવા કરે છે તેનો જ જન્મારો સફળ છે." આ પ્રમાણે એક કે બીજી રીતે મરનારાં પોતાનાં વહાલાંઓનું હિત સાચવી શકે છે અને મરણ પામેલાં હોવા છતાં જાણે જીવતાં જ હોય તેમ તેઓનું રક્ષણ કરી શકે છે. ગાડીને અકસ્માત થશે કે કેમ અથવા ખોવાયેલા કાગળો ક્યાં મુકાઈ ગયા છે તે જીવતાઓ જાણી ન શકે, પણ મરેલાંની શક્તિઓ વધુ વિકાસ પામેલી હોવાથી તેઓ તે સઘળું જાણી શકે છે, અને જો તેઓની ઇચ્છા હોય તો યોગ્ય માહિતી પૂરી પણ પાડી શકે છે.

મરનાર શી રીતે આપણને મદદરૂપ થઇ પડે તે આપણે જોયું. હવે આપણે મરનારાંના લાભાર્થે શું કરી શકીએ તેનો વિચાર કરીએ. કોઈ મરનાર પછવાડે અંતિમ ક્રિયા યોગ્ય રીતે ન થઇ શકી હોય, અથવા તેનું કરજ ફેડી ન શકાયું હોય, અથવા વગર વાંકે તેના મોત પછી તેની પ્રેન્જતને ધોકો પહોંચ્યો હોય વગેરે કારણોથી તે બીજી દુનિયામાં અશાંત રહે તે સમજી શકાય એવું છે. એક હલકા જુસ્સાવાળા માણસનું ખૂન થયું હોય તો બીજી દુનિયામાંથી પણ ખૂનીનું ખૂન કરવા તે પોતાના પુત્રને ઉશ્કેરશે, અને તેમ ન થાય ત્યાંસુધી તે અશાંત રહેશે. મરણ પછી મરનારની જે કાંઈ યોગ્ય ઇચ્છાઓ હોય તેને બનતા સુધી માન આપવાથી તે કામલોકમાં કાંઈક આશ્વાસન મેળવશે કલ્પાંત ન કરવાથી પરંતુ પવિત્ર અને પ્રેમભર્યા વિચારો તેની તરફ મોકલવાથી પણ મરનારને રાહત વળશે. રેડિયો દ્વારા હજારો માઈલ દૂર બોલાયેલા શબ્દો આપણે સાંભળી શકીએ છીએ, તેમ આ દુનિયામાં તો શું પણ પેલી દુનિયામાં પણ આપણા ભલા

વિચારો મરનારને પહોંચી તેને શાંતિ આપી શકશે. માટે જ્યાંસુધી મરનારને આ ખાકી ભુવન સાથે સંબંધ હોઈ શકે ત્યાંસુધી તેની તરફ તેનાં સગાં અને મિત્રોએ વહાલભર્યા વિચારો અને પ્રાર્થનાઓ પાઠવવાં એ સલાહભર્યું છે સદ્ગુણી માણસને માટે તો ક્રિયાપ્રાર્થનાની બહુ થોડી જરૂર હોય છે, કેમકે તેણે એટલાનું ભલું કર્યું હોય છે કે લાખોનાં આભારી હૃદયોમાંથી તેને માટે પ્રેમાળ વિચારો સ્વાભાવિક રીતે સ્ફુર્યા જ કરે છે, અને તે બીજી દુનિયામાં "બ્રોડકાસ્ટ" થઈ તે મરનારને આનંદ પમાડે છે.

આપણે ધારીએ છીએ કે મરનારાં આ ભુવન ઉપર ક્વચિત જ આવે છે, પણ તેમ નથીઃ તેઓનું આગમન અહીં અનેક વાર થાય છે, અને સ્વપ્નદ્વારા આપણા મનમા ઉત્પન્ન કરેલા એક બળવાન વિચાર મારફતે તેઓ આપણું લક્ષ ખેંચે છે, પણ આપણે આપણા કામકાજમાં મશગૂલ હોવાથી તેમની અવગણના કરીએ છીએ. જ્યારે કોઈ રીતે તેઓ આપણું ધ્યાન ખેંચી શકતા નથી ત્યારે અસાધારણ સંજોગોમાં ન છૂટકે તેઓ મૂર્તસ્વરૂપ ધારણ કરી આ ભુવન ઉપર આવે છે, જો કે આવી રીતે આ નીચલા ભુવન સાથે સંબંધ ધરાવવાથી તેમની પોતાની પ્રગતિ રોકાય છે. માટે મરનારનો વિચાર કે સ્વપ્ન આવતા તે ખ બેરી ન કાઢતાં તેઓ માટે પ્રેમભર્યું ચિંતન કરી તેમને શાંતિ ઇચ્છવી જોઈએ. મરનાર માટે પ્રાર્થનાઓ અને ક્રિયાઓ બનતાં સુધી તેના કુટુંબીઓએ જ કરવાં જોઈએ. ધર્મગુરુઓ પાસે કરાવવાથી તેઓ કુટુંબીઓ જેવા પ્રેમ અને હૃદયની લાગણી સાથે તે કરી શકે નહિ તે સમજી શકાય છે. આપણી પ્રાર્થના અને ક્રિયાઓમાં મરનાર પ્રત્યે પ્રેમ, ક્રિયાઓમાં શ્રદ્ધા અને પ્રાર્થનાઓમા ચિત્તની એકાગ્રતાની ખાસ આવશ્યકતા છે. પ્રાર્થનામા આપણે એટલુ ઇચ્છી શકીએ કે પ્રભુ મરનારની દુન્યવી ઇચ્છાઓ શાંત પાડી તેને સતત આગળ પ્રગતિ કરાવે; અથવા થિયોસોફીની ભાષામા કહીએ તો મરનારને કામલોકમા માનસિક દુઃખ બનતાં સુધી ઓછુ ખમવુ પડે, તેના કામરૂપ અથવા લાગણી-શરીરમાંથી તેનો વહેલો છૂટકારો થાય અને તે સ્વર્ગને પંથે સંચરે. પ્રાર્થના અને ક્રિયાઓનો મુખ્ય ફાયદો એ જ હોઈ શકે કે મરનારનું દુનિયા સાથેનું ખેંચાણ તે દૂર કરે છે અને બીજાઈ જહાનમા તેને શાંતિ આપે છે પ્રાર્થનાઓ અને ક્રિયાઓ એવું માગે છે કે આસુરી શક્તિઓથી મરનારને પીડા થાય નહિ, પણ હમેશા દૈવી શક્તિઓથી તેને રક્ષણ મળતું રહે. મરનારના પૈસામાંથી અથવા તો તેના સ્મરણાર્થે દાન, સખાવત વગેરે પુણ્યના પરોપકારી કાર્યો કરવાથી પણ મરનારને સંતોષ મળે છ.

અત્રે એક બાબતનો ખુલાસો થવો જોઈએ, અને તે એ કે ગમે તેટલી ક્રિયાઓ થાય તોપણ મરનાર બીજી દુનિયાની સજામાંથી લેશમાત્ર પણ છૂટનાર નથી. જેણે જે કર્યું તેણે તેનું પરિણામ ભોગવ્યે જ છૂટકો. એ ઈશ્વરના નિયમનો ભંગ કરવાની ગમે તેટલી પવિત્ર ક્રિયા કે પ્રાર્થનાની શક્તિ નથી. આમ જ જો થઈ શકતું હોય તો એક બળવાન પણ જૂઠો તાજપતિ તેના મરણ પછવાડે તેના રાજ્યના લાખો લોકો ક્રિયાપ્રાર્થના કરે છે તે કારણે કામલોકના ત્રાસથી અને પોતે કરેલી જૂઠાઈનાં પરિણામથી છટકી શકે. પણ વસ્તુતઃ પ્રભુની દૃષ્ટિએ ધનિક અને નિર્ધન સૌ સરખાં જ છે, અને પ્રાર્થનાક્રિયા કરો યા ન કરો તોપણ મરનારની ભલાઈ કે જૂઠાઈ બન્નેનો અંજામ બીજી દુનિયામાં તેને પૂરેપૂરો મળશે. આપણે બીમાર પથારીએ હોઈએ અને એક મિત્ર આવી પ્રેમભર્યા શબ્દોથી આપણને હિમ્મત અને ધીરજ આપે, ત્યારે માંદગીનું દુઃખ તો લગારે ઓછું થતું નથી, પણ આપણને કાંઈક આરામ અને આશ્વાસન મળે છે; તે જ પ્રમાણે ક્રિયાપ્રાર્થનાથી મરનારને મરવાની સજા તો ઓછી થતી જ નથી પણ તેને કાંઈક શાંતિ અને રાહત મળે છે, તેની અકળામણ દૂર થાય છે, અને પોતાને જે માનસિક યાતનાઓ ભોગવવાની છે તે સારુ તે હિમ્મતથી તૈયારી કરે છે.

મરનારનું કામરૂપ અથવા લાગણી-શરીર આપણે જોયું તેમ વખતના વહેવાથી ખવાતું જાય છે અને મરનાર સ્વર્ગની સમીપ આવતો જાય છે; ત્યારે વળી કોઈ કહેશે કે ક્રિયાપ્રાર્થનાની જરૂર શી? જરૂર તો છે જ, કેમકે દરેક કાર્ય કુદરત ઉપર છોડવા કરતા કુદરતને તેમાં મદદ કરવી એ વધુ સલાહભર્યું છે. શરીર ઉપર એક જખમ પડ્યો હોય તો મલમ લગાડ્યા વિના પણ લાંબો વખત જતાં કુદરતના બળથી તે મટી જવા પામે છે; એમ છતા કુદરત પર મામલો ન છોડતા આપણે દવાદારૂ કરીએ છીએ કે દર્દીને વહેલો આરામ થાય; તેમજ ક્રિયાપ્રાર્થના વિના પણ મરનારનું કામરૂપ કાળક્રમે એની મેળે ઘસાતું તો જશે જ; તે છતા કુદરતના એ કાર્યને ક્રિયાપ્રાર્થનાથી બનતી મદદ આપી મરનારનું દુન્યવી ખેંચાણ ઓછું કરાવી કામલોકમાં એને દુઃખમાં શાંતિ અને હિમ્મત આપવી એ એના કુટુંબીઓની ફરજ છે. ક્રિયાઓ દૈવી શક્તિઓને આરાધે છે કે તેઓ મરનારની નિગેહબાની કરે, અને જે નવી જગ્યાએ તે જઈ ચડ્યો છે ત્યાં તેની અકળામણ ઓછી કરી તેની પાસબાની કરે. ક્રિયાઓ લાંબી મુદત સુધીની અને ખર્ચાળ થવાની બિલકુલ જરૂર નથી. એક ગરીબ

કુટુંબમાં મરણ થતાં જો લાંબી અને ખર્ચાળ ક્રિયાઓ થાય તો તેની આર્થિક સ્થિતિ કફોડી બને, અને મરનાર મરી ગયું છે અને મારી પણ ગયું છે એમ કહેવાય. માટે સૌએ પોતપોતાની હાલત પ્રમાણે ખરચ કરવો ઘટે છે વળી મરનારની જેવી કરણી તેવી પાર ઉતરણી થશે તે ભૂલવું જોઈતું નથી; અને કુટુંબીઓ ધર્મગુરુઓ પાસે નહિ પણ પોતાના જ ઘરમાં પોતે જ ક્રિયા પ્રાર્થના કરતા હોય, અને તેમ બધાથી બની શકતું હોય, તો ખરચ કમતી થાય, કુટુંબીઓને પોતાને મરનાર પ્રત્યેની ફરજ બજાવ્યાનો સંતોષ રહે, અને મરનાર પોતે પણ પોતાના સગાવહાલાઓની શુભાશિષોથી મીનોઈ જહાનમાં ખુશાલી પામે.

કામલોકના આ લખાણ વર્ણન ઉપરથી આપણે જોયું કે મરનાર એક વાર નહિ પણ વસ્તુત ત્રણ વાર મરણ પામે છે, અને એક પછી એક તે ત્રણ શબોમાંથી પસાર થઈ નીકળે છે સૌથી પહેલું શબ તો તેનું સ્થૂલ શરીર છે જે સૌના દેખતાં તે ખાકી ભુવન ઉપર મૂકી જાય છે. બીજું શબ તે આગળ વર્ણવેલું લિંગ શરીર છે જે મરણ પછી બહુ જ થોડી વારમાં નાશ પામે છે ત્રીજું શબ તે તેનું કામરૂપ છે જે ધારણ કરી મરનાર કામલોકમા રહે છે, અને જ્યાંસુધી તેની નઠારી લાગણીઓ ખપી જતી નથી ત્યાંસુધી તે કામરૂપ ટકી રહે છે, અને લાગણીઓ તમામ શાંત થયા પછી તે કામરૂપનું શબ અથવા ખોખું પડ્યુ રહે છે હવે રહી મરનારની મન, બુદ્ધિ અને આત્માની અમર ત્રગડી અને તે લઈ મરનાર હવે સ્વર્ગને રસ્તે પડે છે કામલોકમાથી સ્વર્ગે જતા પહેલા મરનાર એક ગાઢ નિદ્રામા પડે છે, ભાન ગુમાવે છે અને છેવટે હોશમાં આવતાં તે પોતાને સ્વર્ગનો આનંદ અનુભવતો જુએ છે તોફાની પવનથી દરિયાના મોજા ભયકર ગર્જના કરી જોશભર આકાશે ઊછળી કિનારે અથડાય છે, પહાડ સાથે પછડાય છે અને આગબોટ વગેરે જે સપાટામા આવ્યુ તેનું સત્યાનાશ વાળે છે, પણ પવન શમી જતા તે જ સમુદ્રનાં નીર શાંત બની જઈ જાણે ભગવાનનું રૌદ્ર સ્વરૂપ પલટાઈ સૌમ્ય બની ગયુ હોય તેમ મહાસાગરને મળવા વહી જાય છે તે જ પ્રમાણે પોતે જ આ દુનિયામા પેદા કરેલી ભૂંડી લાગણીઓના કામલોકમા ઉત્પન્ન થયેલા તોફાનથી ત્રાસ પામી મરનાર અસ્વસ્થ અને બેચેન રહી માનસિક પીડા પામે છે, પણ જ્યારે આ લાગણીઓ અને જુસ્સાઓ તમામ ખતમ થાય છે, તોફાન શમી જાય છે અને નાશવત ચોકડી ફના થાય છે, ત્યારે મરનારની અમર ત્રગડી પોતાની કરેલી નેકીનો બદલો પામવા સપૂર્ણ શાંતિ સાથે સ્વર્ગમા સંચરે છે

# ૬. બહેરત : સ્વર્ગ : દેવખન

ભોજન લીધા પછી જેમ તે પાચન થવાની જરૂર છે તેમ આ ખાકી જીવનના અનુભવો બીજી દુનિયામાં પચાવવાની જરૂર રહે છે; શારીરિક શ્રમ લીધા પછી જેમ ઊંઘની જરૂર છે તેમ જીવનનો થાક ઉતારવા માનસિક શાંતિની પણ જરૂર છે દુનિયામાં ખરી લાગણીઓ ધરાવવાથી મરનારે કામલોકમાં તેનો બદલો મેળવ્યો; હવે તેણે જે નેક અને ઉત્કૃષ્ટ વિચારો કર્યા હોય તેના મીઠાં ફળ ચાખવા માટે તે સ્વર્ગમાં જાય છે દવા કડવી હોય પણ તે રોગ મટાડે છે અને તન્દુરસ્તી બક્ષે છે. કામલોક એક કેદખાનું નથી પણ એક હોસ્પિટલ છે જ્યાંથી પાપનો ઉપચાર કરી, ગોગ્ય લાયકાત મેળવી, દર્દી નૈતિક આરોગ્ય પ્રાપ્ત કર્યાનું પ્રમાણપત્ર લઈ સ્વર્ગ સિધાવે છે જેમ કામલોક મનની એક દુઃખમય હાલત છે તેમ સ્વર્ગ જેમ ધારે તેમ ખાવાપીવા કે ભોગવિલાસ કરવાનું ધામ નહિ પણ એક માનસિક ભુવન છે. અને તે મનની અતિ ઉત્કૃષ્ટ અને સુખમય સ્થિતિ સૂચવે છે એ સુખ એટલા ઊંચા પ્રકારનું છે કે તે ભુવનનું વર્ણન પણ કરવું અશક્ય થઈ પડે છે કેમકે આ ખાકી ભુવન કરતાં તે માનસિક જહાન ઘણે દરજ્જે જુદી છે. એ સ્વર્ગને થિયૉસોફીમાં દેવખન એટલે દેવોની ભૂમિ અથવા સુખાવતી કહે છે, જો કે આપણે તો પ્રચલિત થયેલા સ્વર્ગનો જ શબ્દ વાપરીશું કામલોકમાંથી મરનાર સ્વર્ગમાં આવ્યો તેથી કાંઈ સ્થળાંતર થયું નહિ કેમકે ત્યાં સ્થળ જેવું કાંઈ છે જ નહિ, પણ તે એક પ્રકારના ભાનમાંથી બીજા પ્રકારના ભાનમાં ગયો કારણ કે આપણે જોયું તેમ મનુષ્યના સાત તત્ત્વોનું બંધારણ તે એકેકની ઉપર આવેલા સાત માળની એક હવેલી નથી અથવા તો મદાના પાની પેઠે એકેકની આજુબાજુ લપટાયેલા સાત તત્ત્વોની રચના પણ નથી, પણ એ સાત તત્ત્વો એકેકની સાથે જ ગૂંટળાયેલા છે, અને જ્યારે અમુક તત્ત્વ કામ કરતા હોય ત્યારે બાકીના તત્ત્વો ગૌણ રહે છે

હવે સ્વર્ગમાં ઉંચેના વધુ અમર તત્ત્વોને કાર્ય કરવાનો અવકાશ મળે છે સ્વર્ગને એક સ્વપ્ન માની લેવું એ મોટી ભૂલ છે વિચારોની દુનિયા એ સ્વપ્નવત્ નથી અને માયાવી પણ નથી, પણ તે પૂરેપૂરી ખરી અને વાસ્તવિક છે જેમ પ્લેટોને આ દુનિયા અપૂર્ણ અને ખોટી લાગતી પણ આદર્શમય જગત (archetypal world) ખરું લાગતું, તેમ સ્વર્ગ, કે જેમાં આપણી આશા, અભિલાષાઓના આદર્શો, માનસિક નમૂનાઓ મળે

છે, તે જ ખરી અને સંપૂર્ણ દુનિયા છે, જેને મુકાબલે આ ખાકી ભુવન જ સ્વપ્ન સમાન અને માયાવી ભાસવું જોઈએ. આપણને આ જગતનો કડવો અનુભવ છે કે આપણા સૌથી ઉચ્ચ આદર્શો અહીં ફલિત થતા નથી પણ શામા હારીને પાન થાય છે. એમ છતાં જગતમા કશું એળે જતું નથી, કાંઈ નકામું પડતું નથી, પણ શક્તિના સંરક્ષણ (conservation of energy)-ના વૈજ્ઞાનિક કાયદા અનુસાર એ સર્વે ઉચ્ચ વિચારોનો સચય થાય છે, અને સર્વે આદર્શો સ્વર્ગમાં કે જ્યાં કોઈ પ્રકારનો અંતરાય નથી, ત્યાં પરિપૂર્ણતા પામી આપણી આજુબાજુ ખુશાલી ફેલાવશે, આપણી ખોવાયેલી વસ્તુઓ ત્યાં મળશે, આપણી અપૂર્ણતાઓ ત્યાં સંપૂર્ણ થશે, અને આ દુનિયામાં નિષ્ફળ ગયેલા આપણા પવિત્ર આદર્શો આપણે તે માનસિક ભુવનમાં સિદ્ધ થયેલા જોઈશુ

તે ભુવનમાં નથી ભૂખ કે તૃષા, નથી ઊંઘ કે સ્વપ્ન, નથી થાક કે કંટાળો, નથી શંકા કે નિષ્ફળતા; અને દુઃખ, શોક કે ત્રાસનો તો ત્યાં ઓળો પણ ક્યાંથી હોય ! જ્યાં પાપ જ નહિ ત્યાં દુઃખ ક્યાથી ? એ સૌ કામલોકમાં આપણી કરણીના ફળ રૂપે આપણે જોયાં વેઠયાં, અને હવે આપણી જ નેક કરણીના બદલારૂપે જે ઉત્કૃષ્ટ, સ્વર્ગીય આનંદ શક્ય હોય તે આપણને ભોગવવાનો રહ્યો. જેમ દરેકને માટે એક જ કામલોક ન હોય, કેમકે દરેકને પોતપોતાની કરણી પ્રમાણે બદલો લેવાનો છે, તેમ દરેક જણ પોતપોતાને માટે જુદું જ સ્વર્ગ પણ બનાવે છે, અને જેટલી અને જેવી તેણે નેકી કરી હશે તેટલી અને તેવી જ તે બહેસ્તની ખુશાલી પામશે આપણાં સકામ કાર્યોનો બદલો આપણને કામલોકમા મળશે, અને નિષ્કામ વૃત્તિથા નજરેલાં એવાં જ કાર્યો, જેની નિષ્ફળતાથી આ જગતમા છેક હતાશ થઈ ગયા હઈશુ, તેની સિદ્ધિની અકલ્પનીય ખુશાલી આપણને સ્વર્ગમાં મળી રહેશે જે સાહિત્ય, સંગીત, કલા વગેરેને ખીલવવા મથી દુનિયાની દૃષ્ટિએ પાયમાલ થયો હશે તે એ વિષયોનો ઉચ્ચ પ્રકારનો આનંદ સ્વર્ગમાં પ્રાપ્ત કરશે

થિયોસોફી પ્રમાણે સ્વર્ગના ચડઊતર સાત તબક્કાઓ છે, પણ તેની લંબાણ ચર્ચામા ન ઊતરતાં આપણે સ્વર્ગનાં કેટલાક લક્ષણોનું વર્ણન કરીશુ. મિશપ લેડબીટરે આપેલા ચિતાર પ્રમાણે એ એક અજબ દુનિયા છે. આપણી દુનિયામા એક બિંદુને લંબાઈ પહોળાઇ કે સ્થૂળતા અથવા જાડાપણું હોતા નથી, એક લીટીને લબાઈ જ હોય છે પણ પહોળાઈ કે સ્થૂળતા હોતાં નથી, અને એક સપાટીને લંબાઈ અને પહોળાઇ હોય છે પણ સ્થૂ-

ળીતા હોતી નથી, જ્યારે એક વસ્તુને લંબાઈ, પહોળાઈ અને સ્થૂળતા ત્રણે હોય છે. પરંતુ સ્વર્ગ આવી Three Dimensional (ત્રણ પ્રકારનાં પરિમાણવાળી) સહેલથી સમજાઈ જાય એવી દુનિયા નથી. તે જગત માનસિક હોવાથી તે આવાં પરિમાણોથી પર છે, અને આપણે આવાં પરિમાણોથી જ સઘળું સમજવાની ટેવ ધરાવતા હોવાથી આપણે માટે સ્વર્ગની રચના સમજવી કઠણ છે. સ્વર્ગમાં સમય અને સ્થળ નથી અને જે બનાવો ત્યાં બને છે તે એક પછી એક નહિ પણ એક સામટા બનવા પામે છે. કામલોકમાં મરનારની જોવા સાંભળવા વગેરેની શક્તિઓનો વિકાસ થાય છે પણ સ્વર્ગમાં તો પુષ્કળ વધારો થવા પામે છે. સ્વર્ગમાં આપણે એક વસ્તુને એકી વખતે બહારથી અને અંદરથી પણ જોઈ શકીએ છીએ, અને તેનાં કારણો, પરિણામો અને શક્યતાઓ પણ જાણી શકીએ છીએ, કેમકે એ ભુવન મન, બુદ્ધિ અને આત્માનું છે, સ્થૂળ તત્ત્વોનું નથી. સ્વર્ગમાં તો એક પવિત્ર વિચાર કરવાની સાથોસાથ તેની સિદ્ધિ પણ થઈ જાય છે, કેમકે ત્યા શંકા કે ઢીલને કાંઈ સ્થાન જ નથી. ઈંદ્રવનમાં કલ્પવૃક્ષ ઊગે છે અને તેની પાસે જે ઇચ્છા માગો તે તત્કાળ ફળે છે એવી દંતકથા જાણીતી છે, તે જ પ્રમાણે ઉચ્ચ આદર્શોની આપોઆપ માનસિક સિદ્ધિ સ્વર્ગમાં થતી મરનારને લાગે છે.

સ્વર્ગની રચના એવી છે કે ત્યા સમયની આકણી જ અશક્ય બને છે; છતાં જો વખતનો શુમાર કાઢવો હોય તો કહી શકાય કે સામાન્ય મનુષ્ય આ ખાકી ભુવનમા જીવે છે તે કરતા સ્વર્ગમાં ઘણા લાંબા સમય સુધી જીવે છે. મેડમ એચ પી બ્લેવેટ્સ્કી "The Key to Theosophy"-માં કહે છે તેમ સ્વર્ગમા ૧૦૦૦ થી ૧૫૦૦ વર્ષ સુધીનું સાધારણ માનવીનું આયુષ્ય હોય છે ખરેખરા પવિત્ર સંત પુરુષો આ બાબત નફાતોટાની દૃષ્ટિએ તપાસતા નથી, છતાં તેમ જોઇએ તોપણ આ અલ્પજીવનમાં કરેલો નેકીનો બદલો જો પંદરસો વર્ષોના અકલ્પનીય આનંદમા આવતો હોય તો એ ઠીક સોદો કરેલો કહેવાય ! ગમે એવું નજીવું નેકીનું કાર્ય કર્યું હોય, અને શુભ નિષ્ઠાથી ભૂલભર્યું કાર્યપણ થયુ હોય તો તે પણ ઈશ્વરને ચોપડે નોંધાઈ તેનું આનંદભર્યું પરિણામ તે કરનારને સ્વર્ગમાં નક્કી મળશે. અંધશ્રદ્ધાથી ભક્તિ કરનારને પણ તેના ભક્તિભાવનું ફળ મળ્યા વિના ન રહે. નાસ્તિકો અને જડવાદીઓ પણ નેક કાર્યો કરી શકે છે; તેમનું જીવન કદાચ ધર્મને અનુસરતું ન હોય તોપણ તેઓનાં કેટલાંક કાર્યો રૂડાં હોઇ શકે અને તે માટે તેઓને સ્વર્ગમા યોગ્ય બદલો મળશે. મિ. વિલિયમ ક્યુ. જડ્જ

"The Ocean of Theosophy"માં એવો મત ધરાવે છે કે સુસ્ત અને હઠીલા જડવાદીઓ સ્વર્ગમાં જઈ શકે; પણ તેઓની અધાર્મિક મનોવૃત્તિને લીધે તેઓ સ્વર્ગનો માનસિક આનંદ માણી શકશે નહિ અને પુનર્જન્મ પામે ત્યાંસુધી તેઓ સ્વર્ગમાં ગાઢ નિદ્રામાં પડી રહેશે. ત્યારે આ ઉપરથી પણ જણાય છે કે જ્યાં જુઓ ત્યાં જેવી કરણી તેવી જ પાર ઉતરણી છે.

કામલોકમાં જેઓ હોય તેઓ કદાચ આ ખાકી ભુવન સાથે કાંઈ ને કાંઈ સંબંધ ધરાવી શકે; જો કે તે સંબધ તેમની પ્રગતિને હાનિકર્તા હોય છે. પણ સ્વર્ગે પહોંચેલો કોઈ પણ આત્મા કદી પણ આ દુનિયા સાથે સંબધ રાખી શકતો નથી, અથવા સાધારણ રીતે અહીંથી કોઈ સદેહ ત્યાં જઈ પણ શકતો નથી. અમર ત્રગડી અહીંના ખાકી ભુવન ઉપર એમ આવતી નથી; આવે છે ત્યારે બીજા ચાર તત્વોવાળી નાશવંત ચોકડી સાથે મળી મરનારનો પુનર્જન્મ થાય છે ત્યારે જ આવે છે. જો સ્વર્ગે ગયેલો માણસ પૃથ્વી ઉપર આવી શકતો હોય અને અહીં પોતાનાં સગાંસંબંધીઓને દુઃખમાં જોતો હોય તો તે સ્વર્ગમાં સુખી રહી જ કેમ શકે? સ્વર્ગમાંથી પોતાના કુટુંબીઓને ગરીબીના ગર્તમાં ગબડી પડેલાં જોઈને કે પાપમાં ફસેલાં દેખીને મરનારને દુઃખ થયા વિના રહે નહિ. અને સ્વર્ગમાં દુઃખ હોય તો તે સ્વર્ગ કેવું ! માટે મરનાર સારુ હિતકારક એ જ છે કે આ દુનિયા સાથે એને કાંઈપણ નિસબત રહે નહિ એમ છતા જેઓ પૂર્ણપુરુષો (Adepts) છે તેઓ મોક્ષપદ પ્રાપ્ત કર્યાં છતાં, અને સ્વર્ગના સર્વોચ્ચ તબક્કે પહોંચવા છતાં લોકો પ્રત્યે દયાભાવથી પ્રેરાઈ તેમની દોરવણી કરવા સ્વર્ગમાંથી પણ પોતાની રાજીખુશીથી અહીં આવી શકે છે, અને અદૃશ્ય રહી કાર્ય કરી શકે છે પરંતુ એવા માણસો અપવાદરૂપ જ હોઈ શકે. સ્વર્ગે ગયેલા માણસો કોઈ મીડિયમ દ્વારા પણ આપણી જોડે સંબધ રાખતા નથી, કારણ કે તેમ કરવાથી દુનિયાના દુઃખથી તેઓ દુઃખી બને. જોકે પૂર્ણપુરુષો કોઈ વિરલ પ્રસંગે અસાધારણ શક્તિ ધરાવનાર મીડિયમો મારફતે સદેશો મોકલી શકે છે

મરનારાંને આપણે શી રીતે મદદ કરી શકીએ અને મરનારાં પાસથી કેવી રીતે આપણે સહાયની આશા રાખી શકીએ તે આપણે જોઈ ગયા. હવે મરનારાં સાથે મીનોખ઼ જહાનમા આપણો મેળાપ શક્ય છે કે કેમ અને હોય તોતે કેવી રીતનો હોઈ શકે ને આપણે તપાસીએ. આ બાબત ઉપર ઉપલબ્ધ માહિતી બહુ થોડી છે એમ આપણે કબૂલવું જોઈએ. આપણે આપણાં

ગુજરેલા પ્રિયજનોને જરૂર મળી શકીશુ પણ તે આપણા પ્રેમની તાકાત અને પ્રાબલ્ય ઉપર આધાર રાખશે જો પ્રેમ અરસપરસ પ્રબળ હશે તો મેળાપ નક્કી છે, જ્યાંસુધી તે પ્રેમ ટકી રહેશે ત્યાંસુધી તે મેળાપ પણ ચાલુ રહેશે, જ્યાં ગાઢો પ્રેમ નથી ત્યાં પતિપત્ની હો યા પિતાપુત્ર હો તોપણ મેળાપ બહુ સમય ટકશે પણ નહિ ગમે એવો ઊંડો પ્રેમ હશે તો પણ કોઈ પતિપત્ની કે માતાપુત્ર વગેરેની જોડી કાયમ રહી શકશે નહિ દરેક વસ્તુની હદ હોય છે અને કાયમ તો સ્વર્ગ પણ નથી, અને અનંત તો અહુરમઝ્દ સિવાય બીજુ કોઈ હોઈ શકે નહિ માટે ઈશ્વરના સાક્ષાત્કાર વિના અમરત્વ પામી પ્રિયા જોડે સ્વર્ગમા કાયમનો આનંદ ભોગવવાની આશા રાખવી તે આકાશમાથી ફૂલ ચૂટવાની અભિલાષા રાખવા સમાન છે ગુજરેલાઓ કાંઈ ખોવાઈ જતાં નથી, અને પ્રેમના જેવી બળવાન શક્તિ બીજી કોઈ નથી, અને તેના અપાર તેજ વડે બીજી દુનિયાના અંધકારમા પણ આપણે આપણા સ્વજનોને શોધી શકીશુ પરંતુ એ મેળાપ ખાકી ભુવનમાં થાય છે એવો નથી પણ માનસિક હોય છે, સ્થૂળ શરીરો-ની મર્યાદા રહિત હોય છે અને તેથી તે ન્યારો આનંદ આપે છે

સ્વર્ગમા થતા આ મેળાપમા સ્થૂળતાનાં ખેંચાણ અને વિષયવાસનાનાં આકર્ષણો તો હોય જ ક્યાથી ? એક સ્ત્રી બે વર્ષનુ બાળક મૂકી મરણ પામે અને વર્ષો પછી તે બાળક વૃદ્ધ થઈ ગુજરી જાય તો તે સ્ત્રી પોતાના એ બાળકને શારીરિક રીતે ઓળખી પણ કેમ શકે ? તે અલબત અમુક વ્યક્તિ પોતાનું બાળક છે એમ જાણી આનંદ પામે છે વળી તે મુદ્દત દર મ્યાન મરનાર સ્ત્રીએ પણ પુષ્કળ પ્રગતિ કરેલી હોવાથી તેનુ બાળક તેને શારીરિક રીતે ઓળખી શકે પણ નહિ આપણે મરનારને ઓળખી શકીએ માટે શુ મીનોઈ જહાનમા તેની પ્રગતિ રોકાઈ રહેવી જોઈએ ? અથવા મરનાર સ્ત્રી પોતાના બે વર્ષના બાળકને ઓળખી શકે માટે શુ એંશી વર્ષ પછી પણ તે બે વર્ષનું બાળક જ રહી જવુ જોઈએ ? આ જ બતાવે છે કે સ્વર્ગમાં શરીર અને વયને સ્થાન જ નથી આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે આપણે એક માણસના શરીરને નહિ પણ ખરુ જોતા તેના આત્માને પ્રેમ કરીએ છીએ, જોકે આપણે તો માત્ર શરીરને જ ચાહતા હોઈએ એમ આપણને આ ખાકી ભુવનમાં લાગે છે, અને છેવટે સ્વર્ગમા આપણે શરીરને પિછાનતા નથી, પણ મરનારને પોતાને—તેના આત્માને—પિછાની શકીએ છીએ જો શારીરિક સૌન્દર્ય સ્વર્ગમાં પણ ચાલુ રહેતુ હોય તો ફરી મનુષ્ય મોહમાયાની જાળમા લપટાય પણ મોહમાયા અને વિષયવાસનાની

પીછા તો કામલોકમાં મૂકી આવ્યા, એટલે સ્વર્ગમાં જે માન્દર્ય છે તે માનસિક અને તે કારણે જ તે અગાધ છે,

આ ખાકી જીવનમાં પતિપત્ની વચ્ચે પ્રેમ પણ હોય, ઝગડા પણ હોય; એ ઝમડોટટો કામલોકમાં જ ખતમ થશે; પણ સ્વર્ગમાં તો એ બે વચ્ચે જે કાંઈ વિશુદ્ધ પ્રેમ હશે તેનો જ આનંદ મળશે. એક માણસ ખાકી જીવનમાં એક સ્ત્રી ઉપર અગાધ પ્રેમ ધરાવતો હશે; પ્રેમમાં તેને નિષ્ફળતા સાંપડી હશે; ક્રોધ, કડવાશ અને નિરાશાના અંધકારથી તેનું જીવન છવાઈ ગયું હશે; પણ કામલોકમાં એ ક્રોધાગ્નિ શાંત થયા પછી સ્વર્ગમાં તો માનસિક પવિત્ર પ્રેમનાં જ તેને દર્શન થશે. આ દુનિયામાં એક માણસે બે પત્નીઓ કરી હશે અથવા એક સ્ત્રીએ બે ખાવિંદો કર્યા હશે, એમ છતાં સ્વર્ગમાં ઝઘડા પણ નથી, ખટપટ પણ નથી, પણ આ સવગાઓના નિખાલસ માનસિક પ્રેમ અને સંપૂર્ણ શાંતિનું જ વાતાવરણ છે. આ જગતમાં પિતાએ પુત્રનું ખૂન કર્યું હશે કે ભાઈએ ભાઇને ઝબે કર્યો હશે, છતાં એમના વચ્ચે જે કાંઈ પ્રેમ બાઝયો હશે તેનો બદલો તેમને સ્વર્ગમાં મળશે. જો એમના વચ્ચે પ્રેમ હશે જ નહિ (જે બનવું અશક્ય છે) અથવા બહુ થોડો હશે તો સ્વર્ગમાં પણ તે થોડા જ સમય માટે ટકી શકશે.

મિ. વિલિયમ જડ્જ "The Ocean of Theosophy"માં કહે છે કે એક સ્વર્ગે પહોંચેલી માતા પોતાના જીવતા પુત્રને જોઈ શકતી નથી, કેમકે પુત્ર ભૂંડો અથવા રોગી હોય તો તેને જોવાથી સ્વર્ગમાં પણ તે માતાને દુઃખ થાય : પણ તે પુત્ર ગમે એવો ભૂંડો હોય તોપણ તે માતા સ્વર્ગમાં તેના પુત્રનું અત્યંત નેક અને પુણ્યશાળી સ્વરૂપ કલ્પી તેનાથી આનંદ પામશે. આ ચમત્કાર પ્રબળ પ્રેમનો છે, અને જેમની તરફ આ પ્રેમ દોરાયો હશે તે સઘળાઓ, ભલા હો યા ભૂંડા, તેઓ પવિત્ર સ્વરૂપે સ્વર્ગસ્થને આનંદ પમાડશે. કેટલાકોને આ તો એક પ્રકારની ખોટી માયા જેવું લાગશે; પણ આપણે યાદ રાખવું જોઇએ કે સ્વર્ગ એ પવિત્ર અને માનસિક જગત છે, અને ત્યાં પાપ કે દુ:ખને સ્થાન ન હોઈ શકે. જેમ સફાઈદાર પોશાક પહેર્યા વિના રાજમહેલમાં જવાતું નથી, જેમ મન પવિત્ર કર્યા સિવાય દેવમંદિરમાં દાખલ થવાતું નથી, તેમ મન અને આત્માની સફાઇ વિના સ્વર્ગમાં પણ પ્રવેશ થતો નથી. એક હયાત પાપી પુત્ર વિશે કાતો તેની સ્વર્ગસ્થ માતા વિચાર કરે જ નહિ, અગર તેના બળવાન પ્રેમને લીધે તે કરે તો તેને અત્યંત પવિત્ર થયેલો માની તે વિચારમાં તે આનંદ લઈ શકે. એક મરનાર સ્વર્ગમાં પોતાના સગાવહાલાંના આવવાની રાહ પણ જોતો

નથી, કેમકે રાહ જોવામાં પણ દુઃખ છે. એક માતાના મરણ પછી પચીશ વર્ષે તેનો પુત્ર મરણ પામે તે અરસામાં માતા તો સ્વર્ગે પણ જઈ ચૂકી હોય, અને પુત્રને માટે પવિત્ર અને ખુશાલીભર્યા વિચારો પણ કરતી હોય: એવો જ આનંદ મેળવવા સારૂ પુત્રને થોડુંક થોભવું પડશે, કેમકે સ્વર્ગે ગયા સિવાય સંપૂર્ણ આનંદદાયી મેળાપ થઈ શકતો નથી.

મનુષ્યજીવન અલ્પ છે, પણ સ્વર્ગની શાંતિ લાંબા સમયની છે. મનુષ્યસ્વભાવ ખામીભર્યો છે, પણ ઈશ્વરનો ન્યાય અચલ છે: માનવી પાપમાં પડે છે પણ પ્રભુનો પ્રેમ અસીમ છે: માણસ દુન્યવી શિકસ્તોથી નાઉમેદ બને છે, પણ ભગવાન એને એક પછી એક સુધરવાની તકો આપ્યે જ જાય છે. કામલોક અને સ્વર્ગની યોજના જોઇ માણસ જાણી શકે છે કે તે કરશે તેવું પામશે, તેને હવે માલૂમ થાય છે કે મોત જેવું કશું જ નથી અને મોત પછી પણ તે કોઇ ને કોઇ ભુવન ઉપર કાર્ય કરતો જ રહે છે. તે સમજદાર હશે તો તેની આંખો ખૂલશે કે સ્વર્ગના અપાર પ્રેમ, આનંદ અને શાંતિના લાંબા સમય સુધીનો અધિકારી થવા માટે આ જગતમાં ભક્તિમય, પવિત્ર અને સેવાભી જીવનની જરૂર રહે છે.

## ૭. પુનર્જન્મનો સિદ્ધાંત

નરકની યાતના અને સ્વર્ગનો આનંદ ભોગવ્યા પછી પાછા આ ખાકી ભુવન ઉપર શા માટે આવવું પડે છે? શું મરનારે પૂરતું વેઠયું નથી યા પૂરતી ખુશાલી અનુભવી નથી કે તે પાછો આ ઉપાધિમાં આવી પડે છે? જવાબ એટલો જ છે કે જેમ કાયમનું નરક નથી તેમ કાયમનું સ્વર્ગ પણ હોઈ શકે નહિ. શાશ્વત તો માત્ર બ્રહ્મ જ છે અને બ્રહ્મસાક્ષાત્કારમાં જ કાયમનો આનંદ સમાયેલો છે. કામલોકમાં મરનારની બૂરી આદતો ખપી ગઈ અને સ્વર્ગમાં તેની ભલાઈનાં તેણે મીઠાં ફળ ચાખ્યાં, અને ત્યાર પછી તેને કુદરતી રીતે આ ભૂમિ પ્રત્યે ખેંચાણ થાય છે. મરનારને પાછું ફરી પ્રવૃત્તિમય જીવન ગાળવાની ઉત્કંઠા થઈ આવે છે. જો આ ખાકી જિંદગી દરમ્યાન એણે પૂરેપૂરી નિષ્કામ વૃત્તિથી કાર્યો કર્યાં હોત તો તેને આ ભૂમિ પ્રત્યેનું ગુરુત્વાકર્ષણ સ્વર્ગમાં ન લાગ્યું હોત; પણ સામાન્ય માનવીથી આવાં ઉચ્ચ કોટિનાં કાર્યો જલદી થઈ શકતાં નથી અને તેણે સ્વાર્થ બહુ પોષ્યો હોવાથી અને દુન્યવી દૃષ્ટિએ કાર્યો વધુ કર્યાં હોવાથી તે આ ભૂમિ ઉપર આવ્યા વિના રહી શકતો નથી, અને જ્યાંસુધી તે સંપૂર્ણ ન થશે, જ્યાંસુધી તે આત્મા છે એવી પૂરેપૂરી માન્યતાથી તે કાર્યો કરશે

નહિ, ત્યાંસુધી તેને ફરીફરીને અહીં આવવું જ રહ્યું અહીં આવી તે ફરી પાછો બદીની સામે જગમાં ઊતરશે અને જે અધુરું રહ્યું હોય તે પૂરું કરવા મંડશે

મરનાર જ્યારે પોતાના પાપકર્મોનું ફળ કામલોકમાં ભોગવ્યા પછી સ્વર્ગમાં ગયો ત્યારે તે પાપકર્મો પણ ગૌણરૂપમાં તેની સાથે જ રહ્યાં મિસિસ બેઝંટ કહે છે કે પાનખર ઋતુમાં વવાયેલાં બીજનો શિયાળામાં કાંઈ નાશ થતો નથી પણ તે ધરતીમાં છુપાઈ રહે છે અને વસંતઋતુમાં જોઈતી ગરમી મળતા તેમાથી પાક ઊગી નીકળે છે : તે પ્રમાણે મરનારના પાપકર્મોનાં બીજ પણ સ્વર્ગમાં છુપાયેલાં રહે છે, પણ જ્યારે આપણે પુનર્જન્મ પામીએ છીએ ત્યારે તે જ બીજનો પાક આપણને ભોગવવો પડે છે જેમ ભોજન કર્યાના થોડા કલાક પછી શરીરમાં ભોજન રહેતું નથી પણ પચીને તેનું લોહી બનવા પામે છે તેમ આ જગતમાં જે ભલાબૂરાં કાર્યો થયાં હોય તે કામલોક અને સ્વર્ગમાં પચી જઈ આપણને અનુભવ પ્રાપ્ત થાય છે એ અનુભવમાંથી ટેવો અને લક્ષણો બંધાય છે, અને મરનાર જ્યારે અહીં પુનર્જન્મ પામે છે ત્યારે તે પોતાના ભલાબૂરાં કાર્યો લઈ પાછો આવતો નથી, કેમકે તેનો તો તેને બદલો મળી ગયો અને તે પચી પણ ગયાં, પરંતુ તેમાથી ઉત્પન્ન થયેલાં સારાંમાઠાં લક્ષણો લઈને તે અહીં ફરી જન્મ લે છે

હવે મરનારનો પુનર્જન્મ થાય છે ત્યારે તેનું કયું તત્ત્વ અહીં જન્મ લે છે તે આપણે જોઈએ 'નાશવંત ચોકડી —સ્થૂળ શરીર, લિંગ શરીર, પ્રાણ અને કામરૂપ—નો તો આગળ વર્ણવવામાં આવ્યું તે પ્રમાણે નાશ થઈ જાય છે : હવે જે અમર ત્રગડી" રહી તે કોઈ મરનારની અંગત મતા નથી પણ સર્વવ્યાપક છે. તે આપણા જીવનનો સનાતન ભાગ છે : વસ્તુત તે જ આપણે છીએ, અને તે જ પુનર્જન્મ પામી શકે એ ત્રગડી માંથી ખરું જોતા તો માત્ર મનસ્ જ પુનર્જન્મ પામે છે, આત્મા-બુદ્ધિ તો માત્ર સાક્ષીરૂપે જ રહી મનુષ્યની પાસબાની કરે છે એ મનસમાં જ ભવોભવના અનુભવોનો ભંડાર ભર્યો હોય છે, મનસ્ જ મનુષ્યનું અમર વિચારતત્ત્વ છે, અને તે જ નવા સ્થૂળ શરીર, લિંગ શરીર, પ્રાણ, વાસના શરીર, સ્મરણશક્તિ, સંકલ્પશક્તિ વગેરે તમામ નવો સાજ સજી આ ખાકી ભુવન ઉપર પુનર્જન્મ લે છે

ગ્રીક તત્ત્વચિંતક પિથેગોરાસ અને તેના અનુયાયીઓ એમ માનતા કે મનુષ્ય પાછો ખનિજ, વનસ્પતિ કે પશુયોનિમાં પણ પુનર્જન્મ લઈ શકે.

હિંદુસ્તાનમાં પણ એ મત પ્રચલિત છે, અને મનુસ્મૃતિમાં પણ આ માન્યતાનો સ્વીકાર કરવામાં આવ્યો છે. દાખલા તરીકે મનુસ્મૃતિ પ્રમાણે દાણો ચોરનાર આવતા ભવે ઉંદર જન્મશે, મધ ચોરનાર ‑માખી તરીકે આવશે, અને માંસ ચોરનાર ગીધ તરીકે પુનર્જન્મ પામશે ઉંદરને દાણાનો અને માખીને મધનો શોખ હોય છે તે તરફ જોતાં આવા પુનર્જન્મોમાં વાસ્તવિકતાનું તત્ત્વ પણ દેખાઈ આવે છે. કદાચ આ માન્યતાથી લોકો અન્ન–ફળ–શાકના આહાર તરફ દોરાતા હશે અથવા પ્રાણીઓ પ્રત્યે જીવદયા બતાવી તેમને માટે ખાસ આશ્રમો બંધાવતા હશે, કે જેથી તેમના વડીલો, જેઓ પશુપંખી બની ફરી અહીં આવ્યા હોય, તેઓની અજાણપણે કતલ કે હેરાનગતી થવા પામે નહિ.

• આવા માયાળુ વિચારોની આપણે કદર કરી શકીએ. પરંતુ થિયૉસોફીની દૃષ્ટિએ આ સિદ્ધાંત ભૂલભર્યો લાગે છે. આ સિદ્ધાંત વિકાસક્રમના નિયમની વિરુદ્ધ જાય છે. મરનાર પાપી હોય તો અનેક ઠોકરો ખાવી પડે અને આગળ પ્રગતિ કરતો અટકે, પણ તે પાછો પશુયોનિમા જઈ શકતો નથી. બીજું મોટું કારણ એ છે કે મનુષ્યમા મન હોય છે જે પશુ, વનસ્પતિ વગેરેમાં નથી, અને મન ધરાવતો માનવી વગરમનવાળી પશુયોનિમાં જઈ યોગ્ય કાર્ય કરી શકે જ નહિ. વળી મનદ્વારા અનેક અનુભવો મેળવ્યા પછી તે અનુભવ અને જ્ઞાન કુદરત લઈ લેતી નથી. એક માણસ અત્યંત ભૂંડો હોય અને પશુથી પણ ક્રૂર હોય તોપણ જે શરીરમાં તેનાથી યોગ્ય ક્રિયા ન થઈ શકતી હોય ત્યા તેને મોકલવામાં આવતો નથી. અલબત કોઈ માણસ અતિશય દુષ્ટ હોય તો થોડોક સમય અપવાદરૂપે તે પશુના શરીરમા રહી સજા ભોગવે, પણ તે સજા પૂરી થયા પછી, તે પહેલાં જે તબક્કા ઉપર હતો ત્યાથી જ ફરી શરૂઆત કરે. જાણીતા થિયૉસોફિસ્ટ વક્તા શ્રીયુત હરજીવનદાસ કા. મહેતા આ સંબંધમાં ઋષિપત્ની અહલ્યાનો દાખલો આપે છે. અહલ્યા પોતાના પતિના શાપથી શિલા થઈ અને ભગવાન શ્રીરામચંદ્રજીના ચરણસ્પર્શથી ફરી એકદમ અહલ્યા થઈ; એટલે પથ્થર થયા પછી પાછી ખનિજ, વનસ્પતિ, પશુ વગેરે તબક્કાઓમાંથી તે પસાર થઈ નહિ, પણ થોડાક વર્ષ માટેના શાપની અસર પૂરી થઈ એટલે એકદમ ફરીથી તેણે પહેલાંનો મનુષ્યાવતાર ધારણ કર્યો કુદરત વિકાસક્રમને અધીન છે; એ વિકાસક્રમના સિદ્ધાંત પ્રમાણે તમામ પ્રકૃતિ મોડેવહેલે ઇન્સાનને તબક્કે આવી પહોંચશે; પરંતુ એક વાર એક આત્મા ઇન્સાન તરીકે જન્મ પામ્યા પછી તે મનુષ્યથી નીચી બીજી કોઈપણ યોનિમાં જઈ શકતો નથી.

એક માણુસને ફરી જન્મ આપવા પહેલાં કુદરત અનેક બાબતોનો વિચાર કરી લે છે. પહેલાં તો એના ગયા ભવનાં કર્મોનો એને બરાબર સારો કે માઠો બદલો મળે એવા સન્જોગોમાં તેનો જન્મ થાય છે. તે માણુસ સંસ્કારિતામાં કેટલો આગળ વધ્યો છે તે તપાસી તેની વધુ પ્રગતિ કેમ થાય તે જોવામાં આવે છે, અને તે પ્રમાણે તે કયા દેશમાં જન્મવો જોઈએ તે મુકરર થાય છે. ગયા ભવે તેના મિત્રો અને શત્રુઓ કોણ હતા, કોણે એને દુઃખ દીધું હતું, એણે કોને હેરાન કર્યા હતા, કોની જોડે વધુ સારો કે માઠો સંબધ હતો તે ધ્યાનમાં લઈ નવા જન્મમા તેનાં માબાપ, ભાઈ-બહેન, પતિ અથવા પત્ની, મિત્ર, શત્રુ વગેરે નક્કી થાય છે. કોઈ મહાન તત્ત્વચિંતક, મહાત્મા કે પયગમ્બર જન્મવાનો હોય ત્યારે માત્ર તેની જ નહિ પણ આખા યુગની કે દેશની કે સમસ્ત દુનિયાની જરૂરિયાતનો ખ્યાલ કરવામા આવે છે

કુદરતે મનુષ્યને હરેક રીતે સંપૂર્ણ બનાવવાનું કાર્ય ઉપાડયું છે. એક જ જાતિમા રહેવાથી મનુષ્ય બધા જ સદ્ગુણો પ્રાપ્ત કરી શકે નહિ. પુરુષોમા દૃઢતા વિશેષ હોય છે જ્યારે સ્ત્રીઓમાં કોમળતા વધુ દેખાય છે. માટે બન્ને જાતિના સદ્ગુણો સંપાદન કરી સમાધાની કેળવી શકાય તેટલા માટે કેટલાક જન્મો પુરુષ અને કેટલાક સ્ત્રી તરીકે લેવા પડે છે. એક પુરુષે જો પોતાની જાતિનુ અભિમાન રાખી સ્ત્રીઓને દુઃખ દીધું હશે તો આવતા ભવે તે પોતે જ સ્ત્રી તરીકે જન્મી દુઃખ પામે એવો સંભવ રહે છે. એક ઉચ્ચ અને સંસ્કારી કુટુંબના સભ્યો બીજાઓ સાથે જો તિરસ્કારથી વર્તે અને તેમના પ્રત્યે લગાર સહાનુભૂતિ દાખવે નહિ તો વખત જતાં તે કુટુંબમાં જ નીચ જીવો જન્મ લઈ તેને નીચું પાડશે. જો તેવા જ ઉચ્ચ કુટુંબમાં કોઈ મહાત્મા પેદા થયો હોય અને તે ગરીબો પ્રત્યે સતત કાળજી અને દિલસોજી ધરાવતો હોય તો આવતે ભવે કદાચ તે એક નિર્ધન અને નીચ ગણાતા કુટુંબમાં જન્મ લઈ અનેક વિપત્તિઓ ખુશીથી વેઠી તે ગરીબોની પ્રગતિ સાધશે અને પોતાનું નામ મશહૂર કરશે. પુનર્જન્મના સિદ્ધાંતથી કુદરતમાં જે દેખીતો ગેરઇન્સાફ છે તેનો ખુલાસો મળે છે અને તેમાં ઉપરે ઈશ્વરનો પ્રેમ અને ન્યાય જ નજરે પડે છે. આપણે જાણી શકીએ છીએ કે જગતમાં અકસ્માત જેવું કાંઈ જ નથી, પણ દરેક બનાવની પાછળ ઈશ્વરનાં અમાપ ડહાપણ અને યોજનાઓનો ભંડાર ભર્યો હોય છે, જેની કાંઈક ઝાંખી પુનર્જન્મના સિદ્ધાંતથી આપણને થઈ શકે છે.

પુનર્જન્મની મહત્તા જાણવા માટે કર્મના કાયદાની મહત્તા જાણવી

જરૂરની છે વિજ્ઞાનમાં જેમ વિકાસક્રમ (evolution), ગુરુત્વાકર્ષણ (gravitation) અને ક્રિયા-પ્રતિક્રિયા (action and reaction)-ના સિદ્ધાંતો છે તેમ નીતિના ક્ષેત્રમાં કર્મનો કાયદો અચૂક રીતે કાર્ય કરે છે. તે કાયદો લગભગ યંત્રવત્ ચાલે છે: તેને બુદ્ધિ નથી કે તે સમજી શકે; તેને લાગણી નથી કે તે ક્ષમા કરે: તેને દિલ નથી કે તે પ્રેમ ધરાવે. તેનો તો ઉદ્દેશ માત્ર એટલો જ છે કે જેવાં બીજ તેવાં જ ફળ, જેવી કરણી તેવી જ ભરણી—પછી તે કરણીનાં ફળ આ ભવમાં ભોગવાય કે આવતા ભવમાં; પરિણામમાં કોઈક કારણે આપણને ઢીલ થતી લાગે, પણ તે પરિણામ મોડુંવહેલું આવે તે તો નક્કી. કર્મનો નિયમ એક કાયદો હોવાથી તે નિષ્પક્ષપાત છે: તે ફકીરને દબાવતો નથી કે અમીરને નવાજતો નથી: તેની આગળ બલિદાન દેવાથી યા ભોગ ધરવાથી યા પ્રાર્થનાઓ કરવાથી તેની ન્યાયવૃત્તિમાં ફેર પડતો નથી. એક માણસ પાપ કરે તેને ઠેકાણે બીજાને સજા થતી નથી, અથવા બીજો ધર્મક્રિયા કરે તેથી મરણ પામેલા પાપીનો ઉત્કર્ષ પણ થતો નથી ભલાઓની ભલાઈના પ્રમાણમાં આ કાયદો તેમને રક્ષણ આપે છે; બૂરાઓની બૂરાઈના પ્રમાણમાં આ નિયમ તેમને શિક્ષા કરે છે. ધર્મપુસ્તકોનું અધ્યયન અથવા શાસ્ત્રાર્થની મગજમારી કરવાને બદલે મનુષ્ય જો એટલું જ સમજે કે વાવેલું ઊગરે લણવું જ પડશે, તોપણ તે પોતાના જીવનમાં યોગ્ય પરિવર્તન કરી શકશે. આ કાયદા વિરુદ્ધ માથું ઊંચકનારને પણ તે છોડે એમ નથી. અગ્નિમાં હાથ મૂકવા છતાં તે બાળશે નહિ એમ માનનારને પણ અગ્નિ છોડતા તો નથી; તેમજ કર્મના કાયદાની અવગણના કરવી, અથવા તે સ્વીકારવા છતાં દુષ્કૃત્યોમાં મચ્યા રહી સુખના સ્વપ્ના સેવવા, એતો સામે ઊભેલા વાઘની હસ્તી ન સ્વીકારવી અથવા વાઘ છે એમ માનવા છતા તેના મુખમાં માથું મેલી બચવાની આશા રાખવી તેના જેવું જ નિરર્થક છે.

આ કર્મનો કાયદો નીતિશિક્ષણના પાયારૂપ ગણાવો જોઈએ. અમુક ધર્મના અનુયાયી બનવાથી ઈશ્વરની માફી મળવી જ જોઈએ, ભવિષ્યની આપણી પ્રગતિ કે અધોગતિ આપણા કાર્યો ઉપર નહિ પણ માત્ર ઈશ્વરની મનસ્વી ઇચ્છા ઉપર અવલંબે છે, ધર્મગુરુઓનું કહેવું ન કરવાથી જાવેદાનના જહન્નમમાં જઈ પડાય છે—વગેરે વિચિત્ર માન્યતાઓથી માણસ નીતિમાન થઈ શકતો નથી. ભય અને લાલચથી માણસમાં નિષ્કામ નીતિભાવના પ્રકટતી જ નથી. કર્મના કાયદાથી ઈશ્વરના અચૂક ન્યાયમાં આપણને

શ્રદ્ધા બેસે છે, અને તે સાથે થાય છે કે આપણને પ્રાપ્ત થતા સુખ કે દુઃખમા આપણે આપણો જ ઉપકાર માનવો યા દોષ કાઢવો ઘટે ઈશ્વર તરફથી આપણને આત્મા મળ્યો, માબાપ તરફથી સ્થૂળ દેહ પ્રાપ્ત થયો, પણ આપણા કર્મોનો કરનાર અને ઘડનાર ઈશ્વર નથી, માબાપ નથી, પણ આપણે પોતે જ છીએ "જન્મ આપે જનેતા પણ કરમ ન આપે કોઇ'—તેમ માબાપ તો જન્મ આપી છૂટયા પણ આપણે પોતે જ આપણા કર્મોદ્વારા આપણુ કિસમત ઘડી તેની સારી માઠી અસર વહેલીમોડી ભોગવીએ છીએ આટલુ જાણવુ જરૂરનું છે કે કર્મથી આપણા આધ્યાત્મિક અમર તત્ત્વો ઉપર કાંઇએ અસર પહોચતી નથી મનુષ્યના બીજા બધા તત્ત્વો ઉપર કર્મના નિયમની પ્રબળ અસર છે, પરતુ બુદ્ધિ અને આત્મા આ નિયમની અસરથી પર છે, અને તે તો માત્ર સાક્ષીરૂપે આ જન્મજન્માન્તરનુ નાટક નિહાળે છે.

. આપણને અમુક સુખ કે દુ ખ પ્રાપ્ત થયુ તે આ ભવને કે ગયા ભવને આભારી છે તે જાણવુ કઠણ છે પણ તે સમજવા સારૂ આપણે કર્મના ત્રણ પ્રકારો વર્ણવી શકીએ: (૧) જે કર્મ થઈ ગયું અને તેના ફળ પણ નક્કી થઈ ગયા તે પ્રારબ્ધકર્મ અથવા કિસમત, જેમા આપણા પ્રયત્નથી લેશભાર પણ ફેર પડતો નથી અને જે ભોગવ્યે જ છૂટકો; (૨) જે કર્મ થઈ ગયુ પણ જેના ફળ હજી આપણને મળ્યા નથી તેનું નામ સચિતકર્મ, જેમા મનુષ્યપ્રયત્નથી કાંઈક ફેર પણ પડી શકે; (૩) જેકર્મ કરી રહ્યા છીએ અને જેના પરિણામ હજી હવે આપણને ભોગવવાં પડશે એનુ નામ ક્રિયમાણકર્મ, અને એમા આપણા પુરુષાર્થ અને પ્રયત્નને પૂરેપૂરો અવકાશ રહે છે શ્રીયુત હરજીવનદાસ મહેતાએ પોતાની "કર્મનો નિયમ" નામની પુસ્તિકામાં આપેલા દૃષ્ટાંતથી આ બાબત વધુ સ્પષ્ટ થશે. એક ખેડુત હાલમા બી વાવી રહ્યો છે તે તેનું ક્રિયમાણકર્મ, એક ખેડુતે બી વાવ્યાં પણ હજી તે ઊગ્યા નથી, અથવા ઊગ્યાં છે પણ હજી મોટા છોડ થયા નથી, અથવા છોડ થયા છે પણ હજી ફળ આવ્યાં નથી, અથવા ફળ થયાં છે પણ પાકયા નથી—એ સઘળાં સચિત કર્મ; એક ખેડુતે વાવેલા બીજ ઊગી મોટા છોડ થઈ ફૂલી ફાલી તૈયાર પાકરૂપે, ધાન્યરૂપે કે ફળરૂપે, ઘરમા આવ્યાં છે—તે પ્રારબ્ધ કર્મ એમાથી પ્રારબ્ધમાં આપણે કાઇ જ ફેર પાડી શકીએ એમ નથી, કેમકે આપણા જ કાર્યોના ફળ પાકીને ઘેર આવ્યા છે તે આરોગ્યે જ છૂટકો સંચિતકર્મના ફળો હજી ઘેર આવ્યાં નથી તેથી તેમાં કાંઈક ફેરફાર થાય ખરો, પરંતુ મનુષ્ય પોતાના પ્રયત્નથી પોતાનું ક્રિયમાણકર્મ

સુધારી શકે, નેકીનીતિનાં બી વાવી શકે અને ભવિષ્યને માટે સુખપ્રાપ્તિનું સાધન રચી શકે.

જેમ કેટલાંક ફળ વહેલાં અને કેટલાં મોડાં ઊગે છે તેમ કેટલાંક કર્મોનાં પરિણામ આ જ ભવે અને કેટલાકોનાં આવતે જન્મે આપણે મેળવીએ છીએ. પ્રારબ્ધ આગળ સૌ લાચાર થઈ જઈએ છીએ તે સ્થિતિ હવે સમજી શકાય છે, અને તે માટે આપણે પોતે જ જવાબદાર છીએ. એમ છતાં મનુષ્ય પોતાના જ કિસમતનો કારીગર છે એ કેટલેક દરજ્જે ખરું છે, મહાપુરુષોનાં જીવનચરિત્રો ઉપરથી જોઈ શકાય છે કે ચાલુ પ્રયત્નશીલ રહેવાથી ખુદ આ જ ભવમાં તેઓ મહાન કાર્યો કરી શક્યા છે અને પોતાની અને પોતાના દેશની સ્થિતિ સુધારી શક્યા છે.

એક વ્યક્તિ કે એક દેશ પણ પોતાની સંકલ્પશક્તિ (Will) નો ઉપયોગ કરી ક્રિયમાણ કર્મ દ્વારા પોતાના પ્રારબ્ધને સુધારી શકે છે. ભગવાન પોતે કર્મનો નિયમ રચ્યા પછી તેમાં દખલગીરી કરતા નથી અને એ કાયદો અચૂક રીતે પોતાનું કાર્ય કર્યો જાય છે. પણ કૃપાળુ ભગવાને અલ્પશક્તિવાળા માનવીને પુરુષાર્થ અને સંકલ્પબળ આપ્યા છે અને તે વડે માનવી પોતે જ પોતાનું નસીબ ઘડી શકે છે. જેમ વ્યક્તિગત કર્મ હોય છે તેમ એક કોમનું અથવા રાષ્ટ્રનું પણ કર્મ હોઈ શકે છે, અનેક મહાપ્રજાઓ પૃથ્વીપટે આવી બને ગઈ અને તેમની સંસ્કૃતિનો પણ લય થઈ ગયો. તે પ્રજાઓ પોતાના પાપે પડી હોય, અથવા તો આબાદીના શિખરે પહોંચી જગતને જે સંસ્કૃતિનો ફાળો આપવો હતો તે આપી ચૂકી હોવાથી તે હવે ભુંસાઈ જતી હોય, અને તેના મહાન જીવો બીજી ઊગતી પ્રજામાં પુનર્જન્મ પામતા હોય. કોઈ દેશ બીજા દેશોને જીતી, તેમને ગુલામીમાં રાખી, તેમનું શોષણ કરી, સુખી થવાની આશા રાખી શકે નહિ કોઈ રાષ્ટ્ર પણ પોતાના જ દેશબંધુઓનો તિરસ્કાર કરી, તેમના સામાજિક અને રાજકીય હકો છીનવી લેશે તો કર્મના નિયમ અનુસાર તેનું અનિષ્ટ પરિણામ તેને જોવું પડશે આવા દુષ્કર્મોના ફળ યુદ્ધ, દુષ્કાળ, કુદરતી ઉત્પાતો અને સ્ત્રીઓના વાંઝિયાપણાની અન્તમા તે દેશ કે રાષ્ટ્ર ભોગવી લેશે. ખુદાનો ઇન્સાફી હાથ દરેક ઇન્સાન, મુલ્ક કે કોમની ઉપર મોડે-વહેલે અચૂક નેમ સાથે ફરી વળે છે

કર્મો કર્યા વિના છૂટકો નથી અને કર્મોથી બંધનમા પડાય છે, અને સ્વર્ગે ગયા હોઈએ તો ત્યાંથી પણ આ દુનિયામા સ્વાર્થી કાર્યો કરેલાં હોવાથી આપણને આ જગતનું ફરી ખેંચાણ થવા પામે છે. એનો ઇલાજ

આપણે આગળ જોઈ ગયા તેમ, નિષ્કામ કર્મ અને જગત પ્રત્યે અનાસક્તિ. લોકકલ્યાણને સારુ જ, કાંઈપણ ફળની આશા રાખ્યા વિના કે દુનિયાની મોહમાયામા લપટાયા વિના જે કર્મો થાય તે મનુષ્યને બંધનકારી નથી પરંતુ મોક્ષદાયી છે એવો ગીતાજીનો સંદેશ જાણીતો છે સામાન્ય નીતિવાળા માણસનો શાણો સ્વાર્થ (enlightened self-interest) અને સાધુ સંન્યાસીઓનો આધ્યાત્મિક સ્વાર્થ પણ ઓછેવધતે નુકસાનકારક તો છે જ, કેમકે તેઓ જગતનું નહિ પણ પોતાનું જ ઐહિક કે આધ્યાત્મિક હિત સાધવા મથે છે કાર્યો ભલે ચાલુ રહે પણ જો તે જગત પ્રત્યેના વિશુદ્ધ પ્રેમથી જ પ્રેરાયેલા હશે તો તે કરનારને જગતમા પાછો ખેંચી લાવશે નહિ ખરેખરા મહાત્માઓની મહોબતનો કશો કિનારો હોતો નથી. મિસિસ બેઝંટ કહે છે તેમ તેઓ દયાના દરિયાન હોય છે, ખરફના ડુંગરો નહિ, અને પ્રેમ, દયા અહિંસાનાં નિષ્કામ કાર્યો તેમને મોક્ષનગર તરફ દોરી• જાય છે.

કર્મનો નિયમ કાંઈક વિગતવાર તપાસવાની આપણને જરૂર પડી પરંતુ આ વર્ણન વિષયાંતર નથી, કેમકે આ સ્પષ્ટીકરણ પછી પુનર્જન્મનો સિદ્ધાંત સમજવો સહેલ થશે મરી ગયા પછી માનવી ફરી જન્મ લે છે, તેના વિજ્ઞાન આપે છે તેવા સ્પષ્ટ પુરાવાઓ સામાન્ય રીતે મળી શકે નહિઃ ક્યારે મળે કે જ્યારે એક માણસ પોતાનો ગત જન્મ યાદ કરી શકે અને તે વખતના સગાવહાલાઓની ઓળખાણ આપી શકે, પણ તે લાંબા અરસામા તે સગાવહાલા જ મરણ પામ્યા હોય છે, અને તે ગયા જન્મમાં જીવનારા ભાગ્યેજ કોઈ હયાત રહી શક્યા હોય છે અપવાદરૂપે આપણે એવા દાખલા અવારનવાર વાંચીએ છીએ કે એક બાળકને અમુક શહેરમાં અમુક રસ્તા ઉપર રહેતાં એક કુટુંબ તરફ અતિશય કુદરતી ખેંચાણ થાય છે, અને કુટુંબથી તદ્દન બેખબર હોવા છતાં તે વિશેની તે બાળક બારીક માહિતી આપી શકે છે, અને તે કુટુંબમાં તેને લઈ જવામા આવે તો ગતજન્મનાં તેના માબાપો, જે હાલમાં તે કુટુંબમાં વસતાં હોય, તેમને તે ઓળખી પણ કાઢે છે પણ આ અપવાદ રૂપ છે, અને કદાચ ખરું પણ હોય છતાં લોકોને આમાં દગાફટકાની ગંધ આવે છે. માટે આપણે કબૂલ કરવુ પડશે કે વિજ્ઞાન જેવા ચોખ્ખા પુરાવાઓ આપે છે તેવા સ્પષ્ટ પુરાવાઓ પુનર્જન્મના સિદ્ધાંત વિશે આપણી સંસ્કૃતિના હાલના તબક્કા ઉપર આપવા મુશ્કેલ છે શ્રી. કિશોરલાલ મશરૂવાળા એમના પ્રસિદ્ધ "જીવનશોધન" નામના ગ્રંથમાં એક સ્વતંત્ર વિચારકને શોભે

એવી તટસ્થતાથી કહે છે કે —"મરણોત્તર સ્થિતિ વિશે જે કાંઈ ખુલાસો કરવામા આવે અથવા આવ્યો છે તે માત્ર સંભવનીય લાગતો તર્ક છે એ' યાદ રાખવુ જોઈએ" પુનર્જન્મ હોવો જ જોઈએ તેના વૈજ્ઞાનિક પુરાવાઓ આપણી પાસે નથી, તેમ પુનર્જન્મ હોઈ શકે જ નહિ તેના ટેકામા પણ કોઇ પ્રમાણ આગળ ધરાય એમ નથી. પણ મરણોત્તર સ્થિતિને લગતા અનેક તર્કોમાં પુનર્જન્મનો તર્ક સૌથી વધારે સંભવનીય અને બુદ્ધિગ્રાહ્ય છે, અને ઇશ્વરી યોજના અને મનુષ્યની પ્રગતિ વિશે સૌથી વધુ સંતોષકારક ખુલાસો આપી શકે છે એવો વિચારવત માણસોનો અભિપ્રાય બધાયો છે

પુનર્જન્મમા માનનારને ઈશ્વરના ન્યાય પ્રત્યે શ્રદ્ધા વધે છે, એનું ચારિત્ર્ય વિશુદ્ધ બને છે, જીવનસગ્રામમાં બદી સામે ટક્કર ઝીલવાની હિંમત આવે છે, અને દુ ખ કે નિષ્ફળતાને પ્રસગે ધૈર્ય અને શાંતિ રહે છે. આ સિદ્ધાંત જો ન સ્વીકારાય તો જગતના કેટલાક સનાતન પ્રશ્નોનો ખુલાસો મળતો જ નથી, ઈશ્વર અન્યાયી લાગે છે, કુદરત ક્રૂર, દેખાય છે, મોત ભયકર ભાસે છે, અને વિશ્વની વ્યવસ્થા કોઈ જડ, બુદ્ધિહીન, તરંગી શક્તિ તરફથી થતી હોય એમ માનવાનું મન થઈ આવે છે. પુનર્જન્મના સિદ્ધાત વિના આવા પ્રશ્નોની બુદ્ધિગ્રાહ્ય સમજૂતી કોઇ પણ રીતે મળી શકે એમ નથી આ સિદ્ધાતનો સ્વીકાર ન થાય ત્યાંસુધી વિજ્ઞાન કે ફિલસૂફી પણ તે પ્રશ્નો ઉપર કશો જ સતોષકારક પ્રકાશ પાડી શકતા નથી

*સૌથી અગત્યનો સવાલ આ છે કે જગતમા આટલી બધી અસમા-*નતા કેમ એક માણસ બુદ્ધિશાળી નથી, સદ્વર્તનનો નથી બલકે પાપમાં ડૂબેલો છે, અને છતાં ધનને ઢગલે બેઠો છે કેમ? પોતે પાપી હોવા છતાં તેને શાંત સ્વભાવની સતી સ્ત્રી કેમ મળી? તે ભૂંડો હોવા છતાં તેને જીવનપર્યંત કુટુબ અને બાળકોનું સુખ કેમ મળ્યુ? બીજો માણસ નેક હોવા છતાં નિર્ધન કેમ શાણો અને બુદ્ધિમાન હોવા છતા તેને ડગલે ને પગલે કમનસીબી કેમ વરી છે? જો આપણે એમ ન માનતા થઇએ કે આ માણસો પોતાના જ ગયા ભવના કર્મોનું ફળ ચાખે છે તો બીજી કઇ રીતે આનો મનમાનતો ખુલાસો થઇ શકે? જગતના જ્ઞાનની કઈ શાખા આ બાબતનું સંતોષકારક નિરાકરણ કરી શકશે? એક ગરીબ માણસનો પુત્ર પોતે કદાચ જીવનભર ગરીબ રહેશે એટલે તે સખાવત તો ક્યાંથી જ કરે? જ્યારે બેરોનેટનો બેટો લાખોનું દાન કરી વાહવાહ કહેવડાવે તેમા શી નવાઈ? તેમા પેલા ગરીબોનો શો દોષ અને પેલા માતબરની શી

મોટાઈ ? એક તદ્દન નિર્ધન માણુસ ઉદરૂ પેટને ખાતર ચોરી પણ કરે તો શું તેને બદલે તેના સંજોગોનો વાંક નહિ કદાચ ? વેશ્યાપુત્રી પોતાની માનો જ હલકો ધંધો કરી બેઈજ્જતી સિવાય જીવનમાં બીજું કશું દેખે નહિ, અને ચોરનો બેટો ચોરીના જ વાતાવરણમાં જન્મી, ચોરીની તાલીમ પામી, ચોરી માટે સજાઓ ખમી, ચોર તરીકે જ જિંદગી ખતમ કરી, ઉપરથી કાયમનું દોઝખ પામે, અથવા તો કયામતનો દિવસ ઊગે ત્યાં-સુધી ઊંઘમાં પડી રહે અથવા રિબાયા કરે તેમાં પરમકૃપાળુ પરમાત્માની ન્યાયની નેમ શી રીતે જળવાતી હશે તે સમજી શકાતું નથી. આ કમ-નસીબોને કઈ કેળવણી મળી હતી, અને સબાવાના સંજોગો પણ કયા હતા? કોઈનાં માબાપ જ તેના બાળપણમાં મરી જાય અને કોઈ જોનાર ન હોવાથી તે બાળક મોટું થઈ ખોટે રસ્તે ચડે તો તેમાં તેનો શું કસૂર ? કોઈ જન્મથી અંધ, રોગિષ્ઠ કે પાગળા કેમ અને બીજાઓ તંદુરસ્ત જન્મી પહેલવાન જેવા કેમ બની શકે ? કોઈ જન્મથી જ ગુલામ કેમ અને કોઈ પહેલાથી જ આઝાદ કેમ ? કોઈ પહેલાથી જ મૂર્ખ કે સાવ ગાંડા શા માટે ? આવા જન્મોનું સાર્થક જ શું ? તે માણુસો આ ભવમાં પોતાની પ્રગતિ કરે જ કેમ ? અને ન કરી શકે તો અહીં તેમને મોકલવાનું પ્રયોજન શું ?

જો જિંદગી માત્ર આ એક જ હોય અને હવે પછી જીવન જેવું હોય જ નહિ તો ખુદાનો કેવો ગભીર ગેરઈન્સાફ કે એકને તખ્ત ઉપર અને બીજાને તૂટી ખાટ ઉપર બેસાડયો; એકનું જ્ઞાન વધે અને નીતિની ખિલવણી થાય એવા સંજોગોમાં તેને મૂકયો, અને બીજાને જ્ઞાનશૂન્ય અને નીતિથી વંચિત રહે એવી તેની હાલત કરી ? જો કયામત થવાની હોય તો એક પાપી આજથી હજારો વર્ષો પહેલાથી મરી દોઝખમા પડે, અને તેટલા જ પાપ કરનાર માણુસ કયામતની પૂર્વે એક જ દિવસ પહેલા મરણ પામે, તો કયામતની પૂર્વે હજારો વર્ષ પહેલા મરનાર અને રીબનાર દોઝખનું આટલું બધુ દુઃખ ખમે. અને તેટલા જ પાપ કરનાર પણ કયામતની પૂર્વે એક જ દિવસ પહેલાં મરનાર નસીબદાર માણુસ તે સઘળાં દુઃખથી સાવ નિરાળો રહે એ કેમ બને ? શુ ઈશ્વર એકતરફી છે અને પક્ષપાત ધરાવે છે ? અથવા શુ કયામત ખોટી માનવી કે ઈશ્વરને અન્યાયી સમજવા ? શુ મનુષ્યજીવન એક લોટરી છે અને શું તેમા દરેક બનાવ અકસ્માતથી બની પડે છે ? જો અકસ્માતથી જ બનાવો બની પડતા હોય અને ઈશ્વર તે જાણી શકતો ન હોય તો તે સર્વજ્ઞાની કેમ કહેવાય ? જો ઈશ્વર જાણી શકતો

હોય પણ તે બનાવોનું નિયમન ના કરી શકતો હોય તો તે સર્વશક્તિમાન શેનો? જો આ એક જ જિંદગી હોય અને ઈશ્વર ભલા ઉપર ભૂંડાને ફાવી જવા દેતો હોય તો તે માલેકનો ઇન્સાફ ક્યાં રહ્યો?

પ્રભુના ન્યાયનો કે તેની રચનાનો દોષ કાઢવા પહેલાં આપણે જાણવું જોઈએ કે એક ભાગ્યશાળી ગણાતા માણસે પોતાના ગત ભવનાં કર્મોદ્વારા આ સુખી ભવ પ્રાપ્ત કર્યો છે, જ્યારે એક કમનસીબ ગણાતો માણસ ગયા ભવે પાપનાં કૃત્યો કરેલાં હોવાથી તે હવે દુઃખના રૂપમાં તેનો પાક ભોગે કરે છે. કોઈ અત્યંત બુદ્ધિશાળી માણસને લથડતા દેહ અને નબળી તબિયતનો બનાવવામાં પ્રભુની શી મતલબ હશે? આ કેવળ કુદરતનો ફાટો હશે કે એમાં પણ કાંઈ ઇશ્વરી યોજના હશે? થિયોસોફી પ્રમાણે બનવા જોગ છે કે તે માણસે ગયા જન્મમાં પોતાને મળેલી અનેક ઉત્તમ તકોનો લાભ લીધો ન હોય અને આળમાર્ગમાં વખત કાઢયો હોય, અને તેથી આ જન્મમાં તે જ્ઞાન માટે તરસે છે પણ સજારૂપે તેનું નિર્બળ શરીર તેને તેની મુરાદ બર લાવતાં રોકે છે. (ઘણી વખતે એક વિદ્વાન પોતાની તબિયત વિશે દોષપાત્ર બેપરવાઈ રાખે છે, અને પરિણામે તે નબળા દેહનો રહેવા પામે છે; ત્યારે એની બેપરવાઈનું દેખીતું કારણ છોડી ગયા ભવનું કારણ શોધવાની તસ્દી લેવાની જરૂર નથી. પણ જ્યારે તબિયતની પુષ્કળ સંભાળ લીધા છતાં તે માણસ નાતવાન રહેવા પામે અને બીજા સંતોષકારક કારણો ન જણાય, ત્યારે પુનર્જન્મનો સિદ્ધાંત આ બાબત ઉપર પ્રકાશ પાડી શકે). જાણીતા થિયોસોફિસ્ટ મિ. જજ કહે છે કે એક માણસ ખૂંધો અને બેડોળ જન્મે છે તેનું કારણ કદાચ આ હોઈ શકે કે તેના ગયા જન્મમાં તેણે કોઈ આવાજ ખૂંધા અને બેડોળ માણસ ઉપર ચાલુ જફા ગુજારી હશે, તેથી તે માણસની બેડોળ આકૃતિનો છાપ તેના મન ઉપર ચોંટી બેઠી હશે, અને સજા દાખલ તેને પોતાને આ ભવમાં આવું જ શરીર મળી ગયું. જે માણસોએ બીજા ઉપર દુઃખ ગુજાર્યું હોય તે કદાચ માબાપ તરીકે અવતરે અને દુ:ખ ખમનાર અથવા કોઈ ગયા ભવનો તેમનો દુશ્મન તેમના બેડોળ, અંધ અથવા દીવાના બાળક તરીકે આવે, અને તેની માવજત જીવનભર તે માબાપને કરવી જ પડે. ટૂંકમાં આપણે જે શારીરિક ખામીઓ જોઈએ છીએ તે તે માણસોનાં જ ગયા ભવનાં કુકર્મોને આભારી છે.

એક બાળકને એક જ દિવસ માટે જન્મ આપી પાછું બોલાવી લેવામાં પ્રભુનો શો ઉદ્દેશ હશે? કેટલાકોની માન્યતા છે તેમ શું આ એક દિવસના

જન્મ પછી પ્રભુ તે બાળકને ગાઢ નિદ્રામાં લાવે ,વર્ષ સુવાડી રાખશે ? વિદ્વાન થિયોસોફિસ્ટ એરવદ ખુરશેદ દાબુએ ઓક્ટોબર ૧૯૪૨ ના "ચેરાગ" નામના ધાર્મિક જરથોસ્તી માસિકમાં પુનર્જન્મ ઉપર એક લેખ લખ્યો હતો તેમાં જન્મીને ટૂક સમયમા મરણ પામતા બાળક વિશે તેઓ કહે છે કે પહેલી નજરે તેમાં નથી જણાતો કોઈ ઇન્સાફ કે નથી દેખાતી કોઇ વૃદ્ધિ કે ઇશ્વરી કરામતની ખૂબી . પરતુ તેઓ કહે છે કે વિચાર કરતાં એમા પણ ખુદાની કોઇ ઇચ્છા માલૂમ પડે છે કે જેથી જુદાઇનો ગમ માબાપને કાંઈક શીખવી શકે, તે વડે કોઇ લેણદેણ અદા થાય, કોઇ આગલો વેરભાવ બદલાઇ પ્રેમમા ફેરવાય : માટે જે મરણથી આત્માનું કાર્ય અધૂરું રહેલું જણાયુ તેનાથી કાંઈ ખુદાની અશક્તિ જાહેર થઇ નથી પણ તેની અપાર કલા જણાઈ છે જ્યારે નાનું બાળક મરણ પામે છે ત્યારે કામલોક કે સ્વર્ગમાં તે ઝાઝી વાર રહી શકે નહિ, કેમકે એના આ જન્મના કાર્યો જ નહિ જેવા હતા, માટે તે જલદીથી નવુ શરીર મેળવી અહીં પાછુ આવે છે. બાળપણુ કે જવાનીમા મરણ શા માટે થાય છે તે સમજાવતાં બિશપ લેડબીટર કહે છે કે—એમ માનો કે અ અને બ ને વીસમી સદીમા સાથે કાર્ય કરવાનુ નિર્માણ થઈ ચૂકયુ છે, પણ બ નો સ્વર્ગમા રહેવાનો સમય વહેલો પૂરો થતા હોવાથી તે ૧૯મી સદીમા જન્મ પામી બાળપણમા જ મરણ પામશે અને બાળપણમા મરણ પામેનાઓ વહેલા જન્મતા હોવાથી બ વહેલો વીસમી જ સદીમા જન્મી ઇશ્વરની યોજના પ્રમાણે અ સાથે કાર્ય કરી શકશે ત્યારે આ રીતે પુનર્જન્મના સિદ્ધાંતથી જોતાં જગતમાં સર્વત્ર ઇશ્વરનો ન્યાય, તેની કાળજી, તેની વ્યવસ્થા અને તેના અપાર કહા પણના દર્શન થાય છે

પાપી માણસને ઘર વાડી, ગાડી ને લાડીની ચહેલ મહેલ જોઇ અને સદ્ગુણીને દાંત અને અન્ન વચ્ચે વેર વસેલુ દેખી આપણે અધીરા પડી જઇએ છીએ કે યા તો ઇશ્વર છે જ નહિ, અથવા તો તે નિર્બળ છે, અથવા જાણીબૂઝીને દુનિયા ઉપર દુઃખ વર્ષાવે છે પરંતુ ઇશ્વરે તો કર્મનો નિયમ રચી પોતાની જ શક્તિ પરિમિત કરી દીધી છે હવે તો આ નિયમ ને જ ઇશ્વરેચ્છા સમજી લઇ તે જ સૌથી બળવાન છે એમ માનવુ રહ્યુ વળી આમાં ઉતાવળ પણ હોઈ શકે નહિ અમુક દાણો કે ફળ વહેલાં ઊગે છે, જ્યારે બીજાને ઊગતાં બહુ વિલબ થાય છે, તેમ કેટલાક કર્મોના ફળ વહેલાં કદાચ આ જ ભવે, અને બીજાનાં ફળ મોડેથી હવે પછીના ભવે, મળી રહેશે. અમેરિકન કવિ લોંગફેલોએ કહ્યુ છે તેમ —

"Though the mills of God grind slowly yet they grind exceeding small;
Though with patience He stands waiting with exactness grinds He all;"

યાને ખુદાની ચક્કીઓ ધીમી ચાલે છે ખરી પણ તે બહુ જ બારીક પીસે છે. જો કે ઇશ્વર ધીરજથી રાહ જુએ છે તે છતા તે કાળજીપૂર્વક સૌને દળી કાઢે છે. પાપી માણસ આ જગતમાં છટકી જઇ તાગડધિન્ના કરી લેશે, પણ છેવટે તે કામલોકની ચક્કીમાં પિસાવા ઉપરાંત બીજે ભવે તેનાં જ દુષ્કૃત્યોથી બંધાયેલી ટેવોના પરિણામે ફરી જન્મ લઈ ફરી દુઃખની ચક્કીમાં પિસાશે, અને તેને ખરો રસ્તો ન સૂઝે ત્યાંસુધી તે અંધારામાં આથડિયાં ખાશે.

દુષ્ટ માણસ ફાવે અને પુણ્યશાળી માણસ દુઃખ પામે તેના ખુલાસામાં વિદ્વાન ભાઇ શ્રી. હરજીવનદાસ મહેતા "કર્મનો નિયમ" નામની પુસ્તિકામાં લખે છે કે—એક માણસે પોતાના ઘરમાં ઘઉં (પુણ્ય અને તેનાં શુભ પરિણામો) સંગ્રહી રાખ્યા છે, અને હાલમાં તે બાજરી (પાપ અને તેનાં અશુભ પરિણામો) વાવી રહ્યો છે તેથી ઘરમાં પડેલા ઘઉં બાજરી થઈ જતા નથી; તેમ બીજા એક માણસે ઘરમા બાજરી સંગ્રહી રાખી છે અને હાલમાં તે ઘઉં વાવે છે, એટલે તેના ઘરમા પડેલી બાજરી ઘઉં થઈ જતી નથી, કેમકે જે વસ્તુ ઘરમા પડેલી છે તે તેના પ્રારબ્ધનું ફળ છે, અને જે વસ્તુ વાવી રહ્યો છે તે તો તેનું નવું ક્રિયમાણ છે, જેનું ફળ તો હજી ભવિષ્યમાં આવવાનું છે. માટે પાપી માણસને સુખમા અને નેક માણસને દુઃખમા જોઇ ઇશ્વરને દોષ દેવાને બદલે એ બન્ને પોતાનાં ગયા ભવનાં કર્મોનાં ફળ ચાખે છે એમ માનવું જ ઇષ્ટ છે. એઓના આ ભવનાં કર્મોનાં પરિણામો તો હવે પછીના જન્મોમા તેમને ભોગવવા પડશે.

એક ફિરેશ્તાઈ ખસલતનો માણસ જ્યારે અપાર દુઃખ ખમે છે ત્યારે જાણવું જોઇએ કે આ દુઃખપરંપરા હેતુપૂર્વક પ્રભુ તરફથી આવી પડી છે, એટલા માટે કે જે કંઇ થોડા ખોટા કર્મો એનાથી થયાં હોય તેનું કરજ તે વહેલું ફેડી શકે અને મોક્ષને પંથે પડી શકે. બિશપ લેડબીટર પોતાની "Some Glimpses of Occultism" નામની કિતાબમાં કહે છે કે એક અત્યંત પુણ્યશાળી માણસને તેના બીજા જન્મમાં બહુ જ થોડા ખોટાં કાર્યો માટે જવાબ દેવાનો રહે છે. તેના આવતા જન્મમાં કાંઇપણ બુરાઇનું કરજ ફેડવાનું ન રહે તેટલા માટે ઇશ્વર જાણી જોઇને

એની ઉપર એક જ ભવમાં દુઃખોનાં ભારે વાદળ ખાલી કરે છે. સામાન્ય માણસ તો આટલા દુઃખો સહન પણ ન કરી શકે, પણ ઈશ્વર પેલા નેક માણસની તાકાત વિચારીને તેની ઉપર દુઃખો મોકલે છે. માટે એમાં ઈશ્વરનો અન્યાય નહિ પણ તેનું ડહાપણ અને તેનો અપાર પ્રેમ સમાયેલાં છે. અંગ્રેજીમાં કહેવત છે તેમઃ—"Whom the Lord loveth, He Chasteneth"—યાને ઈશ્વર જેની ઉપર પ્રીત ધરાવે છે તેની દુઃખોદ્વારા તે શુદ્ધિ કરે છે. માટે માણસ જ્યારે તેનું કરેલું ભોગવે ત્યારે તેમાં ઈશ્વરનો ન્યાય નિહાળવાને બદલે તે માલેકની દૂરઅંદેશ કારરવાઈ ઉપર બદગુમાન લઈ જઈ તેને ગેરઇન્સાફી કે ઘાતકી માની લેવો તેમાં નથી દુન્યવી ડહાપણ કે નથી ભક્તિભાવ, નથી સાદી સમજ કે નથી સાચી ધર્મપરાયણતા.

જેઓ અનંતતામાં માને છે તેઓને પુનર્જન્મના સિદ્ધાંતમાં માનતાં વાંધો આવે એમ નથી, કેમકે તેઓ જાણી શકે છે કે જેમ કાળનો હવે પછીથી છેડો નથી તેમ આજથી પહેલાં કાળનો આરંભ પણ નહિ જ હોય. જેનો અંત હોય તેનો આરંભ પણ સંભવે: માટે જીવન પછી જો અનંતતા હોય તો જીવન પહેલા પણ કોઈ પ્રકારનું અનંત જીવન હોવું જ જોઈએ. એક ટૂંકી જિંદગી દરમ્યાન આપણે સંપૂર્ણ કેમ થઈ શકીએ? જ્યાં એક દુર્ગુણને વશ કરતાં વર્ષો જોઈએ, બલકે આખા જીવનની જરૂર પડે, તો અનેક દુર્ગુણોને કાબુમાં લેતાં, અનેક સદ્દગુણો ખીલવતાં, અને મોક્ષ માટે લાયક બનતા કેટલા જીવનો જીવવાં પડતા હશે એનો આપણે ખ્યાલ કરી શકીએ. વળી જે બાળકો જન્મીને એકાદ દિવસમાં મરણ પામે છે, અથવા જે જન્મથી જ ગાંડાં હોય છે, અથવા જે પાપી વાતાવરણમાં ઊછરી પાપ બહાર નીકળી જ શકતા નથી, તેઓનું કેમ? તેમને શું યોગ્ય તકો આપ્યા વિના દુઃખ અને પાપમાં જ ભવ કાઢવાનો રહ્યો? શા માટે? શું તેમને બીજા જન્મો આપી સુધરવાનો અવકાશ આપી ન શકાય? વિજ્ઞાન પ્રમાણે વનસ્પતિમાંથી એક જીવને પશુયોનિમાં આવતાં લાખો વર્ષો થાય છે, ત્યારે શું પાપી મનુષ્ય એક જ ભવમા પાર ઊતરી જઈ પરમાનંદનો લહાવો લઈ શકશે?

વળી સિત્તેર વર્ષના આપણાં સરાસરીના આયુષ્યમાં કેટલાંક વર્ષો તો બાળપણના અવિચારી તોફાનમા પસાર થાય છે, અને એક બીજો મોટો ભાગ ઊંઘમાં જાય છે, ત્યારે ઠેઠ મોક્ષની લાયકાત પામવા માટે શું આ થોડાંક વર્ષો જ પૂરતાં કહેવાય? અને તે પણ ગરીબી, ગાંદગી, આપત્તિ

વગેરે પ્રતિકૂળ સંજોગોમાં એ અધિકાર દરેકને પ્રાપ્ત થાય ખરો? ન પ્રાપ્ત થાય તો શું મરણ પછી તે એકદમ મળી જશે એવું આપણે આશ્વાસન લેવું? શા આધારે? એવું શું કરી નાખ્યું છે કે મરણ પછી આપણે તુરત મોક્ષપદ પામીએ? ન પામીએ તો સૌને માટે મોડે વહેલે ઈશ્વરે જે મોક્ષનું અંતિમ ધ્યેય નક્કી કર્યું છે તેનું કેમ? આ અને આવા બીજા અનેક પ્રશ્નોનું નિરાકરણ માત્ર પુનર્જન્મના સિદ્ધાંતથી જ થઈ શકે. અને આપણી પ્રતીતિ થાય છે કે મરનારને પાછા બાકી જીવન ઉપર આવી ભૂલ્યા ત્યાંથી ફરી ગણવાની, અધૂરા અનુભવો સંપૂર્ણ કરવાની, અને છેવટને ધ્યેયે પહોંચવાની ફરી ફરીથી તક આપવામાં આવે છે

કર્મના નિયમથી વિશ્વમાં એક પ્રકારનું સમતોલપણું જળવાઈ રહેવા પામે છે, અને સદાચારી માણસે આ દુનિયામાં અપાર દુઃખ વેઠયું હોવા છતાં તે આવતે ભવે સુખી બને છે, અને પાપી માણસે આ જન્મે સુખ વૈભવ ભોગવ્યા હોવા છતાં તે બીજે ભવે પરેશાન હાલતે પહોંચે છે આ નિયમ ગ્રીક દંતકથામાં નેમિસિસ નામની દેવીના રૂપે દર્શાવાયેલો છે એ દેવીનું નામ જ retribution અથવા કરણીનું ફળ અને બદકર્મનો યોગ્ય બદલો છે. આ નિયમ પ્રમાણે જો એક બીજાને ત્રાસ આપવામાં બાકી નહિ રાખ્યું હશે તો બીજે ભવે કદાચ તે દુઃખી માણસ તે દુઃખ ગુજાર નારના ગાંડા, ઉડાઉ કે દુરાચારી પુત્ર તરીકે જન્મ લઈને તેને પાર વિનાનો ત્રાસ આપશે, અને બાપ દીકરાનો સંબંધ હોવાથી તે પિતા પોતાના પુત્રને તરછોડી પણ શકશે નહિ એક બીજાનું કરજ કરી દેવું ન હશે તો કદાચ બીજે જન્મે તેઓ એવા સંબંધમાં મુકાશે કે કરજદારે પોતાની રાજી ખુશીથી અને પોતાની ફરજ દાખલ એટલી જ રકમ તેના ગયા ભવના લેણદાર ઉપર ખરચવી પડશે. કદાચ તે લેણદાર તે કરજદારના બીમાર વૃદ્ધ પિતા તરીકે પણ આવે અને કરજદાર પાસે માગતા નાણાં સુધીનો ખરચ કરાવી દુનિયામાંથી તે ચાલતી પકડે જે સ્ત્રી પોતાના બાળકો પ્રત્યે બેપરવા રહે છે તે કદાચ આવતે ભવે વાંઝિયાપણાની મનોવેદના અનુભવશે જે સ્ત્રી આ ભવે બેવફા નીવડી હશે તેનો સંસાર આવતા ભવે કદાચ કોઈ વ્યભિચારી અને લંપટી પુરુષ સાથે જોડવામાં આવે કે જેથી જે દુઃખ તેણે બીજાને દેખાડયું હતું તે તે પોતે ભોગવી શકે જે આજનો અપ્રામાણિક છે તેને આવતા ભવનો દેવાળિયો સમજવો, જે આજનો ધુતારો તે આવતા ભવનો ગમાર થશે, જે આજનો મિતભાષી તે આવતા ભવનો લાચાર બેચાર બનશે, જે આજનો લુટારો તે આવતા ભવનો ભિક્ષુક બની

જેઓને લૂટયા હશે તેઓની આગળ દીનભાવે હાથ લાંબા કરશે. આ રીતે પુનર્જન્મનો કાયદો માણસને તેનાં કરેલાં પાપોનાં પ્રમાણમાં સજા કરી તે સજાદ્વારા જ તેને શિક્ષણ પણ આપે છે કે ઇશ્વરના સામ્રાજ્યમાં કોઇ ગુનેગાર છટકી શકતો નથી, પણ " કર ને જો " નો અમલ સર્વત્ર થાય છે.

આ મહાન નિયમનો અમલ કેવી બારીકીથી થાય છે તે એક કાલ્પનિક કથાદ્વારા સમજવાનો આપણે પ્રયાસ કરીશું. એક વેળાએ એક માણસ બેકારી અને દરિદ્રતાથી કંટાળી પોતાનું શહેર છોડી પારકે ગામ ગયો. કેટલાક વર્ષ સુધી નસીબે યારી આપવાથી ત્યાં તે ઠીક કમાયો, પરંતુ વૃદ્ધાવસ્થામાં નિવૃત્તિમય જીવન ગાળવા તે પોતાને ઘર જવા નીકળ્યો. તેણે ત્રીસ હજાર રૂપિયા ભેગા કર્યા હતા પણ રસ્તામાં ચોરનો ભો હોવાથી તે રકમનું સોનું, જવેરાત વગેરે લઇ એક લાકડી પોલી કરી તેમાં ભરી દીધું. ફરતો ફરતો તે એક ગામના પ્રતિષ્ઠિત શેઠને ત્યાં આવ્યો અને થોડીકવાર માટે પોતાની લાકડી સંભાળવાનું કહી તે નગરરચના જોવા નીકળ્યો. શેઠને લાકડી ભારે લાગી અને તપાસી જોતાં તેની મૂઠ હાલતી દેખાઇ, અને તેમાં સોનું ભરેલું જોઇ શેઠની દાનત બગડી. શેઠે તમામ સોનું ખાલી કરી દીધું અને તેટલા જ વજનની કોઈ હલકી ધાતુ અંદર ભરી લાકડી જેવીને તેવી બનાવી દીધી, અને તે લઇ તે વૃદ્ધ પુરુષ રવાના થયો. ઘર જઇ ને કુટુંબની વચ્ચે ભારે આનંદમાં આવી જઇ તેણે લાકડી ખોલી, પણ તેની સાથે થયેલા પ્રપંચનું તેને ભાન થતાં તે કમનસીબ ડોસાને એટલો સખ્ત આઘાત લાગ્યો કે એ દિવસમાં જ તે રામશરણ થઇ ગયો.

હવે શેઠે જ્યારે સોનું ખાલી કર્યું ત્યારે પાસેના જ ખંડમાં તેમનો વિશ્વાસુ મુનીમ બેઠો હતો અને તેણે આ સઘળો તમાશો જોયો હતો. વળી એ દિવસમાં શેઠે તેની જ પાસે ત્રીસ હજાર રૂપિયા જમે પણ કરાવ્યા, અને તે મુનીમ આ રૂપિયા ક્યાંથી આવ્યા તે સમજી ગયો, પણ તે વિશે મૌન ધારણ કર્યું. થોડાક મહિના પછી ખબર પડી કે શેઠાણી ગર્ભવંતી સ્થિતિમાં હતાં; તે જાણી મુનીમ આશ્ચર્યચકિત થયો, અને થોડેક સમયે એક પુત્રનો જન્મ થયેલો જોઇ વિચારવા લાગ્યો કે શેઠ શેઠાણીને જિંદગીભર સંતતિ ન થઇ અને આવડી મોટી ઉમરે આ બાળક ક્યાંથી ? મુનીમને તેથી લાગ્યું કે આ કહેવાતો પુત્ર તો ખરું જોતાં પેલો લાકડીવાળો ડોસો જ હોવો જોઇએ અને એ પોતાના ત્રીસ હજાર રૂપિયા લીધા વિના શેઠને છોડશે નહિ. અને હતું પણ તેમજ, અને તે આપણે આ વાર્તાના અંતમાં જોઇ શકીશું. તે પુત્રને ઉછેરવાનું, તેની ઉપર દેખરેખ રાખવાનું અને તેની ઉપર જે ખર્ચ થાય તે નોંધવાનું કામ મુનીમે ખુશીથી ઉપાડયું. શેઠે પણ તેની

પછવાડે હઝારોનો ખર્ચ કર્યો અને તે બાળક પણ ચંચળ અને બુદ્ધિશાળી નીવડયું. તે અઢાર વર્ષનો થયો તેટલામાં તેની ઉપર વીસ હઝાર તો ખરચાઇ ચૂકયા હતા; હવે શેઠે તેનો વિવાહ કરવાનું નક્કી કર્યું અને તે માટે દશ હજારનો ખરચ કરવાની ગોઠવણ પણ કરી. આ જાણી મુનીમને જબરી ફાળ પડી કે છોકરા પછવાડે ત્રીસ હજાર જો ખરચાઇ જશે તો છોકરાના રૂપમાં આવેલો ડોસો ઘડી પણ થોભશે નહિ, અને એક નિર્દોષ બાળા વૈધવ્યના મહાદુઃખમાં પડશે. મુનીમને બહુ મન થતું કે શેઠ આગળ ભેદ ખુલ્લો કરે પણ અનેક સંકલ્પ વિકલ્પો પછી તેની જીભ ઊપડી જ નહિ.

લગ્નનો દિવસ પણ આવી પહોંચ્યો હતો. સૌનાં મુખ આનંદથી પ્રકાશિત થયાં; માત્ર મુનીમ જ મ્લાન વદને અને નીચી નજરે ગણત્રી કરવા પડયો હતો. ત્રીસ હજારની રકમ લગભગ પૂરી થવા આવી હતી. મુનીમની માત્ર એ જ ઉમેદ હતી કે લગ્નક્રિયા પહેલાં જ વરરાજા મરણ પામે, કેમકે તો જ કોમળ પુષ્પ સમાન કન્યા વિધવા થતી બચી જાય: અલબત્ત, વરરાજાને તો બચાવવું અશકય હતું. પણ પ્રારબ્ધના જોર આગળ ગણત્રી અને તકદીર આગળ તદબીર કેમ ફાવી શકે? લગ્નસમારભ ભારે ઠાઠમાઠથી મંડાયો. ક્રિયા પણ શરૂ થઇ ગઇ. પવિત્ર અગ્નિની આસપાસ સપ્તપદીના ફેરા ફરાઈ રહ્યા અને વરકન્યા પરણેલા જાહેર થયાં. તે પછી દૈવયોગે ત્રીસ હજારનો બાકી રહેલો રૂપિયો મુનીમને જ હાથે ખરચાઈ ગયો. શેઠનો પુત્ર આનંદથી પ્રફુલ્લિત વદને નવપરિણીત બાળા સાથે સૌના આશિષો ઝીલતો પસાર થતો હતો, તેટલામાં ફૂલ ઉપરથી પગ લપસી જવાથી તે ભોંયે પછડાયો, અને "ખમા, ખમા"ના પુકારો હજી તો શમ્યા નથી તેટલામાં તો તેણે પ્રાણ મૂકી દીધા. સર્વત્ર હાહાકાર થઇ રહ્યો. શું થઈ ગયું તે કોઈ તબીબને પણ સમજાયુ નહિ; માત્ર મુનીમ જ જાણી ગયો કે ડોસાના પૈસા ભરાઈ ગયેલા હોવાથી હવે તેને વધુ વાર રહેવાનું કશું પ્રયોજન નહોતું. ડોસાનું વેર કહો, કર્મનો કાયદો કહો, પુનર્જન્મનો નિયમ કહો કે ઇશ્વરનો ન્યાય કહો—શેઠને તો તેમની કરણીનું ફળ મળી ગયું.

હવે શેઠને ઘેર શોક અને સતાપ ધામા નાંખીને પડયા હોય એમ દેખાતું. થોડાક દિવસ પછી મુનીમે શેઠને એકાતમાં અશ્રુપાત કરતા જોયા; તે દેખીને તે નિયકહલાલ સેવકની આંખોમાંથી પણ શ્રાવણ ભાદરવો વર્ષવા લાગ્યો, અને અદ્યાપિ પર્યંત જે ભેદ એણે જાળવી રાખ્યો હતો તે એણે ખુલ્લો કરી દીધો. શેઠ શું બોલે? તેમના હાથનાં કર્યાં હૈયે વાગ્યાં, તેમને તેમના પાપનો પૂરો પરિતાપ થયો, અને તેમનાં પશ્ચાત્તાપ અને

દુઃખની સીમા ન રહી આખરે શાંત થઈ તેમણે કહ્યું— મે તો મારી કરણીનું ફળ ભોગવ્યું, પણ મારી નિર્દોષ પુત્રવધૂનું દુ ખ જોઇ મારી છાતી ફાટી જાય છે મારા પાપે એ છોકરી ઉપર રંડાપાનું દુ ખ શા માટે ?" મુનીએ જવાબ દીધો — છોકરીએ ગયે ભવે કયા પાપ કર્યા હશે એની આપણને ખબર કયાથી હોય ? પણ પાપને જ પરિણામે એ પણ આ દુ ખ ભોગવતી હશે એને જોઇને આપને વિશેષ દુ ખ થાય છે તેનું પણ કારણ છે વાણિયો કોઇ દિવસ વ્યાજ ચૂકતો નથી તેમ પ્રભુ પણ ગેરવ્યાજ કરતા ઉપરાંત વ્યાજ દાખલ થોડો વધુ દંડ વસૂલ કરે છે આપે કરેલી ચોરીનો રકમ તો આપના પુત્ર પછવાડે ખરચાઇ ચૂકી, પણ હજી તેનું વ્યાજ ભરવાનું રહ્યુ છે તે ભૂલશો ના, અને તે વ્યાજ તરીકે હવે જિંદગીભર આ ગડેલી પુત્રવધૂનું મુખ જોયા કરજો " શેઠે નજર નીચી ઢાળી દીધી. બોલવા જેવું કશુ રહ્યુ જ નહોતું ખુદાની લાકડીનો અવાજ નથી" માટે ખુદાની લાકડી જ નથી, કે ખુદા જ નથી, કે તેનો નિયમ કે ન્યાય જ નથી એમ માનવામાં મૂર્ખાઇ છે, અને એ ખુદાની લાકડીનો ચમચમાટ શેઠ જીવ્યા ત્યાસુધી ભૂલી શકયા નહિ આ વાર્તા કાલ્પનિક છે, પણ કર્મનો નિયમ અને પુનર્જન્મનો સિદ્ધાંત કેટલા અચૂક છે, અને કેવી ઝીણવટ અને કેટલી સચોટતાથી તેનો અમલ થાય છે તે આપણે અહીં જોઈ શકીએ છીએ

હવે પુનર્જન્મની વિરુદ્ધ જે દલીલો કરવામાં આવે છે તે આપણે તપાસીશું કેટલાક એમ માને છે કે પુનર્જન્મના ખુલાસાની કશી જરૂર નથી, કેમકે જોઇતો ખુલાસો વિજ્ઞાને સ્વીકારેલા આનુવંશિકતા અથવા વંશ પરંપરાના નિયમ ( law of heredity ) દ્વારા મળી શકે છે તેઓના કહેવા પ્રમાણે માણસ પાપી, રોગિષ્ઠ કે દીવાનો જન્મવાના કારણો તેનાં માતાપિતા કે વડીલોનાં આવા લક્ષણોમાંથી જોઈ શકાય છે એક છાકટો કે ક્ષયરોગી પિતાનો પુત્ર પણ જીવનમાં પિતાના જ લક્ષણો બતાવશે, માટે પિતાની ખાસિયતમાંથી ખુલ્લો ખુલાસો મળી રહેતો હોય તો આગલા ભવની લાંબી લાબી વાતો કરવાની શી જરૂર ? આનો જવાબ સાવ સહેલો છે પુત્રને પિતાની ખાસિયત મળી એ તો વિજ્ઞાન પ્રમાણે સ્પષ્ટ છે પણ તે પુત્ર એક યંત્ર નથી પણ જીવંત, સ્વતંત્ર વ્યક્તિ છે પિતા કદાચ પોતાના વાંકથી છાકટો કે રોગિષ્ઠ બન્યો હશે, પણ નિર્દોષ પુત્રને આ અણગમતો વારસો શા માટે મળવો જોઇએ ? The sins of the parents shall be visited upon the children—માબાપનાં

પાપ માટે મતાનો સજા ભોગવશે પણ શા માટે? પિતા વાંક કરે અને પુત્ર સજા પામે એવા ન્યાયની તો જગતમાં પણ હાસી થાય, તો શું તે ઈશ્વરના સામ્રાજ્યમાં ચાલતો હશે? ખુદાની પ્રનમાફી કારરવાઈમાં બેગુનાહને ફ્રેકટનો દંડ કેવો? ત્યારે માલૂમ પડે છે કે વંશપરંપરાનો નિયમ માત્ર સપાટી ઉપર જ કાર્ય કરે છે પણ મૂળમાં પહોંચી શકતો નથી અને મનુષ્યના ચારિત્ર્યમાં પહેલાથી જ સારાં માઠાં લક્ષણો શા સારુ બધાઈ જવાં જોઈએ તે સમજાવી શકતો નથી પુનર્જન્મનો નિયમ જ સમજાવી શકે કે માણસનું ચારિત્ર્ય તેના ગયા જન્મની કરણી ઉપર આધાર રાખે છે, અને તેણે જે નઠારાં કાર્યોની સજા ભોગવવી હશે તો અમુક પ્રકારના લક્ષણો કે શરીર ધારણ કરી દુષ્ટ કે રોગી પિતાના સંતાન તરીકે જન્મ લઈ તેણે તે વેઠવી પડશે વંશપરંપરાનો નિયમ ખોટો નથી પણ તે અધૂરો છે અને જ્યાં તે નથી પહોંચી શકતો ત્યાં પુનર્જન્મનો સિદ્ધાંત પહોંચી શકે છે, અને ખુદાના અચૂક ઇન્સાફની સાક્ષી પૂરે છે

વળી વંશપરંપરાના નિયમની પણ અમુક મર્યાદાઓ હોય છે. એ નિયમ પ્રમાણે શારીરિક ખૂબી ખામીઓ અને ટેવો વારસામાં મળી આવે છે, પણ ચારિત્ર્ય અને માનસિક લક્ષણો હમેશાં આ રીતે વંશજોમાં ઊતરતાં નથી આ નિયમ પ્રમાણે પશુઓના વંશમાં ઊતરતા શારીરિક ગુણદોષ બરાબર સમજાશે, કેમકે પશુઓમાં ચારિત્ર કે માનસિક બંધારણ જેવું કશું નથી, અને એક મૂર્ખ ઘોડા અને એક ચતુર ઘોડા વચ્ચે આપણને બહુ ભેદ નહિ દેખાય પણ માણસમાં ચારિત્ર્ય અને બુદ્ધિ બહુ જ અગત્યનો ભાગ ભજવે છે, અને એ બન્ને તત્ત્વો વંશજોમાં હમેશ ઊતરતા ન હોવાથી આપણને વંશપરંપરાનો કાયદો મદદરૂપ થઈ પડતો નથી પણ તે માટે પુનર્જન્મના સિદ્ધાંતની મદદ લેવી પડે છે અને એ સિદ્ધાંત જ આપણને સમજાવી શકશે કે ગયા ભવના પાપ-પુણ્યના પ્રતાપે આ ભવમાં માણસને અમુક પ્રતિકૂળતાઓ કે સવળતાઓ પ્રાપ્ત થાય છે

વળી બુદ્ધિશાળી માતપિતાને ત્યાં મંદબુદ્ધિનાં સંતાન અવારનવાર જન્મે છે અને પાંચ પુત્રો હાથની પાંચ આંગળીની પેઠે ઉચ્ચનીચ લક્ષણો ધરાવતા હોય છે ધર્મનિષ્ઠ માતાપિતાને ત્યાં શયતાનના શાગિર્દ જેવો બેટો અને દુષ્ટ માતપિતાને ઘેર ઈશ્વરપરાયણ પુત્ર કોઈક વાર અવતરે છે આનો ખુલાસો વંશપરંપરાનો સિદ્ધાંત શું આપી શકશે? આ બનાવો ખાસ અપવાદરૂપ પણ નથી પરંતુ ચાલુ બન્યા જ કરે છે, અને વિદ્વાન એનું કારણ સમજાવતા હારી જાય છે એમાં આશ્ચર્યકારક કાંઈ નથી, કેમકે આપણે

જોયુ તેમ બુદ્ધિ અને ચારિત્ર્યનાં લક્ષણો દરેક વખતે વડીલોમાથી વંશજોમાં ઊતરતાં નથી કેટલીક વેળા જોડિયાં બાળકોની અક્કલહોશિયારી અને ચારિત્ર્યમા મોટો તફાવત માલૂમ પડશે, જ્યારે વંશપરપરાના કાયદા પ્રમાણે તો એ બન્ને બધી જ રીતે સરખા આવવા જોઇએ મળતાપણું ક્યાં છે અને શી રીતે આવ્યુ તે વંશપરંપરાનો એકતરફી કાયદો સમજાવી શકે, પણ ભિન્નતા અને તફાવત ક્યાથી ઉદ્ભવ્યા તેનાં કારણો એ કાયદામાથી જડી શકતાં નથી જ્યારે વિજ્ઞાનથી ન વળે ત્યારે પુનર્જન્મનો સિદ્ધાંત આ બાબત ઉપર યોગ્ય પ્રકાશ પાડી શકે

અસંસ્કૃત માબાપને ત્યા પ્રતિભાશાળી બાળકનો જન્મ થાય છે તે જોઇ કેટલાકો કહે છે કે આ તો વિજ્ઞાનમા આવેલા reversion to type (અસલના નમૂના તરફ પ્રત્યાગમન) વાળા કાયદાથી સમજી શકાય છે, માટે પુનર્જન્મ ધ્યાનમા લેવાની કશી જરૂર નથી એ વિજ્ઞાનના કાયદા પ્રમાણે એક બાળક પોતાના માબાપના લક્ષણો કરતા જુદા જ લક્ષણો ધરાવી શકે, પણ આપણે તેના વડીલોના ગુણો તપાસીશુ તો જરૂર તે બાળકનાં જ લક્ષણો ધરાવનો એક વડીલ મળી આવશે, કે જેના ગુણો વર્ષો પછી પણ તે બાળકમા ઊતરવા પામ્યા આ ખુલાસો પણ દરેક વખતે અને દરેક બાબતમા ટકી શકે એવો નથી શેક્સપીયર અને પહેલા નેપોલિયનના કયા વડીલોમા આ મહાપુરુષો જેવા ગુણો હતા? એવા મહાન ગુણો હોવા જોઇએ જ નહિ, એ તપાસ કરવાની જરૂર પણ નથી, કેમકે આવા ગુણો એ વડીલોમા હોત તો તેઓ અપ્રસિદ્ધ રહેવા પામત જ કેમ? આવા વડીલો દરેક બનાવમા હોવા જ જોઇએ એવી અટકળ કરવી તે વિજ્ઞાનના દરજ્જાને શોભારપદ નથી જો વિજ્ઞાનમા નક્કર હકીકત ન મળે તો ફાંફા માર્યાથી શુ વળે? ઘોર અધકારમાથી આ બે તેજસ્વી સિતારાઓ કેમ ચમકી ઊઠયા એનો ખરો ખુલાસો વિજ્ઞાન નહિ પણ પુનર્જન્મનો સિદ્ધાંત જ આપી શકે

કેટલાકોના કહેવા પ્રમાણે જગતમાં બળવાનો જ ટકી રહે છે જ્યારે નમળી વ્યક્તિઓ અને કોમોનો ધીમે ધીમે નાશ થતો જાય છે કુદરતના એ કાનૂનને વિજ્ઞાનમા survival for the fittest (ઉત્તમનો ઉત્કર્ષ) કહેવામા આવે છે, માટે એ વિરોધીઓના મત પ્રમાણે પુનર્જન્મના સિદ્ધાંત કરતા આ સર્વમાન્ય વિજ્ઞાનનો સિદ્ધાત જ સ્વીકારવો જોઇએ પણ પુનર્જન્મની માન્યતા આ વૈજ્ઞાનિક સિદ્ધાતની બિલકુલ વિરુદ્ધ નથી, બલ્કે પુનર્જન્મની માન્યતાને ઉત્તમના ઉત્કર્ષવાળા સિદ્ધાંતથી વધુ સમર્થન જ

મળે છે. પુનર્જન્મની માન્યતા પ્રમાણે જે લાયક છે, જેનું ચારિત્ર્ય વિશુદ્ધ છે તેનો વહેલો વિકાસ થશે અને તે બીજા કરતાં મોક્ષદ્વારે વહેલો પહોંચી જશે. વિજ્ઞાનનો કાયદો ભૌતિક જગતમાં અને સ્થૂળ ભુવનમાં કાર્ય કરતો દેખાશે, ત્યારે એ જ નિયમની ખૂબી ચારિત્ર્ય અને નીતિના પ્રદેશોમાં પુનર્જન્મના સિદ્ધાંતથી પ્રદર્શિત થશે.

ત્યારે વંશપરંપરાનો નિયમ અમુક હદ સુધી જઇ મહત્ત્વની બાબતોના ખુલાસા આપવામાં નિષ્ફળ જાય છે તે આપણે જોયું. કેટલાકો કહે છે કે મનુષ્યના ગુણદોષ તેના સંજોગો, કેળવણી, વાતાવરણ (environments) વગેરે ઉપર આધાર રાખે છે, માટે પુનર્જન્મ સુધી કૂદકો મારવાની જરૂર નથી. તેઓ કહે છે કે મનુષ્યનું બાળક વરૂઓ વચ્ચે ઊછરે તો વરૂ જેવું જ નીકળે, અને એક વરૂનું બચ્ચું માણસોમાં મોટું થાય તો તેની પશુતામાં ફેર પડે અને એ કાંઇક ઇન્સાનના ગુણો ખીલવી શકે. આ દલીલમાં પણ પૂરેપૂરું સત્ય નથી. એક વર્ગમાં એક જ શિક્ષકને હાથે સો વિદ્યાર્થીઓને શિક્ષણ અપાતું હોય તોપણ એ સઘળા સરખી રીતે પ્રવીણ થતા નથી, પણ શિક્ષણ સરખું હોવા છતાં દરેક વિદ્યાર્થી પોતપોતાની બુદ્ધિ અને કાબેલિયત પ્રમાણે તે ગ્રહણ કરે છે. એ જાતી કાબેલિયત શિક્ષણ કે વાતાવરણદ્વારા પ્રાપ્ત થતી નથી. તે ક્યાંથી આવી તેનો ખુલાસો નથી વંશપરંપરાના નિયમમાંથી જડતો કે નથી વાતાવરણ અને કેળવણીમાંથી મળતો, પરંતુ તે સારુ પુનર્જન્મના સિદ્ધાંતની દલીલો જ બુદ્ધિગ્રાહ્ય થઈ પડે છે.

કેટલીક વેળા એક નિરક્ષર કુટુંબમાં અસામાન્ય બુદ્ધિબળવાળાં બાળકોનો જન્મ થાય છે એ વારસો માતપિતા તરફથી તો હોઇ શકે જ નહિ, અને ખુદ શિક્ષકો જ બાળકના જેટલી પ્રવીણતા ધરાવે નહિ, ત્યારે આ અસાધારણ બુદ્ધિના ચમત્કારનો શો ખુલાસો ? કોઇને છેક બાળપણથી જ ધર્મશાસ્ત્રો મોઢે રહી જાય, કોઇ બાળક હોવા છતાં ચિત્રકાર, કવિ કે સંગીતકાર બની સૌને છક કરી મૂકે; ત્યારે આ સૌ આવ્યું ક્યાંથી ? કેળવણી, વાતાવરણ અને માબાપ તે કેટલું આપી શકે ? શેક્સપીયર, ડાન્ટે ગીટે વગેરેને તેમના માબાપોએ એવો તે શું વંશપરંપરાનો વારસો કે કેળવણી આપ્યાં કે જેથી જગત મુગ્ધ બને એવા ગ્રંથો એ રચી ગયા ? મહાન નેપોલિયનનાં માબાપ અતિ સામાન્ય કોટિનાં હતાં અને તેની પોતાની કેળવણી પણ અધૂરી હતી; તે જોતાં આ વિલક્ષણ આત્માને તેણે જિંદગીભર દાખવેલી તેજસ્વી પ્રતિભા ક્યાંથી સાંપડી તે સમજાતું નથી. જ્ઞાનેશ્વરજી કિશોરાવસ્થામાં અને આદ્ય શંકરાચાર્ય જુવાનીમાં સ્વર્ગે સંચર્યા તે પહેલાં

એકે રચેલી ગીતાજી ઉપરની સમર્થ ટીકા અને બીજાએ કરેલું વેદાંતશાસ્ત્રોનું અપૂર્વ વિવરણ જોતાં આશ્ચર્ય થાય છે કે આ સૌ આવ્યા કયાંથી ! પયગંમ્બરો એક જ ભવમાં બ્રહ્મસાક્ષાત્કાર કરી શકે અને જગતને ઈશ્વરપ્રેરિત સંદેશ આપી શકે એ શું તાજુબીની વાત નથી? ઈસુ ભગવાન બત્રીસમે વર્ષે વધસ્થંભ ઉપર ચડયા, અને અઢી વર્ષ જ એમણે પોતાના ધર્મપ્રચારમાં ગાળ્યા અને એક મહાન ધર્મના સ્થાપક બની ગયા શું મહાપુરુષો પ્રત્યે પ્રભુ પક્ષપાત દાખવતા હશે કે કોઈને એક જ ભવમાં મોક્ષ અને બીજાને નસીબે લખચોર્યાસી ફેરા? પણ પ્રભુ તો ન્યાયી છે ત્યારે આ કેમ બને? 'આ કેમ બને'"નો પ્રશ્ન પુનર્જન્મના સિદ્ધાંતના જ્ઞાનના અભાવે અનંતકાળ સુધી પુછાયા જ કરશે

આ મહાન સિદ્ધાંત સમજાવે છે કે સેંકડો અને હજારો વર્ષોના પુણ્યના પ્રતાપે જ એક પયગમ્બર એક જ ભવમાં મોક્ષપદ પામે છે, તે જીવન શરૂ કરવા નથી આવતા, પણ આધ્યાત્મિક અનુભવ-પરંપરાની પૂર્ણાહુતિ કરવા જ આવે છે એક તેજસ્વી પ્રતિભાશાળી પુરુષ (genius) થોડા જ સમયમાં અગાધ જ્ઞાન ભેગું કરે છે, કારણ કે તેને માટે તો knowledge is but remembrance (જ્ઞાન માત્ર સ્મરણરૂપ છે) તેને કશું જ્ઞાન સંપાદન કરવાનું રહેતું જ નથી. જ્ઞાનભંડારો તો આગળના ભવોમાં ભરાઈ ચૂકયા છે, હવે તો એ જ્ઞાનના માત્ર સ્મરણો જ તાજાં કરવાના રહ્યા કેટલાકોની જ્ઞાન ગ્રહણ કરવાની શક્તિ અદ્ભુત હોય છે તેઓને દલીલો કે પુરાવાની ભાંજગડ હોતી નથી પણ તેઓ *intuition*–પરાબુદ્ધિ અથવા અંતર્જ્ઞાન–થી કોઈપણ મધ્યસ્થ સાધન વિના તત્કાળ સત્ય મેળવી શકે છે બહુ વિરલ આત્માઓમાં જ આ પ્રકારની પરાબુદ્ધિ કાર્ય કરે છે, તેનું કારણ એ કે દલીલો અને પુરાવાઓનો તેમણે ગયા ભવોમાં પુષ્કળ અનુભવ કરી લીધો હશે, હવે એમણે આવી ઉપાધિમાં પડવાની જરૂર ન રહેવાથી એઓ સીધા નગ્ન સત્યનાં જ દર્શન કરી શકે છે

કેટલાકોને સાહિત્ય અને કલા તરફ મહોબ્બત અને ગણિત અને વિજ્ઞાન પ્રત્યે નફરત હોય છે તેઓ સાહિત્ય ઝટ સમજી જાય છે અને તે સરજી પણ શકે છે, જ્યારે અતિશય શ્રમ લેતા છતા નથી તો તેઓ ગણિતના સિદ્ધાંતો સમજી શકતા કે નથી વિજ્ઞાનમાં ઝાઝો પ્રવેશ કરી શકતા કારણ એમ આપી શકાય કે આ સાહિત્યવિલાસીઓએ આગલા ભવ કે ભવોમાં સાહિત્ય પુષ્કળ ખેડયું હશે, એટલે હાલમાં એઓને આ વસ્તુ પૂરતી પરિચિત હોવાથી તેઓ તે તુરત સમજી શકે છે, બલકે

સાહિત્યનો ભંડાર તો ભર્યો જ હોવાથી તેઓ તો માત્ર પોતાનાં સ્મરણો જ તાજાં કરે છે, જ્યારે ગણિત કે વિજ્ઞાનમાં તેઓએ આગલા ભવમાં કશી જ તૈયારી ન કરી હોવાથી તેઓ હાલ આ વિષયોથી પૂરતા વાકેફગાર નથી, અને તે તેમને તદ્દન નવા જ લાગે છે, અને પુષ્કળ મહેનત છતાં તે તેઓ સમજી શકતા નથી તે જ પ્રમાણે જે સદ્ગુણો હાલમાં આપણામાં પૂરેપૂરા ખીલેલા છે તે એકાએક ખીલવા પામ્યા નથી પરંતુ તેનો વિકાસ ગત જન્મોમાંથી જ થયો છે : જે ગુણો હાલમા આપણામાં પૂરા વિકસિત નથી થયા તે ગયા ભવોમાં પણ પૂરતા ખીલવા પામ્યા ન હોય. વળી કોઈ માણસને જોતા જ આપણને પ્રેમની લાગણી થાય છે અને તેની સાથે પિછાન પાડવાનું મન થઈ આવે છે, જ્યારે બીજો કેવળ નિર્દોષ હોવા છતાં, આપણને બિલકુલ આકર્ષી શકતો નથી. અને તેના પ્રત્યે આપણે અળગા જ રહેવા ઇચ્છીએ છીએ. એકના પ્રત્યે નૈસર્ગિક સ્નેહ અને બીજા પ્રત્યે ઉત્સાહહીનતા એ આપણા આગલા ભવની મિત્રાચારી અને બેદિલીનાં પરિણામે હોઇ શકે. જગતમાં બનતા દરેક બનાવને કાંઇ ને કાંઈ કારણ હોય છે; કશુ જ નિષ્પ્રયોજન નથી, માત્ર અકસ્માતથી કશુ જ બનતું નથી એ સઘળું પુનર્જન્મના નિયમથી આપણને સ્પષ્ટ દેખાય છે. આ પ્રમાણે જગતના અનેક સવાલો જે આપણને મૂંઝવી રહ્યા છે, અને જે વિશે પૂરતા જ્ઞાનના અભાવે આપણે ઈશ્વરને દોષ દઈએ છીએ, તેઓનું સંતોષકારક નિરાકરણ પુનર્જન્મના સિદ્ધાંતથી થવા પામે છે.

પુનર્જન્મ વિરુદ્ધ એક વાંધો એવો ઉઠાવવામાં આવે છે કે મનુષ્યને તેના ગયા ભવના પાપોને લીધે આ જન્મમા દુઃખો ખમવા પડે એ અયોગ્ય અને અન્યાયી કહેવાય, કેમકે આ જન્મમાં તેના ગયા જન્મના પાપો તેને યાદ રહી શકતાં નથી, અને તેથી તે વિના કારણે દુખ પામે છે. તેઓ કહે છે કે ગમે એવા ધર્મી માણસમા પણ આ સ્થિતિમા પશ્ચાત્તાપ ઉત્પન્ન થશે નહિ, કારણ કે શા માટે અને કેવાં પાપો માટે પસ્તાવો કરવો તે તે જાણી શકતો નથી. વાંધો લેનારાઓ વળી એમ કહે છે કે આ જગતમાં પણ એક ગુનેગારને ન્યાયની અદાલતમાં શિક્ષા કર્યા પહેલાં તેનો શો ગુનો હતો તે તેને કહેવામા આવે છે, અને તેથી તે માણસને યોગ્ય સજા થવા ઉપરાંત તેને નસીહત મળે છે અને ફરીથી આવો અપરાધ કરતાં તે અચકે છે. જવાબમાં આપણે કહીશુ કે વાંક કરીને ભૂલી ગયા માટે શું તે વાંક થયો જ નથી એમ માની લઈ તેની શિક્ષાનો સ્વીકાર પણ ન કરવો, અને શિક્ષા કરનારને અન્યાયી અને ક્રૂર ગણવો? એક

છાકટો માણુસ દારૂના બહારમા અને સપૂર્ણ બેખબરીમા બીજાને લાકડી મારી ઇજા કરે તો શુ તે સજાને પાત્ર નથી? છાકટપણામા ગુનો થવાથી ગુનેગારને તેનું ભાન બિલકુલ ન રહ્યુ, અને અદાલતમા પણ પોતે તદ્દન નિર્દોષ છે એમ તે જાહેર કરે છે બેધ્યાનપણામા ગુનો કરવાથી તેને કદાચ ઓછી સજા થશે, પણ તેને ગુન્હાની યાદ નથી તે કારણે કોઇ પણ ન્યાયાધીશ તેને છોડી તો નજ મૂકે. આમ અપરાધીઓ જો છૂટતા હોય તો સૌ કોઇ દારૂ પી ગુનો કરે કે તેની તેમને યાદ ન રહે અને તેથી છૂટવાનું સહેલ થઈ પડે આપણે એકાદ બે વર્ષના ન્હાના બાળક હતા ત્યારે શુ કરતા હતા તેનું આપણુને ધ્યાન નથી. માટે શુ એમ કહેવુ કે આપણુ બાળપણુ હતુ જ નહિ, અથવા બાળપણમા આપણા દોષો હતા જ નહિ? ગયા ભવના પાપ યાદ રહેતાં નથી છતા ઇશ્વર તેની સજા કરે છે તે સૌને ખૂંચે છે, પરંતુ ગયા ભવના સવાબો માટે ઇશ્વર આ જન્મમા, આપણી યોગ્યતા હોય કે ન હોય, તોપણુ આપણુને અનેક મહેરબાનીઓ બતાવે છે અને અનુકૂળતાઓ આપે છે તે તો ભૂલી જ જવામા આવે છે ઇશ્વરના કાર્યો ઉપર ઉપરછલ્લી દૃષ્ટિ નાખવાને બદલે તેની પૂરી તપાસ કરતા આપણે જાણી શકીએ છીએ કે તે નથી ક્રૂર કે નથી અન્યાયી, પરતુ આપણું હાલનું જીવન તે આપણા જ ગયા ભવનાં કાર્યોનો પ્રભુ તરફનો બદલો છે

વળી ગયા ભવના બનાવો આપણુને યાદ રહેતા નથી તેમાં પણુ પ્રભુની આપણા પ્રત્યેની કાળજી અને દયા જ છે એમ જાણવુ આપણાથી જુવાનીમાં જે ખોટા કાર્યો થયા હોય તેનો દુખ ઘડપણમાં સહન થતો નથી, તો વળી ગયા ભવના પાપો યાદ કરીને શા માટે વધુ દુઃખી બનવુ? જો એક માણુસ જાણી શકતો હોય કે તેનો તરતનો જન્મેલો પુત્ર તો તેનો ગયા ભવનો કટ્ટો શત્રુ છે તો તે બાળક પ્રત્યે તે પિતા તરીકેનો પૂરો ભાવ ન જ બતાવી શકે જો એક માણુસથી જાણી શકાતું હોત કે ગયે ભવે તે લુટારુ કે ગળાકાપુ હતો તો આ જન્મમા પણુ તે દુઃખદ સ્મરણુથી તે ત્રાસ પામી હતાશ બની જાત, અને પવિત્ર જીવન ગાળવાનો તેનો ઉત્સાહ પણ કદાચ ઠડો પડી જાત એક માણુસ ચોરી કરી કેદમા જઈ આવ્યા પછી ઉત્કૃષ્ટ જીવન ગાળી સૌના વખાણુને પાત્ર બની શકે છે, પણુ તે પોતે તે ચોરીનો બનાવ ભૂલી શકતો નથી, અને સમાજ પણુ તેની તરફ આગળી ચીંધી તેની બદગોઈ કરે છે ત્યારે જો આપણે બધાય એક બીજાના ગયા ભવના દુષ્કૃત્યો જાણુતા થઈએ તો જરૂર આપણા સૌના દુઃખમાં વધારો થાય પરતુ ઇશ્વરે અપાર ડહાપણુ વાપરી ગયા ભવે

હાલના જન્મોની વચ્ચે એક અભેદ્ય પરદો જ પાડી દીધો છે અને તેમાં જ તેનાં દયા અને પ્રેમ સમાયેલાં છે.

બાળવર્ગની પહેલી ચોપડીમાં આપણે જે પાઠો શીખી ગયા હોઇશું તે આજે આપણને અક્ષરશઃ યાદ ન હોય, પણ તે સઘળા પાઠો અને પુસ્તકોમાંથી આપણે જ્ઞાન તો મેળવ્યું જ; તેમ ગયા ભવનાં કાર્યો આજે યાદ ન રહી શકે પરંતુ તે કાર્યોમાંથી ટેવો અને લક્ષણો બંધાયાં, અને છેવટે ચારિત્ર્ય રચાઇને આપણને આ ભવે મળ્યું. ગયા ભવની બારીક વિગતો આ જન્મે મળી શકતી નથી, પણ તેનો નિચોડ આપણાં લક્ષણો અને માનસિક વળણોમાં પણ આપણને મળી રહે છે. એરવદ ખુરશેદ દાબુએ ઑક્ટોબર ૧૯૪૨ ના "ચેરાગ"માં લખ્યું છે તેમ દિવાળીને પ્રસંગે ચોપડો બદલાય તેમાં આગલા વર્ષની બાકી જ લખાય છે, વિગતો નહિ; તેમજ ઈશ્વર પણ આપણાં ગયા ભવનાં કાર્યોમાંથી આપણને લક્ષણોનો જ વારસો આપે છે, પરંતુ આપણી ઉપર દયા બતાવી તે કાર્યોની વિગતોથી તો આપણને બેખબર જ રાખે છે.

અલબત, આપણે આગળ જોઇ ગયા તેમ અપવાદરૂપે એવા કેટલાક શખ્સો નીકળી આવે છે કે જેઓ પોતાનો ગયો ભવ જાણી શકે છે અને તેના વિશે વિશ્વાસપાત્ર માહિતી પણ આપી શકે છે, અને કોઇ કોઇ વખત આ માહિતીને સમર્થન પણ મળી રહે છે. કેટલાકોને સમાધિમા અને કેટલાકોને સ્વપ્ન વગેરેમા ગયા ભવના પ્રસંગોના દર્શન થાય છે. પરંતુ આવા બનાવો ક્વચિત જ બને છે, અને પૂરતા પુરાવાના અભાવે તે સૌની ખાત્રી કરી શકતા નથી. કેટલાક પૂર્ણપુરુષો ગયા ભવના બનાવો જાણી શકે છે, જો કે તેઓ તે માહિતી જનસમાજ આગળ ધરતા નથી, પરંતુ પોતાના જ શિષ્યમંડળમા તેની વિગત આપે છે. તેઓ આપણા વિચારો પણ જાણી શકે છે; આપણે સાધુના વેશે શયતાન હોઇએ તો તે દંભ પણ તેઓ સમજી શકે છે. તે છતાં તેઓનો દયાભાવ એટલો વિશાળ છે કે પાપી અને સવાબી બન્ને પ્રત્યે તેઓ અપાર પ્રેમથી વર્તે છે. સામાન્ય માણસો આમ કરી શકતાં નથી, અને તેથી જ્યાંસુધી આપણે સંપૂર્ણ ન થઇએ ત્યાંસુધી ગત જન્મના બનાવો અને કર્મોથી આપણે બેખબર રહીએ તેમાં જ આપણી અને સૌની સલામતી છે

આ જન્મમાં ગત જન્મના બનાવોની યાદ રહેવી પણ અશક્ય છે. ખુદ આ જીવનના કેટલાક બનાવો થોડાં વર્ષ પછી ભૂલી જવાય છે, ત્યારે છેક ગયા જન્મના કાર્યો, જેના બનાવને કદાચ સેંકડો વર્ષ થઇ ગયા હોય,

તે આપણને કેમ યાદ રહે? વળી ગયા ભવના સ્થૂળ, સૂક્ષ્મ અને કામ-શરીરોનો તો નાશ થઇ ગયો, અને આ જન્મે આપણને નવાં જ શરીરો મળ્યાં, જેનાથી જૂનાં નાશ પામેલાં શરીરોની વિગત અને તે પણ આટલા લાંબા સમય પછી, જાણી શકાય એમ નથી આપણું જૂનું મગજ (brain) પણ નાશ પામ્યું અને નવા મગજથી ગયા ભવના બનાવો તાજા થઇ શકે જ નહિ, કેમકે તે બનાવોની છાપ નવા મગજ ઉપર પડી જ નહોતી મૅડમ બ્લેવૅટસ્કી 'The Key to Theosophy' મા લખે છે તેમ એક ખૂનીના ખમીસ ઉપર ખૂન થયેલા માણસના લોહીના ડાઘા પડ્યા હોય તે સૂક્ષ્મદર્શકયંત્રમા તપાસી શકાય . પણ જો તે ખૂનીએ તે ખમીસનો નાશ કરી બીજું નવું વસ્ત્ર ધારણ કર્યું હોય તો તેના ઉપર સૂક્ષ્મદર્શક યંત્રની સઘળી તપાસ ફોકટ જશે એટલે ગયા ભવના અનુભવો ગ્રહણ કરનારાં જુનાં શરીરો જ જ્યા નાશ પામ્યાં ત્યા ગમે એટલી મગજમારી કરીએ તોપણ નવાં શરીરોદ્વારા તે જૂના અનુભવો તાજા થઇ શકશે નહિ

પરંતુ અહીં એક અગત્યનો ખુલાસો કરવાની આવશ્યકતા રહે છે આપણે અનેક વિગતો ભૂલી જઇએ છીએ અથવા ભૂલી ગયા એમ માની લઇએ છીએ, પણ વસ્તુત કશું જ ભુલાતું નથી ખુદ આ જન્મમા પણ ભુલાયેલી હકીકતો આપણા અજ્ઞાતભાન ( subconscious mind ) મા નોંધાઇ રહે છે, અને એ ગોદામમાથી કવચિત્ બહાર નીકળી આવી આપણને અને બીજાઓને આશ્ચર્યચકિત કરે છે એક માણસ ઉપર જ્યારે વશીકરણ વિદ્યા ( hypnotism ) અજમાવવામા આવે છે ત્યારે તેના અજ્ઞાતભાનમાથી અનેક લાંબા કાળની તદ્દન વિસ્મરણ થઇ ગયેલી વિગતો બહાર પડે છે કોઈ માણસ ત્રણચાર વર્ષની ઉમરે એક ભાષા શીખી પછી બિલકુલ ભૂલી ગયો હોય છે, તે ભાષા પણ તે શખ્સના અજ્ઞાતભાનમાંથી ઘડપણમા વશીકરણ વિદ્યાના પ્રતાપે નીકળી આવે છે વળી આપણે જોઈ ગયા છીએ કે મરણ સમયે મરનાર પોતાની તમામ જિંદગીના બનાવો યાદ કરી જાય છે અને એ રીતે અનેક ભુલાયેલી બાબતો ખુદ આ ભવમા પણ અમુક સંજોગોમા તાજી થાય છે

તે જ પ્રમાણે ગયા ભવના બનાવો પણ જાણી શકે એવા કેટલાક વિરલ આત્માઓ મળી શકે છે આ કેમ થતું હશે તે હવે આપણે તપાસીએ આપણે જોઇ ગયા તે પ્રમાણે મરનારનું પાંચમું તત્ત્વ મનસ નામનું છે, અને "અમર ત્રગડી" માંનું એ જ તત્ત્વ તમામ નવાં પણ નાશવંત શરીરો-ધારણ કરી પુનર્જન્મ લે છે. એ મનસમા અનેક ભવોના અનુભવોનો ગંજ

ભર્યો હોય છે, પણ આ દુનિયામાં કાર્ય કરવા સારુ તે મગજ (brain) અને સ્મરણશક્તિ (memory) ધારણ કરે છે. આપણી બહુ સાધારણ ભૂલ એ થાય છે કે આપણે સ્મરણશક્તિ જેવી ક્ષુલ્લક વસ્તુને મનસ્ જેવા મહાન, અમર તત્ત્વ સાથે ભેળી દઈએ છીએ. સ્મરણશક્તિ ગઈ કાલના બનાવ ભૂલી જાય તો જન્મજન્માન્તરની વિગતો ક્યાંથી યાદ કરી શકે? પરંતુ એ સઘળી વિગતો મનસ્માં તો નોંધાયેલી છે જ. એક માણસે અનેક જન્મો લીધા હશે તેમાં તેનું પુનર્જન્મ લેતું મનસ તો તેનું તે જ રહ્યું, પણ દરેક જન્મે તેને મગજ ( brain ) અને સ્મરણશક્તિ ( memory ) તો જુદાં જુદાં જ મળે છે. સ્મરણશક્તિ ઘણું ઘણું તો તે ભવ પૂરતા જ બનાવો યાદ રાખી શકે, જ્યારે અનેક ભવોના બનાવો અમર મનસ્માં નોંધાયેલા રહે છે. જ્યારે સ્મરણશક્તિ નિષ્ફળ જાય ત્યારે એક માણસ કોઇક વસ્તુ ભૂલી ગયેલો કહેવાય, પણ વસ્તુતઃ માણસ કશું જ ભૂલતો નથી, કેમકે એ ભુલાયેલી વસ્તુ પણ મનસ્ના ભંડારમાં પડી તો છે જ. સામાન્ય માણસો સામાન્ય સંજોગોમાં મનસ્ સુધી પહોચી શકતા નથી તેથી જ તેઓ અમુક બનાવો ભૂલી ગયેલા માનવામાં આવે છે. જો કોઈ અતિ ઉચ્ચ કોટિનો આત્મા મનસ્ સુધી પહોચી શકે, અને પોતાને અને અનેક ભવોનાં પોતાના જન્મોને સાક્ષીરૂપે જોઇ શકે, તો અમુક ભવમા પોતે શું કર્યું હતું તે તે ઝટ કહી આપે. એવા મહાત્માઓ અને સતમન સાથે સીધો સંબંધ રાખી શકે એવા સિદ્ધ પુરુષો અતિ વિરલ હોય છે. એ સત્ મનમાંથી જ કોઈ વાર સામાન્ય પણ સરકારી માણસોને અંતર્નાદ સંભળાય છે અને અંતઃસ્ફુરણાના ચમકારા પણ અનુભવાય છે, પરતુ એ સત્ મન સાથે સીધો સંપર્ક રાખી ગયા ભવનું જ્ઞાન પામવું એ સામાન્ય માનવીની પરિમિત શક્તિથી પર હોય છે. એ કારણે જ થિઓસોફી પ્રમાણે સાધારણ માનવી ગયા ભવના બનાવો યાદ કરી શકતો નથી.

પુનર્જન્મ વિરુદ્ધ જે મુખ્ય દલીલો કરવામાં આવે છે તે આપણે તપાસી ગયા, પરંતુ હજી એની ઉપર જે અનેક પ્રહારો કરવામા આવે છે તે હવે આપણે ધ્યાનમાં લઇએ. એક અંગ્રેજ લેખકના કહેવા પ્રમાણે જો પુનર્જન્મમાં માનીએ તો ભગવાન વિશ્વમાથી બરતરફ થઇ ગયા છે એમ માનવું પડે; એટલે હવે ભગવાનને કશુ કરવાપણું રહ્યું નથી, કર્મને કાયદે સૌ જડ યંત્રવત્ ચાલ્યા જ કરે છે, માટે હવે ઈશ્વરનાં સ્મરણ અને ભક્તિની પણ જરૂર શેની? આના જવાબમાં એક દૃષ્ટાંત આપી શકીએ કે આપણને વીજળીગૃહ (power-house) તરફથી વીજળીનો પ્રવાહ નિયમિત મળ્યે

જાય છે, માટે શું હવે તેના મુખ્ય ઇજનેરને રજા આપવી ? આ ઇજનેરનાં બુદ્ધિકૌશલ્ય અને કાર્યક્ષમતા વિના ક્યાંસુધી વીજળી ચાલુ રહેશે ? તેમ કર્મના કાયદાની અને પુનર્જન્મના સિદ્ધાંતની મહત્તા દર્શાવી તેમાં ઈશ્વર બરતરફ થઈ ગયાનું કયાં સૂચન થયું ? જો ઇશ્વર જેવી બુદ્ધિશાળી અને કલ્યાણકારી શક્તિ ન હોય અથવા જગતનાં કાર્યોમાં તે ભાગ લેતી બંધ પડે તો કર્મના બીજા અનેક કાયદાઓની શી વલે થાય અને તે ક્યાંસુધી ચાલી શકે ? વિજ્ઞાન જેમ જેમ અનેક મહાન કાયદાઓ શોધે છે તેમ તેમ ધર્મનિષ્ઠોને ઈશ્વરની અગાધ શક્તિનું ભાન થતું જાય છે જ્યારે જડવાદીઓને ઈશ્વરનું બળ ઓછું થઇ જતું લાગે છે, પરંતુ ત્યારે પણ થોડાક નાસ્તિકો સિવાય કોઇએ ઈશ્વર બરતરફ થઇ ગયાની વાણી કાઢી નથી અને પુનર્જન્મનો કાયદો પેશ થયો ત્યારે જ કેમ ઈશ્વરની બરતરફી હૈયે ચડી આવી ? આવા કાયદાઓથી તો સામો ઈશ્વરનો અચળ ન્યાય, તેનું ઊંડું ડહાપણ, અને તેની અપૂર્વ રચના-કલાનું આપણને જ્ઞાન થવું જોઇએ પુનર્જન્મનો સિદ્ધાંત સ્પષ્ટ કરે છે કે ઈશ્વરે ભલાઇ કરી પોતાની મહાન સત્તા પરિમિત કરી માનવીને પુરુષાર્થનો માલિક બનાવ્યો, કે જેથી માણસ પોતે ખરાખોટાનું તોલ કરી કાર્ય કરે અને તે કાર્યોનાં ફળ ભોગવે ઇશ્વર એક નાઝી ક ફેસિસ્ટ સરમુખત્યાર જેવી એકહથ્થુ સત્તા ભોગવનાર જુલમગાર નથી, પણ તેણે માનવનું હિત સાધી તેને યોગ્ય પ્રમાણમાં વિવેકબુદ્ધિ સંકલ્પશક્તિ અને છૂટાપણું આપી તેને તેના કાર્યો માટે જવાબદાર બનાવ્યો છે

વિરુદ્ધપક્ષવાળા દલીલ કરે છે કે આ જન્મની પહેલા પણ આપણા જન્મો થયેલા હોવા જોઇએ અને એ રીતે જોતા મનુષ્યનો એ જન્મપરંપરાનો તો કાંઇ પાર આવે જ નહિ, અને જન્મ પામવા પહેલાંની કોઇ સ્થિતિ કલ્પી શકાય પણ નહિ માટે આ પુનર્જન્મના વાદમાં કાંઇ અર્થ હોઇ શકે નહિ આ જ દલીલ ઈશ્વરના અસ્તિત્વનું ખંડન કરવા માટે વાપરવામા આવે છે, પરંતુ પુનર્જન્મના સમર્થનમા કહી શકાય કે આપણા આગલા જન્મો મનુષ્યના હોવા જોઇએ અને તે પૂરા થઇ રહ્યા એટલે તેમની પહેલા પશુના જન્મો થયા હોવા જોઇએ અને એ રીતે જોતાં માનવી કરોડો વર્ષ પહેલા એક અણુમાંથી ઉત્પન્ન થયો હોવો જોઇએ આને વિજ્ઞાનનો પણ ટેકો હોઈ શકે, ક્રમક્રમ અગણિત જન્મો લઈ અણુમાથી વિકાસ પામીપામીને આપણે મનુષ્યની સ્થિતિએ આવી પહોંચ્યા છીએ એ વિજ્ઞાને સ્વીકારેલું સત્ય છે માટે જેઓ જન્મપરંપરામાં કાંઇ સાર જોતા નથી તેઓનું વલણ વિજ્ઞાનથી વિરુદ્ધ જતું હોય એમ દેખાય છે

વળી એમ કહેવામાં આવે છે કે જો એક બાળક પડી જઇને જિંદગી-ભર પાંગળું થઈ જાય તો તે પડી જવાથી થયું એમ ખુલ્લું કબૂલ કરવાને બદલે શા માટે કલ્પવું કે તે તો ગયા ભવની સજા ભોગવે છે? આવા દેખીતા બનાવમાં હેઠ પુનર્જન્મનો કલ્પિત આશ્રય લેવાની શી જરૂર પડી? આ સવાલનો ખુલાસો આગળ અપાઇ ગયો છે પડી જવાથી બાળક અપંગ થયું તે એક દેખીતું અને બહારનું કારણ (ostensible cause) છે, પરંતુ તે ખરું કારણ નથી ખરું કારણ શોધવા માટે બાળકે ગયા ભવમાં શું કર્યું તે જાણવું જોઈએ, જે સાધારણ માનવીની શક્તિની બહાર છે બધાંય બાળકો પડે છે પણ બધાં કાંઇ અપંગ થતાં નથી, અને અમુક બાળક જ થયું એટલું જ જો સ્વીકારીએ તો ઈશ્વર એ બાળક તરફ અન્યાયી છે એમ માનવું રહ્યું પરંતુ ઈશ્વર અન્યાયી હોઇ શકે નહિ, અને બાળકે આ ભવમાં તો કશી બૂરાઈ કરી નથી; અને તે અજ્ઞાન બાળક ગફલતીથી પડી ગયું તે માટે તેને વાજબી સજા થઇ એમ કહેવું એ ઘાતકી દેખાય છે ત્યારે તેનાં ગયા ભવનાં કર્મે જ તે પાંગળું બન્યું એમ કબૂલવા સિવાય ખુદા ઉપર આવતો ગેરઇન્સાફનો દોષ દૂર થઇ શકતો નથી, અને આ કોયડાનો ઉકેલ પણ આવતો નથી

કેટલાકો માને છે કે પુનર્જન્મમાં માનવાથી સમાજમાં એક પ્રકારનું વ્યક્તિ સ્વાતંત્ર્ય આવી જાય છે કે જેથી નથી માબાપને બાળકો પ્રત્યે સ્નેહ રહેતો કે નથી બાળકોને માબાપની પડી, કારણ કે પુનર્જન્મના વાદ પ્રમાણે અમુક જાતનો સવાભી કે પાપી આત્મા અમુક માબાપને ઘેર જન્મીને પોતાની કરણીના ફળ ભોગવશે માટે માબાપ તો નિમિત્ત માત્ર છે, અને જન્મ તો જાતીય આકર્ષણને અંગે થતી માત્ર એક શારીરિક ક્રિયાનું પરિણામ છે, માટે પુનર્જન્મવાદીઓમાં માબાપ અને સંતતિ વચ્ચે ગાઢો પ્રેમ રહી શકે નહિ એનો જવાબ એમ આપી શકાય કે માબાપનો બાળક પ્રત્યેનો કુદરતી પ્રેમ મનુષ્યો, પશુ કે પંખી વગેરેમાં પણ જણાય છે, અને પુનર્જન્મ હોય કે ન હોય તોપણ તેમાં લેશમાત્ર ફેર પડતો નથી વળી આપણે જોયું તેમ ભગવાને દયા કરી આપણને ગયા ભવના બનાવોથી બેખબર રાખ્યા છે, અને તેથી માબાપ જાણી શકતા નથી કે પોતાનું બાળક ગયા ભવનું મિત્ર છે કે શત્રુ એ બાળક બહુજ નઠારું નીકળે તો તે ગયા ભવનું શત્રુ હશે એમ માની શકાય, પણ તેથી માબાપનો કુદરતી પ્રેમ પલટાઇ જતો નથી એટલું જ નહિ પણ નાલાયક કે દુરાચારી પુત્ર ઉપર ઘણી વખત માબાપનો પ્રેમ વિશેષ જોવામાં આવે છે બાળકો ગમે તેવાં

હોય તોપણ તેઓ પ્રત્યેની પ્રેમભરી ફરજમાંથી માબાપથી છુટાતું નથી; જો છૂટવા પ્રયત્ન કરે તો તેની સજા તેમને પણ આવતા ભવે અવશ્ય થશે જ. પુનર્જન્મને લીધે કૌટુંબિક પ્રેમ રહી શકતો નથી એમ જો કબૂલ કરીએ તો આ સિદ્ધાંતને માન્ય રાખનારી હિંદુ કોમમાં જમાનાજૂની સંયુક્ત કુટુંબની ભાવના શી રીતે સદીઓ થયાં ટકી રહી હશે ? જો પુનર્જન્મને લીધે માબાપ અને બાળકો વચ્ચે ખાસ પ્રેમ ન હોઈ શકે તો માબાપ, બાળકો ઉપરાંત ભાઈભાંડુઓ, વડીલો અને પિત્રાઈઓનાં ભેગાં સંયુક્ત કુટુંબો સૈકાઓ સુધી શી રીતે ચાલુ રહી શક્યાં ? માટે વિરોધીઓની આ દલીલમાં પણ વજુદ જેવું કશું નથી

વળી એમ પણ કહેવાયું છે કે પુનર્જન્મમાં માનવાથી માણસ આળસુ અને નિરુદ્યમી બને છે અને આફતો સામે ટક્કર ઝીલવાને બદલે તે નિર્વીર્ય બની કહે છે—" હશે; એ તો મારા કર્મનુંx ફળ છે." પ્રારબ્ધવાદીઓ (fatalists) વિરુદ્ધ પણ આ જ દલીલ કરવામાં આવી છે કે કિસ્મતમાં જે લખ્યું હશે તે બનશે તો ખરું જ, "જો હોગા સો હોગા", માટે પુરુષાર્થ કરવામાં લાભ જ શો ? ગુનાહનું કામ કરવા બાદ સજા થાય ત્યારે પણ ગુનેગાર એમ કહેશે કેઃ—" હું શું કરું ? મારું કર્મ જ એવું હશે " અથવા " મારા પ્રારબ્ધમાં જ એમ હશે "—ત્યારે નીતિ ક્યાં રહી ? જ્યાં ગયા ભવનાં કર્મ અને કિસ્મતથી બધું થતું હોય તો પછી ભગવાનમાં આસ્થા કે શ્રદ્ધા રાખવાની જરૂર પણ શી ? માટે પુનર્જન્મનો સિદ્ધાંત માનતાં પ્રારબ્ધવાદી થઇ જવાય છે અને તેથી નથી નીતિની જરૂર રહેતી કે નથી ઇશ્વર પ્રત્યેની શ્રદ્ધાની આવશ્યકતા ! આ દલીલ વજનદાર છે પરંતુ *તેનો જવાબ તેથી પણ વધુ સંગીન છે, અને કરણીનો કાયદો સમજાવતાં તે* આપી દેવામાં આવ્યો છે.

વિરોધીઓએ પુનર્જન્મમાં અને કરણીના કાયદામાં માત્ર પ્રારબ્ધ જ જોયું કે જે મનુષ્ય પ્રયત્નથી ફરતું નથી, પણ તેઓએ સંચિત કર્મ અને ક્રિયમાણ કર્મ, જે પુરુષાર્થથી ફરી શકે છે તે વિશે તો મૌન જ ધારણ કર્યું છે. એક સંગીન દલીલને તોડી ટુકડા કરી પોતાને જે ટુકડો લાભકારી લાગે તે જ પેશ કરવો એમાં ચાલાકી હશે, પણ આ તો પ્રમાણિકપણું નથી અથવા તો આ બાબતનો તલસ્પર્શી અભ્યાસ નથી. પણ કર્મથી માત્ર પ્રારબ્ધ

x એ કર્મના ફળથીજ માણસનું પ્રારબ્ધ ઘડાયું હોવાથી કર્મનો બીજો અર્થ જ કિસ્મત થાય છે.

ઉત્પન્ન થતું હોય તોપણ વિરોધીઓની દલીલ ટકી શકતી નથી. આપણે જોયું છે તેમ પાકેલાં ફળ માફક જે આપણાં કાર્યો પાકીને આપણને બદલા કે સજારૂપે પાછાં મળ્યાં તેનું નામ જ પ્રારબ્ધ અથવા કિસ્મત, અને તે અલબત અફર જ હોય, પરંતુ તેને માટે માનવીએ પોતાનો જ ઉપકાર માનવો રહ્યો. એ ઉપરથી આપણે જોઇ શકીએ છીએ કે સવાબ જ આપણું સુખનું સાધન, અને પાપ જ આપણા દુઃખનું મૂળ છે. ઉંવરે આ નિયમ શીખવે છે કે character is destiny—આપણું ચારિત્ર્ય એ જ આપણા પ્રારબ્ધ સમાન છે. ત્યારે શું આ નિયમથી નીતિનો ભંગ થાય છે? શું ખુદાની આ ઉમદા કારરવાઈમાં આપણુ યકીન ઘટે છે કે વધે છે? જો આપણે જ આપણા પ્રારબ્ધના ઘડવૈયા હઇએ તો આપણે માટે આળસુ જીવન કે ઉમંગી અને ઉદ્યમી જીવન લાભકારક તે સૌ કોઈ સહેજે સમજી શકશે ત્યારે આ ઉપરથી ખુલ્લું થાય છે કે નીતિમય, ભક્તિમય અને ઉત્સાહી જીવન ગાળવા માટે પુનર્જન્મની માન્યતા આપણને મદદરૂપ થઈ પડે છે.

વળી એમ પણ કહેવાયું છે કે પુનર્જન્મના જડ યંત્રમાં માનતા થયા એટલે પછી પ્રભુની માફીની આપણે આશાજ શા માટે રાખવી? અત્યંત પાપી જીવન ગુજાર્યા બાદ એક પુનર્જન્મવાદી ઈશ્વરની માફીની આશા કેમ રાખી શકે. ઈશ્વરની માફી (God's grace) વિના તે પાપીનો છુટકારો પણ કેમ થાય? આપણે કહીશુ કે ઈશ્વરની માફીની જરૂર નથી, ઈશ્વરનો ન્યાય છે અને તેનો અગાધ પ્રેમ છે તે પૂરતું ગણાવુ જોઇએ. એક દુષ્ટ પુત્ર પ્રત્યે તેના પિતાને જેટલો પ્રેમ હોય તેથી અનેકગણો અધિક પ્રેમ પ્રભુને એક દુરાચારી માણસ પ્રત્યે હોય છે અલબત તે માણસને કરેલા કર્મ તો ભોગવવાં જ રહ્યાં: તે તો ઈશ્વરનો નિયમ છે, જેમા તેની માફી કે પ્રેમ પણ દખલગીરીકરી શકતાં નથી પરતુ તેથી એવુ અનુમાન નીકળતું નથી કે ઈશ્વરમાં પ્રેમ નથી. પ્રેમ છે ત્યારે જ માનવીને એક નહિ પણ અનેક જન્મો આપી તેને સુધરવાની, સંપૂર્ણ થવાની અને ઉંવરે સાક્ષાત્કાર કરવાની તકો પ્રભુ તરફથી આપવામાં આવે છે. ત્યારે પુનર્જન્મનો સિદ્ધાંત ખુદાના ઇન્સાફ અને મહોબ્બત ઉપર રચાયો છે એમ દેખાય છે.

મિ. હેનરી હેગ "Some Leading Ideas of Hinduism" નામના પુસ્તકમાં કહે છે કે પુનર્જન્મનો સિદ્ધાંત મનુષ્ય ઉપર આવી પડતાં દુઃખોનો સંતોષકારક ખુલાસો આપી શકતો નથી. તેઓ કહે છે કે પુણ્યશાળી માણસો ઉપર તો દુઃખોની ઝડી જ વર્ષે છે; શહીદો અને પયગમ્બરો ઉપર પાર વિનાની આફતો ઊતરે છે, માટે શુ આપણે એમ માનવુ કે આ સઘળા માણસો ગયા ભવે પાપી હશે? એ જ અંગ્રેજ લેખક પૂછે છે

કે શું ઈસુ ખ્રિસ્ત ગયે ભવે અત્યંત સત્વાળી અને અત્યંત પાપી પણ હશે કે એક જ જન્મમા પોતાનાં આગલાં સત્કાર્યોને કારણે તેઓ પયગમ્બરી દરજ્જે પહોંચ્યા અને આગલા પાપના કારણે તેઓએ અનેક દુઃખો પણ વેઠયા?

આનો જવાબ એમ આપી શકાય કે મહાન ધર્માત્માઓ ઘણી વખત રાજીખુશીથી સત્યને ખાતર અને લોકકલ્યાણ ખાતર દુઃખો ખમે છે; આવાં સ્વેચ્છાએ ઉત્પન્ન કરેલા અને વેઠેલાં દુઃખો ઉપરથી તે વેઠનારે ગયા ભવમાં પાપો કર્યાં હશે એવું અનુમાન કરવાની જરૂર નથી. પરંતુ જ્યારે એક સાધારણ માણુસ સુખની શોધમા રહેતો હોય, સામાન્ય નીતિથી ચાલતો હોય અને તે છતા દુઃખમાં પડતો હોય ત્યારે જ આ અનુમાન નીકળી શકે છે. એક હઠયોગી ઉપવાસ આદરતો હોય અને ભયંકર દેહકષ્ટ કરતો હોય, તો આ સ્વેચ્છાથી ઉત્પન્ન કરેલાં દુઃખો ઉપરથી આ દુઃખો ગયા ભવે કરેલાં પાપકર્મની સજારૂપ છે એમ કોઈ માનશે નહિ. વળી ઇસુ ખ્રિસ્ત જેવા પૂર્ણપુરુષો, જેઓએ બ્રહ્મસાક્ષાત્કાર કર્યો છે, તેઓ માનવ કલ્યાણાર્થે રાજીખુશીથી દુઃખો જ ખમવા આવે છે. એવા મહાન આત્માઓને આ જગતમાં પાછા આવવાની જરૂર રહેતી નથી; મગર દુનિયાનું હિત એમને હૈડે હોવાથી એઓ પોતાની મરજીથી અહીં આફતો ખમી, પ્રભુનો સંદેશ આપી, રવાના થાય છે. તેઓએ દુઃખો ખમ્યા માટે તેઓ ગયે ભવે પાપી હતા એમ માની લેવામાં મોટી ભૂલ જ થાય છે. વળી જ્યારે એક અત્યંત નેક માણુસ ઉપર દુઃખો આવી પડે છે ત્યારે, આપણે આગળ જોઈ ગયાં તેમ, એમ માની શકાય કે પ્રભુ તેની ઉપર દયા લાવી એનાં થોડાક પાપ-કર્મોની સજા બાકી રહી હોય તે દુઃખોના રૂપમા એકદમ સાથે જ મોકલી દે છે, કે તેનું કરજ અદા થઈ જવાથી આવતે ભવે તે આફતોમાથી આઝાદી પામે ત્યારે જગતમા અઘટિત દુઃખ (unmerited suffering) જેવું કશુ નથી, અને દુઃખનો કોયડો જેવો પુનર્જન્મ ઉકેલે છે તેવો બીજો કોઇ નિયમ ઉકેલતો નથી.

વળી વિરોધીઓ કહે છે કે પુનર્જન્મમાં માનતા થયા એટલે કબૂલવું પડે છે કે દુઃખમાં સબડતો એક માણુસ પોતાના જ પાપની સજા ભોગવે છે; ત્યારે ભલાં માણુસો તરફથી દયાની જરૂર શી, સખાવતનું સ્થાન ક્યાં, અને પરોપકારનુ પ્રયોજન શુ? સખાવત અને દયા તે ઈશ્વરના અચલ નિયમમા દખલગીરી કરવા સમાન છે, માટે પાપીને તેના પાપની સજા દુઃખના રૂપમાં ભોગવવા દેવો જોઈએ વિરોધીઓના કહેવા પ્રમાણે હિંદુ ભાઇઓ પુનર્જન્મવાદીઓ હોવાથી અંત્યજો અને વિધવાઓ પ્રત્યે ક્રૂરતાથી

વર્તે છે, અને સૌ કોઈ પોતપોતાનું કરેલું ભોગવે છે એવું ઠાલું આશ્વાસન લઈ એ લાચારોને સહાય કરતા નથી. વળી હિંદુઓ પુનર્જન્મમાં માનતા હોવાથી તેઓમાં હૉસ્પિટલો, અનાથાશ્રમો, અશક્તાશ્રમો, અંધાશ્રમો, વગેરેની ઊણપ રહે છે, કેમકે જે માણસો પોતાનું કરેલું ભોગવે તેમને વળી મદદની જરૂર કેવી? માટે મિ. હેગ કહે છે તેમ પુનર્જન્મવાદી હિંદુઓ ગરીબોનો તિરસ્કાર અને મોટેરાઓની ખુશામદ કરે છે।

આ બધુ ગંભીર તોહમતોનો જવાબ આપતાં પહેલાં આપણે કહીશું કે કોઈ પણ કોમ સંપૂર્ણ નથી, અને દરેક કોમમા સુધારાને અવશ્ય સ્થાન છે જ. આપણને હિંદુ કોમ સાથે કામ નથી પણ પુનર્જન્મના સિદ્ધાત સાથે જ છે; અને હિંદુ કોમમા દેખાતી ખામીઓ માટે પુનર્જન્મના સિદ્ધાંતને શા માટે નિંદ્ય ગણ્યો હશે તે સમજાતું નથી યુરોપમા જે ભયકર વિનાશકારક યુદ્ધો થયાં અને થાય છે તે માટે શું ઇસુ ખ્રિસ્તના ગિરિપ્રવચન–( Sermon on the Mount ) ને દોષ દેવો? પુનર્જન્મનો નિયમ તો સમજાવે છે કે ભલાનું ભલું અને બૂરાનું બૂરું થશે; તે સખાવત કે દયાધર્મનો વિરોધ કરતો નથી, બલ્કે તે ઉત્તેજે છે, કેમકે સખી અને કૃપાળુ માણસ પોતાનાં સત્કર્મનાં મીઠાં ફળ જરૂર ચાખશે. એ નિયમ હિંદુઓને અનાથાશ્રમો અને અંધાશ્રમો બાંધતા રોકતો નથી બલ્કે તેમ કરવાને તેઓમાં ઉત્સાહ પ્રેરે છે કે દયા ધર્મનું મૂળ છે અને પરોપકારનું પરિણામ આપણાં પોતાના જ ભવિષ્યનાં સુખમા આવે છે આટલુ છતાં જો હિદુ કોમમાં આવાં આશ્રમો અને સખાવત વગેરેની તંગી હોય તો તેમા દોષ એ કોમનો ગણાય, પુનર્જન્મના સિદ્ધાંતનો નહિ. સતીઓ, વિધવાઓ અને હરિજન-બધુઓ પ્રત્યેની હિંદુઓની સખ્તાઈ દોષપાત્ર ગણી શકાય, પરતુ એ વિશે હિંદુ કોમની આંખો હવે પૂરેપૂરી ખૂલેલી છે. હિંદુઓ સારી રીતે સમજે છે કે બીજાઓ પ્રત્યે ક્રૂરતા બતાવવી તે બીજા ભવે આપણા પ્રત્યે જ ક્રૂરતા બતાવવા બરાબર છે, કેમકે એ સખ્તાઈનું પરિણામ પુનર્જન્મના નિયમ પ્રમાણે આવતા ભવે દુઃખમાં જ આવશે. એક હરિજન તેના પાપને પરિણામે જ અસ્પૃશ્ય સ્થિતિમાં જન્મ્યો છે. માટે તે તેનું ભોગવે અને તેને મદદની જરૂર નથી—એવી માન્યતા જો સવર્ણ હિંદુઓ ધરાવે તો તેઓ પુનર્જન્મનો અનર્થ કરતા કહેવાય. અનેક પયગમ્બરોનાં ઉપદેશવચનોનો અનર્થ થયો છે અને તેથી દુનિયામા દારુણ દુઃખો ફેલાયાં છે; માટે તે વચનો નિંદ્ય નથી, પરંતુ તેમનો અનર્થ નિંદ્ય છે. પુનર્જન્મનો સિદ્ધાત નીતિને પોષે છે, ઉત્તેજે છે, અને નેકીનો બદલો સુખમાં અને બદીની સજા

દુ ખરૂપે આવે છે તે સમજાવે છે, તે જોતા આ મહાન નિયમમા માનનારાઓ ક્રૂર અને દયાહીન નહિ પણ લોકકલ્યાણના કાર્યોમાં સતત આગેવાન ફાળો આપતા રહેનારા હોવા જોઈએ માટે હિંદુ સમાજમા જણાતી ત્રુટીઓ પુનર્જન્મને લીધે નહિ પણ તે નિયમ છતા અને તે નિયમનો અનર્થ થવાને કારણે ઉદ્ભવેલી છે

આને જ મળતી એક બીજી દલીલ એવી છે કે પુનર્જન્મનો નિયમ માનવાથી હિંદુઓ મહાન કાર્યો કરવામા નિરુત્સાહી અને આળસુ રહ્યા છે કેમકે તેઓ જાણે છે કે ઈશ્વર અનેક તકો તો આપશે જ અને લખચોર્યાસી ફેરા ફરવાના હોય તેમા એક ભવ મોજ, વિલાસ કે કાર્યશૂન્યતામા કાઢયો હોય તો શો મોટો ફેર પડવાનો હતો ' આવતે ભવે બગડેલુ સુધારી લેવાશે વળી હિંદુઓ માયાવાદી છે, અને સમસ્ત જગત માયાવી છે માટે ઝાઝવાના જળ સમાન આ જગતમાં ઉમગની જરૂર નથી એમ તેમને માનતા ચીતરવામા આવ્યા છે, અને તે કારણે પણ તેમને અપ્રગતિવાન ગણવામા આવ્યા છે માયાવાદ સાથે આપણને હાલ કામ નથી પરતુ હિંદુઓની જો સતત પ્રગતિ થતી ન હોય તો તેમા પુનર્જન્મનો નહિ પણ પાછો તેના અનર્થનો જ દોષ કાઢવો ઘટે ભવિષ્યમા મોટી દોલત મળશે એમ માની લઈ શુ આપણે જુવાની આળસમા ગાળવી ? આગળ જતા ખુદાઈ દરબારે પહોચીશુ માટે હાથમા આવેલી આ અમૂલ્ય તક—આ મનુષ્યાવતાર—શુ આળસમા વેડફી નાખવો ? ઈશ્વરને માનનારાએ ઉદ્ધતાઈથી અન્યાયી કહ્યો તો કહ્યો, પણ હવે તો તે સર્વજ્ઞાની માલેકને મૂર્ખમા પણ ખપાવ્યો ! શુ ઈશ્વર આળસુ અને પાપીને પણ સાક્ષાત્કાર કરાવશે ખરો ? અથવા આળસ અને પાપનું પરિણામ શુ આવવુ જોઈએ તે હિંદુ જેવી ચતુર કોમ નહિ સમજતી હોય ? પુનર્જન્મના નિયમ પ્રમાણે તો જેમ વધારે નેકી તેમ પરમાત્માના પ્રેમમાં વહેલુ પહોચાશે પુનર્જન્મ તો આળસનો વિરોધ કરે છે, અને નેકી, નીતિ અને પ્રગતિમાન જીવનને ઉત્તેજે છે માટે વિરોધપક્ષની દલીલ કે પુનર્જન્મના નિયમથી જગતમાં આળસનો વધારો થયો છે તે ખોટી છે, અને આ મહાન નિયમના અનર્થ ઉપર તે રચાઈ છે

વિરોધીઓની એક વધુ દલીલ એવી છે કે એક દેશની વસ્તી થોડા વર્ષો પછી બમણી થાય છે, અને અર્થશાસ્ત્રીઓ સ્વીકારેલો આ સિદ્ધાંત પુનર્જન્મના નિયમ સાથે બધબેસતો નથી એનો જવાબ પ્રથમ એ આપી શકાય કે વસ્તી બમણી થઇ તેના વિશ્વાસપાત્ર આંકડા મળવા મુશ્કેલ છે

અલબત વસ્તી વધે છે પણ તેમ ધરતીકંપ, રેલ, દુકાળ, યુદ્ધ, જ્વાળામુખી ફાટવાની આફત વગેરે આપત્તિઓના કારણે તેમાં ઘટાડો પણ થાય છે. દાખલા તરીકે ૧૯૧૮ થી જર્મનીમાં યુદ્ધપરંપરા શરૂ થઇ, ત્યારથી સવાત્રણસો વર્ષ પછી જર્મનીની વસ્તી કેટલીય વધી અને કેટલીય ઘટી હશે, અને સામટે સરવાળે હાલમાં ચાલતાં આ મહાન વિગ્રહ પછી તે કેટલી વધવા પામી તેના જો વિશ્વસનીય આંકડા મળે તો તે જાણવાજોગ થઇ પડે.

પણ એમ માની લઈએ કે વસ્તી પુષ્કળ વધે છે તોપણ તેનાથી પુનર્જન્મના નિયમને આંચકો આવતી નથી. વિરોધપક્ષ ભૂલી જાય છે કે જગતમાં જન્મ પામેલા માણસોની સખ્યા કદાચ નક્કી થાય, પરંતુ હજુ હવે જન્મ લેનાર જીવોની સંખ્યા અચોક્કસ અને અગણિત છે, અને તે કોઇ આંકી શકતું નથી. મિસિસ બેઝંટ પોતાની "Re-incarnation" નામની ચોપડીમા એક દૃષ્ટાંત આપે છે કે આપણી દુનિયા એક મહાન નગરમાં આવેલા એક વિશાળ જાહેર ખંડ (hall) જેવી છેઃ નગરની વસ્તી લાખોની છે, પણ તેમાથી થોડાક જ માણસોને બેસવાની સગવડ તે ખંડમાં થઇ શકે છેઃ કોઈ વાર તે ખંડમાં ભારે ભીડ જામે છે, જ્યારે બીજી વાર તેમાં બેસનારની સંખ્યા જૂજ દેખાય છે, પણ નગરની વસ્તી તો ખંડમાં બેસતા શ્રોતાઓ કરતા ઘણી જ વધારે હોય છે. તે જ પ્રમાણે આ જગતમા જન્મ પામી ચૂકેલાઓની સંખ્યા મર્યાદિત હોય છે, જ્યારે હજી જન્મ ન પામ્યા હોય એવા જીવોની સંખ્યા બેશુમાર હોય છે, અને તેમની ગણત્રી કાઢવી પણ શક્ય નથી. વળી આ દેશના જીવો બનતાં સુધી આ જ દેશમા જન્મ લે છે, પરંતુ એમ પણ બને કે કોઈ બીજા સ્થળ, જુદી જ જાત કે પ્રજા, અથવા ઈશ્વરેચ્છા હોય તો કોઇ જુદા જ ગ્રહમાં પણ જન્મ લઇ શકે અને ત્યાંના જીવો અહીં આવી શકે. જ્યાંસુધી આવા બહોળા ફેરફારોની શકયતા રહેતી હોય, અને જ્યાંસુધી જન્મ ન પામેલા જીવો અસંખ્ય રહેતા હોય, ત્યાંસુધી પુનર્જન્મનું યંત્ર કાંઇપણ અડચણ કે અંતરાય વિના સરળતાથી ચાલી શકે એ ખુલ્લું છે. માટે વસ્તી વધે જાય છે એમ કબૂલ કરીએ તોપણ તેથી પુનર્જન્મનો સિદ્ધાંત નિર્મૂળ થતો નથી.

એમ કહેવાય છે કે જરથોસ્તી, ખ્રિસ્તી અને ઇસ્લામ ધર્મો પુનર્જન્મમાં માનતા નથી અને વસ્તુતઃ હિંદુ સિવાય બીજા કોઇપણ ધર્મમાં પુનર્જન્મને સ્થાન નથી. ખરું, પણ માત્ર સંખ્યાબળ ઉપરથી જ કોઈ નિયમની શ્રેષ્ઠતા પુરવાર કરવા નીકળવું તે ઈષ્ટ નથી. હિંદુ સિવાય બીજો

દુઃખરૂપે આવે છે તે સમજાવે છે, તે જોતાં આ મહાન નિયમમાં માનનારાઓ ક્રૂર અને દયાહીન નહિ પણ લોકકલ્યાણના કાર્યોમાં સતત આગેવાન ફાળો આપતા રહેનારા હોવા જોઈએ. માટે હિંદુ સમાજમાં જણાતી ત્રુટીઓ પુનર્જન્મને લીધે નહિ પણ તે નિયમ છતાં અને તે નિયમનો અનર્થ થવાને કારણે ઉદ્ભવેલી છે.

આને જ મળતી એક બીજી દલીલ એવી છે કે પુનર્જન્મનો નિયમ માનવાથી હિંદુઓ મહાન કાર્યો કરવામાં નિરુત્સાહી અને આળસુ રહ્યા છે, કેમકે તેઓ જાણે છે કે ઈશ્વર અનેક તકો તો આપશે જ અને લખચોર્યાસી ફેરા ફરવાના હોય તેમાં એક ભવ મોજ, વિલાસ કે કાર્યશૂન્યતામાં કાઢયો હોય તો શો મોટો ફેર પડવાનો હતો ! આવતે ભવે બગડેલું સુધારી લેવાશે વળી હિંદુઓ માયાવાદી છે, અને સમસ્ત જગત માયાવી છે માટે ઝાંઝવાના જળ સમાન આ જગતમાં ઉમંગની જરૂર નથી એમ તેમને માનતા ચીતરવામાં આવ્યા છે, અને તે કારણે પણ તેમને અપ્રગતિવાન ગણવામાં આવ્યા છે. માયાવાદ સાથે આપણને હાલ કામ નથી પરંતુ હિંદુઓની જો સતત પ્રગતિ થતી ન હોય તો તેમાં પુનર્જન્મનો નહિ પણ પાછો તેના અનર્થનો જ દોષ કાઢવો ઘટે. ભવિષ્યમાં મોટી દૌલત મળશે એમ માની લઈ શું આપણે જુવાની આળસમાં ગાળવી ? આગળ જતા ખુદાઈ દરજ્જે પહોંચીશું માટે હાથમાં આવેલી આ અમૂલ્ય તક—આ મનુષ્યાવતાર—શું આળસમાં વેડફી નાખવો ? ઈશ્વરને માનવીએ ઉદ્ધતાઈથી અન્યાયી કહ્યો તો કહ્યો, પણ હવે તો તે સર્વજ્ઞાની માલેકને મૂર્ખમાં પણ ખપાવ્યો ! શું ઈશ્વર આળસુ અને પાપીને પણ સાક્ષાત્કાર કરાવશે ખરો ? અથવા આળસ અને પાપનું પરિણામ શું આવવું જોઈએ તે હિંદુ જેવી ચતુર કોમ નહિ સમજતી હોય ? પુનર્જન્મના નિયમ પ્રમાણે તો જેમ વધારે નેકી તેમ પરમાત્માના પ્રેમમાં વહેલું પહોંચાશે. પુનર્જન્મ તો આળસનો વિરોધ કરે છે, અને નેકી, નીતિ અને પ્રગતિમાન જીવનને ઉત્તેજે છે. માટે વિરોધપક્ષની દલીલ કે પુનર્જન્મના નિયમથી જગતમાં આળસનો વધારો થયો છે તે ખોટી છે, અને આ મહાન નિયમના અનર્થ ઉપર તે રચાઈ છે.

વિરોધીઓની એક વધુ દલીલ એવી છે કે એક દેશની વસ્તી થોડા વર્ષો પછી બમણી થાય છે, અને અર્થશાસ્ત્રીઓ સ્વીકારેલો આ સિદ્ધાંત પુનર્જન્મના નિયમ સાથે બંધબેસતો નથી એનો જવાબ પ્રથમ એ આપી શકાય કે વસ્તી બમણી થઈ તેના વિશ્વાસપાત્ર આંકડા મળવા મુશ્કેલ છે

અલબત વસ્તી વધે છે પણ તેમ ધરતીકંપ, રેલ, દુકાળ, યુદ્ધ, જ્વાળામુખી ફાટવાની આફત વગેરે આપત્તિઓના કારણે તેમાં ઘટાડો પણ થાય છે. દાખલા તરીકે ૧૯૧૮ થી જર્મનીમાં યુદ્ધપરંપરા શરૂ થઇ, ત્યારથી સવાત્રણસો વર્ષ પછી જર્મનીની વસ્તી કેટલીય વધી અને કેટલીય ઘટી હશે, અને સામટે સરવાળે હાલમાં ચાલતાં આ મહાન વિગ્રહ પછી તે કેટલી વધવા પામી તેના જો વિશ્વસનીય આંકડા મળે તો તે જાણવાજોગ થઇ પડે.

પણ એમ માની લઇએ કે વસ્તી પુષ્કળ વધે છે તોપણ તેનાથી પુનર્જન્મના નિયમને આંચકો આવતી નથી. વિરોધપક્ષ ભૂલી જાય છે કે જગતમાં જન્મ પામેલા માણસોની સંખ્યા કદાચ નક્કી થાય, પરંતુ હજુ હવે જન્મ લેનાર જીવોની સંખ્યા અચોક્કસ અને અગણિત છે, અને તે કોઇ આંકી શકતું નથી. મિસિસ બેઝંટ પોતાની "Re-incarnation" નામની ચોપડીમાં એક દૃષ્ટાંત આપે છે કે આપણી દુનિયા એક મહાન નગરમાં આવેલા એક વિશાળ જાહેર ખંડ (hall) જેવી છેઃ નગરની વસ્તી લાખોની છે, પણ તેમાંથી થોડાક જ માણસોને બેસવાની સગવડ તે ખંડમાં થઇ શકે છેઃ કોઇ વાર તે ખંડમાં ભારે ભીડ જામે છે, જ્યારે બીજી વાર તેમાં બેસનારની સંખ્યા જૂજ દેખાય છે, પણ નગરની વસ્તી તો ખંડમાં બેસતા શ્રોતાઓ કરતાં ઘણી જ વધારે હોય છે. તે જ પ્રમાણે આ જગતમા જન્મ પામી ચૂકેલાઓની સંખ્યા મર્યાદિત હોય છે, જ્યારે હજી જન્મ ન પામ્યા હોય એવા જીવોની સંખ્યા બેશુમાર હોય છે, અને તેમની ગણત્રી કાઢવી પણ શકય નથી. વળી આ દેશના જીવો બનતાં સુધી આ જ દેશમા જન્મ લે છે, પરંતુ એમ પણ બને કે કોઈ બીજા સ્થળ, જુદી જ જાત કે પ્રજા, અથવા ઈશ્વરેચ્છા હોય તો કોઇ જુદા જ ગ્રહમાં પણ જન્મ લઇ શકે અને ત્યાંના જીવો અહીં આવી શકે. જ્યાંસુધી આવા બહોળા ફેરફારોની શકયતા રહેતી હોય, અને જ્યાં-સુધી જન્મ ન પામેલા જીવો અસંખ્ય રહેતા હોય, ત્યાસુધી પુનર્જન્મનું યંત્ર કાંઇપણ અડચણ કે અંતરાય વિના સરળતાથી ચાલી શકે એ ખુલ્લું છે. માટે વસ્તી વધે જાય છે એમ કબૂલ કરીએ તોપણ તેથી પુનર્જન્મનો સિદ્ધાંત નિર્મૂળ થતો નથી.

એમ કહેવાય છે કે જરથોસ્તી, ખ્રિસ્તી અને ઇસ્લામ ધર્મો પુન-ર્જન્મમાં માનતા નથી અને વસ્તુતઃ હિંદુ સિવાય બીજા કોઇપણ ધર્મમાં પુનર્જન્મને સ્થાન નથી. ખરું, પણ માત્ર સંખ્યાબળ ઉપરથી જ કોઈ નિયમની શ્રેષ્ઠતા પુરવાર કરવા નીકળવું તે ઇષ્ટ નથી. હિંદુ સિવાય બીજો

કોઈ પણ ધર્મ પુનર્જન્મમાં માનતો નથી એમ કબૂલ કરીએ તોપણ એટલું તો ખુલ્લું છે કે જૈન અને બૌદ્ધ ધર્મો હિંદુ ધર્મની જ શાખાઓ હોવાથી એ સિદ્ધાંત સ્વીકારે છે અને બૌદ્ધ ધર્મ ચીન, સિલોન તિબેટ વગેરે ઠેકાણે ફેલાયેલો હોવાથી સૌ કોઈ જાણી શકશે કે દુનિયાની અડધી વસ્તી ઉપરાંતના લોકો આ મહાન સિદ્ધાંતના અનુયાયીઓ છે

વળી હિંદુઓ સિવાય બીજી પ્રજાઓ આ નિયમથી બેખબર હતી એમ પણ નથી, અને તે થિયૉસોફીના પુસ્તકોના અભ્યાસ ઉપરથી જાણી શકાય છે પ્રાચીન મિસર અને યુનાન (ગ્રીસ)ના વતનીઓ આ સિદ્ધાંતથી વાકેફગાર હતા કબાલાના નામનાં ગુપ્ત જ્ઞાનમાં માનનારા યહુદીઓ એ સિદ્ધાંત સ્વીકારતા થિયૉસૉફિસ્ટો જણાવે છે ખુદ ખ્રિસ્તી ધર્મ સમાજના ધર્માધ્યક્ષો (Fathers) ઇસવી પહેલી પાંચ સદીઓ સુધી પુનર્જન્મમાં માનતા, પરંતુ મધ્યયુગમાં યુરોપમાં ફેલાયેલી બૌદ્ધિક અધોગતિને પરિણામે એ માન્યતા ભુલાઈ જવા પામી નોસ્ટિક અને નિયો-પ્લેટોનિક ફિલસૂફો પણ આ વાદમાં ઇતબાર ધરાવતા ઉત્તર અને દક્ષિણ અમેરિકા અને ઓસ્ટ્રેલિયાના પ્રાચીન વતનીઓમાં પણ આ માન્યતા ફેલાયેલી હતી મહાન બુદ્ધિશાળી પુરુષોએ પણ આ સિદ્ધાંત આગળ પોતાનું સર નમાવેલું છે પિથાગોરસ, એમ્પીડોકલીસ અને પ્લેટો જેવા ગ્રીક ફિલસૂફો પ્લોટીનસ જેવો મિસરનો મહાન અંતરજ્ઞાની અને નિયો-પ્લેટોનિક તત્ત્વજ્ઞાનનો સ્થાપક, ઓરીજન જેવો મિસરના રોમન કૅથલિક પંથનો નામીચો ધર્મગુરુ (*Father*), મધ્યયુગના જર્મનીનો જાણીતો ગુપ્તજ્ઞાની પેરેસૅલસસ અને ઇટલીના તત્ત્વચિંતકો બ્રુનો અને કમ્પાનેલા—સૌએ આ મહાન સિદ્ધાંત માથે ચડાવ્યો છે તે ઉપરાંત જર્મનીના બેહ્મ અને સ્વીડનબાર્ગ જેવા અગમ્યવાદીઓ, લેસિંગ જેવો સમર્થ લેખક, અને લીબનીટ્ઝ શોપેનહાવર હેગલ અને હર્ડર જેવા પ્રખ્યાત વિચારકો અને ફિલસૂફોએ પુનર્જન્મના સિદ્ધાંતને આવકાર્યો છે વળી વર્ડ્ઝવર્થ, ટેનિસન અને બ્રાઉનિંગ જેવા મહાન અંગ્રેજ કવિઓ જોકે પુનર્જન્મના નિયમનો ખુલ્લો સ્વીકાર કરતા નથી તોપણ બીજા અનેક કવિઓ અને વિચારકોની માફક તેમને તેની ઝાંખી તો થયેલી હતી જ માટે પુનર્જન્મમાં હિંદુઓ સિવાય કોઈ માનતું નથી એવી લૂલી દલીલ નક્કર હકીકતોના સામના આગળ ટકી શકે એમ નથી

પુનર્જન્મની વિરુદ્ધ પેશ થતી દલીલોની આપણે તપાસ લીધી અને છેવટે આપણે જોયું તેમ આ મહાન સિદ્ધાંત કર્મના નિયમને વ્યવહારમાં મૂકીને સમજાવે છે અને વિકાસક્રમનો કાયદો જગતમાં શી રીતે કાર્ય

કરી રહ્યો છે તેનો અસરકારક ચિતાર આપે છે. એ સિદ્ધાંત વિના અંધારાંમાં આથડિયાં ખાઈ આપણે ઈશ્વરને ગેરઈન્સાફી, ક્રૂર અને તરંગી માની બેસીશું. એ સિદ્ધાંત વિના આપણે નાસ્તિકતાની ખાઈમાં ગબડી જઈશું અથવા જડવાદના કીચડમાં ફસી પડીશું. આ નિયમના પ્રકાશથી જાણી શકાય છે કે ઈશ્વરના ન્યાયમાં નથી પક્ષપાત કે નથી શાખરખાવટ. નીતિની ઇમારત જો પુનર્જન્મના પાયા ઉપર રચાય તો આપણું ચારિત્ર ઉન્નત બને, અને માનવી પોતે જ પોતાનો તારણહાર છે એમ જાણી તે સત્કર્મ કરવાને પ્રેરાય. પુનર્જન્મમાં માનનાર એક નિર્દોષ માણસ પોતાના સિતમગર શત્રુ ઉપર વેર વાળવાનો વિચાર સરખો પણ કરશે નહિ, આવી તકલીફ ઉપાડવાની જરૂર જ નથી, કેમકે તે જાણે છે કે મોડે વહેલે ઈશ્વરની ચક્કીમાં તે સિતમગર પાપી પિસાય વિના ન રહે. પુણ્યશાળીને દુઃખ અને પાપીને સુખ મળતું જોઈ પુનર્જન્મવાદી અકળાતો નથી, પણ ઇશ્વરની વ્યવસ્થાનો ભેદ આ મહાન સિદ્ધાંતથી પામી તે માલેકના ન્યાય અને ડહાપણમા તે પૂરો શ્રદ્ધાવાન બને છે. જે વ્યક્તિ, કોમ કે દેશ ઐહિક કે આધ્યાત્મિક ઉન્નતિમાં પગલાં માંડવાની ઇચ્છા સેવે છે તેને આ સિદ્ધાંત અપનાવ્યાથી અલભ્ય લાભ થશે. પુનર્જન્મના પ્રકાશ વિના વિશ્વનું રાજ્યતંત્ર એટલે નર્યું અંધારું. ઇશ્વરનો ન્યાય, કુદરતના ભેદો અને જીવનના કોયડાનો ઉકેલ કરનાર અને ઉઘાડનાર શુરુચાવી તે પુનર્જન્મનો સિદ્ધાંત.

---

## ૧. મોત પછીની સ્થિતિ—જરથોસ્તી ધર્મ પ્રમાણે

મરણ પછીની જિંદગી માટે જરથોસ્તી ધર્મના ગાથા, અવસ્તા, અને પહેલવી, પાઝંદ, ફારસી પુસ્તકોમાથી પુષ્કળ માહિતી મળી શકે છે. આ જુદા જુદા તબક્કાઓમાથી આપણા વિષયને લગતું જુદું જુદું વર્ણન આપવુ અત્યંત લબાણુ થઇ પડે માટે સઘળા જરથોસ્તી ધર્મશાસ્ત્રોમાં મરણ પછીની સ્થિતિ વિશે શુ કહેવાયુ છે તેનો એકસામટો સિલસિલાબધ સારરૂપ અહેવાલ આપવો એ જ યોગ્ય લાગે છે

ઉઠ સંસ્કૃતિના આરંભકાળમા જ પયગમ્બર જરથુસ્ત્રે જણાવ્યુ કે કરણી તેવી પાર ઉતરણી જેવુ કરશો તેવુ ભરશો, જેવુ વાવશો તેવુ લણશો નેકીનો બદલો સુખમા અને બદીનો દુ ખમાં આવશે એ એક સનાતન અને અચલ કાયદો છે, જે વૈજ્ઞાનિક ચોકસાઈથી જગતમાં કાર્ય કરે છે ભૂડા કર્મો કર્યા પછી સુખચેનની આશા રાખવી, અથવા તો "અમે બુલંદ જરથોસ્તી દીનમાં માનનાર હોવાથી અવબત બહેશ્તમાં જઈશુ" એવો કુઝુલ ખયાલ ધરાવવો, એ આપણને પોતાને છેતરવા સમાન છે આપણે પોતે જ આપણી જાતને ઉચ્ચ અથવા નીચે તબક્કે લઈ જઈ શકીએ. પયગમ્બર જરથુસ્ત્ર કે કોઇ ઈઝદ કે* અમેશાસ્પદ પણ એક પાપી માણસના તારનાર કે બચાવનાર થઈ શકે નહિ મીનોઈ ખુશાલીની જો તમન્ના હોય તો આ ભવને એક મહાન તક ગણી આ જહાનમા જ નેકીનાં બી વાવવાની શરૂઆત કરવી જોઈએ

મરણ પામતો જરથોસ્તી જો છેલ્લી ઘડીઓમા એક વાર પણ ' અષેમ વોહુ" નામનો નાનો મંત્ર પૂર યકીનથી ઉચ્ચારે તો તેને અંતરમાં ખરી શાંતિ પ્રાપ્ત થાય એમ મનાય છે જો તે તેમ કરવાને અશક્ત હોય તો તેનાં સંબધીઓએ તેના કાનમાં આ પાક કલામ પઢીને એ ફરજ બજાવવી જોઈએ મરણ પામવા પછી તુરત તે મરનાર બીજી જહાનમા પહોંચી જતો નથી, પરંતુ ત્રણ દિવસ સુધી જે જગ્યા ઉપર તેના મૃતદેહનું માથુ મૂકવામાં આવ્યું હોય ત્યાં ભમ્યા કરે છે જો તે સવાબી આત્મા હશે તો ઉશ્તવૈતી* ગાથાના મંત્રો ગાઈ પોતાના નેક કામોને લીધે તે પૂર ખુશાલી અનુભવશે પણ જો તે પાપી માણસ હશે તો ભવિષ્યની સજાઓથી ભય પામી અશાંતિ અને ગૂચવણમાં તે ત્રણ દિવસો પસાર કરશે. આ ત્રણ દિવસ

---

* ઈઝદો અને અમેશાસ્પદો દૈવી શક્તિઓને કહે છે

* પયગમ્બર જરથુસ્ત્ર કૃત પાંચ ગાથાઓમાંનો બીજો ગાથા.

જરથોસ્તીઓમાં બહુ જ અગત્યના ગણાય છે. ગુઝર પામેલા અને હજી આ જગતની જ હદમાં ભમ્યા કરતા જીવ ઉપર સરોશ ઈઝદ નામની બળવાન દૈવી શક્તિ, જે હમેશાં બેદાર અને સાવધ હોય છે તેની પનાહ રહે છે. સરોશ ઈઝદ "દસ્તગીરે રવાન" અથવા મરનારનો મદદગાર, કહેવાય છે અને તેની સ્તુતિમાં ત્રણ દિવસ અને રાત્રિ ચાલુ બંદગી થાય છે અને આતશ રોશન રહે છે. બુનદેહિશ્ન નામની કેતાબ પ્રમાણે વિઝર્શ નામનો ભૂરો અસુર અને એવી બીજી આસુરી શક્તિઓ સામે સરોશ ઈઝદ તે મરનારનું રક્ષણ કરે છે.

મરણ પછીના ત્રીજે દિવસે મરનારનાં સગાંસંબંધીઓ અને મિત્રમંડળ ઉઠમણાની ધાર્મિક ક્રિયામાં સાંજે ભેગા મળે છે. ચોથે દિવસે સરોશ ઈઝદનું માનીતું પક્ષી કૂકડો વાસે ત્યારે, યાને પ્રભાત શરૂ થાય તે પહેલાં નિકટનાં સગાઓની હાજરીમાં બીજું ઉઠમણું થાય છે, અને આ ચહારમની બામદાદનાં+ ઉઠમણાનો મહિમા સૌથી મહાન ગણાય છે. મરણ પછી દસમા દિવસે, મહિનાને અંતે અને વર્ષને અંતે પણ ધર્મક્રિયાઓ થાય છે. વળી દર વર્ષના છેલ્લા દશ દિવસોમા ગુઝરેલા સ્વજનોના આત્માની શાંતિ અર્થે "ફ્રવર્દેગાન" નામની ધર્મક્રિયા થાય છે. એ ક્રિયાને "મુક્તાદ" "અથવા" "મુક્તાત્મા"ની ક્રિયા પણ કહે છે. અને તે હિંદુભાઈઓના શ્રાદ્ધને બહુ મળતી આવે છે. તે પ્રસંગે ગુઝર પામેલા તમામ કુટુંબી જનોને યાદ કરી તેમને બહેસ્તની ખુશાલી મળે એવી દુઆ ગુજારવામા આવે છે.

ચહારમની બામદાદે ગુઝર પામનાર જીવ આ જહાનને છેલ્લી સલામ કરી વિદાયગીરી લે છે. વંદીદાદ અને હાદોખ્ત નસ્ક પ્રમાણે, જો તે નેક માણસ હોય છે તો ખુશબોદાર અને દિલખુશ વાતાવરણમા તે કદમ ભરે છે, અને એક પરીસુરત રૂપસુંદરીના તેને દર્શન થાય છે. પૂછતાં જણાય છે કે તે સુંદરી કોઈ જ નહિ પણ તે નેક માણસનું જ "દએના" અથવા અંતઃકરણ છે, તેના ભલા કાર્યોનો સરવાળો છે, તેની કરેલી અષોઈનું દિલપસંદ સ્વરૂપ છે. તે ખુશદીદારની નાઝનીન તેની રાહબર બની ખુદાઈ ઇન્સાફની બેઠક સુધી તેને લઇ જાય છે તેથી ઊલટું એક પાપી આત્મા દુર્ગંધથી અકળાતો અને અંધારા રસ્તામા અફળાતો ઠોકાતો આગળ વધે છે, જ્યારે તેની નજર સામે એક ભયંકર, બદસુરત ડાકણ આગળ આવી તેને ત્રાસ પમાડે છે. એ એની જ કરણીનું પ્રતિબિંબ છે, અને એણે જ કરેલાં

+મરણ પામવાના ચોથા દિવસના પ્રભાતને ,ચાહરમ ની બામદાદ કહેવામા આવે છે. એ દિવસ જરથોસ્તી ધર્મ પ્રમાણે મરનાર માટે બહુ અગત્યનો છે.

પાપનો પડછાયો છે. તે માણસ પોતાની જ કરણીના મૂર્તસ્વરૂપથી ગભરાઇને નાસવા માગે છે, પણ તે બિહામણી સ્ત્રી એને છોડતી નથી, અને એનો હાથ પકડી અહુરમઝ્દનો ઇન્સાફ મેળવવા તેને તે માલેકની દરબારમાં ઘસડી જાય છે. આ સુંદર અથવા બદસુરત સ્ત્રી તે મરનારની "કિરદાર" અથવા કરણી કહેવાય છે, અને મરણ પછી આપણી કરણી આપણને ભોગવવી પડે છે તેનો આ એક આલંકારિક ચિતાર છે.

ચહારમની બામદાદે જ મીનોઇ જહાનમાં ન્યાયનું કાર્ય શરૂ થાય છે, અને અહુરમઝ્દના નીમેલા મહેર, સરોશ અને રશ્ને ઇઝદો ( દૈવી શક્તિઓ, ફિરેશ્તાઓ ) ને હાથે ઇન્સાફનું કાર્ય શરૂ થાય છે. એ ઇન્સાફનો ચિતાર દીનકર્દ અને મીનોએખેરદ જેવાં પાછલાં સાહિત્યમાં આપણને મળે છે. સરોશ જેવા જ્ઞાની અને બળવાન ઇઝદની પનાહ નીચે મહેરદાવર મુખ્ય ન્યાયાધીશ બને છે, જ્યારે રશ્ને રાસ્ત ઇઝદ પાપ સવાબનું તોલ કરવા તરાજુ પકડી ઊભા રહે છે. મરનારે આ જહાનમાં જે ભલાં બૂરાં કાર્યો કર્યાં હોય તેની બારીક વિગતોનો ચોપડો બેહમન અમેશાસ્પદ ( વિશુદ્ધ મન દર્શાવતી એક મહા પવિત્ર દૈવી શક્તિ ) રાખે છે, અને ઇન્સાફ તોલતી વખતે ચોપડાને રજૂ કરવામાં આવે છે. તે ઉપટનો ન્યાય સંપૂર્ણ, અચૂક અને નિષ્પક્ષપાતી હોય છે. નથી ત્યાં માલદારો તરફની લાચરુશ્વત યા અમલદારોની ચશમપોશી; નથી ત્યાં મોટેરાંઓની રાખરખાવટ કે ઢાંકપિછોડો; નથી નાનાં નબળાં ઉપર ત્રાસ કે સિતમ; નથી ત્યાં થતી સાક્ષીઓની બનાવટની અસર; નથી ત્યાં ભુજાતી વકીલોની ચાલાકીની કદર. જેઓએ આ જૂઠી દુનિયાનો ગંભીર અન્યાય મૂંગે મોઢે વેઠેલો હશે, જેઓ બેવફાઇ, બેઇમાની, ફરેબસાઝી યા દગાબાઝીના ભોગ બન્યા હશે, તેઓને દુનિયાની કચેરીમાં નહિ તો તે માલેકની નૂરાની અદાલતમાં ચહારમની જ બામદાદે પૂરેપૂરો ઇન્સાફ મળશે એવો જરથોસ્તી મઝદબનો દુખિયાનો દિલાસો છે. ચહારમની બામદાદે અપાતા અચૂક ઇન્સાફ ઉપર જરથોસ્તીઓને એટલી શ્રદ્ધા હોય છે કે જુલમ અને અન્યાયથી નાઉમેદ બનેલો એક જરથોસ્તી કોઇક વાર બોલી ઊઠે છે કેઃ—" કાંઇ નહિ; ચહારમની બામદાદે આનો ચુકાદો થશે."

એક મત પ્રમાણે મરનારનાં કાર્યોનો સામટો સરવાળો કરી તે બહેસ્ત કે દોઝખને લાયક છે તેનો નિર્ણય કરવામાં આવે છે; જ્યારે બીજા મત પ્રમાણે દરેકે દરેક સારા માઠા કાર્યનો છૂટો છૂટો બદલો તેને આપવામાં આવે છે. એક અલંકારિક વર્ણનથી આ બાબત સ્પષ્ટ થશે. અરદાવિરાફ-

નામા પ્રમાણે પવિત્ર મોબેદ અરદાવિરાફે દોઝખમાં એક મહાપાપી માણસનું આખું શરીર અસહ્ય વેદનાથી રિબાતું જોયું, પરંતુ એનો એક પગ કાંઈ પણ કષ્ટ કે સજા પામતો નહતો. આ વિચિત્ર બનાવની તપાસ કરતાં જણાયું કે એક દિવસ એ શખ્સે આ ખાકી જહાનમાં એ જ પગ વડે ઠેસ મારીને એક ઘાસની પૂળી એક ભૂખ્યાં જાનવર પર ફેંકી પુણ્યનું કાર્ય કર્યું હતું એ ઉપરથી જણાય છે કે નાનામાં નાના ભલાઈના કાર્યનો પણ બીજી દુનિયામાં બદલો મળી રહે છે.

મહેર દાવર, સરોશ ઇઝદ અને રશ્ને રાસ્ત ઇઝદને હાથે ઇન્સાફ થઈ રહ્યા બાદ ગુઝર પામેલો જીવ "ચિનવત પુલ" પાસે આવી પહોંચે છે. ખાકી અને મીનોઇ દુનિયાઓ વચ્ચે અનેક ધર્મોમાં યા તો નદીઓ કાંતો ચિનવતના જેવા પુલો કલ્પેલા છે. પાપી જીવને તે ચિનવત પુલ છરીની ધાર જેવો બારીક દેખાય છે; તે ધ્રુજી ઊઠે છે અને ઓળંગવા જતાં નીચે પડી જઇ દોઝખનું દુ:ખ ભોગવે છે. પણ અષો માણસના જીવને તે ચિનવત પુલ નવ નેજાની પહોળાઈનો દેખાય છે; સરોશ, આતર (અગ્નિનો ફિરેસ્તો) અને પોતાના જ અંતઃકરણની રાહબરીથી તે સવાબી મરનાર તે પુલ સહેલાઇથી પસાર કરી સ્વર્ગની શાંતિ મેળવે છે. ચિનવત પુલ પસાર કરી સ્વર્ગમા જવુ તેને "પુલગુઝાર" થયું કહેવામાં આવે છે. એક સદ્દગુણી જરથોસ્તી મરણ પછી ચોથા દિવસે "પુલગુઝાર થયો" એમ કહેવાનો રિવાજ છે.

હવે પુલ પસાર કરી તે મરનાર ક્યા જાય છે? જો તે સવાબી માણસ હશે તો તે બહેસ્તમા જશે. ગાથામા એક જ બહેસ્તનું બયાન છે અને તે "ગરોનમાન" અથવા સંગીતનું મુકામ પરતુ અવસ્તામાં હાદોખ્ત નરક પ્રમાણે બહેસ્તના ચાર તબક્કા આપવામા આવ્યા છે. પહેલો તબક્કો તે હુમત (સારા વિચાર) નું બહેસ્ત, પછી હુખ્ત (સારા વચન) નું બહેસ્ત, પછી હુવરસ્ત (સારાં કાર્યો) નું બહેસ્ત, અને છેવટે સૌથી શ્રેષ્ઠ મીનોઈ જગ્યા તે "ગરોનમાન" જ્યાં 'અનઘ રઓચ' અથવા ખુદાનું અપાર તેજ ઝળકી રહે છે સવાબી આત્માઓને સ્વર્ગમાં બહેમન અમેશાસ્પંદ (વિશુદ્ધ મનરૂપી ફિરેસ્તો) હરખભર્યો આવકાર આપવા હાજર રહે છે પહેલા ત્રણઓમા વળી બીજે વધારો કરવામાં આવ્યો છે. પહેલાં બહેસ્તને સિતાર પાયાનું, બીજાને મહા પાયાનું, અને ત્રીજાને ખુરશીદ પાયાનું બહેસ્ત ગણવામાં આવ્યું છે; યાને પહેલું બહેસ્ત સિતારાઓમાં, બીજું ચંદ્રમામા, અને ત્રીજું સૂર્યના અપાર તેજમા કલ્પવામાં આવ્યું છે.

તે જ પ્રમાણે ગાથામાં જ્યારે " દુજો દેમાન " ( બુરાઈનું ધામ ) નામનું એક જ દોઝખ છે, ત્યારે અવસ્તામાં હાદોખ્ત નસ્ક પ્રમાણે દોઝખને ચાર વિભાગમા વહેંચવામાં આવ્યું છેઃ—દુશમત (બુરાં વિચારોનું) દુઝુખ્ત ( બુરાં વચનોનું ), દુઝવરસ્ત (બુરા કાર્યો) નું દોઝખ, અને સૌથી ભયાનક અને દુઃખમય જગ્યા તે " અનધ્રનેમહ " અથવા અપાર અંધકારનું દોઝખ દોઝખની જગ્યા ચિનવત પુલની નીચે કલ્પવામાં આવી છે, અને ત્યાં એહરેમન (શયતાન) તિરસ્કાર અને કડુ વચનો સાથે પાપીઓને આવકારે છે. આ અહેવાલો ઉપરથી તુરત જોઇ શકાશે કે જરથોસ્તી ધર્મમા બહેસ્ત દોઝખનો ચિતાર ફક્ત માનસિક છે; યાને બહેસ્ત અને દોઝખ માત્ર આપણા મન અને આત્માની અત્યંત ઊંચી યા નીચી, અતિશય ખુશાલીભરી અથવા દુઃખમય સ્થિતિ છે. બહેસ્તમાં સુખ અને દોઝખમાં દુઃખ તે તનનું નથી પણ મનનુ છે, અને તે " હુમત " ( સારા વિચારો ) નું બહેસ્ત અને " દુશમત " ( બુરા વિચારો ) નું દોઝખ વગેરે શબ્દોથી જ સિદ્ધ થાય છે. ગાથા અને અવસ્તામાં બહેસ્તમા મોજમજાહ અને દોઝખમાં શારીરિક કષ્ટ જેવુ કાંઇ નથી, પણ માત્ર માનસિક સુખ અને દુઃખનું બયાન છે

હાલ બચવા પામી અસ્તિત્વમાં રહેલા ગાથાના કલામોમાં માત્ર ૫૫૬૦ શબ્દો છે. આવા ટૂંક ભણતરમા દરેક બાબત ઉપર વિગતવાર સમજણ આપી શકાય નહિ. ઘણાક વિષયો ઉપર ફકત અર્થસૂચક ઇશારા જ કરવામા આવ્યા છે ગાથામા જે છૂટા છવાયા વિચારો મળે છે તેનું મને ત્યાં સુધી સત્ત્વ (spirit) જાગતી તેનો પાછલાં શાઓએ પુષ્કળ વિકાસ કર્યો છે. ગાથાનું કેટલુંક લખાણ ભાવવાચક (abstract) છે, જે સહેલાઈથી સમજી શકાય એવુ નથી, જેમકે બહેસ્ત અને દોઝખનો ચિતાર. પણ અવસ્તાનું તે લખાણ આલંકારિક છે અને અલકારો મારફતે તેની સારી સમજણ અપાઈ છે છેવટે પહેલવી શાસ્ત્રોમા તે જ લખાણ (હિંદુઓનાં પુરાણોમાં ઘણુંખરું હોય છે તેમ ) જડ અને સ્થૂળ (material) રૂપમા રજૂ કરવામાં આવ્યુ છે દાખલા તરીકે પહેલવી પુસ્તક અરદાવિરાફનામામા આપણે વાંચીશુ કે બહેસ્તમા ઉત્તમ ખોરાક, દમામદાર પોશાક, સુંદર વાતાવરણ, મનોહર સગીન, દિવકશ દેખાવો, ઇઝદ અમશાસ્પદો ( દૈવી શક્તિઓ, ફિરસ્તાઓ ) ની મહેર અને દાદાર અહુરમઝ્દની મહોબત રહે છે, જ્યારે દોઝખમા સાપ, કાનખજૂરા, વીંછી, કીડા અને બીજા નાશકારક પ્રાણીઓ પાપીઓને ભારે દુઃખ પહોચાડે છે કોઇને તીક્ષ્ણ

હથિયારોથી ઈજા પહોંચાડવામાં આવે છે, કોઈને ઉકળતા પ્રવાહીથી બાળવામાં આવે છે, કોઈને ભૂખે મારવામાં આવે છે, ત્યારે બીજાઓને અત્યંત ગંદો અને નાપસંદ ખોરાક આપવામાં આવે છે. બાળકો ખુશ થાય એવા દિલપસંદ અથવા નફરાઈ જાય એવા ભયંકર બહેશ્ત અને દોઝખના અહેવાલોમાં જેમને રસ પડતો હોય તેઓ "અરદાવિરાફ નામે" અને એ જ કિસમનાં બીજાં પાછલા જમાનાના પુસ્તકો વાચી પોતાનો શોખ તૃપ્ત કરી શકશે. પરંતુ ખરેખરો સંતોષકારક ચિતાર તો ગાથા અને અવસ્તાનાં ભાવવાચક અને આલંકારિક વર્ણનો ઉપરથી જ આપણને મળી રહેશે, કે બહેશ્ત અને દોઝખ આપણા શરીરની નહિ પણ ફક્ત આપણા મનની જ ઊંચી યા નીચી હાલત છે.

આગળ જતાં સવાલ ઊઠ્યો કે રશ્ને રાસ્ત ઇઝદનાં તરાજુમાં કોઈ મરનારનાં સવાબ અને પાપ સરખાં ઊતરે તો તે મરનાર કયાં જાય ? એ વિશે ગાથા અને અવસ્તામાં ઇશારા છે પણ તે બહુ જ અસ્પષ્ટ હોવાથી આપણને મદદરૂપ થઈ પડે એમ નથી પરંતુ પહેલવી સાહિત્યમાં, દાખલા તરીકે મીનોએખેરદ વગેરેમાં, એ પ્રશ્નની ચર્ચા થઈ છે, અને આ જગત અને સિતાર પાયાના બહેશ્ત વચ્ચે એક "હમેસ્તગાન" ( purgatory ) નામની જગ્યા એવા મરનારો માટે ખાસ કલ્પવામાં આવી છે તે જગ્યા ઘણીખરી આ જગત જેવી જ છે; નથી ત્યાં ઝાઝું સુખ કે દુઃખ; માત્ર ઉનાળા કે શિયાળાની સખ્તી કોઈકવાર વેઠવી પડે છે, અને જ્યાંસુધી રસ્તાખીઝ* (કયામત) થાય ત્યાંસુધી ત્યાં રહેવું પડે છે.

હવે મરનારને બહેશ્ત અથવા દોઝખમાં કયાં સુધી રહેવું પડશે તે આપણે જોઈએ. ગાથા (યશ્ન ૪૬. ૧૧) પ્રમાણે કાયમનું દોઝખ દેખાય છે ખરૂં, જો કે એ એક વિદ્વાન થિયોસોફિસ્ટ એરવદ ખુરશેદ દાબુ બિલકુલ જુદી રીતે સમજાવી પુનર્જન્મના ટેકા તરીકે તેને રજૂ કરે છે ("ચેરાગ": ઓક્ટોબર ૧૯૪૭). પણ ખુદ ગાથામાં જ યશ્ન ૩૦, ૧૧ અને ૩૧, ૨૦ પ્રમાણે, કાયમનું દોઝખ નહિ પણ "દરેગેમ આયૂ તેમધહો" અથવા લાંબા વખતનો અંધકાર યાને દોઝખ છે એમ તદ્દન ખુલ્લું થાય છે વળી ખરૂં જોતાં કાયમનું દોઝખ જરથોશ્તી ધર્મની રૂએ હોઈ શકે પણ નહિ, કેમકે એ ધર્મનાં શાસ્ત્રો પ્રમાણે રસ્તાખીઝ (કયામત) તો થશે જ, જ્યારે

*આ રસ્તાખીઝ અથવા કયામતનો સિદ્ધાંત જરથોશ્તીઓ પાસેથી યહુદી ધર્મમાં ગયો, અને તે દ્વારા ખ્રિસ્તી અને ઈસ્લામ ધર્મોમાં દાખલ થયો હતો.

તમામ મરણ પામેલા માણસો, પછી તેઓ સવાબી હો યા પાપી, ફરી સજીવન થશે. પહેલવી પુસ્તકો પ્રમાણે હમેશગીના દોઝખ જેવો તો કાંઈ સિદ્ધાંત જ નથી, કેમકે તે શાસ્ત્રોમાં રસ્તાખીઝ, સોશયોસ (ભવિષ્યના તારણહાર) નું આગમન, અને ફ્રશોકેરેતી (જગતનું નવસર્જન) ની તફસીલ વાર સમજ આપેલી છે માટે એક પાપી આત્મા હમેશનાં દોઝખમાં નહિ સબડતા માત્ર રસ્તાખીઝ સુધી જ માનસિક દુઃખમાં રહેશે એવું જરથોસ્તી ધર્મનું શિક્ષણ છે

ગાથા પ્રમાણે આપણે જોયુ તેમ કાયમનાં સ્વર્ગ અને નરક નથી. પહેલવી જમાનાના પુસ્તકોમા, દાખલા તરીકે દીનકર્દ, મીનોએખેરદ અને અરદાવિરાફનામામાં, સ્વર્ગ અને નરક કાયમ હોય એવા ઈશારા મળે છે, પણ એ ઈશારા તમામ ભૂલભર્યા છે એ "કાયમ"નો અર્થ માત્ર ફ્રશોકેરેતી (જગતનું નવસર્જન) થાય ત્યાંસુધી જ સમજવો, અને તે વખતે સજા પૂરતી ખમેલી હોવાથી તમામ પાપીઓ દોઝખનાં દુઃખમાથી છુટકારો પામશે ખૂરામાં ખૂરા પાપીને અહુરમઝ્દ અહેરેમન (શયતાન)ના હાથમાં જવા દેશે નહિ, જો જવા દે તો આટલા પૂરતી શયતાનની ખુદા ઉપર ફતેહ થયેલી કહેવાય. માટે તમામ મનુષ્યો ફ્રશોકેરેતીને વખતે દોઝખમાથી મુક્ત થશે, અને તેથી જરથોસ્તી ધર્મ પ્રમાણે જાવેદાનનું દોઝખ હોઈ શકે જ નહિ.

જરથોસ્તી ધર્મ પ્રમાણે પુનર્જન્મ છે કે કેમ તે વિશે અભ્યાસીઓમાં મતભેદ છે આપણે સ્વીકારીશુ કે પુનર્જન્મનો સિદ્ધાંત અત્યત અકલપસંદ અને તર્કશુદ્ધ છે, એટલું જ નહિ પણ જીવનમરણની ફિલસુફી સમજાવતા કોઈપણ સિદ્ધાત કરતા પુનર્જન્મનો નિયમ બુદ્ધિને વધુ સતોષ પમાડે છે એમ પણ આગળ વધી આપણે કબૂલ કરીશુ પણ એ સૌથી સારો યા સૌથી કુદરતી નિયમ થયો માટે તે જરથોસ્તી ધર્મમાં હોવો જ જોઈએ એમ માની લેવુ જોઈતું નથી, અને શબ્દોના અર્થ ખેચીતાણીને એ ધર્મમાં એ સિદ્ધાંત ઠોકી બેસાડવો એ તો વિદ્વાનનું કામ જ નહિ કેટલાકો જણાવે છે કે જરથોસ્તી ધર્મપુસ્તકો પૂરેપૂરા બચવા પામ્યા નથી પણ થોડાક છૂટા છવાયા ભાગો જ અનામત રહ્યા છે, જો સઘળાં પુસ્તકો બચ્યાં હોત તો તેમાંથી પુનર્જન્મનો નિયમ આપોઆપ જણાઈ આવત પણ આ દલીલમા પણ વજૂદ નથી, કેમકે જરથોસ્તી ધર્મ પ્રમાણેની જીવનમરણની ફિલસુફીની રચના જ એવી છે કે તે મુજબ પુનર્જન્મને એમા સ્થાન કેમ હોઈ શકે તે સમજાતું નથી. પારસી થિયોસોફિસ્ટો અને "ઇલ્મેક્ષ્નુમ" નામે ઓળ-

ખાતી જરથોસ્તી ધર્મવિદ્યાના પારસી અભ્યાસીઓ જરથોસ્તી ધર્મમાં પુનર્જન્મનો સિદ્ધાંત જુએ છે, અને તે પુરવાર કરવા પણ બહુ ઉત્સુક હોય છે. એમાંના કેટલાક ગૃહસ્થો ધર્મના ઊંડા અભ્યાસીઓ છે અને તેમની વિદ્વત્તા, શુદ્ધભાવના અને પ્રામાણિકપણા પ્રત્યે સૌને બહુ માન છે. આ કમતરીન લખનાર તો અવસ્તા, પહેલવી અને પાઝંદ ભાષાઓના જ્ઞાનથી બેખબર છે, અને તેથી તે ભાષાઓના વિદ્વાનો આગળ પોતાનાં મતની થી કીમત રહેશે તેથી તે સારી રીતે વાકેફગાર છે. એમ છતાં જરથોસ્તી ધર્મશાસ્ત્રોના તરજુમાઓ ધ્યાનથી વાંચતાં અને નિષ્પક્ષપાત રીતે તેનું તોલન કરતાં પુનર્જન્મનો ખૂબીદાર સિદ્ધાંત આ ધર્મમાં નથી એવા જ અનુમાન ઉપર સખેદ આવવું પડે છે.

હવે આપણે આપણા વિષયના આખરી તબક્કા ઉપર આવીશું. આપણે જોયું કે ચિનવત પુલ પસાર કરવા પહેલાં ચહારમની બામદાદેજ મહેરદાવર, સરોશ અને રશ્નને ઈઝૂદોને હાથે વ્યક્તિગત ન્યાય યાને દરેકને જુદો જુદો ઇન્સાફ તેની કરણી પ્રમાણે મળે છે. પછી આપણે જોયું કે સવાબી જીવ બહેસ્તમાં અને પાપી દોઝખમાં કાયમને માટે નહિ પણ "લાંબા વખત સુધી" જાય છે. તે મુદ્દત બાદ ફરી પાછો સમૂહગત ન્યાય યાને આખી દુનિયાનો એકસામટો ઇનસાફ છેવટનો અપાય છે. આ બાબત હમેશ મુજબ ગાથામાં બહુ જ ટૂંકાણમાં, અવસ્તામાં કાંઈક વિસ્તારથી, પણ પહેલવી શાસ્ત્રોમાં બહુ ખુલાસાથી આપવામાં આવી છે. એ તો ખુદા-તાલાનો એક સર્વસામાન્ય નિયમ જ છે કે જ્યારે જગત ઉપર જુલમ, અધર્મ, અનીતિ અને બેદાદીનું રાજ્ય ફેલાય છે ત્યારે તે માલિક એક પયગમ્બર કે મહાત્માને મોકલી સત્ય, પ્રેમ, અહિંસા, ન્યાય વગેરે તરફ લોકોનું પાછું લક્ષ્ય દોરે છે. પહેલવી શાસ્ત્રો મુજબ એક એક [1]હઝારાની મુદ્દત બાદ પયગમ્બર જરથુસ્ત્રના ભવિષ્યમાં પેદા થનાર ત્રણ પુત્રો—હોશેદર, હોશેદરમાહ અને સોશ્યોસ—જન્મ લઈ તરેહવાર ચમત્કારો કરી દુનિયામાં ભલાઈ અને પવિત્રાઈનો ફેલાવો કરશે.

દીનકર્દ અને બેહમન યસ્ત પ્રમાણે પયગમ્બર જરથુસ્ત્રનું વીર્ય ફિરસ્તાઓએ જાળવી રાખ્યું છે અને એ વીર્યમાંથી જુદે જુદે વખતે ત્રણ કુમારિકાઓને પેટે આ ત્રણ મહાપુરુષોનો જન્મ થશે. હોશેદર દશ દિવસ, હોશેદરમાહ વીસ દિવસ અને સોશ્યોસ ત્રીસ દિવસ સુધી સૂર્યને આકાશમાં થભાવી દેશે. આ ત્રણે પુરુષો પયગમ્બરો નથી પણ જગતના ઉદ્ધારકો

[1] એક હજાર વર્ષના યુગને એક હઝારો કહે છે.

તમામ મરણ પામેલા માણસો, પછી તેઓ સવાબી હો યા પાપી, ફરી સજીવન થશે પહેલવી પુસ્તકો પ્રમાણે હમેશગીના દોઝખ જેવો તો કાંઈ સિદ્ધાંત જ નથી, કેમકે તે શાસ્ત્રોમાં રસ્તાખીઝ, સોશ્યોસ (ભવિષ્યના તારણહાર) નું આગમન, અને ફ્રશોકેરેતી (જગતનું નવસર્જન) ની તફસીલ વાર સમજ આપેલી છે માટે એક પાપી આત્મા હમેશનાં દોઝખમાં નહિ સબડતા માત્ર રસ્તાખીઝ સુધી જ માનસિક દુઃખમાં રહેશે એવું જરથોસ્તી ધર્મનું શિક્ષણ છે

ગાથા પ્રમાણે આપણે જોયુ તેમ કાયમનાં સ્વર્ગ અને નરક નથી પહેલવી જમાનાના પુસ્તકોમાં, દાખલા તરીકે દીનકર્દ, મીનોએખેરદ અને અરદાવિરાફનામામાં, સ્વર્ગ અને નરક કાયમ હોય એવા ઈશારા મળે છે, પણ એ ઈશારા તમામ ભૂલભર્યા છે એ "કાયમ"નો અર્થ માત્ર ફ્રશોકેરેતી (જગતનું નવસર્જન) થાય ત્યાસુધી જ સમજવો, અને તે વખતે સજા પૂરતી ખમેલી હોવાથી તમામ પાપીઓ દોઝખનાં દુઃખમાંથી છુટકારો પામશે ખૂરામાં ખૂરા પાપીને અહુરમઝ્દ અહેરેમન (શયતાન)ના હાથમાં જવા દેશે નહિ, જો જવા દે તો આટલા પૂરતી શયતાનની ખુદા ઉપર ફતેહ થયેલી કહેવાય. માટે તમામ મનુષ્યો ફ્રશોકેરેતીને વખતે દોઝખમાંથી મુક્ત થશે, અને તેથી જરથોસ્તી ધર્મ પ્રમાણે જાવેદાનનું દોઝખ હોઈ શકે જ નહિ.

જરથોસ્તી ધર્મ પ્રમાણે પુનર્જન્મ છે કે કેમ તે વિશે અભ્યાસીઓમાં મતભેદ છે આપણે સ્વીકારીશુ કે પુનર્જન્મનો સિદ્ધાંત અત્યંત અકલપસંદ અને તર્કશુદ્ધ છે. એટલું જ નહિ પણ જીવનમરણની ફિલસૂફી સમજાવતા કોઈપણ સિદ્ધાંત કરતા પુનર્જન્મનો નિયમ બુદ્ધિને વધુ સંતોષ પમાડે છે એમ પણ આગળ વધી આપણે કબૂલ કરીશુ પણ એ સૌથી સારો યા સૌથી કુદરતી નિયમ થયો માટે તે જરથોસ્તી ધર્મમાં હોવો જ જોઈએ એમ માની લેવુ જોઈતું નથી, અને શબ્દોના અર્થ ખેચીતાણીને એ ધર્મમાં એ સિદ્ધાંત ઠોકી બેસાડવો એ તો વિદ્વાનનું કામ જ નહિ કેટલાક જણાવે છે કે જરથોસ્તી ધર્મપુસ્તકો પૂરેપૂરા બચવા પામ્યા નથી પણ થોડાક છૂટા છવાયા ભાગો જ અનામત રહ્યા છે. જો સઘળા પુસ્તકો બચ્યા હોત તો તેમાંથી પુનર્જન્મનો નિયમ આપોઆપ જણાઈ આવત પણ આ દલીલમાં પણ વજૂદ નથી, કેમકે જરથોસ્તી ધર્મ પ્રમાણેની જીવનમરણની ફિલસૂફીની રચના જ એવી છે કે તે મુજબ પુનર્જન્મને એમાં સ્થાન કેમ હોઈ શકે તે સમજાતુ નથી. પારસી થિયોસોફિસ્ટો અને "ઇલ્મેક્ષ્નુમ" નામે ઓળ

ખાતી જરથોસ્તી ધર્મવિદ્યાના પારસી અભ્યાસીઓ જરથોસ્તી ધર્મમાં પુનર્જન્મનો સિદ્ધાંત જુએ છે, અને તે પુરવાર કરવા પણ બહુ ઉત્સુક હોય છે. એમાંના કેટલાક ગૃહસ્થો ધર્મના ઊંડા અભ્યાસીઓ છે અને તેમની વિદ્વત્તા, શુદ્ધભાવના અને પ્રામાણિકપણા પ્રત્યે સૌને બહુ માન છે. આ કમતરીન લખનાર તો અવસ્તા, પહેલવી અને પાઝંદ ભાષાઓના જ્ઞાનથી બેખબર છે, અને તેથી તે ભાષાઓના વિદ્વાનો આગળ પોતાનાં મતની શી કીમત રહેશે તેથી તે સારી રીતે વાકેફગાર છે. એમ છતાં જરથોસ્તી ધર્મશાસ્ત્રોના તરજુમાઓ ધ્યાનથી વાંચતાં અને નિષ્પક્ષપાત રીતે તેનું તોલન કરતા પુનર્જન્મનો ખૂબીદાર સિદ્ધાંત આ ધર્મમા નથી એવા જ અનુમાન ઉપર સખેદ આવવું પડે છે.

હવે આપણે આપણા વિષયના આખરી તબક્કા ઉપર આવીશુ. આપણે જોયું કે ચિનવત પુલ પસાર કરવા પહેલાં ચહારમની બામદાદેજ મહેરદાવર, સરોશ અને રશ્ને ઇઝદોને હાથે વ્યક્તિગત ન્યાય યાને દરેકને જુદો જુદો ઇન્સાફ તેની કરણી પ્રમાણે મળે છે. પછી આપણે જોયું કે સવાબી જીવ બહેસ્તમાં અને પાપી દોઝખમાં કાયમને માટે નહિ પણ "લાંબા વખત સુધી" જાય છે. તે મુદ્દત બાદ ફરી પાછો સમૂહગત ન્યાય યાને આખી દુનિયાનો એકસામટો ઇનસાફ છેવટનો અપાય છે. આ બાબત હમેશ મુજબ ગાથામાં બહુ જ ટૂંકાણમા, અવસ્તામાં કંઈક વિસ્તારથી, પણ પહેલવી શાસ્ત્રોમાં બહુ ખુલાસાથી આપવામાં આવી છે. એ તો ખુદા-તાલાનો એક સર્વસામાન્ય નિયમ જ છે કે જ્યારે જગત ઉપર જુલમ, અધર્મ, અનીતિ અને બેદાદીનું રાજ ફેલાય છે ત્યારે તે માલિક એક પયગમ્બર કે મહાત્માને મોકલી સત્ય, પ્રેમ, અહિંસા, ન્યાય વગેરે તરફ લોકોનું પાછું લક્ષ દોરે છે. પહેલવી શાસ્ત્રો મુજબ એક એક [1]હઝારાની મુદ્દત બાદ પયગમ્બર જરથુશ્ત્રના ભવિષ્યમાં પયદા થનાર ત્રણ પુત્રો— હોશેદર, હોશેદરમાહ અને સોશ્યોસ—જન્મ લઈ તરેહવાર ચમત્કારો કરી દુનિયામાં વ્યાપી અને પવિત્રાઈનો ફેલાવો કરશે.

દીનકર્દ અને બેહમન યશ્ત પ્રમાણે પયગમ્બર જરથુશ્ત્રનું વીર્ય ફિરેસ્તાઓએ જાળવી રાખ્યું છે અને એ વીર્યમાંથી જુદે જુદે વખતે ત્રણ કુમારિકાઓને પેટે આ ત્રણ મહાપુરુષોનો જન્મ થશે. હોશેદર દશ દિવસ, હોશેદરમાહ વીસ દિવસ અને સોશ્યોસ ત્રીસ દિવસ સુધી સૂર્યને આકાશમાં થમ્ભાવી દેશે આ ત્રણે પુરુષો પયગમ્બરો નથી પણ જગતના ઉદ્ધારકો

[1] એક હજાર વર્ષના યુગને એક હઝારો કહે છે.

છે, અને તેઓમાં સૌથી કીર્તિવાન અને તેજવંત તે પ્રસિદ્ધ જગદ્‌ગુરુ મહાત્મા સોશયોસ થશે, અને આપણે હવે સોશયોસના જ આખિર હઝારાનું વર્ણન કરીશું. તેમના આવ્યાથી જે કંઈ બદી બાકી રહી હશે તેનો બિલકુલ નાશ થશે. લોકોનું જીવન એટલું બધું શુદ્ધ થશે કે દૂધના નિર્દોષ ખોરાકનો પણ ત્યાગ કરી માત્ર વનસ્પતિ અને પાણી ઉપર તેઓ ગુજારો કરશે: અને છેવટે તો લોકોના શરીરોમાં એવી આધ્યાત્મિક શક્તિ ખીલી નીકળશે કે ખોરાકપાણી વિના જ તેઓ હયાત રહી શકશે. ઝોહાક નામનો મહાપાપી રાજા, જે હજારો વર્ષ થયાં દમાવંદ પર્વતના એક ગુફામાં કેદ પડી હજી હયાત બેઠેલો મનાય છે, તે છૂટો થઈ ફરી જફાકારીનો જમાનો શરૂ કરવાની મુરાદ ધરાવશે; પણ પરાક્રમી પહેલવાન કેરશાસ્પ પાછો જન્મ પામી, તેને કતલ કરી, તેનો જુલાફી દોર શરૂઆતમાં જ ખતમ કરી નાખશે. સોશયોસને મદદ કરવા એક હજાર મહાપુરુષો જન્મ લેશે. ૫૭ વર્ષો સુધી નેકીબદીનું આખરી જંગ ચાલશે અને છેવટે બૂરાઈની સંપૂર્ણ શિકસ્ત થશે અને અષોઈનું સર્વથા સામ્રાજ્ય સ્થપાશે.

હવે "રસ્તાખીઝ" અથવા કયામત શરૂ થશે, અને દુનિયાના સૌથી પહેલા પુરુષ ગયોમર્દથી તે સોશયંત સુધી હસ્તી ધરાવી ગયેલા તમામ ઈન્સાનો મોતની ઊંઘમાંથી બેદાર થશે; "લાંબા વખતનું દોઝખ" પણ પૂરું થશે; સઘળા આત્માઓને "તને પસીન" (છેવટના શરીરો) આપવામા આવશે, અને આ રીતે જગતની "ફ્રશોકેરેતી" ( નવસર્જનઃ પુનર્રચના )નો આરંભ થશે. રસ્તાખીઝ (કયામત) અને ફ્રશોકેરેતી ( જગતની પુનર્રચના ) વચ્ચે ગૂંચવાડો ન થાય તે માટે થોડા શબ્દોની જરૂર રહે છે. ફ્રશોકેરેતી એક મહાન અને વિશાળ યોજના છે જેની શરૂઆત રસ્તાખીઝથી થાય છે. રસ્તાખીઝમાં જગતના આરંભકાળથી જે કોઈ મરણ પામી ચૂકવા હશે તે સઘળા પાછા ઊઠે છે. પછી જગતની જે નવરચના થાય છે, અને જેનું કાઈક વર્ણન નીચે આપવામાં આવ્યું છે, તેને ફ્રશોકેરેતી કહેવામાં આવે છે. ( પારસી થિયોસોફિસ્ટો રસ્તાખીઝનો આલંકારિક અર્થ કરે છે, અને ખાકી શરીરનું ઊઠવું નહિ પણ અમર આત્માનું જાગ્રત થવું, અથવા મરનારને પૂરેપૂરું આધ્યાત્મિક ભાન થવું—એવો એ શબ્દની એઓ સમજણ આપે છે ).

હવે પહેલવી પુસ્તકો પ્રમાણે ફ્રશોકેરેતી દરમ્યાન શું થશે તે આપણે તપાસીએ. તે પ્રસંગે દાદાર અહુરમઝ્દ સૌને સમૂહગત ન્યાય આપશે, યાને આખી દુનિયાનો એકીવખતે સામટો ઈન્સાફ થશે. દીનકર્દ પ્રમાણે ચયતાની ખસલતનાં માણસો, સૃષ્ટિક્રમવિરુદ્ધ વર્તન કરનારાઓ, ધર્મદ્રોહીઓ

અને તુરાનના મહાદુષ્ટ રાજા અફરાસિયાબ મનુષ્યોમાંથી દૈત્યોમાં ફેરવાઈ જશે. સવાબીઓ પોતાનાં શરીર સાથે જ ફરી બહેસ્તમાં જશે, જ્યારે બુનેદિહેશ પ્રમાણે પાપીઓ માત્ર ત્રણ દિવસ માટે જ પાછા દોઝખમાં પડશે. ત્યારબાદ સર્વે ઇન્સાનોની એક છેવટની કઠિન પરીક્ષા (ordeal) થશે. જ્યારે અગ્નિપ્રલય ફાટશે ત્યારે તેમ અહુરમઝ્દની મરજીથી પૃથ્વી ઉપર ચોતરફથી ઊકળતી ધાતુનો રસ ફરી વળશે. સવાબીઓને તે ગરમ દૂધ જેવું લાગશે અને તેઓ તેમાંથી સરળતાથી તરી નીકળશે, જ્યારે પાપીઓની સખ્ત કસોટી થશે, અને તેઓનાં તમામ પાપો બળી જઈ તેઓ પણ આ અગ્નિપરીક્ષામાંથી સવાબીઓ સમાન પવિત્ર થઈ નીકળશે.' આ રીતે બદી ઉપર નેકી વિજય પામશે; ખલકતમાં બદી જેવું કશું રહેશે જ નહિ; અહેરેમન (શયતાન)નું નામનિશાન, એની સત્તા, હકૂમત અને એનાં દુઃખભર્યાં દોઝખો સઘળું નાબૂદ થશે. દુઃખદર્દ, વૃદ્ધાવસ્થા, મોત, ગુના, ગરીબી, ધિક્કાર, આફત, અનીતિ, પાપ વગેરેનો જુનબેખથી નાશ થશે, અને નેકી, ભલાઈ, પ્રેમ, સત્ય, અહિંસા, ભ્રાતૃભાવ અને સાચું સુખ સૌને સંપાદન થશે. દીનકર્દ પ્રમાણે હવે માનવી અમર બનશે અને આ સાચું સુખ સનાતન રહેશે. આખી પૃથ્વીમાં અશોઇનો સર્વોત્તમ અધિકાર ફેલાઇ અહુરમઝ્દની જ બાદશાહીનો બિનહરીફ અમલ થશે. જરથોસ્તી ધર્મ પ્રમાણેના ફ્રશગર્દ અથવા 'વરી રાખવામાં આવેલા ઈશ્વરના સામ્રાજ્ય' (the wished-for kingdom of God) નો આ ચિતાર છે; જરથોસ્તી ધર્મ મુજબ ભવિષ્યમાં આવનાર સતયુગ (golden age: millennium) નું આ બયાન છે.

શું આ તબક્કો છેવટનો છે, કે શું ખુદા ફ્રશોકેરેતી પછીથી પણ એક નવી પૃથ્વી ઉત્પન્ન કરશે, પાછા તેમાં મામુલી ઇન્સાનો પેદા કરશે, અને પાછો તેમાં નેકીબદીનો ઝઘડો શરૂ થઈ શું ઈશ્વરની લીલાનો ફરી આરંભ થશે? પહેલવી પુસ્તકો આ ધારણાને ટેકો આપતાં નથી; ફ્રશોકેરેતી એ જ આખરી તબક્કો છે અને તે સમયે બદીનો નાશ અને નેકીની સ્થાપના થશે, અને તમામ ખલકત ખુદાની જ બાદશાહીમાં ખુશાલ બની, તે માલિકની જ મરજીને માન આપી, અહુરમઝ્દના અનંત પ્રકાશમાં વિલીન થશે. "હોશબામ" નામની પ્રાર્થનાના એક શ્લોક (યસ્ન ૬૦, ૧૨)-માં મનુષ્યજીવનની છેવટની નેમ સમજાવી છે કેઃ—"સૌથી ઉત્તમ અશોઈથી, સૌથી શ્રેષ્ઠ અશોઈથી, અય અહુરમઝ્દ, તને અમો જોઈએ, તારી નજદીક આવીએ, અને તારા દાયમના પ્રેમને અમે પહોંચીએ." ફ્રશોકેરેતીના આખરી જમાનામાં સમસ્ત જગતને આજ સુંદર શબ્દોની પૂરેપૂરી સિદ્ધિ થશે.

## ૨. મોત પછીની સ્થિતિ–હિંદુ ધર્મ પ્રમાણે

હિંદુ ધર્મે આ પ્રશ્ન ઉપર બહુ ધ્યાન આપ્યુ લાગતુ નથી, કેમકે સ્વર્ગપ્રાપ્તિ કરતાં મોક્ષપ્રાપ્તિ પર જ એનું લક્ષ્ય ઘણેભાગે કેન્દ્રિત થયેલું જોવામાં આવે છે હિંદુ ધર્મ પ્રમાણે લાખો ભલા કાર્યો નહિ પણ ઈશ્વરના સાચા જ્ઞાનથી જ સિદ્ધિ થાય છે, માટે જ હિંદુ સસ્કૃતિમા નીતિશાસ્ત્ર કરતા તત્ત્વજ્ઞાન અને ધર્મ વધુ ખીલવા પામ્યાં છે, કેમકે હિંદુઓ પ્રમાણે નેકીનીતિ સ્વર્ગ સુધી લઈ જાય પણ બ્રહ્મસાક્ષાત્કાર માટે ધર્મ જ જરૂરી છે માટે બીજી દુનિયામા જીવાત્માનું શુ થશે તે વિશે બીજા ધર્મોના જેટલું હિંદુ ધર્મે ધ્યાન આપેલુ લાગતુ નથી યહુદી પ્રજાનો ઈ પૂ ૫૮૬મા બબિલોનમાંનો દેશવટો શરૂ થયા બાદ છેક મોડેથી યહુદી ધર્મનું આ પ્રશ્ન ઉપર લક્ષ દોરવાયુ, તે જ પ્રમાણે ઋગ્વેદનાં છેક છેલ્લા મડળોમાં જ આ સવાલ ઉપર હિંદુઓ તરફથી કાઈક ધ્યાન આપવામા આવ્યુ તેમા પણ ઈશ્વર તરફની તપાસ કે ન્યાયનો આપણને ઝાઝો ખયાલ મળતો નથી, પણ મિ જે એ મૅકડનલ્ડ કહે છે તેમ મનુષ્યોને તેમના કર્મના બદલા તરીકે નહિ પણ ઈશ્વરની કૃપાથી સ્વર્ગ મળતું હોય એવુ દેખાય છે

ઋગ્વેદકાળમા દહનક્રિયા અને દફનક્રિયાનો સાથેસાથે જ ઉપયોગ થતો અગ્નિસંસ્કારની રૂઢિ સામાન્ય હતી અને અગ્નિદેવના આશ્રય નીચે મરનાર સ્વર્ગે સંચરતો હતો એવી માન્યતા હતી પણ નાના બાળકોના મૃતદેહોને ભૂમિદાહ કરવામા આવતો સન્યાસીઓના શબોને પણ પલાઠીવાળી બેસાડી તે જ સ્થિતિમા દફનાવવામા આવતા દહનક્રિયા કર્યા પછી હાડકાં, રખ્યા અને બાકી રહેલા અવશેષોને દફન કરવામા આવતા અથવા ગગાજીમાં પધરાવવામા આવતા આગળ જતા અગ્નિસસ્કારની રૂઢિ કાયમ રહી અને અગ્નિદ્વારા મૃતદેહના અવયવો પચમહાભૂતમા મળી જતા ઋગ્વેદના જમાનામા મરનારની સાથે એક બળદ, ઘોડો કે બકરાનું બલિદાન આપવામાં આવતુ પતિના મરણ પ્રસગે વિધવાને જીવતી અર્પણ કરી દેવાનો અર્થ ઋગ્વેદ ૧૦, ૧૮, ૮, ૯, વાળા શ્લોકમાથી આગળ જતાં ઉપજાવવામા આવ્યો અલિબત, હાલના વખતમાં આવા રિવાજોને તિલાજલિ મળી છે હાલમા મરણ પ્રસગે શ્રીમદ્ભાગવતનો અગિયારમો સ્કધ, ગરુડપુરાણ અથવા ગીતા વાચવામાં આવે છે મરણ પછી બારમા દિવસ સુધી મરનારને માટે ધર્મક્રિયા થાય છે, અને તે પછી ગુજર પામેલો જીવ આ બાકી જીવન સાથેની નિસબત છોડે છે એમ મનાય છે દરેક ગૃહસ્થાશ્રમી

હિંદુને જે પંચમહાયજ્ઞ કરવાની ફરજ છે તે પૈકીનો એક તે પિતૃયજ્ઞ છે. તેમાં પરલોક ગયેલા પિતૃઓ અને કુટુંબીઓની યાદમાં જે જલાંજલિ અપાય છે ને ક્રિયાને તર્પણ કહેવાય છે. હર વર્ષે મરણતિથિએ તેમ જ ભાદ્રપદ મહિનાના કૃષ્ણપક્ષમાં મરણ પામેલા કુટુંબીઓની શાંતિ અર્થે શ્રાદ્ધની ક્રિયા કરવામાં આવે છે, અને પિતૃઓને પિંડ અર્પણ થાય છે. એ ક્રિયા જરથોસ્તીઓની ફ્રવરદેગાન અથવા મુક્તાદ (મુક્તાત્મા) ની ક્રિયાને બહુ મળતી આવે છે. શાસ્ત્રોમાં અને પરલોકમાં શ્રદ્ધા રાખી આ ક્રિયાઓ કરવામાં આવે છે માટે તે શ્રાદ્ધ કહેવાય છે.

ઋગ્વેદ પ્રમાણે બીજી દુનિયામાં મરનારો ઉપરનો કુલ અખ્તયાર યમને આપવામાં આવ્યો છે. ઋગ્વેદના દશમા મંડળના દશમા સુક્તમાં યમ અને તેની બહેન યમી વચ્ચેનો સંવાદ અપાયો છે. વિવસ્વાનનો આ પુત્ર યમ તે જ અવસ્તાના વિવંઘહાનનો પુત્ર યીમ અથવા પારસીઓનો મહા પ્રતાપી રાજા યીમક્ષએત ઉર્ફે જમશેદ. આ ધરતી ઉપર મરણ પામેલાંઓમાં યમને સૌથી પહેલો ગણ્યો છે અને તે કારણે જ તે મરનારો ઉપર સર્વોપરિપણું ભોગવે છે. તેને ઋગ્વેદમાં રાજા જ કહ્યો છે; જો કે આગળ જતાં તેને એક ભવ્ય અને ભયંકર દેવ તરીકે કલ્પવામાં આવ્યો છે, અને તેની પાસે બે ચટાપટાદાર, ચાર આંખવાળા વિકરાલ કૂતરાઓની ચોકી છે એમ માનવામાં આવ્યું છે. કઠોપનિષદ્ પ્રમાણે એણે નચિકેતાને બ્રહ્મજ્ઞાન આપ્યું તે ઉપરથી યમ બ્રહ્મવિદ્યાનો જાણકાર હશે એવું અનુમાન નીકળે છે પાપીઓ ઉપર એની કરડી નજર હોવાથી એને દંડધર અથવા કાળનું પણ નામ મળ્યું છે, જ્યારે સત્વાબીઓ તરફ એ માયાળુ હોવાથી એ ધર્મરાજના નામથી પણ ઓળખાય છે.

ઋગ્વેદ પ્રમાણે મારુતો અથવા વાયુના દેવો મરનારને સ્વર્ગમાં લઈ જાય છે. ત્રીજા સ્વર્ગમાં મરણ પામી ચૂકેલા પિતૃઓ રહે છે અને બાકી ભુવનના તેમના કુટુંબીઓ તરફથી તેઓ ભોગ કે તર્પણની આશા રાખે છે. આ પિતૃઓ દેવોથી જુદા છે તોપણ તેઓ મનુષ્યોને સહાય કરવાની શક્તિ ધરાવે છે. ઋગ્વેદનું સ્વર્ગ અનંત પ્રકાશ અને આનંદનું ધામ છે અને ત્યાં મરનારોની ભલી સુરાદો બર લાવવામાં આવે છે. ઋગ્વેદમાં વર્ણવેલા સ્વર્ગમાં ખાનપાન, નાચરંગ અને ભોગવિલાસ વધુ પ્રમાણમાં જોવામાં આવે છે અને ત્યાં મળતું સુખ દૈહિક પ્રકારનું હોય એમ દેખાય છે, અને તેમાં મરનારની નૈતિક કે આધ્યાત્મિક ઉન્નતિ પ્રત્યે ધ્યાન અપાયેલું લાગતું નથી. દેવો પોતે જ આવા ઐહિક સુખમાં તલ્લીન હોય

એમ તેમને ચિતારવામા આવ્યા છે, અને મરનાર માનવીઓ આ દેવો અને પોતાના ગુઝર પામેલા પિતૃઓ જોડે યમની પાસબાની નીચે સંપૂર્ણ દૈહિક આનંદ ભોગવે છે. માટે ઋગ્વેદનું સ્વર્ગ એ આ જગતનાં ભૌતિક મોજશોખની એક પુનરાવૃત્તિ જ છે આ ઉપરથી જણાય છે કે સંસ્કૃતિના આરંભકાળમા જગતના ગૂઢ પ્રશ્નો ઉપર એકદમ ધ્યાન ખેંચાતુ નથી દાખલા તરીકે પ્રાચીન યહુદીઓમા એવી માન્યતા હતી કે મરણ પછી "શોઓલ" નામની પાતાળમાં આવેલી એક અંધકારમય ગુફા જેવી જગ્યામા મરનારને જવુ પડતું, અને ત્યા તે હર્ષ કે શોકરહિત પડછાયા જેવુ જીવન ગાળતો. પ્રાચીન ગ્રીસમા પણ "હેડિસ" નામના પ્રેતલોકની કલ્પના એવી જ છે તપાસ કે ન્યાય વિના ભલાબૂરા સૌને આ અંધારા પ્રેતલોકમા જઈ પડછાયા માફક ભમવું પડતું પ્રાચીન બબિલોનિયનો અને એસિરિયનોએ પણ "અરલુ" નામની એક અંધારી અને બીનાશવાળી જગ્યા કલ્પેલી હતી જ્યાંથી પાછા ફરવુ અશક્ય હતુ, અને જ્યાં મરનારોને કાયમને માટે પૂરવામાં આવતા હતા હિંદુઓમા પુનર્જન્મના મહાન સિદ્ધાંતની શોધ તો પાછળથી થઇ હતી એટલે ઋગ્વેદ કાળનું મરણોત્તર સ્થિતિનું વર્ણન આપણી બુદ્ધિને સંપૂર્ણ સંતોષ આપે એવું આપણને લાગતું નથી

તત્ત્વજ્ઞાન અને અગમ્યવાદની ગહન ચર્ચા કરતા ઉપનિષદના ગ્રંથોમા જીવાત્માની ગતિનો વિષય કાંઇક અસ્થાને ગણાય, પણ ઉપનિષત્કારોએ આ વિષય પરત્વે પણ ધ્યાન આપ્યુ હોવાથી તેઓએ મરનાર જીવ વિશે શી કલ્પના કરી છે તે આપણે હવે તપાસીએ. હિંદુ ધર્મના વિકાસમાં ઉપનિષત્કાળ એ પરમ સંસ્કૃતિનો કાળ કહી શકાય, કેમકે એ કાળ દરમ્યાન કેટલાક મહાન સિદ્ધાંતો ધર્મમાં દાખલ કરવામાં આવ્યા. અનેક દેવોની પૂજા મટીને એક જ બ્રહ્મની માન્યતા પ્રવર્તવા લાગી, અને સગુણ બ્રહ્મ ઉપરથી નિર્ગુણ બ્રહ્મની કલ્પના બંધાવા લાગી ઈશ્વરની ઉપાસનાનો હેતુ સ્વર્ગપ્રાપ્તિ નહિ પણ મોક્ષ જ હોવો જોઈએ એમ મનાવા લાગ્યું, અને જીવનમુક્તની જ દશા સર્વશ્રેષ્ઠ છે એમ સૌ કોઈ માનવા લાગ્યા. ઉપનિષદ્યુગમાં જ પશુઓનું બલિદાન આપવાનો રિવાજ બંધ પડવા માંડયો, અને માંસાહાર છોડી સમાજ નિરામિષાહારી બન્યો લોકોનું લક્ષ્ય હવે જપ, તપ, ધ્યાન, અનશન, ત્યાગ અને વૈરાગ્ય ઉપર ચોંટયું, અને તે દ્વારા જ બ્રહ્મપ્રાપ્તિ થશે એમ એ કાળમાં મનાવા લાગ્યુ ઉપનિષદ્યુગમાં જ પુનર્જન્મ અને કર્મના મહાન સિદ્ધાંતો સમાજમાં સ્થપાવા પામ્યા, જો કે તેમ કરતાં વાક્યકારોએ ઋગ્વેદનો જ આધાર ખોળી કાઢયો. સ્વ. દી.

આ. નર્મદાશંકર દે. મહેતા "ઉપનિષદ્‌વિચારણા" નામના પોતાના ગ્રંથમાં ઋગ્વેદના ૧૦મા મંડળના ૫૮મા સૂક્તમાં આવેલી એક આખ્યાયિકા નોંધે છે, તે પ્રમાણે સુબન્ધુ નામના એક મરણ પામેલા પુરોહિતનું મન, જે જુદા જ ભુવનમાં પ્રયાણ કરી ગયું હતું, તેને પાછુ આ ભૂલોકમાં આણવામાં આવે છે હિંદુ વિદ્વાનો એવુ બતાવવાનો પ્રયાસ કરે છે કે ઋગ્વેદમા પુનર્જન્મનો સિદ્ધાંત સ્પષ્ટરૂપે કદાચ નહિ હોય પણ બીજરૂપે તો હતો જ. અતગત, એટલું તો નિર્વિવાદ છે કે ઉપનિષત્કાળમા એ સિદ્ધાંતનો પૂરેપૂરો વિકાસ થવા પામ્યો.

ઉપનિષત્કારોએ સર્વશ્રેષ્ઠ સુખના બે સ્વર્ગો કલ્પેલા છે—દેવયાન અને પિતૃયાન. જેઓએ શુભ પણ સકામ કાર્યો કર્યાં હશે અને પોતાનાં સારાં કાર્યો માટે બદલો મેળવવાની આશા રાખી હશે તેઓ પિતૃઓને માર્ગે પિતૃયાનમાં જશે એવા મનુષ્યોના જીવ નીચેના તબક્કાઓમાથી પસાર થશે —ધૂમ, રાત્રિ, કૃષ્ણપક્ષ, દક્ષિણાયન, પિતૃલોક, સવત્સર અને ચદ્રલોક; પરંતુ ચદ્રલોક સુધી જઈ કરેલા કાર્યોનું સુખ ભોગવ્યા પછી તે જીવોને પુનર્જન્મ લેવો પડે છે તેમ કરતા સકામ કર્મ કરનાર અને પિતૃયાનને પહોચનાર જીવ હવે એ સઘળા તબક્કાઓમાંથી એક પછી એક પાછો ઊતરે છે. છેવટે તે રાત્રિ અને ધૂમમાં પ્રવેશી મેઘદ્વારા આ ધરતી ઉપર ઊતરે છે. ત્યારબાદ ધાન્ય બની કોઈ માનવીના દેહમા ને આહારરૂપે જાય છે અને વીર્યમા તેનું રૂપાન્તર બની તે મનુષ્યજીવ તરીકે પુનર્જન્મ લે છે પરતુ જેઓએ બ્રહ્મની જ એકનિષ્ઠ થઈ ઉપાસના કરી છે, જેઓના કાર્યો વાસનારહિત છે તેઓ દેવોને માર્ગે દેવયાનમા જાય છે, અને નીચલા તબક્કાઓમાથી તેઓ પસાર થાય છે.—અર્ચિ (પ્રકાશ), દિવસ, શુકલપક્ષ, ઉત્તરાયણ, સંવત્સર, દેવલોક, વાયુલોક, આદિત્ય, વૈદ્યુત, વરુણલોક અને ચંદ્રલોક પરંતુ જ્યારે પિતૃયાનમા ગયેલા જીવો ચદ્રલોકમાં ગયા પછી મૃત્યુલોકમાં પાછા ફરે છે, ત્યારે દેવયાનમા ગયેલા જીવો ચદ્રલોકમાંથી હજી એક વધુ ઉચ્ચ તબક્કામાં—બ્રહ્મલોકમા પ્રવેશે છે. અને ત્યાંથી તેઓનો પુનર્જન્મ થતો નથી, અગર થાય છે તો કોઈ અલૌકિક અમૈથુની સૃષ્ટિમાં તેઓ જન્મ લે છે. આ રીતે જેઓ દૈહિક સુખોપભોગ, ફળપ્રાપ્તિ, આશા, અભિલાષાનો ત્યાગ કરી માત્ર બ્રહ્મની જ ઉપાસના કરે છે તેઓ જીવન-મુક્ત બની, બ્રહ્મજ્ઞાન મેળવી, દેવયાન માર્ગે જઈ, બ્રહ્મલોકમાં સંચરી બ્રહ્મમા જ વિલીન થઈ જાય છે, અને જન્માન્તરના ફેરામાથી કાયમના " થાય છે.

જેઓએ શુભ કાર્યો કર્યાં જ ન હોય એવા માણુસો ક્ષુદ્ર જન્તુના રૂપે ફરીફરીને આ અવનિ ઉપર જન્મ લેશે પરંતુ દુરાચારી જીવન ગાળતા પાપાત્માઓ નરકમાં પડી ભયંકર યાતનાઓ ભોગવશે, અને કરેલા પાપોનાં ફળ તેઓ દુઃખના રૂપમાં અનુભવી પોતાની જ આત્મિક ઉન્નતિના માર્ગમાં ફોકટની રુકાવટ ઊભી કરશે આ રીતે ઉપનિષત્કાળમા જીવાત્માની ગતિનો વિચાર ઋગ્વેદ કાળમા હતો તે કરતા વધુ વિસ્તૃત અને વિગતવાર જણાય છે.

પૌરાણિક કાળમા પ્રવેશતા પુરાણોમા સ્વર્ગો અને નરકોની સખ્યા એકદમ વધારી દીધેલી જોવામાં આવે છે પુરાણુ એટલે જનસમાજનો ધર્મ. અને સામાન્ય લોકોને સચોટ અસર કરવા સારુ પુરાણો મોટે ભાગે તેમની જ દૃષ્ટિથી લખાયેલા હતાં હવે તો દરેક દેવને પોતપોતાનું જુદું સ્વર્ગ હતુ એવી કલ્પના કરવામા આવી હતી, અને તેમના ભક્તો પોતાના જ દેવોના સ્વર્ગમાં જવાની અભિલાષા સેવતા હતા બ્રહ્મદેવનું સ્વર્ગ સત્યલોક નામનું હતુ વિષ્ણુ ભગવાનનું સ્વર્ગ વૈકુંઠ નામે જાણીતું છે, મહાદેવજી કૈલાસના શિખર ઉપર ધ્યાનમગ્ન રહે છે, જ્યારે ઇન્દ્ર અમરાપુરીમાં આનંદ કરે છે આ ભૂલોકની ઉપર બીજા સાત લોકો છે, અને તેમના નામ પુરાણો પ્રમાણે ભૂર્લોક ભૂવર્લોક, સ્વર્લોક, મહર્લોક, જનલોક, તપોલોક અને સત્યલોક છે સ્વર્ગમા તો દૈહિક સુખની કશી મણા જ ન હોય એમ પુરાણોએ કલ્પના કરી છે દાખલા તરીકે ઇન્દ્રનાં બળ, સત્તા અને ભોગવિલાસનો પાર નથી એની નગરી તે અમરાપુરી, એનું શસ્ત્ર તે વજ્ર, એનું ધનુષ તે મેઘધનુષ, એનો સાત સૂંઢવાળો હાથી ઐરાવત, એનો સમુદ્રમંથનમાંથી ઉત્પન્ન થયેલો, અમૃતપાન કરતો, ધોળા રંગનો ઘોડો ઉચ્ચૈઃશ્રવસ્, એનો વૈજ્યંત નામનો મહેલ, એની નંદનવન નામની પુષ્પવાડી, એનાં પારિજાત અને કલ્પવૃક્ષ નામના માગી મુરાદ બર લાવનારાં વૃક્ષો, એની કામદુધા નામની ઇચ્છા પૂરી પાડનારી ગાય, એના સંગીત કુશળ ગંધર્વો, એની રંભા સમાન સ્વરૂપવાન નૃત્યકાર અપ્સરાઓ વગેરે-ઇન્દ્રનો વૈભવ અને સ્વર્ગની સાધન સામગ્રી શું હોઈ શકે તે સૂચવે છે

ઋગ્વેદમાં નરક વિશે ઝાઝી કલ્પના કરવામાં આવી નથી પરંતુ તેનો ખ્યાલ આપણને અથર્વવેદમાંથી જાણવા મળે છે, અને પુરાણોમાં તો અનેક નરકોનું ત્રાસદાયક વર્ણન આપવામા આવ્યું છે વિષ્ણુપુરાણ પ્રમાણે અતલ વિતલ, સુતલ, રસાતલ, તલાતલ, મહાતલ અને પાતાલ એવાં નામોનાં

સાત નરકો આપવામાં આવ્યાં છે, પરંતુ શ્રીમદ્ભાગવતના દશમ સ્કંધમાં તો ૨૯ નરકોનાં નામ આપ્યા છે જે અહીં રજૂ કરવાની જરૂર લાગતી નથી વળી લોકોને દહેશત પમાડી તેમને નેકીનીતિને રસ્તે વાળવા સારુ આ નરકોમાં અકલ્પનીય દુઃખ ચિતારવામાં આવ્યું છે. જેમ જરથોસ્તીઓનાં પાછલાં ધર્મશાસ્ત્રોમાં છે તેમ પુરાણોમા વર્ણવેલાં નરકોમાં પણ પાપીઓને કાંટાની સેજ ઉપર સુવુ પડે છે, યા તો તેમને ઊંધા લટકાવવામાં આવે છે, અથવા તેમને સર્પ, વીંછી વગેરે પીડા પમાડે છે; કેટલીક વખત તેમના શરીરો છૂંદવામા કે બાળવામાં આવે છે વગેરે

સ્વર્ગપ્રાપ્તિ માટે પુત્રની ખાસ જરૂર જોવામાં આવે છે, અને એક શાસ્ત્રવચન છે કે પત્ની મિત્ર જેવી છે, પુત્રી પીડાકારક છે, પરતુ પુત્ર સર્વશ્રેષ્ઠ સ્વર્ગની પરમ જ્યોતિ સમાન છે ખુદ પુત્ર શબ્દની વ્યુત્પત્તિ તરફ જોતા, જે 'પુ' નામના નરકમાં જતાં આપણું તારણ કરે તે 'પુ-ત્ર' કહેવાય. એક જાણીતી કથા પ્રમાણે અગસ્ત્ય ઋષિએ ઈશ્વરમા જ ચિત્ત પરોવેલું હોવાથી તેઓએ લગ્ન કર્યું નહોતું એકવાર તેમણે પોતાના પૂર્વજોને બીજી દુનિયામા ઊંધા લટકતા જોયા આ સ્થિતિ કેમ થવા પામી તે વિશે પૂછતાં જણાયું કે દોષ તો અગસ્ત્યનો પોતાનો જ હતો, અને એઓને પુત્ર ન હોવાને કારણે વડીલોની આવી અવગતિ થઈ હતી તે જાણી અગસ્ત્યે લોપામુદ્રા નામની કન્યા સાથે લગ્ન કરી પોતાના પૂર્વજો પ્રત્યેની ફરજ અદા કરી. લોપામુદ્રાથી તેઓને બે પુત્રોની પ્રાપ્તિ થઇ પુત્રને હાથે જ મરણ, અન્ત્યેષ્ટિ અને શ્રાદ્ધની ક્રિયાઓ થાય એ જ ઇષ્ટ છે એવી હજી ઘણા હિંદુભાઈઓની અડગ માન્યતા છે

પરતુ સ્વર્ગ, નરક વગેરે કલ્પનાઓમા જે વિચિત્ર અને તરંગી તત્ત્વ હતુ તેનો પુનર્જન્મના નિયમના પ્રતિપાદન થતા સાથે લોપ થઈ ગયો. ઋગ્વેદના સૌથી જૂના મંડળોમા આત્માના અમરત્વ વિશે સૂચન છે પરતુ સ્પષ્ટ રીતે પુનર્જન્મ માટે નથી પ્રો મેકડોનલ માનતા કે ઋગ્વેદમાં પુનર્જન્મને લગતો સહેજ પણ ખ્યાલ નથી, જો કે ઋગ્વેદના છેલ્લા મંડળમા ૧૦-૧૬-૩ વાળી ઋચામા કહે છે કે.—"તારુ નસીબ હોય તો તું પાણીમા જા, અથવા તારા કુટુંબીઓ સાથે ઝાડના રોપાઓમા તારું મુકામ કર" આ ઋચામાથી પણ પુનર્જન્મની દૂરદૂરની ઝાંખી તો થાય છે પુનર્જન્મનો કાંઇક વધારે ખુલ્લો ખ્યાલ શતપથ બ્રાહ્મણમાં થાય છે, પરંતુ એનો તદ્દન સ્પષ્ટ ખ્યાલ તો ઠેઠ ઉપનિષત્કાળમા બૃહદારણ્યકોપ-

નિષદમાંથી મળે છે આપણે જોઈ ગયા તેમ ઉપનિષદોમાં જ પુનર્જન્મનો સિદ્ધાંત વિકાસ પામ્યો અને તેને બૌદ્ધ ધર્મમાં અપનાવી લેવામાં આવ્યો મહાત્મા બુદ્ધ પ્રભુ અને આત્માના અસ્તિત્વ વિશે ઉદાસીન હતા અને એમના મત પ્રમાણે આત્મા નહિ પણ માણસનું કર્મ જ પુનર્જન્મ પામતું જનસમાજને સદ્ગુણી થવાની પ્રેરણા આપવા સારુ સ્વર્ગના આકર્ષણો અને નરકની યાતનાઓનાં વર્ણનોની વાસ્તવિકતા સમજી શકાશે, પરંતુ આ પ્રશ્ન પરત્વે હિંદુ ધર્મની ખરી ખૂબી અને મહત્તા આવાં વર્ણનોમાં નથી પણ પુનર્જન્મના ફિલસૂફીભર્યા સિદ્ધાંતમાં છે, જે મનુષ્યના ચારિત્ર્યનો ઉત્કર્ષ સાધવામાં અને ઈશ્વરનો અચલ ન્યાય સમજાવવામાં સબળા નિયમોમાં શ્રેષ્ઠ છે એ પુનર્જન્મનો સિદ્ધાંત ખરું જોતાં આ પ્રકરણમાં ચરચાવો જોઈતો હતો, પણ આપણી જરૂરિયાત પ્રમાણે ત્રીજા વિભાગમાં તેનો સવિસ્તર ખુલાસો આપ્યો છે

જરથોસ્તી, ખ્રિસ્તી અને ઇસ્લામી ધર્મોમાં સ્વર્ગ અને નરક કાયમના છે કે નહિ તે વિશે વાદવિવાદ થઈ શકે, વળી પહેલાં સ્વર્ગ અને નરક અને પછી કયામત કે પહેલા કયામત અને પછી સ્વર્ગ અને નરક તે વિષય પરત્વે પણ તકરાર શકય છે પણ હિંદુધર્મમાં પુનર્જન્મનો સિદ્ધાંત પ્રતિપાદન થયો ત્યારથી આવી ભાંજગડોને સ્થાન રહેતું જ નથી, અને દરેક મરનાર પોતાની કરણી પ્રમાણે નરક અને સ્વર્ગ બન્ને ભોગવી પાછો જન્મ લે છે એમ છતાં જરથોસ્તીઓમાં જે ફ્રશોકેરેતી (જગતની નવરચના) નો ખ્યાલ છે તેને મળતો જ ખ્યાલ હિંદુધર્મમાં પણ છે, અને તે હવે આપણે તપાસીએ તે સાથે પુનર્જન્મના ફેરા કયાસુધી ખાવા પડશે તે પણ આપણે જોઈ લઈએ

એ વિશે પુરાણોમાંથી કાંઈક હેરફેર માહિતી મળે છે એવું જણાય છે કે હિંદુઓની ગણત્રી પ્રમાણે કૃતયુગ ત્રેતાયુગ દ્વાપરયુગ અને કલિયુગ નામના ચાર યુગો છે એ સૌમાં શ્રેષ્ઠ કૃતયુગ અથવા સત્યયુગ છે તેથી ઊતરતો ત્રેતાયુગ, તેથી ઊતરતો દ્વાપરયુગ અને સૌથી કનિષ્ઠ અને પાપી તે હાલમાં પ્રવર્તતો કલિયુગ છે ચારે યુગો મળીને મહાયુગ થાય છે અને તેની મુદ્દત ૧૨૦૦૦ વર્ષોની હોય છે પણ એ વર્ષો દેવતાઓની ગણત્રી પ્રમાણેના હોય છે અને દરેક એવું વર્ષ મનુષ્યનાં ૩૬૦ વર્ષની બરાબર છે માટે એ ચારે યુગોની કુલ મુદ્દત ૪,૩૨૦૦૦૦ મનુષ્યનાં વર્ષોની થવા જાય છે આવી ૧૦૦ મુદ્દતો મળી એક કલ્પ થાય છે કલિયુગને અંતે

જલપ્રલય અથવા તો અગ્નિપ્રલયને કારણે જગતનો નાશ થશે, અને તમામ દેવો પણ બ્રહ્મામાં વિલીન થઇ જશે. ત્યારબાદ બ્રહ્મા એક કલ્પ સુધી નિદ્રામાં પડશે અને તે પછી જગતની 'ફ્રશોકેરેતી" (નવરચના) થશે, અને ફરી કૃતયુગ અથવા સતયુગનાં મંડાણ થશે, ધરતી ઉપર અનેક જીવો જન્મ લેશે, અને પુનર્જન્મના ફેરાઓનો ફરી આરંભ થશે એવી પુરાણોએ કલ્પના કરી છે. જરથોસ્તી અને હિંદુઓની જગતની નવરચનામાં ફેર એટલો જ કે જરથોસ્તી ફ્રશોકેરેતી (નવરચના) પછી તમામ જગત સનાતન સુખમાં અને અહુરમઝ્દના કાયમના સાથમાં રહેશે, ત્યારે હિંદુઓ પ્રમાણે જગતની નવરચનામાં પાછું કૃતયુગથી મંડાણ થશે; પુનર્જન્મોના ફેરા શરૂ થશે, અને આ રીતે યુગો, મહાયુગો અને કલ્પો એક પછી ઉત્તરોત્તર આવ્યા જ કરશે.

## ×૩. મોત પછીની સ્થિતિ–ખ્રિસ્તી ધર્મ પ્રમાણે

મરણ પછીની હાલતનું વર્ણન કરતાં પ્લેટો અને એરિસ્ટોટલ જેવા ગ્રીક ફિલસૂફો આત્માની નહિ પણ બુદ્ધિની ઉન્નતિ તરફ વધુ લક્ષ્ય આપતા હોય એમ દેખાય છે. પ્લેટો પ્રમાણે આદર્શમય વિચારો ( archetypal ideas ) નું શાંતિથી ધ્યાન ધરવું તેમાં જ સનાતન સુખ છે એરિસ્ટોટલ પણ કહેતો કે છેવટે જીવનમાંથી જે સનાતન તત્ત્વ રહી જાય છે તે નિર્મળ બુદ્ધિ ( Nous ) નું દિવ્ય તત્ત્વ છે, જે આખરે ખુદાઈ ભાનમાં ભળી જાય છે યહુદીઓ આવાં માત્ર ભાવવાહી મનન ચિંતનને ઠેકાણે પ્રવૃત્તિમય જીવન વધુ પસંદ કરતા અને તેઓના મત પ્રમાણે આ જગત કલ્પનાસૃષ્ટિ નથી પણ કર્મભૂમિ છે, માટે સનાતન સુખમા સનાતન કલ્યાણકારી અને પરોપકારી પ્રવૃત્તિ જ રહેવી જોઈએ. યહુદી ધર્મમત પ્રમાણે મરણ પછી પણ જીવાત્મા ટકી રહે છે અને તેને અનુસરતું લગભગ સ્થૂળ વાતાવરણ શીનોઇ જહાનમા રહેવા પામે છે

ભગવાન ઈસુખ્રિસ્ત પોતે યહુદી હતા એટલે એઓ પણ એવો જ મત ધરાવતા. એમ છતાં જો કે ખ્રિસ્તી ધર્મ પ્રમાણેનું સ્વર્ગ ઇન્દ્રિયોને સંતોષે એવું હોય છે તોપણ તે વિષયી કે વિલાસી નથી અને ત્યા પહોચતાં

× આ પ્રકરણ લખવા ડો. હેસ્ટિંગ્સવાળો "એન્સાઇક્લોપિડિયા ઓફ રિલિજિયન એન્ડ એથિક્સ"મા આવેલા મિ. સી. હેરિસના "સ્ટેટ ઓફ ધી ડેડ (ક્રિશ્ચિયન)" નામના અભ્યાસપૂર્ણ લેખની જે મદદ મળી છે તેનો સાભાર સ્વીકાર કરવામા આવે છે.

મનુષ્યમાં પશુતા રહી શકતી નથી, પણ તે માનવી પૂરેપૂરું મનુષ્યત્વ જ પ્રાપ્ત કરે છે. માર્ક ૧૨, ૨૫ માં ભગવાન ઈસુ પોતાના પ્રશ્નકારોને ઉત્તર આપે છે કે મોત પછીની જિંદગીમાં માણસો લગ્ન કરતાં નથી પણ સ્વર્ગના ફિરસ્તા જેવું જીવન ગાળે છે. ખ્રિસ્તીઓનું સ્વર્ગ એક સ્થાન તરીકે વર્ણવાય છે છતાં "નવો કરાર' બારીકાઈથી વાંચીએ તો તે એક સ્થાન નહિ પણ એક ઉચ્ચ આત્મિક સ્થિતિ હોય એમ આપણને લાગે છે. જેઓ પવિત્ર મન ધરાવતા હશે તેઓ સ્વર્ગમાં દિવ્ય સૌન્દર્યદર્શન ( Beautific Vision ) નિહાળી અવર્ણનીય આનંદ ભોગવશે. મેથ્યુના ભાગવતના ૧૮ મા પ્રકરણમાં મહાત્મા ઈસુ નાનાં બાળકોની સ્તુતિ કરી ૧૦મા શ્લોકમાં કહે છે કે—"સ્વર્ગમાં તેઓના ફિરસ્તાઓ મારા પિતા પ્રભુનું મુખ સદા નીહાળ્યા કરે છે."

આ ઉપરથી જણાય છે કે ખ્રિસ્તી ધર્મ શ્રેય અને નીતિને માત્ર બુદ્ધિ કરતાં શ્રેષ્ઠ ગણે છે, અને સ્વર્ગમાં ફિરસ્તાઓ પ્રભુને નિર્મળ બુદ્ધિરૂપે નહિ પણ પરમ પવિત્રતાના રૂપે પૂજે છે. સ્વર્ગમાં પ્રભુની સતત ભક્તિ જ ચાલુ રહે છે, અને જે કાંઈ બીજી પ્રવૃત્તિઓ હોય છે તે પણ પ્રભુની સેવા-અર્થે અને તેની ઇચ્છા પાર પાડવાને કારણે જ ઉપાડવામાં આવે છે. એમ છતાં ખ્રિસ્તી સ્વર્ગમાં બુદ્ધિનું તત્ત્વ નથી એમ તો કહેવાય જ નહિ. સ્વર્ગનું દિવ્ય સૌન્દર્યદર્શન ( *Beautific Vision* ) તે, મિ હેરિસના મત પ્રમાણે, પ્લેટોએ કલ્પેલા આદર્શમૂર્તિવિચારો ( archetypal ideas ) ને બહુ મળતું આવે છે. પ્રભુ પોતે જ નિરપેક્ષ સત્ય ( Absolute Truth ) અથવા એક મહાન આદર્શવિચાર સમાન છે, અને પ્રભુનું સ્વર્ગમાં થતુ સતત ચિંતન તે વસ્તુતઃ એક મહાન વિચાર ઉપર થતાં મનન જેવુ જ છે. જ્યારે સ્વર્ગવાસી આત્મા પ્રભુમાં વિલીન થાય છે ત્યારે તેની બુદ્ધિનો પણ પુષ્કળ વિકાસ થાય છે, અને તે વિશ્વને વેરણખેરણ થઈ પડેલા ટુકડાઓ સમાન નહિ પણ પરસ્પર સંબંધ ધરાવતા એક મહાન ઐક્યરૂપે જુએ છે.

પણ જે સમજવું અતિ કઠણ છે તે એ કે મરનાર માણસને તેના ગુણો અને પુણ્યને લીધે નહિ પણ પ્રભુની મરજી અને કૃપા (Divine Grace)-થી જ સ્વર્ગપ્રાપ્તિ થાય છે. આપણે આગળ જતાં જોઈશું કે "નવા કરાર"માં થોડા છૂટાછવાયા શ્લોકો મુજબ મનુષ્યને તેની કરણી પ્રમાણે બદલો મળે છે, છતાં એક નિયમ તરીકે મનુષ્યનાં પુણ્યને નહિ પણ ઈશ્વરની મરજી અને કૃપાને હંમેશાં પ્રાધાન્ય મળે છે અલબત, ખ્રિસ્તી ધર્મ સ્વીકારવાથી ઈશ્વરના કૃપા

અને પ્રેમ સંપાદન થશે એમ કહેવાય છે, પણ તેથી તો આપણી તાજુબીમાં ઓર વધારો થાય છે. જાણીતા ખ્રિસ્તી સાધુ સુદરસિંઘ "At the Master's Feet" નામના પુસ્તકમાં કહે છે કે એક કડવું ઝાડ કડવું જ રહેશે, અને જ્યાંસુધી એક મીઠા ઝાડની ડાળી તેનામાં રોપવામાં ન આવે ત્યાંસુધી તેને કડવા જ ફળો લાગશે તેમ માણસ ખ્રિસ્તી ધર્મ મુજબ, જન્મથી જ પાપી હોવાથી જ્યાંસુધી તે ઇસુ ખ્રિસ્તનો ધર્મ સ્વીકારી ઈસુને પોતામાં ઉતારતો નથી ત્યાંસુધી તે પાપમાં જ જીવે છે અને પાપમાં જ મરે છે. આવી માન્યતાઓ અને દલીલો પચાવવા સારુ અસાધારણ શ્રદ્ધાની જરૂર રહે છે ખ્રિસ્તીઓ તે રાખી શકે તે દેખીતું છે, પણ અ-ખ્રિસ્તીઓ બુદ્ધિ અને સ્વમાનને ભોગે તે રાખી શકતા નથી, માટે આ માન્યતા સાથે સંમત થયા વિના તેને માનપૂર્વક બાજૂ મૂકી આપણે આગળ વધીશું.

ખ્રિસ્તી ધર્મમાં જાવેદાનના સ્વર્ગ અને નરકનાં પણ વર્ણનો છે. મેથ્યુ ૨૫, ૪૬ માં અનંતજીવન એટલે જાવેદાનના સ્વર્ગ વિશે ઈશારો છે, અને પુણ્યશાળી માણસોનું તે ધામ થશે એવો ઉલ્લેખ છે. એવા જ ઇશારાઓ રોમન્સ ૨, ૭ અને ૫, ૨૧ મા આવે છે. રોમન્સ ૬, ૨૩ માં ખુલ્લું લખાયું છે કે પાપનો બદલો મોત છે પણ ઇશ્વરની બક્ષિસ તે આપણા સ્વામી ઈસુ ખ્રિસ્ત દ્વારા મળતુ સનાતન જીવન છે. કાયમના દોઝખ વિશે પણ અનેક ઉલ્લેખો મળી શકે મેથ્યુ ૨૫ ૪૧ પ્રમાણે જેઓ સવાબી કાર્યો કરતા નથી તેઓ શયતાન અને તેના દૂતો માટે જે કાયમના દોઝખ નો અગ્નિ તૈયાર કરવામા આવ્યો છે તેમાં પડશે મેથ્યુ ૧૮, ૮ અને માર્ક ૯, ૪૩ અને ૪૫ મા પણ આ કાયમના દોઝખના અગ્નિ વિશે ઈશારાઓ છે. માર્ક ૩, ૨૯ પ્રમાણે જે પવિત્રાત્મા (Holy Ghost)ની નિંદા કરશે તેને કદી પણ માફી મળશે નહિ અને તે કાયમનો નરકવાસી થાય એવો ભય રહે છે. એમ છતા ઈસુખ્રિસ્ત પોતાના અનુયાયીઓને બચાવશે એવો અનેક ઠેકાણે ઉલ્લેખ છે. એક્ટ્સ ૪, ૧૨ મા પીટર ભાષણ કરે છે કે (ઈસુ સિવાય) બીજો કોઈ પણ માણસ મોક્ષ આપી શકે એમ નથી. જોન ૪, ૪૨ મા ઈસુને જગતના તારક કહ્યા છે. ૧ જોન ૪, ૧૪ પ્રમાણે પિતા પ્રભુએ પોતાના પુત્ર (ઈસુ)ને જગતના તારણહાર થવા માટે મોકલ્યા છે એવુ લખાણ છે. જોન ૧૦, ૧-૯ મા ભગવાન ઈસુ શ્રીમુખે જ આલંકારિક ભાષામા આ બાબતનો ઉલ્લેખ કરે છે, અને જોન ૧૪, ૬ મા ભગવાન ઈસુ ખુલ્લેખુલ્લું કહે છે કે-હું જ પથ છુ, હું જ સત્ય છુ અને હું જ જીવન છુ, પિતા પ્રભુ પાસે હુ લઈ જાઉં તે

સિવાય બીજી કોઈ રીતે કોઈ પણ માણસ પહોંચી શકશે નહિ જો॰ ૧, ૨૯ અને ૩, ૧૬ આ જ બાબત ઉપર વધુ પ્રકાશ નાખે છે. એ ઉપરથી કાંઈ નહિ તો ખ્રિસ્તીઓ માટે તો કાયમનું નરક ન હોઈ શકે એમ દેખાય છે

જરેદાનના જન્મજન્મના સિદ્ધાંતનો જો સ્વીકાર કરીએ તો ઈશ્વર અખૂટ અને અનંત ભલાઈનો ભંડાર મનાયો છે તેનું કેમ ? અને આ રીતે અમુક દરજ્જે પુણ્ય ઉપર પાપ છેવટનું ફાવી જાય છે અને ઈશ્વરની યોજના ઊંધી વળી તેની ઉપર શયતાન વિજય મેળવે છે તેનું શું ? આ પ્રશ્નોનો જવાબ આપવાનો મિ મી હેરિસ પ્રયાસ કરે છે કે આ દુનિયામા જે શક્તિઓનો દુરુપયોગ થાય છે તે આપણે ખોઈ જ બેસીએ છીએ, અને બીજી દુનિયામા પણ તે ખોઈશું મેથ્યુના ૨૫ મા પ્રકરણમાં (ટેલેન્ટ્સવાળી નીતિકથામા) આપણે જોઈએ છીએ કે જે માણસે પોતાના પૈસાનો કશો જ ઉપયોગ ન કર્યો તે છેવટે તે પૈસા ખોઈ બેઠો દુષ્ટ માણસો પોતાની સ્વતંત્ર ઈચ્છાશક્તિ ( freewill )નો દુરુપયોગ આ દુનિયામાં કરતા હોવાથી બીજી દુનિયામાં તેઓ તે વાપરી શકતા નથી, અને સ્વતંત્ર શક્તિનો જ જ્યા લોપ થયો ત્યાં પાપ પણ થઈ શકશે નહિ; માટે ખરુ જોતા બૂરાઈનો જ નાશ અને પ્રભુનો જય થશે આપણે દિલગીર છીએ કે આવી માન્યતાઓ અને તેના સમર્થનમા પેશ કરવામા આવેલી દલીલો આપણને બુદ્ધિગમ્ય થઈ પડતી નથી, અને પાપનો એકાએક કાયમનો લોપ થઈ જવાનો ચમત્કાર પણ સમજી શકાતો નથી કાયમના સ્વર્ગ અને નરકની વિરુદ્ધ વિભાગ પહેલા અને બીજામા પૂરતી ચર્ચા કરવામા આવી છે, માટે હવે વધુ ટીકાની જરૂર દેખાતી નથી

યહુદી ધમમા Day of Judgment (કયામતના દિવસ)ની માન્યતા ન હતી પરતુ હવે એક યાદગાર ઐતિહાસિક બનાવથી યહુદીઓના ધર્મવિચારોમા પરિવર્તન થવા પામ્યું યહુદી પ્રજાને હરાવી, જેરૂસેલમનો નાશ કરી, બેબિલોનિયાનો બાદશાહ નેબુકદનેઝર તે પ્રજાના એક ભાગને પોતાની રાજધાનીમા ગુલામીમા ધમડી ગયો આ બનાવ ઈ પૂ ૫૮૬ મા બન્યો અને છેવટે ઈ પૂ ૫૩૮ મા પારસીઓના પ્રતાપી રાજા સાઇરસે બેબિલોન જીતી લઈ યહુદીઓને મુક્ત કરી તેમને સ્વદેશ રવાના કર્યા, પણ આ વર્ષો દરમ્યાન યહુદીઓ જરથોસ્તીઓના સંપર્કમાં આવ્યા અને તેમની કેટલીક ધાર્મિક માન્યતાઓ અપનાવી લીધી એવી એક માન્યતા તે જરથોસ્તીઓના રસ્તાખીઝ અથવા કયામતના દિવસને લગતી

હતી. ઈસુખ્રિસ્ત પોતે યહુદી હોવાથી એમના ધર્મમાં પણ એ ચાલુ રહી હતી અને એ માન્યતાએ કેવું રૂપ લીધું તે હવે આપણે તપાસીએ. ખ્રિસ્તી ધર્મશાસ્ત્રોમાં એ વિશે લંબાણ વર્ણન કરવામાં આવ્યું છે. એને ત્રણ વિભાગોમાં વહેંચી આપણે એ પ્રશ્નની તપાસ લઈશું. પહેલા વિભાગમાં Synoptic gospels ના નામથી ઓળખાતા મેથ્યુ, માર્ક અને લ્યુકનાં ભાગવતો આવે છે; બીજા વિભાગમાં સેન્ટ પોલે લખેલાં પુસ્તકો જણાય છે; ત્રીજા વિભાગમાં "નવા કરાર" નું સૌથી છેલ્લું પણ અગત્યનું પુસ્તક દિવ્ય સેન્ટ જૉનનું "રેવેલેશન" મળે છે, અને તે આ બાબત ઉપર ઉપયોગી માહિતી પૂરી પાડે છે.

ભગવાન ઈસુને શુક્રવારે ગુડફ્રાઈડેને દિવસે સવારે ૯ વાગ્યે વધસ્તંભ ઉપર ચડાવવામાં આવ્યા, અને તેઓ ભારે વેદના ખમીને ૬ કલાકમાં મોક્ષ પામ્યા. પરંતુ તેઓએ કહ્યું હતું તેમ તે પછીના જ રવિવારના વહેલા પ્રભાતે પોતાની કબર ઉપરનો ભારે પથ્થર ખસેડી તેઓ ફરી સજીવન થયા, અને પોતાના શિષ્યોને તેઓએ દર્શન દીધાં. આ દર્શન એમણે એક વાર નહિ પણ અનેક વાર જુદે જુદે ઠેકાણે જુદા જુદા શિષ્યોને દીધાં હતાં, અને મરણ પછી ૪૦ દિવસ સુધી ઈસુ પોતાના શિષ્યો જોડે રહ્યા હતા. આ ઈસુનું મરણ પછીનું પહેલું આગમન. પરંતુ આ આગમન સાથે નહિ પણ કયામતને દિવસે એમનું બીજું આગમન થશે તેની સાથે જ આપણને અહીં કામ છે. સૌ ખ્રિસ્તીઓ ઈસુના આ બીજા આગમનની આતુરતાથી રાહ જુએ છે. આ બીજા આગમનનો અને કયામતનો અહેવાલ ઈસુએ શ્રીમુખે જ વર્ણવેલો છે, અને તે મેથ્યુના ૨૪ મા, માર્કના ૧૩ મા, અને લ્યુકના ૨૧ મા પ્રકરણોમાં નોંધવામાં આવ્યો છે. આ કયામતના વૃત્તાંતનો સાર નીચે પ્રમાણે છે.--

પોતાના શિષ્યો સાથે ભગવાન ઈસુએ છેલ્લું ભોજન (Last Supper) લીધું તેની થોડોક વખત પહેલાં તેઓએ શિષ્યોને સંબોધી કહ્યું કે કયામત આવવા પહેલાં તેની થોડીક નિશાનીઓ માલૂમ પડશે: *જેરૂસલેમને ઘેરો ઘાલીને તેને લૂંટી લેવામાં આવશે, અને તેના મંદિરનો* એવો નાશ થશે કે એક પથ્થર પણ તેની જગ્યા ઉપર રહેવા પામશે નહિ. તે વખતે પ્રજા-પ્રજાઓ વચ્ચે ભરકર યુદ્ધો થશે, અને દુષ્કાળ, મારામારી અને ધરતીકંપોથી દુનિયાની ભારે ખરાબી થશે. તે સમયે ભાઈભાઈ વચ્ચે અને બાપ-દીકરા વચ્ચે ખૂનખાર કજિયા જાગશે અને કેટલાકના જાનની

હાનિ થશે દુનિયાના દુખોમાં વધારો કરવા ઢોંગી પયગમ્બરો ઊભા થઈ તરેહવાર દાવાઓ કરી ઘણાને છેતરશે. ગર્ભવંતી સ્ત્રીઓ અને સ્તનપાન કરાવતી માતાઓ માટે તે વખત ખાસ ભયંકર થઈ પડશે. છેવટે સૂર્ય અને ચંદ્રમાનું તેજ ઝાંખુ થઈ જશે અને તારાઓ આકાશમાંથી ખરવા માંડશે નોહાના વખતમા મહાન જલપ્રલય આવ્યો હતો તે પહેલાં લોકો તમામ બેફિકર અને બેપરવા બની ગયાં હતા, તેમ કયામતના આવવા પહેલાં તમે બેદરકારીમાં રહેશો નહિ, ખાનપાનમાં સંયમ જાળવશો, ચાલુ સાવધાન રહેશો અને ભક્તિમાં દિવસ પસાર કરશો, નહિ તો ગફલતમાં પડયા તો એકદમ કયામતનો દિવસ આવી પહોચશે અને તમારી વિપરીત દશા થઈ પડશે જ્યારે આ નિશાનીઓ દેખાય અને જગત દુખ અને ગમગીનીથી બેબાકળું બને ત્યારે આકાશના વાદળાંઓ ઉપર સવાર થઈ ભવ્ય દમામ સાથે મનુષ્યપુત્ર (યાને હું પોતે-ઈસુ)નું બીજુ આગમન થશે, અને પોતાના ફિરેસ્તાઓની મદદથી તે પોતાના અનુયાયીઓને ભેગા કરશે.

આ આગમન ક્યારે થશે તે વિશે ઈસુએ કહ્યું કે મારા પિતા પ્રભુ સિવાય કોઇ મનુષ્ય કે ફિરેસ્તો પણ એનો સમય જાણી શકયુ નથી મેથ્યુ ૧૬, ૨૭ પ્રમાણે જ્યારે ઈસુ ફિરેસ્તાઓ સાથે પોતાના પિતા પ્રભુના વૈભવથી અહીં આવી પહોંચશે ત્યારે દરેક માણસને તેના કરેલાં પુણ્યોના પ્રમાણમાં તેઓ બદલો આપશે ઈસુના બીજા આગમનથી દર્દીઓના દુ:ખનું નિવારણ થશે, જગતમાંથી જાતીય ભેદ નીકળી જશે, કોઈને લગ્નો કરવાની જરૂર નહિ રહે, અને માણસો ફિરેસ્તામા ફેરવાઇ જશે

હવે આપણે ખ્રિસ્તી મઝહબના મહાન આદ્ય ધર્મપ્રચારક સત પોલના લખાણો ઉપર આવીશુ ઈસુ કહેતા કે કયામતનો સમય ખુદા સિવાય કોઈ જાણતુ નથી, પણ તેઓના જ શબ્દો, જે માર્ક ૧૩, ૩૦ માં નોંધાયા છે, તે પ્રમાણે ઈસુ માનતા કે આ ચાલુ પેઢી પૂરી થાય તે પહેલા જ કયામતની નિશાનીઓ દેખાવા માંડશે પોલની પણ એ જ અડગ માન્યતા હતી, તે એટલે સુધી કે, તેઓના જીવનચરિત્રકાર મિ વિલફ્રિડ નોક્ષ લખે છે તેમ, પોલ બીજાઓને કહેતા કે કયામત બહુ જ ટૂંક સમયમાં આવશે માટે લગ્ન કરવા પણ સલાહભર્યા નથી પાલ ૬૭ ની સાલમાં ક્રૂર રોમન બાદશાહ નીરોના રાજ્યઅમલ દરમ્યાન શહીદ થયા હશે એવુ અનુમાન નીકળી શકે, અને ત્રણ વર્ષ બાદ રોમન સેનાપતિ ટાઇટસ, જે પાછળથી શહેનશાહ થયો હતો, તેને હાથે જેરૂસલેમ પડયુ આ મહાન શહેરના

પતનથી હાહાકાર વર્તી રહ્યો, અને ખ્રિસ્તી આલમને લાગ્યું કે હવે કયામત આવશે અને ઈસુનું આગમન પણ થવું જ જોઈએ. મગર જેરૂસલેમે તો તે બાદ પણ અનેક ચડતીપડતી જોઈ, છતાં કયામત તો હજી આવી નથી તે દેખીતું છે.

હવે પોલ કયામત અને ઈસુના પુનરાગમન વિશે શું લખે છે તેનો આપણે સાર લઈએ. રોમ, કોરિન્થ અને થિસેલોનિકાના રહીશોને સંબોધી તે મહાન ઉપદેશકે કહ્યું—જગતમાં મોત માણસ (આદમ)થી જ આવ્યું, તેમ મોત પછીનું જીવન અથવા કયામત પણ માણસ (ઈસુ)થી જ આવશે. જેમ આદમમાં સઘળાં મરણ પામ્યાં તેમ ઈસુમાં સઘળાં નવજીવન પામશે. મનુષ્યોમાં બીજ વવાયાં પાપનાં, પણ કયામતને દિવસે પાક ઊતરશે પવિત્રતાનો: મનુષ્યોમાં બીજ રોપાયાં અપકીર્તિનાં પણ કયામતને દિવસે પાક ઊતરશે ગૌરવનો; માણસોમાં બીજ વવાયાં નિર્બળતાનાં પણ કયામતને દિવસે પાક ઊતરશે શક્તિનો. માણસના સૌ દુશ્મનો નાશ પામશે અને તે ફિરસ્તા જેવો દિવ્ય બનશે. માણસનો સૌથી છેલ્લો નાશ પામનાર શત્રુ તે મોત રહેશે, અને જ્યારે માણસ સંપૂર્ણપણે પવિત્ર થશે ત્યારે એમ કહેવાશે કે—હે મોત, તારો ડંખ કયાં ગયો ? રે કબર, તારા વિજયનું શું થયું ?

એક બીજા પ્રસંગે સંત પોલ બોલ્યા કે કયામતનો દિવસ રાત્રિને સમયે ચોર આવે તેમ ઝડપથી અને ગુપચુપ આવશે ત્યારબાદ ફિરસ્તાઓની શરણાઈઓના નાદ વચ્ચે ભગવાન ઈસુ પોતે પુકાર કરતા પધારશે, અને જેઓ ઈસુમાં મરણ પામ્યા હશે તેઓ સૌથી પહેલાં જાગશે. તે વખતે જે કોઈ જીવતા હશે તેઓ ઈસુને આકાશમાં જ ભેટી પડશે અને તેઓને ઈસુની જ સંગતમાં કાયમ રહેવાનો લાભ મળશે. ઈસુ દરેક જાગ્રત થયેલા મરનારને તેની કરણી પ્રમાણે બદલો આપશે. જેઓએ ચાલુ ધીરજ રાખી નેકીનાં કાર્યો કર્યાં હશે તેઓને સનાતન જીવન મળશે; પણ જેઓ પાપીઓ હશે અને પ્રભુ અને ખ્રિસ્તી ધર્મથી વિમુખ હશે તેઓ ઉપર ધમધમતા અગ્નિથી વેર લેવામાં આવશે, અને પ્રભુથી દૂર તેઓને જાવેદાનના નરકમાં વાસ કરવો પડશે. જેમ હનુમાનજી શ્રીરામચંદ્રને દેવ માનતા તેમ સંત પોલ પણ ઈસુના સાચા ભક્ત હતા, ઈસુને ઈશ્વરના પુત્ર સમજતા, બહુ જ ટૂંક સમયમાં કયામતને દિવસે ઈસુ પૃથ્વી ઉપર પધારશે એવો તેઓ આગ્રહ રાખતા, અને ઈસુ વિના મોક્ષ હોય જ નહિ એમ સંત યકીનથી માનતા. અ-ખ્રિસ્તીઓ ખાસ કરીને આ છેલ્લી માન્યતા

સાથે સંમત ન થઈ શકે એ સમજાય એવુ છે; પણ આ સૌ શ્રદ્ધાની બલિહારી છે, અને સંત પોલમા ઈસુ ઉપરની શ્રદ્ધાનુ અપાર અને અપૂર્વ બળ હતું.

હવે સેન્ટ જોનના એપોકેલિપ્સ અથવા રેવેલેશનને નામે ઓળખાતા "નવા કરાર"ના છેલ્લા પુસ્તકમાં આ વિષય પરત્વે શું કહેવાયુ છે તે જોઈએ. એ સેન્ટ જોન તે જ ચોથા ભાગવતના લેખક અને ભગવાન ઈસુના માનીતા શિષ્ય હોય તે સંભવિત છે. રેવેલેશન ૧, ૧૯ પ્રમાણે ઇસુએ જ એમને રેવેલેશનમાં વર્ણવેલું દર્શન જાહેર કરવાનો આગ્રહ કર્યો હતો. રેવેલેશનનું પુસ્તક આલંકારિક ભાષા અને ભવિષ્ય વાણીઓના ગૂઢ વર્ણનોને લીધે સમજવું બહુ જ કઠણ થઇ પડે છે, પણ તેમાં આપેલો કયામત અને ઈસુના બીજા આગમનનો ચિતાર બહુ ભવ્ય છે. પરંતુ પુનરુક્તિ ન થાય તે કારણે આપણે તેના છેલ્લા ભાગનું જ બયાન કરીશુ

સેન્ટ જોનના પત્રો (Epistles)માં ઈસુ વિરોધી વ્યક્તિ (Anti-Christ)ની કલ્પના કરવામાં આવી છે, અને તે શબ્દ શયતાનને અથવા અતિ દુષ્ટ અને અધર્મી માણસોને લાગુ પાડવામાં આવ્યો છે. જ્યારે ઈસુનું બીજુ આગમન થશે ત્યારે તેઓ પોતાના લશ્કર સાથે એન્ટિક્રાઇસ્ટનો પરાજય કરી તેને અગ્નિના તળાવમા નાખશે રેવેલેશનનાં છેવટનાં પ્રકરણો પ્રમાણે શયતાન, જેણે એક વયોવૃદ્ધ સાપનું રૂપ ધારણ કરી મનુષ્ય જાતને બહુ જ દુઃખી કરી હતી, તેને ૧૦૦૦ વર્ષ સુધી એક અગાધ ઊંડી ખાઈમાં કેદ કરવામાં આવશે. આ મુદત દરમ્યાન જગતને કાંઈક રાહત વળશે, પણ તે "પહેલી કયામત"ના ૧૦૦૦ વર્ષ પૂરા થતાં શયતાન પાછો ભાગી છૂટી દુનિયાને ત્રાસ આપશે. યાજુજ અને માજુજ (Gog સંખ્યા સમુદ્રની રેતીના દાણા સમાન અગણિત કહેવાય છે, તેઓ શયતાનના ભમાવ્યાથી દુનિયામાં જંગ મચાવશે, પણ છેવટે આકાશી અગ્નિથી તેમનો નાશ થશે, અને ફરીથી શયતાન અગ્નિ અને ગંધકના તળાવમા કેદ પડશે * ત્યાર બાદ સૌ કોઇ ઈશ્વરની હાજરીમા ઊભા રહેશે, "ચિત્રગુપ્તનો

* આ વર્ણન જરથોસ્તીઓના પાછલા ધર્મશાસ્ત્રોમા આવેલા, ઝોહાક નામના પ્રાચીનકાળના એક અતિ દુષ્ટ બાદશાહના બયાનને મળતુ આવે છે. આપણે જોઈ ગયા તેમ ઝોહાક પણ હજારો વર્ષથી દમાવંદ પર્વતમા કેદ પડયો છે, પરંતુ કયામત સમયે તે છૂટી કેર વર્તાવશે, પણ ફરી જન્મ પામેના પહેલવાન કેરશાસ્પને હાથે તે ખલાસ થશે.

and Magog) નામે ઓળખાતા જંગલી અ-ખ્રિસ્તી લોકો, જેઓની ચોપડો" ખોલવામા આવશે, અને દરેકને તેની કરણી પ્રમાણેનો બદલો મળશે. છેવટે મોત અને નરકને પણ અગ્નિના તળાવમાં નાખવામાં આવશે અને એક નવી પૃથ્વી અને નવું સ્વર્ગ રચવામાં આવશે. તે સ્વર્ગમાથી "નવું જેરૂસલેમ" નામનું એક અતિ સુંદર અને પવિત્ર શહેર નીચે ઊતરશે. હવે દુનિયામા મોત, દુ ખ અને ગમગીની જેવુ કાંઈ રહેશે નહિ. ભયકર માણસો, ધિક્કારપાત્ર વ્યક્તિઓ, કાફિરો, ખૂનીઓ, વ્યભિચારીઓ, જાદુગરો, મૂર્તિપૂજકો અને જૂઠાઓને અગ્નિ અને ગધકના તળાવમા નાખવામા આવશે, પણ તે સિવાય સમસ્ત માનવજાત પ્રભુ પિતાની સાથે તે સુંદર નગરીમા વાસ કરશે તે "નવુ જેરૂસલેમ" ઈશ્વરના પ્રકાશથી જ એટલુ તેજોમય હશે કે તેને સૂર્ય અને ચંદ્રમાની પણ જરૂર નહિ રહે, તે એટલુ પવિત્ર હશે કે તેમા દુઃખ કે પાપનો ઓળો પણ આવી શકશે નહિ તે "નવા જેરૂસલેમ"ના સૌન્દર્યના બારીક અને ભવ્ય વર્ણન સાથે કયામત અને ઇસુના બીજા આગમનનો વિષય ખતમ થાય છે

## ૪. મોત પછીની સ્થિતિ—ઇસ્લામ ધર્મ પ્રમાણે

ઈસ્લામીઓની મુખ્ય મઝહબી કિતાબ, કુરાન, અલ્લાહના જ કલામ રજૂ કરતી મનાય છે. એ કાવ્યમય ગદ્યમા લખાયેલી છે અને એની એમારત અત્યત ભાવવાહી, ઉત્સાહપૂર્ણ, છટાદાર અને જોશીલી છે, પરતુ તે સાથે લખાણ ઘણી વખત અસ્પષ્ટ બની જતુ હોવાથી અમુક આયત (શ્લોક) કઈ વ્યક્તિના સંબધમાં અને કયા સંજોગોમા જાહેર થઈ અને એનો શો અર્થ હોઈ શકે તે નક્કી કરવુ ખુદ અરબોના જાણકારો માટે પણ મુશ્કેલ થઈ પડે છે એમ છતાં આધારભૂત ભાષાતરકારો અને ટીકાકારોની મદદથી આપણે આ વિષય હાથ ધરીશુ

જ્યારે એક મુસ્લિમ મરણ–કાઠે આવી પહોચે છે ત્યારે તેનું મુખ પવિત્ર કાબા તરફ ફેરવવામાં આવે છે, અને તેની પાસે મઝહબનો કલમો પઢાવવામા આવે છે. અતની ઘડીએ ભયંકર દેખાવનો ઈઝરાઈલ નામનો મોતનો ફિરશ્તો આવી તેનો જાન કબજે કરે છે એમ મનાય છે. રેવરન્ડ ડૉ. એડવર્ડ સેલ 'Faith of Islam" નામના પોતાના ગ્રથમાં કહે છે કે મરણ પામેલા મુસ્લિમને દફન કરતી વખતે હાજર રહેનાર દરેક માણસ માટીનાં સાત ઢેફા લે છે અને દરેક ઢેફા ઉપર બદગી કરીને તે શબના માથા આગળ મૂકે છે તે પ્રસંગે સુરાત અલ ફાતેહા

નામનું સાન 'નોહાવાળું' કુરાનનું પહેલું પ્રકરણ પઢવામાં આવે છે આ ફાતેહા નામની નાની બંદગી તે જરથોસ્તીઓના અહુનવર, હિંદુઓની ગાયત્રી અને ખ્રિસ્તીઓની Lord's Prayer (ઈશ્વરની પ્રાર્થના) જેવી લોકપ્રિય છે. મરણ પછીની પહેલી રાત મરનાર માટે અશાંતિભરી મનાતાથી તેને માટે બંદગી કરવામાં આવે છે, અને બને તો તેના નામે મુફલિસોમાં ખેરાત થાય છે.

જરથોસ્તી અને ખ્રિસ્તી ધર્મો પ્રમાણે મરણ પછીથી બહેશ્તની ખુશાલી અથવા દોઝખની પીડા શરૂ થાય છે, અને તે બાદ જ્યારે ખુદાની મરજી હશે ત્યારે કયામત થશે પરંતુ ઈસ્લામ પ્રમાણે કયામત પહેલાં થવી જોઈએ, જો કે તે પણ ક્યારે થશે તે નક્કી નથી અને કયામત પછી જ ખરેખરૂં બહેશ્ત અને દોઝખ તો ભોગવવા પડશે મઝહબે-ઈસ્લામ મુજબ જ્યાંસુધી કયામત થાય નહિ ત્યાંસુધી મરનાર સ્વર્ગ કે નરકમાં જઈ શકતો નથી, પણ "બરઝખ" નામે ઓળખાતી અર્ધભાનવાળી સ્થિતિમાં તે રહે છે. તેની કબરમાં મુનકર અને નકીર નામના બે ફિરેસ્તાઓ આવી તેના ઈમાન સંબંધી સવાલો કરે છે જો તે સાબિત યકીનનો મુસ્લિમ માલૂમ પડે તો તે શાંતિમાં સૂએ છે, અને ભવિષ્યમાં જે જન્નત (સ્વર્ગ) ની ખુશાલી તેને માટે નિર્માણ થઇ છે તેનો કાંઈક પૂર્વાનુભવ તેની અર્ધભાનવાળી સ્થિતિમાં પણ તે મેળવે છે પરંતુ જો તે મરનારનું યકીન નમરૂં હોય અને તે દુષ્ટ જણાય તો એક હથોડીથી તેને મારવામાં આવે છે અને ધરતીના ભારથી તે કચડાવા પામે છે, અને તે રીતે તે ભવિષ્યના દોઝખનો સ્વાદ ચાખતો થાય છે. મરણ પછી કાફિરોની* ભારે દુર્દશા થાય છે, અને મુનકર અને નકીર ફિરેસ્તાઓના હાથનો માર ખાવા ઉપરાંત તેમને મોટા સર્પોના ડંખ પણ ખમવા પડે છે. સામટી રીતે જોતાં કુરાનના ભાષાંતરકાર મિ ઈ. એચ. પામર કહે છે તેમ કયામત સુધી મરનારનું શું થાય છે તે વિશેનું કુરાનનું બયાન પૂરતું થઈ પડતું નથી.

કયામત ક્યારે થશે તે ખુદા સિવાય કોઈ જાણતું નથી. કયામતનો અસલ અર્થ-ઊઠીને ઊભા થવું-એવો થાય છે, કેમકે એ દિવસે તમામ મરનારા સજીવન થશે. કયામતને યોમ અદ્દીન (બદલો આપવાનો દિવસ) યોમ અલ હિસાબ (હિસાબ ચૂકતે કરવાનો દિવસ), યોમ અલ હશ્ર (ભેગા થવાનો દિવસ), યોમ અલ આખિર (આખરી દિવસ) વગેરે અનેક નામોથી

*કાફિર, unbeliever, એટલે ધર્મમાં શ્રદ્ધા નહિ રાખનાર. હવેથી આ શબ્દ ન વાપરતાં "અમુસ્લિમ" શબ્દનો જ ઉપયોગ કરવામાં આવશે.

ઓળખવામાં આવે છે. એ દિવસ આવ્યા પહેલાં એની અનેક નિશાનીઓ જાહેર થશેઃ- લોકોમાંથી ઇમાન કમતી થશે અને અનીતિ વધશે; સૂર્ય પશ્ચિમમાં ઊગશે; ધુમાડાથી જગત ભરાઈ જશે; યુનાની અને રૂમી લોકો સાથે ભયંકર લડાઈ જામશે; ઇમામ મહેદી જન્મ પામી મુસ્લિમોને એક મહાન પ્રજા બનાવશે; યાજુજ અને માજૂજ (Gog and Magog) નામની જંગલી પ્રજાઓ જેરૂસેલમ જીતી લેશે; મસીહ ઉદ દજ્જાલ નામની ચપતાની ખસલતવાળો ક્રાઈસ્ટ-વિરોધી વ્યક્તિ (Anti-Christ) પેદા થશે; ઇસુ ખ્રિસ્ત પોતે આવી તે ઍન્ટિ ક્રાઈસ્ટનો નાશ કરશે; એક ભયંકર મહાકાય પ્રાણી આવી મુસ્લિમો અને અમુસ્લિમોને જુદા પાડી તેમનાં કપાળ ઉપર. તેમના ધર્મનું નામ લખશે; પશુઓ મનુષ્યની બોલી બોલતાં થશે, અને હબશીઓને હાથે કાબાનો નાશ થશે પણ સૌથી છેવટની નિશાની તરીકે એક રાક્ષસી શરણાઈનો મહાનાદ થશે. પહેલીવાર જ્યારે એ શરણાઈ વાગશે ત્યારે માણસોમાં અપૂર્વ ગભરાટ ફેલાશે; બીજીવાર વાગશે ત્યારે સૌ જીવતાંઓ મરણ પામશે; ત્રીજીવારની શરણાઈ ઇસરાફીલ નામનો ફિરસ્તો વગાડશે અને તે સાંભળતા તમામ મરેલાઓ ઊઠી ઊભાં થશે અને તેમની કરણીની તપાસ શરૂ થશે.

મુસ્લિમોમા એવી માન્યતા છે કે દરેક માણસના ખભા ઉપર 'કિરામ ઉલ કાતિમીન" નામના બે ફિરસ્તાઓ બેસે છે. જમણા ખભા ઉપર બેસનાર તે માણસનાં સારાં કાર્યોની નોંધ લે છે અને ડાબા ખભા ઉપર બેસનાર ફિરસ્તો બૂરા કાર્યોનો હિસાબ રાખે છે. આ નોંધપોથીને "નામે એ અમેમાલ" અથવા કાર્યોનો ચોપડો કહેવામાં આવે છે, અને તે કયામતને દિવસે ખોલવામાં આવશે. જેમ દરેક વ્યક્તિનાં પાપપુણ્યની નોંધ હોય છે તેમ કુરાન ૪૫, ૨૭ પ્રમાણે દરેક રાષ્ટ્રના પણ ભલા ભૂંડાં કાર્યોની જુદી કિતાબ રાખવામાં આવે છે. મૌલાના રૂમીની "મસનવી" પ્રમાણે અતિ પવિત્ર સંતપુરુષોને લગતા ચોપડા વાંચવાનું બિનજરૂરી ગણવામાં આવશે. ત્યારબાદ એક તરાજુ, જેનું એક પલ્લું સ્વર્ગમાં અને બીજું નરકમાં પડતું હશે તેની મદદથી માણસોના પુણ્ય અને પાપ તોળવામા આવશે. સવાબ વધુ હશે તો મરનારને સ્વર્ગમાં અને પાપ વધુ હશે તો નરકમાં મોકલવામા આવશે.

કયામત પછી મરનારાને શરીરો પાછાં મળશે કે કેમ તે વિશે "Religion of Islam" ના લેખક મૌલાના મુહમ્મદઅલી, અને "Teachings of Islam" ના કર્તા મીરઝા ગુલામએહમદ કાદિયાની

બન્ને કહે છે કે શરીરો પાછા મળવા જ જોઈએ, કેમકે શરીર વિના આત્માનું અસ્તિત્વ કલ્પી જ શકાતું નથી, અને શરીર વિના આત્મા કાર્ય કરી શકતો પણ નથી વળી સ્વર્ગનો આનંદ અને દોઝખની સજા ભોગવવા માટે પણ શરીરની જરૂર તો પડવાની જ. એમ છતા બન્ને લેખકોના મત પ્રમાણે એ શરીર આપણા ખાકી શરીર જેવુ નહિ પણ તેનાથી જુદુ રહેશે અને તે તે મરનારનાં ભલાં અને બૂરાં કાર્યોનું મનેલુ રહેશે. એ શરીર ધારણ કરી મરનારને અસમિરાત નામનો પુલ પસાર કરવો પડશે જરથોસ્તી ધર્મવાળા ચિનવત પુલની માફક આ પુલ પણ વાળ કરતા બારીક અને તલવારની ધાર કરતા વધુ તીક્ષ્ણ રહેશે એમ છતા સત્વાની આત્મા તેની ઉપરથી સાસડાટ પસાર થઈ સ્વર્ગે જશે જ્યારે પાપી માણસ નીચે ગબડી નરકમા પડશે

હવે ઈસ્લામી મઝહબ પ્રમાણે જન્નત અથવા બહેસ્તનો બગીચો કેવો હોઇ શકે તે વર્ણવવાનો પ્રયાસ કરીશુ હઝરત નબી મુહમ્મદની પોતાની એક હદીસ છે તે પ્રમાણે સ્વર્ગનું સુખ અને દોઝખનુ દુ ખ એવા પ્રકારનાં છે કે નથી તેને કોઈએ આખે જોયાં કે કાને સાભળ્યા, કે નથી તેનો ખરો ખ્યાલ કોઈ મનુષ્ય હૃદયમા ઊતર્યો સ્વર્ગનું સુખ ભોગવવા દરેક માણસને પુષ્કળ શારીરિક બળ આપવામા આવશે સ્વર્ગમા તુબા નામનું ઝાડ છે તે તુરત ઈન્સાનની કોઇ પણ મુરાદ બર લાવી શકશે સ્વર્ગવાસીઓ કીમતી પોશાકો પહેરી સોનારૂપાના પાત્રોમાંથી દિલ ચાહે તેવા સ્વાદિષ્ટ ભોજનો આરોગશે અને અમૃત જેવાં પીણાં પીશે. કુરાન ૫૬, ૨૨ પ્રમાણે કાળી આખોવાળી અતિસ્વરૂપવાન હુરીઓ પણ તેમને આનદ પમાડશે, અને કુરાન ૫૬,૧૭-૧૮ પ્રમાણે સોહામણા કિશોરો શરાબના પ્યાલા લઈ તેમની વચ્ચે ફરતા રહેશે સ્વર્ગમા ચાર પ્રકારની નદીઓ વહેશેઃ એક રહીક (પાણીની) બીજી તસનીમ (દૂધની), ત્રીજી કૌસર (શરાબની) અને ચોથી સલસબીલ (મધની) બધા મળી સાત સ્વર્ગો રહેશે—(૧) જન્નત અલ ફિરદૌસ (ઈશ્વરની કૃપવાડી), (૨) જન્નત અલ અદન (ઈદનની વાડી, (૩) જન્નત અલ ખુલ્દ (અનંતતાની વાડી), (૪) દાર ઉલ મુકામ (શાતિનું ધામ), (૫) દાર ઉલ નઈમ (ન્યામતનું ધામ), (૬) જન્નત ઉલ માવા (રહેઠાણની વાડી), અને (૭) અલેય્યુન (સર્વોત્કૃષ્ટ સ્વર્ગ)

"Spirit of Islam' ના પ્રસિદ્ધ લેખક સૈયદ અમીરઅલીને પણ કબૂલવુ પડયુ છે કે મુસ્લિમ સ્વર્ગના કેટલાક ભાગોનો ચિતાર ભોગ વિલાસની વૃત્તિને ઉત્તેજે તેવો છે. તેના કારણમા તેઓ કહે છે કે હઝરત

મુહમ્મદના સમયના અરબો સંસ્કૃતિમાં અત્યંત પછાત હતા, અને તેવા માણસો માત્ર સદ્ગુણ ખાતર જ સદ્ગુણી બની શકે એવી આશા રાખવી બહુ વધારે પડતી કહેવાય, અને એવો ઉપદેશ પણ તેઓ ઉપર જોઈતી અસર ઉપજાવી શકે નહિ. માટે તેઓ પચાવી શકે તેવો જ ઉપદેશ તેમને અપાયો, અને સ્વર્ગના ભોગવિલાસથી લલચાવી અને દોઝખના મહાદુઃખથી તેમને દહેશત પમાડી તેમને સદ્ગુણી બનવાની પ્રેરણા આપવામાં આવી. અલબત, મનુષ્યનું અંતિમ ધ્યેય તો અલ્લાહ સાથેની એકતા જ છે, અને સૂફીઓ તથા સંત પુરુષો તે ધ્યેય વિના બીજા કશાથી સંતુષ્ટ થતા નથી. સૈયદ અમીરઅલી કહે છે કે મુસ્લિમ સ્વર્ગના વર્ણનમાંથી આધ્યાત્મિક અર્થો નીકળી શકે એમ છે; એમ છતાં તેઓ અફસોસ કરે છે કે મુસ્લિમોનો ગંજાવર ભાગ આવા વિલાસી વર્ણનોને અક્ષરશઃ સમજવાની કોશિશ કરે છે. હઝરત મુહમ્મદના સમયના અર્ધજંગલી અરબો જો આવાં વર્ણનો અક્ષરશઃ સમજ્યા હોય તો તે ક્ષમ્ય કહેવાય, પણ વીસમી સદીની માનસિક અને આધ્યાત્મિક સંસ્કૃતિ સાથે આવા વિલાસી વર્ણનો બંધ બેસે એમ નથી. જૂના જમાનામાં પણ ઈમામ ગઝાલી જેવા બહુ જ થોડા છૂટાછવાયા મુસ્લિમ વિચારકો બહેસ્ત અને દોઝખનો સ્થૂળ અર્થ કરવો પસંદ કરતા નહોતા. પરંતુ મુસ્લિમ વિદ્વાનોની હવે આ દિશામાં આંખો પૂરેપૂરી ખૂલી છે અને સ્વર્ગ અને નરકનાં વર્ણનોનો આલંકારિક અર્થ કરવા તેઓ આતુર રહે છે. લંડન પાસે આવેલાં વોકિંગની મસ્જિદના જાણીના ઈમામ ખ્વાજા કમાલુદ્દીન "The Ideal Prophet" નામની પોતાની એક કિતાબમાં કહે છે કે કુરાનના બહેસ્ત અને દોઝખ એ સ્થળો નથી પણ મરનારાંની માનસિક સ્થિતિ છે, માટે એ સ્થૂળ જણાતા બહેસ્ત અને દોઝખના આધ્યાત્મિક અર્થો થવા જોઈએ.

પરંતુ આ વિષયમાં ઈસ્લામની સૌથી મહાન સેવા તો કુરાનના સમર્થ ભાષાંતરકાર અને ટીકાકાર પ્રસિદ્ધ મૌલાના મુહમ્મદ અલીએ પોતાના "The Religion of Islam" નામના ૭૮૪ પાનાના બૃહદ્ ગ્રંથમાં બજાવેલી છે, અને સ્વર્ગ અને નરકનો આધ્યાત્મિક ચિતાર એઓની જ કિતાબમાંથી અહીં આપવામાં આવ્યો છે. કુરાન ૨, ૨૩ ની મદદથી તેઓ પુરવાર કરે છે કે બહેસ્તમાં જે ફળો ખાવા મળે છે તે આપણે આ ખાકી ભુવનમાં કરેલાં રૂડાં કાર્યોનાં ફળો છે, જો કે આ આયત (શ્લોક) નો તદ્દન જુદો જ અર્થ કુરાનના ભાષાંતરકાર રેવરંડ જે. એમ. રોડવેલ કરે છે. સ્વર્ગમાં હરી... વિલાસી વર્ણન કુરાન ૫૬ ૨૨ અને ૩૪ ૫૦ ૨૦ ૪૪ ૫૪:

અને ૫૫, ૭૦ અને ૭૨ માં આવેલું છે. પણ મૌલાના સાહેબના કહેવા પ્રમાણે આ હુરીઓ તે મરનારાની જ આ ખાકી ભુવનની પત્નીઓ છે. મૌલાનાએ કાઢેલા આ અર્થમાં શંકાને સ્થાન રહે છે, પરંતુ તે ચર્ચા ન ઉપાડતા મુસ્લિમ વિદ્વાનો તરફથી વિલાસી સ્વર્ગના જે કાંઈ આલંકારિક કે આધ્યાત્મિક અર્થો કાઢવાના પ્રયાસો થતા હોય તેને પ્રશંસા અને આદરપાત્ર જ ગણીશું ઈસ્લામવિરોધીઓએ એક વેળા એવી ગપ ઉડાડી હતી કે ઈસ્લામ પ્રમાણે સ્ત્રીને આત્મા જ હોતો નથી! આવાં કુત્સુલ અને વાહિયાત બોહતાનનું ખંડન કરી વખત બગાડવો જરૂરી નથી. બીજાઓએ વળી એવો બુટ્ટો ઉરાડયો કે સ્ત્રીઓ મુસ્લિમ સ્વર્ગમાં જઈ શકતી નથી! આ તદ્દન જૂઠા મતવાદને જવાબ આપતા આપણે તેઓને કુરાન ૧૩, ૨૩; ૩૬, ૫૬; ૪૦, ૮; અને ૪૩, ૭૦ નો હવાલો આપીશું; સૌ કોઈ જોઈ શકશે કે આ આયતો (શ્લોકો) પ્રમાણે દરેક જણ પોતપોતાની પત્નીઓ સાથે સ્વર્ગે જાય છે.

વળી સ્વર્ગમાં કાયમનું સૌંદર્ય ધરાવતા ગિલ્માન નામે ઓળખાતા "મોતીના દાણા જેવા" કિશોરોનું વર્ણન કુરાન ૫૬, ૧૭, ૧૮; ૫૨, ૨૪; અને ૭૬, ૧૯માં મળે છે. પણ મૌલાના સાહેબ કહે છે કે કુરાન ૫૨, ૨૧ પ્રમાણે મરનારાને તેમના બાળકો સ્વર્ગમાં મળશે; માટે આ સ્વરૂપવાન કિશોરોને સ્વર્ગવાસીઓના બાળકો જ માનવા. સ્વર્ગની ચાર પ્રકારની નદીઓ પાણીની, દૂધની, શરાબની અને મધની–તે મૌલાના સાહેબના મત મુજબ ઈમાન અને આધ્યાત્મિકતાના પ્રવાહો છે. સ્વર્ગ તે કાંઈ ભોગવિલાસમાં પડયા રહેવાનું સ્થાન નથી, પરંતુ ત્યાં પણ દિનપ્રતિદિન સતત આધ્યાત્મિક પ્રગતિ થયા જ કરે છે, અને દરરોજ આપણે અલ્લાહની વધુ નજદીક પહોચીએ છીએ. મુસ્લિમ સ્વર્ગની વિરુદ્ધ અમુસ્લિમ લેખકોએ પુષ્કળ લખ્યું છે અને આપણને પણ પહેલી નજરે લાગે છે કે તેમાં વિલાસી વર્ણનો તો છે જ. પરંતુ સૈયદ અમીરઅલી, ખાજા કમાલુદ્દીન અને મૌલાના મુહમ્મદઅલી જેવા પ્રથમ પંક્તિના વિદ્વાનોએ પોતાના હમદીનોની આંખો ખોલી છે, અને આ દિશામાં ખાસ કરી મૌલાના મુહમ્મદઅલીએ આપેલા અર્થો અને કરેલી ટીકાઓ (તેમાં કાંઈક મતભેદને સ્થાન હોવા છતાં) સુશિક્ષિત મુસ્લિમ ભાઈઓ વધાવી લેશે એવી આપણી ખાત્રી છે.

દોઝખના વર્ણન ઉપર આવીએ પહેલાં જાણવું જરૂરી છે કે સ્વર્ગ અને નરકની વચ્ચે એક દીવાલ છે, અને કુરાન ૭, ૪૪ પ્રમાણે તેનું નામ અલઅરફ છે. જે માણસોનાં પુણ્ય અને પાપનું તોલ સરખુ

ઊતર્યું હોય તે સ્વર્ગ કે નરકમાં જશે નહિ પણ આ દીવાલ ઉપર ઊભા રહેશે. આ સ્થાનને પહેલવીમાં કહે છે તેમ હમેસ્તગાન અથવા purgatory-નું નામ આપી શકાય.

કુરાન ૧૯, ૭૨ પ્રમાણે તમામ માણસો, મુસ્લિમ કે અમુસ્લિમ, નરકમાં તો જશે જ. પરંતુ મુસ્લિમોને તેની ગરમી ઝાઝી જણાશે નહિ અને તેઓ ટૂંક સમયમાં જ ત્યાંથી નીકળી છૂટશે, જ્યારે અમુસ્લિમોને નરકમાં ઘણું લાંબો વખત કદાચ કાયમને માટે પણ, રહેવું પડે નરકની ભયંકર યાતનાઓનું તો પૂછવું જ શું! ત્યાં ખાવા માટે "ઝક્કુમ" નામનો થુવર જેવો કાંટાવાળો ખોરાક અને પીવા "હમીમ" નામનું ઊકળતાં ડામર જેવું ગરમ પાણી મળે છે; અસંખ્ય પીડાકારી પશુઓના ડંખથી દોઝખી આત્માઓ ત્રાસ પામે છે, અને સૌથી વધુ સંતાપનો દોઝખનો સતત બળતો અગ્નિ છે જે ઘડીભર પણ નરકવાસીઓને રાહત આપતો નથી. અહીં પણ મૌલાના મુહમ્મદઅલી કહે છે કે આ દોઝખનો નાશકારક આતશ તે આ ખાકી જીવન ઉપર મરનારે જ પોષેલા વિકારો અને વાસનાઓનો અગ્નિ છે. આ અગ્નિને માટે કુરાન ૧૦૪, ૬-૭માં કહેવાયું છે કે તે દોઝખીઓનાં હૃદયો ઉપર બળશે; આ આયતો ઉપરથી મૌલાના માહેબે આ અગ્નિનો ઉપર દર્શાવેલો અર્થ ઉપજાવ્યો છે. કુરાન ૧૭, ૭૪ પ્રમાણે જે આ જગતમા આંધળો છે તે બીજી દુનિયામા પણ આંધળો રહેશે; તે ઉપરથી મૌલાના સાહેબ કહે છે કે જે આ જગતમા નૈતિક અંધાપાથી પિડાય છે તે દોઝખમાં પણ તે જ દર્દથી પિડાશે. કુરાન ૬૯, ૩૨-૩૪ પ્રમાણે નાસ્તિકો અને દુષ્ટોને નરકના અગ્નિમાં નાખી સિત્તેર હાથ લાંબી સાંકળથી બાંધવામાં આવશે. "Teaching of Islam" ના લેખક મીરઝા ગુલામએહમદ કાદિયાની પ્રમાણે આ સિત્તેર હાથ લાંબી સાંકળ તે મરનારના પોતાના જ આ જિંદગી દરમ્યાનના અનેક વિકારો અને હવસોનું સ્થૂલ સ્વરૂપ સમજવું પણ મૌલાના મુહમ્મદઅલી મુજબ સિત્તેર હાથ લાંબી સાંકળ તે મરનારના સિત્તેર વર્ષના સરાસરીના આયુષ દરમ્યાન કરેલાં પાપોનું મૂર્તિમત્ સ્વરૂપ છે

તે ગમે તેમ હોય, પણ આ ઉપરથી એટલું તો સ્પષ્ટ છેકે મુસ્લિમ ઉલેમા હવે દોઝખનાં સ્થૂલ વર્ણનોથી સંતોષ પામતા નથી, અને જ્યારે એકવાર મુસ્લિમ દોઝખ માત્ર સજા અને દુઃખનું મુકામ ગણાતું હતું તેને બદલે હવે તે પાપનો બદલો મેળવવાનું, પ્રાયશ્ચિત્ત કરવાનું અને પાવન થવાનું ધામ છે એમ બતાવવાનો તેઓ પ્રયાસ કરે છે મૌલાના મુહમ્મદઅલી

કહે છે કે સ્વર્ગમા ( આપણા જ શુભ કાર્યોના મીઠા ) ફળો મળે છે, પણ દોઝખમા ફળ નથી, કાંટા જ છે, કેમકે એ ફળની નહિ પણ પાપના બદલાની અથવા નિષ્ફળતાની ભૂમિ છે કુરાન ૫૭, ૧૪ પ્રમાણે નરકના અગ્નિને પાપીઓનો "મૌલા" કહ્યો છે એ શબ્દનો અર્થ સ્વામી ( master ) અથવા ગુલામ પણ થાય છે, જો કે મૌલાના સાહેબ તેને મિત્રના અર્થમા લે છે, વળી કુરાન ૧૦૧, ૬મા દોઝખના આતશને આલકારિક ભાષામાં પાપીઓની મા ( એટલે મુકામ ) કહ્યો છે પણ આ બન્ને અર્થો ઉપરથી મૌલાના સાહેબ સમજાવે છે કે દોઝખ પીડાકારી નહિ પણ પાવનકારી છે, તે જુલમગાર દુશ્મન નથી પણ મદદગાર મિત્ર કે માયાળુ મા સમાન છે જ્યારે પશ્ચાત્તાપથી નરકવાસીઓ પૂરતા પાવન થશે ત્યારે તેઓ આપોઆપ દોઝખને છોડી નીકળશે

સ્વર્ગનું સુખ સનાતન છે એ આપણે કુરાન ૩૨, ૧૯મા સ્પષ્ટ જોઈએ છીએ પણ દોઝખનો અત છે કે નહિ તે વિશે મુસ્લિમ ઉલેમામા તીવ્ર મતભેદ છે એક નહિ પણ અનેક આયતો આપી શકાય ( કુરાન ૨, ૧૬૨, ૫, ૪૦–૪૧, ૨૨, ૨૨, ૩૨ ૨૦ ) કે જે પ્રમાણે નરક કાયમનું છે, અથવા નરકવાસીઓ નરક છોડી શકશે જ નહિ અથવા છોડવા જશે તો તેમને પાછા નરકના અગ્નિમા નાખવામા આવશે, એવી મતલબનું લખાણ મળી આવે છે પરતુ મૌલાના મુહમ્મદઅલી એક બહુ જાણીતી આયત પ્રત્યે આપણુ ધ્યાન ખેચે છે અને તે આયત ( કુરાન ૭૮ ૨૩ ) પ્રમાણે પાપીઓ દોઝખમાં જમાનાઓ સુધી ( યાને જાવેદાન સુધી નહિ ) રહેશે આ જ આયત ટાકી ડૉ સર મુહમ્મ૰ ઇકબાલ પણ માનતા કે મુસ્લિમ દોઝખનો અત હોવો જ જોઇએ વળી કુરાન ૬, ૧૨૮ પ્રમાણે પાપીઓ કાયમના દોઝખમાં જશે 'પછી તો જેવી અલ્લાહની મરજી' વળી કુરાન ૧૧, ૧૦૯ પ્રમાણે જ્યાંસુધી સ્વર્ગ અને પૃથ્વી રહેશે અથવા અલ્લાહની કાંઈ જુદી જ મરજી થાય' ત્યાસુધી પાપી આત્માઓ દોઝખના દુ ખમા જ સબડશે આ ઉપરથી પણ મૌલાના મુહમ્મદઅલી દલીલ કરે છે કે દોઝખ કાયમનુ હોઈ શકે નહિ

કેટલાકોના મત મુજબ જમાનાઓ પછી પાપી મુસ્લિમો દોઝખમાથી છૂટકી શકશે, પણ અમુસ્લિમો તો કાયમના જ નરકમાં સબડશે પરતુ મૌલાના મુહમ્મદઅલી કહે છે કે કુરાન અને હદીસ પ્રમાણે અમુસ્લિમો માટે પણ કાયમનું દોઝખ નથી મૌલાના સાહેબ કેટલીક આયતો લઈ બતાવી આપે છે કે દોઝખ માટે 'ખુલ્દ" અને 'અબ૰" શબ્દો વપરાયા

છે. હવે આ બન્ને શબ્દોના બે અર્થ થાય છે—એક તો "અનંતતા" અને બીજો "લાંબો વખત" અને મૌલાના સાહેબ પુરવાર કરે છે કે જ્યાં પણ દોઝખને માટે આ બે શબ્દો વપરાયા છે ત્યાં તેમનો અર્થ "અનંત" નહિ પણ "લાંબા વખતનું" એમ થવો જોઇએ. માટે દોઝખ જાવેદાનનું નથી એમ એઓ માને છે.

જેમ સાત બહેસ્તો છે તેમ સાત દોઝખોની પણ કલ્પના કરવામાં આવી છે. પહેલા દોઝખનું નામ જહન્નમ જેમાં દુષ્ટ મુસ્લિમો જાય છે, પણ એ દોઝખ એક પ્રકારનું હમેસ્તગાન (purgatory) છે, કેમકે ત્યાં પાપના પ્રમાણમાં સજા થાય છે, અને છેવટે ત્યાંના રહેવાસીઓનો છુટકારો થાય છે. બીજા દોઝખનું નામ લઝા છે અને તે માત્ર યહુદીઓ માટે છે. ત્રીજું દોઝખ હુતમે નામનું છે અને તે ફક્ત ખ્રિસ્તીઓ સારુ છે. ચોથું દોઝખ સધર નામનું છે અને તેમાં સેબિયન *લોકો જ જઈ પડે છે. પાંચમું દોઝખ સકર નામનું ફક્ત જરથોસ્તીઓ માટે અલાહેદું રાખવામાં આવ્યું છે. છઠ્ઠું દોઝખ જહીમ નામનું છે અને તેમાં મૂર્તિપૂજકો દુઃખ પામશે. સાતમું દોઝખ હાવિયે નામનું ખાસ ઢોંગીઓ માટે છે; કેમકે જેઓ બાતેનથી અમુસ્લિમ હોવા છતાં જાહેરમાં મુસ્લિમ હોવાનો ઢોંગ કરી બીજાઓને છેતરતા હશે, તેઓ હાવિયેમાં જઈ સજા ભોગવશે.

હવે અમુસ્લિમોની મોત પછી શી હાલત થશે તે જોઇએ. કુરાનમાં માણસોનાં કાર્યો કરતાં તેમની માન્યતાઓ ઉપર વિશેષ વજન મૂકવામાં આવ્યું છે. જેઓ ઇસ્લામમાં ઇમાન ધરાવતા નથી, યાને જેઓ અમુસ્લિમ છે અને ખાસ કરીને જેઓ મૂર્તિપૂજક છે, તેમના પ્રત્યે તેમનાં મરણ બાદ અલ્લાહની અત્યંત કરડી નજર થશે એવું કુરાનમાં અવારનવાર વાંચવામાં આવે છે. આપણે જોઈ ગયા તેમ અમુક દોઝખ અમુક ધર્મવાળાઓ માટે જ જુદું કાઢવામાં આવ્યું છેઃ તે ઉપરથી અમુસ્લિમોની મોત પછી શી સ્થિતિ થશે તેનું અનુમાન સહેજે નીકળી શકે. અનેક પ્રતિકૂળ કારણોને લીધે અમુસ્લિમો પ્રત્યે આ જિંદગી દરમ્યાન પણ જુદા જ પ્રકારનું વર્તન રાખવા ફરમાવવામાં આવ્યું છે. કુરાન ૪૯,૧૦ પ્રમાણે માત્ર મુસ્લિમો જ ભાઇભાઇ જેવા છે; કુરાન ૩,૨૭ ફરમાવે છે કે મુસ્લિમોએ મુસ્લિમોને મૂકી

* સેબિયનો તે સિતારાને પૂજનારા યમનના આરબો એવું એક વાર માનવામાં આવતું: પણ એ ભૂલભર્યું છે. એ: સેબિયનો એકેશ્વરવાદી હતા અને યુફ્રેટિસ નદીની પાસેના પ્રદેશમાં રહેનારા ખ્રિસ્તીઓ હતા.

અમુસ્લિમો જોડે દોસ્તી કરવી નહિ' કુરાન ૪૮,૨૯ પ્રમાણે મુહમ્મદ અલ્લાહના રસૂલ છે અને તેઓના સાથીઓ અમુસ્લિમો સાથે ઝનૂનથી, પણ પોતાના હમદીનો સાથે નમ્રતાથી વર્તે છે એમ છતાં ઇન્સાફને ખાતર કહેવુ જોઇએ કે કુરાનની કેટલીક આયતો એવી પણ છે (૨,૫૯, અને ૫,૭૩) કે જે પ્રમાણે જે મુસ્લિમો યહુદીઓ, ખ્રિસ્તીઓ અને સેબિયનો અલ્લાહમાં અને કયામતમા માનતા હશે અને સદ્વર્તનથી ચાલતા હશે તેઓને અલ્લાહ જરૂર મદલો આપશે અને તેઓને ભર કે દુઃખમા નાખશે નહિ અલબત આ સવળા સાથે આપણને કામ નથી આપણને તો મરણ પછી અમુસ્લિમોની શી સ્થિતિ થશે તે જ જાણવુ છે, પરંતુ આ આયતો જાણ્યા પછી નીચે દર્શાવેલી અમુસ્લિમોની મરણોત્તર સ્થિતિ કલ્પવામાં ઝાઝી મુશ્કેલી પડતી નથી

ઈસ્લામના ફેલાવામા અમુસ્લિમો અનેક રુકાવટો ઊભી કરતા, એ કારણથી કુરાન પ્રમાણે અમુસ્લિમો દોઝખમા જશે (૬૬,૯, ૩,૮-૧૦). અમુસ્લિમો જાવેદાનના દોઝખમાં પડશે (૩,૧૧૨), અને જો તેઓ બહાર નીકળવા જશે તો તેઓને પાછા દોઝખમા ધકેલવામા આવશે (૨૨,૨૦-૨૨) અમુસ્લિમો જો તમામ દુનિયામાં સમાય એટલો ખજાનો અથવા તો તેની બમણી રકમ પણ મુક્તિદંડ તરીકે ભરે તોપણ તેમને દોઝખમાંથી છોડવા મા આવશે નહિ અને તેઓ કાયમનું દુઃખ પામશે (૩,૮૫, ૫, ૪૦-૪૧) આ રીતે કુરાન પ્રમાણે અમુસ્લિમો અમુસ્લિમ હોવાથી દોઝખ (કદાચ કાયમના દોઝખ) ને પાત્ર બને છે આ બાબત ઉપર મૌલાના મુહમ્મદઅલી પણ મૌન સેવે છે જો કે ઉપર દર્શાવ્યું છે તેમ મૌલાના સાહેબે ઉપજાવેલા અર્થ પ્રમાણે અમુસ્લિમો માટે પણ કાયમનું દોઝખ તો નથી, મગર દોઝખ તો છે જ અને તે કોઈથી ના પાડી શકાય તેમ નથી ખેર, અમુસ્લિમો માટે જાવેદાનતું જહન્નમ નથી એવો મૌલાના સાહેબે કાઢેલો અર્થ પણ ગનીમત સમજવો જોઈએ કાયમનું દોઝખ હોઈ શકે કે નહિ અને નહિ તો શા માટે, તે વિશે પહેલા અને બીજા વિભાગમા આપણે પૂરતી ચર્ચા કરી ચૂકયા છીએ, એટલે હવે એ બાબતમાં વિશેષ બોલવાની જરૂર નથી

મૌલાના મુહમ્મદઅલી પ્રમાણે દોઝખનો અત આવવો જ જોઇએ, ત્યારે દોઝખમાથી છુટકારો શી રીતે શક્ય બનશે તે હવે આપણે જોઇએ મૌલાના સાહેબ સમજાવે છે કે હઝરત નબી મુહમ્મદની હદીસ પ્રમાણે પાપી આત્માઓને દોઝખમાંથી મુક્તિ મળે તે માટે મુસ્લિમો પયગમ્બરો

અને ફિરિશ્તાઓ અલ્લાહ આગળ તેમની વકાલત કરશે. મુસ્લિમો પોતાના મિત્રો માટે, પયગમ્બરો પોતાના અનુયાયીઓ માટે અને ફિરિશ્તાઓ તમામ નેક માણસો માટે અલ્લાહને વિનંતિ કરશે અને તેઓને માફી મળે એવી અરજ ગુજારશે. હદીસ પ્રમાણે અલ્લાહની જો મરજી જ હશે તો ગમે એવા પાપી આત્માનો પણ નરકમાંથી છુટકારો થશે, અને જો ખુદાની ખાહેશ જ હશે તો કોઈ માણસ દોઝખમાં રહી શકશે પણ નહિ. હઝરત નબી મુહમ્મદનું એક વચન પ્રસિદ્ધ લેખક મિ. સ્ટેન્લી લેન-પૂલ પોતાની "Speeches and Table-Talk of Muhammad"માં નોંધે છે: એક પ્રસંગે હઝરત મુહમ્મદ ખુલ્લું બોલ્યા હતા કે:-અલ્લાહની મહેરબાની વિના કોઈપણ બહેસ્તમાં જઈ શકશે નહિ-હું પોતે પણ જઈ શકીશ નહિ." ત્યારે આ હદીસો ઉપરથી ઈશ્વરેચ્છા જ સૌમાં બળવત્તર જણાય છે; માટે તે સર્વજ્ઞ, સર્વશક્તિમાન, પરમકૃપાળુ, ઈન્સાફી અલ્લાહની ખાહેશમાં જ મુસ્લિમો અને અમુસ્લિમો શરણું લે, અને-" તે માલેકની મરજી પ્રમાણે જ સર્વત્ર અમલ થાઓ "-એવું જે સર્વમાન્ય શાસ્ત્રવચન છે તેમાં લોકો શ્રદ્ધા રાખી અરસપરસ પ્રેમથી વર્તે, તો સૌ કોઈ પોતાના પુણ્યના પ્રમાણમાં મોડેવહેલે ઈશ્વરકૃપાને પાત્ર થશે જ, એવું આપણે આશ્વાસન લઈ શકીએ છીએ.

---

## ૧. પ્રાચીન જરથોશ્તી કિતાબોમાંથી અવતરણો

જ્યારે માણસ એક દિવસની મુસાફરીએ નીકળે છે ત્યારે બે દિવસની સામગ્રી સાથે રાખે છે; જો બે દિવસ માટે જાય છે તો ત્રણ દિવસ ચાલે એટલું ભાથું સાથે રાખે છે. વળી મુસાફરી પૂરી થયા બાદ પોતાનાં માતા પિતા અને બૈરીબચ્ચાંને મળવાની આશા પણ રાખે છે. પરંતુ જે મીનોઈ મુસાફરી હમેશને માટેની છે, અને જ્યાંથી આ જહાનમાં પાછું ફરવું અને સગાંવહાલાંઓને મળવું અશક્ય છે, તેને માટે માણસો કાંઈ પણ તૈયારી કરતા હોય એમ દેખાતું નથી.........એક એવો દિવસ કે રાત આવે છે કે જ્યારે માલેક પોતાનાં પશુઓને છોડી જાય છે, યાતો પશુઓ માલેકને તજી જાય છે, અને મુરાદોથી ભર્યા આ શરીરમાંથી આત્મા ઊડી જાય છે મરનારની તમામ મિલકતમાંથી સૌથી અગત્યની, ઉત્તમ અને શ્રેષ્ઠ વસ્તુ, જે તેનો સદ્‌ગુણ છે, તે જ માત્ર તેનો સાથ છોડી જતો નથી. નાદાનોનો નાશ કરનાર તેઓની નાદાની છે. તમામ મરણાધીન પ્રાણીઓ માટે મોત નિર્માણ થયુ છે અને કોઈ પણ તેને ચુકાવી શકશે નહિ. કોઈએ આજ સુધી મોતને ચુકાવ્યુ નથી અને હવે પછી કોઈ ચુકાવી શકશે પણ નહિ.

મોત દરેક જણને છેતરે છે અને અણધાર્યું આવીને ઊભું રહે છે. મોત નથી ખુશામદ કબૂલ કરતું, નથી લાંચરુશવત સ્વીકારતું, કે નથી કોઈના માનમરતબાથી અંજાઈ જતું, પણ સૌ કોઈને દયાહીનપણે ઉપાડી જાય છે. સબળાઓને એવા રસ્તે જવું પડશે કે જ્યાં તેઓ કદી ગયા ન હોય, અને એવુ જોવુ પડશે કે જે કદી જોયું ન હોય ખરાઓ દોલત જમાવે છે પણ ભલાઈનો ભંડાર ભેગો કરતા નથી માટે તુ પોતે નેકીનો સંગ્રહ કર, કેમકે નેકીના સંગ્રહમા જ તારી રવાનં બોખ્તગી (મોક્ષ) છે.

મોતના પંજામાંથી કોઈ છૂટયો નથી, છૂટી શકશે નથી અને છૂટશે પણ નહિ, પછી તે ભલો હોય યા ભૂંડો, દસ્તૂર હો યા શાહ. કયકાઉસ બાદશાહ એક વિચિત્ર વિમાનમાં બેસી આસમાનમાં ઊડયો પણ મોતની પકડમાંથી છટકી શકયો નહિ. તુરાની તાજપતિ અફ્રાસિયાબ ધરતીના ભીતરમાં સો સ્તંભોનો એક લોખંડી મહેલ બનાવી તેમાં છુપાઈ રહ્યો, પરતુ મોત એને શોધી કાઢયા વિના રહ્યું નહિ. જમશેદ જેવા પુણ્યશાળી રાજાના ૬૧૬ વર્ષના અમલ દરમ્યાન જાણે સતયુગ ચાલતો હતો; લોકો તંદુરસ્ત, ઉમરદરાઝ અને સુખી હતા, અને બુઢાપો તો લાંબી ઉમર છતાં દેખાતો જ ન હતો એમ છતા જમશેદ પુણ્ય પણ તેને મોતની પંજામાંથી

બચાવી શક્યું નહિ. ઝોહાક બાદશાહ બદીનો અવતાર સમાન હતો; તેણે અમર્મીની શોધમાં પૂર્વથી પશ્ચિમ સુધી દોડધામ કરી પણ ઉવરે તો મલક ઉલ મોત (મોતના ફિરસ્તા)નો જ શિકાર થઈ પડયો. આ રીતે જ્યાંસુધી જગદ્ગુરુ સોશયોસ આવશે ત્યાંસુધી કોઈ પણ માનો પુત્ર મોતનાં છટકાં-માંથી છૂટવા પામનાર નથી.

એક અગાધ ઊંડા સમુદ્રની પાર નીકળી શકાય પણ ક્રૂર મોતના મહાસાગરમાં તો ડુબ્યે જ છુટકો. ઘોડા, બળદ અને માણસનો ભક્ષ કરનાર એક અતિ વિકરાળ અઝદહા ( અજગર ) માર્ગમાં આડો પડયો હોય તોપણ કાંઈ યુક્તિ કરી રસ્તે પડી શકાય, પરંતુ દયાહીન મોતની નજર ચુકાવવી એ અશક્ય છે. એક ભાલાબરદારી લશ્કર આપણો નાશ કરવા માટે અનેક નેજાઓ આપણી ઉપર ઉગામતું ધસી આવતું હોય તો આ આફત-માંથી પણ બચી શકાય, મગર ઝાલિમ, જબ્બાકાર મોતની ફંદ(પાશ)માંથી સલામતીની ઉમેદ રાખવી એ નિષ્ફૂલ મહાલ છે

("અઓગેમદએચા" નામના, મોત ઉપર લખાયેલા પાઝંદ વ્યાખ્યાનમાંથી ટૂંકાવેલો સાર ).

*

ગઈ કાલે મારા બાદશાહી દબદબાને લીધે હું મારો હાથ કોઈને આપતો હતો નહિ; પણ આજે હું ગુઝર પામ્યો છું ત્યારે રખે રીમન થઈ જવાય (અભડાઈ જવાય ) તે દેહશતથી કોઈ અદના માણસ પણ મારા હાથને સ્પર્શ કરતો નથી. માટે હે માનવીઓ ! દુન્યવી કારોબારમાં મશગૂલ રહેવાને બદલે નેકી કરી સૌના આશીર્વાદ મેળવવા ઉપર જ તમારું દિલ લગાડજો..........જિંદગી ટૂંકી છે પણ બીજી જહાન બહુ લાંબી છે : દુશ્મન ( મોત ) ભયંકર છે મગર મીનોઈ ન્યાયાધીશ બહુ ઈન્સાફી છે. તે મીનોઈ જહાનમાં સવાબ ઉધાર ઉછીનું મળતું નથી. માટે છેતરપીંડી અને લાંચરુશ્વત ચાલશે નહિ. તમારા શરીરને તમારો આત્મા માની લેવાની ભૂલ હરગિઝ કરશો ના. જયાંસુધી પુષ્કળ સવાબ એકઠું કરશો નહિ ત્યાંસુધી ચિનવત પુલ પસાર કરવાની આશા રાખવી ફોકટ છે.... હરેક શખ્સે વિચાર કરવો જોઈએ કે-હું ક્યાંથી આવ્યો ? શા માટે આવ્યો ? મારે ક્યાં જવું છે ? મને મોત બાદ શું પૂછવામાં આવશે ? હું તો જાણું છું કે હું જગતને પયદા કરનાર અહુરમઝદની પાસેથી આવ્યો છું, દુનિયામાં બદી સામે જંગ કરવો એ મારી ફરજ છે, અને આખરે તે જ અહુરમઝદ તરફ મારો હિસાબ રજૂ કરવા મને હાજર થવાનું છે. ત્યાં મને પૂછવામાં આવશે કે નેકી કરવામાં શી શક્તિ ખર્ચી અને બદી ટાળવામાં શો પ્રયાસ કર્યો.

('અનદર્ઝે ખુસરૂએ કવાતાન" યાને કોબાદના બેટા બાદશાહનો શેરવાનની તેના મરણ સમયની નસીહત )

*

માણસ સો વર્ષ સુધી જીવે તોપણ આખરે તેને ચિનવત પુલ જવાનો રસ્તો લેવો પડશે એની માલેકીની સઘળી વસ્તુઓ અહીં જ રહી જશે અને માત્ર તેની નેકી જ તેની સાથે આવશે ડાહ્યો પુરૂષ એક કામના ગુણદોષ ઉપરથી જ ચેતી જઈ સવાબી કાર્યો કરે છે, જ્યારે એક મૂર્ખની આંખો તો કાર્યનું અનિવાર્ય પરિણામ આવીને ઊભુ રહે ત્યારે છેક મોડેથી ખૂલે છે

('અનદર્ઝે આતરપાતે મારાસ્પદાન" યાને દસ્તુર આદરબાદ મારા સ્પદની નસીહત)

*

જ્યારથી માણસ જન્મ પામે છે ત્યારથી અસ્તોવિદેત (મોતનો ફિરેસ્તો) તેની ગરદનમા એક અણદીઠ ફાંસો નાખે છે, જે એટલો મજબૂત હોય છે કે તેની જિંદગી દરમ્યાન નથી સ્પેન્તોમેન્યુ (જગતમા કાર્ય કરતી નેકીની શક્તિ) તેને કાઢી શકતો કે નથી અંગ્રમેન્યુ (જગતમા કાર્ય કરતી બદીની શક્તિ)　　આ જગત એક ધર્મશાળા છે અને શરીર તો આત્માને જાળવી રાખવાનું એક સાધન છે માત્ર સવાબ એ આપણી પોતાની જાતી આસિયત છે, જેને મીનોઈ જહાનમા મહેર દાવરની હજુરમાં જવુ છે

હું આ દુનિયામાં હસ્તી પામ્યો નથી, પણ મીનોઈ જહાનથી ઊતરી આવ્યો છુ હું અહુરમઝ્દ સાથે સગપણ ધરાવુ છુ પણ અહેરમન (શયતાન)-નો હું બેશી નથી હુ યઝદો (દૈવી શક્તિઓ) સાથે નિસ્બત ધરાવુ છુ, દેવો[1] સાથે નહિ. હું ભલાઓનો સાથી છુ, બૂરાઓનો નથી હું ઇન્સાન છુ, દેવ[1] નથી હું અહુરમઝ્દની પયદાયશ છુ અહેરેમનની નથી મારો સિલસિલો અને બુન્યાદ ગયોમર્દ[2]થી છે, મારી માતા આર[3]મઈતી છે, જ્યારે મારા પિતા અહુરમઝ્દ પોતે છે

---

૧ જરથોસ્તી ધર્મમા 'દેવ" શબ્દને 'અસુર'ના અર્થમા લીધો છે જરથોસ્તી અને હિંદુ ધર્મો વચ્ચે ઉત્પન્ન થયેલા તીવ્ર મતભેદનું આ પરિણામ હતું

૨ જરથોસ્તીઓ પ્રમાણે જગતનો આધપુરૂષ

૩ આરમઈતી એટલે ભક્તિ પાછલા જરથોસ્તી સાહિત્યમા એને ધરતી તરીકે ઓળખવામા આવી છે

( વઝીર બુઝુર્ગમ્હેર કૃત "ગંજે શાયગાન" નામની કિતાબમાંથી ઉતારો ).

*

હે માનવી ! તું કોઈપણ હોય અને કોઈપણ ઠેકાણે આવ્યો હોય ( કેમકે તું આવશે જ એમ મને ખબર છે ), તું જાણ કે હું પારસી શહેનશાહતનો સ્થાપનાર અને એશિયાખંડનો જીતનાર બાદશાહ કુરૂશ છું. માટે આ થોડી મટી જે મારાં હાડકાં ઉપર ઢંકાઈ છે તેની તું ખુદાને વાસ્તે અદેખાઈ કરતો ના.

(પોતાની રાજ્યધાની પાર્સાગર્દમાં પોતાનાં અસ્તોદાન–યાને હાડકાં જાળવવાનાં સ્થાન—ઉપર મહાન શહેનશાહ કુરૂશ ઉર્ફે સાઈરસ ધી ગ્રેટે કોતરાવેલો લેખ ).

## ૨. સંસ્કૃત અવતરણો

શ્રેય ( ભીનોઇ સુખ ) એક વસ્તુ છે અને પ્રેય ( દુન્યવી સુખ ) બીજી વસ્તુ છે; એ બન્નેની નેમો પણ જુદી જુદી છે, અને એ બન્નેથી મનુષ્ય બંધાય છે. જે માણસ શ્રેયને વળગી રહે છે તે પોતાનું હિત સાધે છે, પરંતુ જે પ્રેયને પસંદગી આપે છે તે પોતાનું લક્ષ્ય ચૂકે છે......મનુષ્ય માટે બ્રહ્મ જ સૌથી ઉત્તમ અને સૌથી ઉચ્ચ આધાર છે; જે આ આધારનું ખરું જ્ઞાન ધરાવે છે તેની મહત્તા બ્રહ્મસૃષ્ટિમા વધે છે............તે મહાત્મન્ નાનામાં નાની વસ્તુ કરતાં પણ નાનો છે, અને મોટામાં મોટી વસ્તુ કરતાં પણ મોટો છે, અને તે હરેક મનુષ્યના હૃદયમાં છુપાઈ રહ્યો છે. જે માણસ તૃષ્ણા અને શોકથી નિરાળો છે તે ઇશ્વરકૃપાથી તે મહાત્મનનું ગૌરવ નિહાળી શકે છે,...........પરંતુ જેણે દુષ્ટતાનો ત્યાગ કર્યો નથી, જે શાંત અને સ્થિતપ્રજ્ઞ નથી અને જેનું મન અસ્વસ્થ છે, તે કદી પણ તે આત્મનને જ્ઞાન દ્વારા પણ પામી શકશે નહિ. .........ઇન્દ્રિયોથી પર વસ્તુઓ છે, વસ્તુઓથી પર મન છે, મનથી પર બુદ્ધિ છે, બુદ્ધિથી પર મહાત્મન્ છે, તે મહાન શક્તિથી પર એક અવિકસિત બળ છે, એ અવિકસિત બળની પર વિરાટ પુરુષ છે. એ વિરાટ પુરુષથી પર બીજું કાંઇ નથી. એ મહાપુરુષ જ તારો મુખ્ય રાજમાર્ગ છે; તારું અંતિમ ધ્યેય છે.........અસ્તરાની ધાર ઉપરથી ચાલવું કઠણ છે તેમ, વિદ્વાનોના મત પ્રમાણે, મહાત્મનનો પથ કાપવો એટલો જ દુર્લભ છે. જે મનુષ્યને તે મહાનથી પણ અધિકતર મહાન, અક્ષય, અવિનાશી, અમર, અનાદિ, અનંત, નિર્વિકાર, નિર્વિકલ્પ, સ્વર,

સ્પર્શ, સ્વાદ, ગંધ અને રૂપ રહિત શક્તિના દર્શન થયા છે તે જ મૃત્યુ-મુખમાંથી છૂટયો છે એમ સમજવુ

(કઠ ઉપનિષદ્ : નચિકેતસે મૃત્યુના ભેદ વિષે પૂછેલા પ્રશ્નનો યમરાજે આપેલો ઉત્તર ).

*

માણુસ ( અર્થાત્ માણુસમા રહેલો ઈશ્વરી અંશ ) મારતો પણ નથી, મરતો પણ નથી, જન્મતો પણ નથી, ગુજર પામતો પણ નથી તે હસ્તી ધરાવે છે અને એ હસ્તી કદી ખતમ થતી નથી, કેમકે તે જન્મ વિનાની, જાવેદાન, અમર અને અતિ પુરાણી હોય છે માણુસના શરીરનો નાશ થવા છતા માણુસ પોતે—તેનો દિવ્ય અંશ—નાશ પામતો નથી

(ગીતા ૨, ૧૯-૨૦ )

*

ઓ પાર્થ, જે માણુસ પોતાને ( પોતામાં રહેલા ઈશ્વરી અંશને ) અવિનાશી, અમર, અજન્ત અને અક્ષર જાણે છે, તે માણુસ શી રીતે કતલ કરી કે કરાવી શકે ? જેમ એક માણુસ જૂનાં વસ્ત્રો ફેંકી દઈ નવાં પહેરે છે, તેમજ શરીરમા રહેનારો ઈશ્વરી અંશ જૂનાં શરીરોનો ત્યાગ કરી નવા શરીરો ધારણ કરે છે તેને ( શરીરમાના ઈશ્વરી અંશને )શસ્ત્રો ભેદી શકતા નથી, અગ્નિ બાળતો નથી, પાણી ભીંજવી શકતું નથી, કે વાયુ સૂકવતો નથી .....તે અવ્યક્ત, અકલ્પનીય અને નિર્વિકાર કહેવાયો છે, માટે તેને આવો જાણ્યા પછી (તેના "મરી જવા" સારુ ) તારે શોક કરવો નહિ જો તું તે માણુસમા રહેલા ઈશ્વરી અંશને નિત્ય જન્મતો અને નિત્ય મરતો ધારતો હોય તોપણુ હે શૂરવીર તારે તેને માટે ગમ કરવો નહિ, કેમકે જન્મેલા માટે મરણુ અને મરેલા માટે જન્મ એ બન્ને નક્કી છે, માટે જે અનિવાર્ય છે તે ઉપર શોક કરવો નહિ

(ગીતા ૨, ૨૧-૨૩ ૨૫-૨૭)

*

મૃત્યુ નથી એ પણુ ખરુ અને છે એ પણુ ખરુ છેક સૃષ્ટિની ઉત્પત્તિથી એ ચાલુ જ છે જે મોહ છે તેને વિદ્વાનો મોત કહે છે જીવન માંથી ભગવાનને વિસારી મૂકવા એને હું મૃત્યુ કહું છુ જીવનમા પ્રભુને નિરંતર યાદ કરવા તેને હું અમરત્વ કહું છુ

( મહાભારત મહારાજા ધૃતરાષ્ટ્રને મહર્ષિ સનત્સુજાતે કરેલો ઉપદેશ )

*

વિદ્વાનોના મત પ્રમાણે મોત તો દેહધારી મનુષ્યો માટે કુદરતી જ છે, પણુ જીવન એક અકસ્માત સમાન છે કોઈ પ્રાણી એક ઘડીભર પણુ

જીવે તો તે ઘડી પૂરતો તેને લાભ જ થયો ગણાય. એક બેખબર માણસના મનથી તેની પ્રિયાનું મોત તેના દિલમાં તીર સમાન ખૂંચે છે, જ્યારે એક સમજદાર માનવી તો તેના દિલમાંથી ખૂંચેલું તીર સામું નીકળી ગયું એમ માને છે, કેમકે એ પ્રિયાના મોતથી તેના પોતાના મોક્ષનો રસ્તો ખુલ્લો થાય છે (અર્થાત્ મોક્ષના પંથમાં પ્રિય સ્ત્રી જે અંતરાયરૂપ હતી તે મરણ પામવાથી તેના પ્રીતમને હવે વૈરાગ્ય લેવાની અને મોક્ષ મેળવવાની ઇચ્છા થાય છે).

(કાલિદાસકૃત રઘુવંશઃ પોતાની પત્ની ઇંદુમતી ઉપર વિલાપ કરતા અજને તેના ગુરુએ આપેલો ઉપદેશ).

*

નીચેનાં અવતરણો ભર્તૃહરિનાં છેઃ—

ભોગ ભોગવવામાં રોગનો ભય, ધનપ્રાપ્તિમાં રાજાનો ભય, બળમાં શત્રુઓનો ભય, રૂપમાં ઘડપણનો ભય, જ્ઞાનમા વાદવિવાદનો ભય, અને કાયામાં કાળનો ભય.

આપણને જન્મ આપનારાં લાખો વખત થયાં પસાર થઇ ગયાં છેઃ જેમની જોડે આપણે મોટા થયા તેઓની પણ માત્ર યાદ જ બાકી રહી ગઈ છે. આપણે પોતે પણ મોતની નજદિકીને કારણે નદીની રેતીના પટમાં ઊગેલા ઝાડ સમાન (વિનાશની રાહ જોતા) ઊભા રહ્યા છીએ.

જે ઘરમાં ઘણાં હતાં ત્યાં હવે એક જ છે; ન્યા એક જ હતો ત્યાં ઘણા થઈ પાછો એક જ રહ્યો છે. એ રીતે કાળ અને કાળી જાણે રમવાના પાસા હોય તેમ આગળ અને પાછળ ઘૂમે છે, અને માણસજાત તો જાણે દુનિયાના શેતરંજના તખ્તા ઉપરનાં સોકટા હોય તેમ તેઓની જોડે રમે છે.

જ્યારે ગગનચુંબી મહાન મેરુ પર્વત એક મહાયુગને અંતે સ્થાનભ્રષ્ટ થઈ નાશ પામે છે, જ્યારે અસંખ્ય પશુઓ ધરાવતો મહાસાગર પણ સુકાઈ જાય છે, જ્યારે પર્વતોથી નિભી રહેલી પૃથ્વીનો પણ અંત આવે છે, ત્યારે એક નાના હાથીના કાન સમાન અસ્થિર અને નાજુક આ શરીરને કાયમનું સ્થાન ક્યાંથી મળવાનું હતું?

માણસનું આયુષ સો વર્ષ સુધી ચાલી શકે. તેમાથી અડધું તો રાત્રે સુવામાં જાય છે, બાકીના અડધામાથી કેટલોક ભાગ બાળપણ અને ઘડપણમાં પસાર થાય છેઃ બાકીનો કેટલોક ભાગ વેતરુ, દુઃખ, જુદાઈ અને રોગમાં ખપી જાય છે, ત્યારે જે મનુષ્યજીવન નદીના પરપોટા સમાન અચોક્કસ હોય તેમાથી આનંદની આશા રાખી જ કેમ શકાય?

ઘડપણ વાઘની પેઠે શરીરને ત્રાસ આપે છે; રોગો શત્રુઓની પેઠે શરીરનો નાશ કરે છે; ભાગેલા ઘડામાથી પાણી નીકળી જાય તેમ આ જીવન સરી પડે છે, અને તે છતા માણસ દુષ્ટતામાં વખત ગાળે છે: એ કેટલું આશ્ચર્યકારક !

૬ . એક માણસ ઘડીભર બાળક બને છે અને ઘડીભર જવાન થાય છે. એક ઘડી તેની પાસે પુષ્કળ સમૃદ્ધિ હોય છે અને બીજી ઘડીએ તે દૌલત ચાલી જાય છે જીવનના અંતમા તે માણસ ઘડપણથી ખવાઈ જાય છે અને કરચલીઓથી ભરાઈ જાય છે, અને જેમ એક નટ નાટકના પડદા પાછળ છુપાઈ જાય છે તેમ તે યમપુરીમા વાસ કરી સંતાઈ જાય છે.

લક્ષ્મી ચલિત છે; શ્વાસ ક્ષણભંગુર છે; જવાની તો ચાલી જ જવાની છે, આ જગતમાં જે એક જ વસ્તુ અચલ રહેશે તે સત્ય છે.

## ૩. અરબી અવતરણો

હરેક ઇન્સાનને મોતનો સ્વાદ ચાખવો પડશે અને રૂઝે કયામત ઉપર તમને તમારો બદલો મળશે. જેઓ દોઝખના આતશમાથી છટકી બહેસ્તમાં આવશે તેઓ સુખી થશે, મગર આ દુન્યવી જિંદગી તો એક છેતરનારો સંતોષ જ છે. (કુરાન ૩, ૧૮૨).

*

તમે જાણો કે દુન્યવી જિંદગી માત્ર એક રમતગમતનો તમારો અને ખાલી દૌરદમામ સમાન છે, જો કે એ ધરાવવાથી તો તમે એને બડાઈનું એક સાધન માનો છો. દૌલતની રેલછેલ અને ફરઝંદોની વૃદ્ધિ એ વરસાદ પછીથી ઊગી નીકળતા છોડવાઓ સમાન છે. એ છોડવાઓની પયદાયશથી ખેડૂત ખુશ થાય છે, પરતુ તે છોડવાઓ તે બાદ પીળા બની કરમાઈ જાય છે અને ફક્ત ઠૂંઠા જ બાકી રહે છે આવતી દુનિયામા સખત સજા મળે છે યા તો ખુદાની માફી અને તે માલેકનો સંતોષ પ્રાપ્ત થાય છે. મગર આ દુનિયાની જિંદગી તો એક છેતરનારી ખુશાલી જ સમજવી.

(કુરાન ૫૭, ૧૯-૨૦)

*

અલ્લાહ સિવાય તમામ વસ્તુઓ નાશ પામશે. (કુરાન ૨૮, ૮૮)

*

જો ઇન્સાનને તેની બુરાઈના પ્રમાણમા અલ્લાહ તરફથી સજા થતી હોય, તો આ ધરતી ઉપર એક માણસ રહેવા પામે નહિ. મગર એક નક્કી

થયેલી મુદ્દત સુધી અલ્લાહ માણસોને અપાનારી મોતની શિક્ષા તહકુબ કરે છે. પરંતુ જ્યારે અંતની ઘડી આવી લાગે છે ત્યારે તેમાં ઉતાવળ અથવા ઢીલની શક્યતા રહેતી જ નથી.                (કુરાન ૧૬, ૬૩)

*

તમે કોઈ પણ મોત માટે ઇચ્છા રાખશો નહિ તમારામાંથી કોઈ જો સવાબી માણસ હશે તો લાંબી જિંદગી ગુજારવાથી વધુ સવાબનાં કામો કરવાનો લાભ મેળવશે; અને તમારામાંથી જો કોઈ પાપી હશે તોપણ લાંબુ આયુષ ગાળવાથી અને પસ્તાવો કરવાથી ખુદાની માફી મેળવવાની આશા રાખી શકશે                (હઝરત નબી મુહમ્મદ)

*

મરનારાને માટે વાંકુ બોલશો નહિ, કારણ કે તેઓએ પોતાની પહેલાં જ્યાં પણ કોઈને રવાના કર્યા હશે ત્યાં તેઓ પોતે જ જઈ પહોંચ્યા છે. તેઓએ પોતાનાં કર્મોનો બદલો મેળવ્યો છે. જો તે બદલો સારો હોય તો તેને તમે ખરાબ કહી શકો નહિ; અને જો તે ખરાબ હોય તોપણ હજી ખુદાની માફીની આશા તો રહે છે જ. તેમ પણ ન હોય તોપણ મરનારાની દુષ્ટતાનું વર્ણન કરવામાં લાભ જ નથી    (હઝરત નબી મુહમ્મદ)

*

લોકો જીવે છે ત્યારે ઊંઘે છે, પરંતુ જ્યારે તેઓ મરણ પામે છે ત્યારે જ તેઓ જાગ્રત થાય છે                (હઝરત અલી)

મરવા પહેલા જ તમે મરી છૂટો.                (હઝરત અલી)

મરણને ચાલુ યાદ કરવાથી દુન્યવી ઇચ્છાઓમાં ઘટાડો થાય છે.                (હઝરત અલી)

આપણે મોત પ્રત્યે બેપરવાઈ ધરાવીએ છીએ, મગર મોત આપણી તરફ બેપરવા નથી.                (હઝરત અલી)

જેઓ ધરતીની સપાટી ઉપર ચાલે છે તેઓ એક દિવસ ધરતીની નીચે દફન થશે.                (હઝરત અલી)

## ૪. ગુજરાતી અવતરણો

વ્યોમ ચઢી ઉજમાળી ઉષા મૃદુ બાળકી શી હસે રે લોલ:
હા! પણ એ ક્ષણવાર પછી જ વિલીન થઈ જશે રે લોલ
માત મુખે નિરખી શિશુ કાલું શું હાસ કરી રમે રે લોલ,
ઝડપી લેશે કાળ કરાળ જ, બાળક ક્યાં શમે રે લોલ.

કા ભ્રમ માંહી ભમો ઓ ભાઈ? સુણો સાચું કહું રે લોલ,
તિમિરે જન્મ્યું તિમિર જતાં ક્ષણ, મૃત્યુ મરી ગયું રે લોલ.
વ્યર્થ ભો રચી મૂર્તિ ભયાનક, જગ બ્હીતું રહ્યું રે લોલ,
જ્ઞાન તણી તલવાર ઝબકતાં મૃત્યુ મરી ગયું રે લોલ
ચોગમ નાખી નજર નિહાળું હું—મૃત્યુ ક્યહાં રહ્યું રે લોલ?
માયા દેહ ધરતું એહ જ, મૃત્યુ મરી ગયું રે લોલ
જોયું જીવન તત્ત્વ સનાતન, સત્ય પ્રકાશિયું રે લોલ,
અમરપણું પ્રગટ્યું પછી તત્ક્ષણ મૃત્યુ મરી ગયું રે લોલ

જીવન પરજીવન બે એક સરિતનું વ્હેણ છે રે લોલ,
રૂપ બદલતું જીવન તે પરજીવનમાં ધસે રે લોલ
જીવન જ્યોતિપુંજ વિશાળ જગોજગ રેલિયું રે લોલ,
જોતાં દિવ્ય નયનથી નિશ્ચય મૃત્યુ મરી ગયું રે લોલ

(નરસિંહરાવ ભોળાનાથ)

*

મૃત્યુ નહિ હોય તો માનવી જગતમાં
કેમ જાણે જીવનની અમીરી!
મૃત્યુ વિણ કેમ સમજી શકે માનવી
જીવન ભરતી જગતની ફકીરી?
જન્મ જેનો થયો મૃત્યુ પણ તેહનું
મૃત્યુ વિણ જન્મ પણ હોય ક્યાંથી?
જગતનું સર્વ અસ્તિત્વ અટકી પડે
જો રમે ત્યાં ન એ યુગલ સાથી!
તો પછી મૃત્યુથી હોય કરવું કશું?
મૃત્યુ છે જીવનનો અંત મીઠો,
દેહ ધારી જીવે દેહમાં રહી કદી
નહિ અનંતત્વનો પંથ દીઠો,
છે ઉષા દિવ્ય સૌંદર્યભર દીપતી
તો ન સંધ્યા કમી તેથી લાગે
જીવનની છે લીલા જન્મને મૃત્યુમાં
માનવી મૃત્યુથી શીદ ભાગે?
જન્મ છે જીવનનું દ્વાર એ એક, તો
મૃત્યુ છે જીવનનું દ્વાર બીજું

જન્મને જોઈને જો હું રીઝું સદા,
તો પછી મૃત્યુથી કેમ ખીજું ?
જન્મને મૃત્યુ છે જગતનું જીવન આ,
વિશ્વના શ્વાસ ઉચ્છ્વાસ મોઘા
બુદ્ધિ ને કલ્પના સતત પટકાય ત્યાં,
તોય સમજે ન બે શબ્દ સોઘા !
જીવનની પાર શું અણતૂટ્યો રેલશે
જીવન-સરિતા તણો એ જ રેલો ?
દેહ છોડ્યા પછી આત્મ પર જીવને
ખેલશે એ જ કે અન્ય ખેલો ?
કોણ આવી કહે વાત નિશ્ચિત બધી ?
તોય કંઈ હૃદયમાં થાય છાનું
ફૂલ ખરતા વસંતે ન ઝાંખપ પડે,
ધૂળ ભરતાં ન ઢંકાય ભાનુ !

( અરદેશર ફ. ખબરદાર )

*

મંગલ મન્દિર ખોલો
　　　　દયામય !
મંગલ મન્દિર ખોલો !
જીવન વન અતિ વેગે વટાવ્યું
દ્વાર ઊભો શિશુ ભોળો,
તિમિર ગયું ને જ્યોતિ પ્રકાશ્યો
શિશુને ઉરમાં લ્યો, લ્યો,
　　　　દયામય !
મંગલ મન્દિર ખોલો !
નામ મધુર તમ રટ્યો નિરન્તર
શિશુ સહ પ્રેમે બોલો,
દિવ્ય તૃષાતુર આવ્યો બાળક,
　　પ્રેમ—અમીરસ ઢોળો,
　　　　દયામય !
મંગલ મન્દિર ખોલો !

( નરસિંહરાવ ભોળાનાથ )

*

### ધર્મરાયના પાર્ષદને વિદાય

એક પાંખે લખ્યાં ઉર્યાં ઉડવાં રે,
એક પાંખે લીધ ધર્મનો હારજો :
એક કરમાં ધર્યો અમૃત દીવડો રે,
મુદ્રા મહીં જગના ઉદ્ધાર જો :
અદ્‌ભુત દર્શનથી ઠરી આંખડી રે.
એક મીટમાં પૃથ્વીનું વિરામવુ રે,
એક મીટમા ઉઘડવાં સ્વર્ગ જો :
વદન ભરી ગેબી એક હાસવું રે,
મૂર્તિમાં ધર્મરાયના ભર્ગ જો :
મગલ દર્શનથી મનડું ઠર્યું રે........
એક દિન પ્રભુજી આણાં વાળશે રે,
છારો અમ પર પુણ્યની છાંય જો :
વીર હો ! ત્યહારે પૂજવા આવશુ રે
પ્રેમળ દેવોમાં પ્રભુરાય જો
સંચરશું ત્હારે સમાગમમાં રે

( ન્હાનાલાલ દ કવિ )

*

કોઈ કહે આવ્યો તાવ, કોઇ કહે થયું કોગળિયું;
કોઇ કહે કરડયો નાગ, કોઈ કહે વાસી વળિયુ;
કોઈ કહે વાધ્યો રોગ, કોઇ કહે શત્રુ જ વાગ્યું;
કોઈ કહે મારી મૂઠ, કોઇ કહે પાપ જ લાગ્યું
ઈશ્વર માથે લેતો નથી, જગત માંહિ મહિમા જુઓ,
શામળ કહે છે સૌ સાંભળો, મોત આવ્યુ તેથી મુઓ .. ...
નાઠે ન મૂકે ભૂખ, દુઃખ નાઠે નવ જાય,
નાઠે ન મૂકે ભોગ, રોગ નાઠે પણ થાય,
નાઠે ન મૂકે તાવ, પાપ નાઠે નવ છૂટે;
નાઠે ન રહે લાજ, ચોર કે હાકમ લૂટે;
કદી નાઠે મોત મૂકે નહિ, પ્રસવ્યો ત્યાંથી પાશ છે,
કવિ શામળ ભટ સાચુ કહે, .નામ સર્વનો નાશ છે.

જે જાયું તે જાય, જે ફૂલ્યું તે ખરશે;
ભર્યું તે તો ઠલવાય, ચડ્યું તે તો ઊતરશે;
લીધું તે સુકાય, નવું તે જૂનું થાશે;
આવરદાવશ સર્વ, કાળ સૌ કોને ખાશે.
જે કિન્નર, જક્ષ ને રાક્ષસો, દેવ, ગાંધર્વ ને દાનવી,
મઘવાદિક પણ મોતે મરે, કોણ માત્રમાં માનવી!... ...
ગયા ઇંદ્ર કંઈ કોડ, ગયા બ્રહ્મા કંઇ ભૂલ્યા,
ગયા હરેરો કામ, અડગ શૂરા પણ ડૂલ્યા,
ગયા દેવ દિગપાળ, ગયા માંધાતા મહિપત,
ચિરથાવર કોઇ રહ્યા નહિ, કોણ માત્રમાં માનવી?......
કોઇ આજ કોઈ કાલ, કોઇ દિવસે કોઈ રાતે,
કોઇ જોબન કોઈ વૃદ્ધ, બાળજન જુવતી જાતે;
કોઈ તાવે તરફડી, આપઘાતે કોઇ મરતા,
કોઇ ભોગ, કોઇ રોગ, કોઈ તો સાપ કરડતા;
કોઇ વાસી વિકાર કે હડકવા, કોઈ મમતે લડી મૂઓ,
કાળ ન મૂકે કોઇને, શામળ કહે સમજી જુઓ.. ...
કોઇ આજ કોઇ કાલ, કોઈ માસે ખટમાસે.
કોઇ વર્ષ દશબાર, કોઇ પચ્ચીસ પચાસે;
કોઇ સાઠ સિત્તેર, કોઇ પોણોસો એંસી,
જે જાયું તે જાય, નથી રહેવાનું બેસીઃ
જે નામ તેનો નાશ છે, ધર્મ જ એવો ધારવો;
કવિ શામળ કહે મૂરખ કરે ગઢી દેહનો ગારવો
(શામળ ભટ)

*

વૈભવ સઘળા વિશ્વના રહે જ્યાંયના ત્યાંય,
કાળ ન મૂકે કોઇને, જાળ-મચ્છ જકડાય.
મરણ ન મૂકે કોઇને હિકમત હોય હજાર,
અર્જુન સમ આડી ગયા, ધનુષ્યના ધરનાર
મોત ન મૂકે કોઇને, હોય પયગમ્બર પીર.
મરણ ઘણા સુલતાન કૈં, રાજા, રંક, અમીર.
મોત ન મૂકે કોઇને, જબરી એની જીત,

શરણુ સિકંદર સમ થયા, એવી અજલ અજુત.
મોત ન મૂકે કોઈને, જીતો જગત તમામ,
જર, જશ, જોબન, જિંદગી, કોઈ ન આવે કામ
શાહ, સખી કે શેઠિયો, રંક હોય કે રાય,
અજલ પધારી આંગણે, ફરી ન પાછી જાય
માત તાત તજવાં પડે, પુત્ર પ્રિયા પરિવાર,
આદમ! અજલ અજુત છે, સાર રહિત સંસાર

(દાદાભાઈ એ તારાપોરવાળા)

*

જમીનમાં કર વાસ, તાપ પડવે ટળવળશે,
જળમાં જઈ કર વાસ, મગર થઈ મોત નીકળશે
આકાશે કર વાસ, વાયુમા વાયુ મળશે,
રણમાં જઈ કર વાસ, ધૂળણુ માટી ભળશે
અહીં નહિ ટકશે કો વાસ રે, વાસ નરક કે સ્વર્ગમાં,
ચેતે તે તો બહેરામ કહે સુખિયો માનવ વર્ગમાં

( બહેરામજી મે મલબારી)

*

પાપ ટોપલો માથે મૂકી બને મોતનો ભોગ,
ઈર્ષા ઘેરે, મનસા ઘેરે, ઘેરે કારમો રોગ.
કોટિ કોટિ કષ્ટની સાથે સુખનું તણખુ એક,
એ તણખું જો નહિ તું શોધે, પડે વિપત્ત અનેક
કાળઝપટથી ચેતી રહેજે, નહિ તેને ચુકાય,
આજે કાલે કશુ ન ચાલે, રડવાથી શુ થાય?
મૂરખ કાયા જાળવ મનખો, અહીં જીવવુ દિન ચાર,
ભલા ભલા ભીમસેન ગયા ત્યાં તારા તે શા ભાર?
મુક્તિ તો બહુ મોંઘો મેવો, નાનું સનુ નહિ કામ,
મરજી જો મેળવવાની તો ધર મારગ બહેરામ

(બહેરામજી મે મલબારી)

*

ચક્રવર્તી મહારાજ ચાલ્યા કાળચક્રની ફેરીએ
સગા દીઠાં મે શાહઆલમનાં ભીખ માગતા શેરીએ.

(બહેરામજી મે, મલબારી)

*

ઉમર બહુ ગુમાવી કરી બહુ તરંગ,
ગયા સૌ સાથીઓ છોડીને સંગ;
જશે તું આ દુનિયા તજી એક દન,
નથી તારું ફાની આ કાયમ વતન.
વખત રંગ રાગે કીધો બહુ પસાર,
નહિ દિન રહ્યા તે ઓ પરવરદિગાર.
ગયા ફુલ જવાની ને જોબનના દન,
દિસે આજ ડોળા ધ્રૂજતું કફન......
થયા ફુલ દાના વો દુન્યાથી દૂર,
જીવતા જગતમાં રહ્યા બેશઉર.[1]
ભલા ભાઈ ના કર તૂ દોડધામ,
પલકમાં જવું છોડી છે આ મુકામ,

(ધનજીભાઈ ન. પટેલ)

*

આ તન રંગ પતંગ સરીખો, જાતાં ન વાર લાગેજી,
અસંખ્ય ગયા ધનસંપત્તિ મેલી, તારી નજરો આગેજી.
અંગ તેલ ફુલેલ લગાવે, માથે છોગાં ઘાલેજી,
જોબન ધનનું જોર જણાવે, છાતી કાઢી ચાલેજી.
જેમ ઉંદરડે દારૂ પીધો, મસ્તાનો થઈ ડોલેજી,
મગરૂરીમાં અંગ મરોડે, જેમ તેમ મુખથી બોલેજી
મનમાં જાણે મુજ સરીખો રસિયો નહિ કોઈ રાગીજી,
બહાર તાકી રહી બિલાડી, લેતાં વાર ન લાગીજી.
આજકાલમાં હું તું કરતા, જમડા પકડી જાશેજી,
બ્રહ્માનંદ કહે ચેત અજ્ઞાની, અંત ફજેતી થાશેજી.

(બ્રહ્માનંદ)

*

સમજ સમજ મન માનવી, મોત તણું ભય રાખ,
કાળ વિશે કર કાળજી, થવું બળીને ખાખ.
થશે આમ કોદી ખરું, મરવું નક્કી જાણ,
પાપ તજી કરું પુણ્ય હું, નહિ તો મોટી હાણ.

---

૧. બેવકૂફ.

શરીર મરે, નહિ જીવ રે, સમજી રહું હુશિયાર,
પુણ્ય મહી નહિ આપદા, ભય પાપીને ધાર.

(નર્મદાશંકર)

*

મેં વિચિત્ર ઘંટી ભાળી,
બહુ વિનાશ કરવાવાળી:
મૃત્યુ ઘંટી નામ છે એનું,
સતત રહી ચાલી:
દેશ-કાળના એના બે પડ,
ખીલડો જગમાલી......
દાણો દાણો પીસી નાખે,
ઘંટી મહીં ઘાલી :
મોટા નાનો નહિ જુએ તે
હામે પંપાળી.
ખીલડાની તો આસેપાસે
દાણા રહે ખાલી :
કચરાવાથી બચી જઈને
રહે હરખ હાલી
એમ જ વિભુરૂપ ખીલડું આશ્રય
લે ભવજંજાળી,
મોત તણી ચક્કીથી ઊગરે
કર્મ સહુ બાળી.

(જહાંગીર મા. દેસાઈ)

*

જે ઊગ્યું તે આથમે, ફૂલ્યું તે કરમાય;
એહ નિયમ અવિનાશનો, જે જાયું તે જાય.
અરે અબુધ ઓ આદમી! મનમાં શું મલકાય?
ઘાટ થશે શો ઘડી પછી, જે જાયું તે જાય......
મરણ ફરે છે મલપતું, પરહે જ્યાં તું પાય,
કરે ન તોય વિચાર કેમ, જે જાયું તે જાય.
પ્રતિદિવસ તું પેખી લે, વાયુ મૃત્યુનો વાય,
ભુલાખી વ્રજ બળ કેટલું, જે જાયું તે જાય.

(ભુલખીરામ)

[1]ગુલબાનુ બેઠી છે સજી શણગાર,
ગુલાબનું ફુલ ધરી કરતી વિચાર,
ગુલ, કેવો અનમુલ છે તુજ કેરો બહાર!
પણ કરમાશે બાપડું તું આવતી સવાર.
આ દૌલત, આ દુન્યા આ દમ બી આખર
એજ રીતે એક દિવસ પામશે કબર:
જે ગતી થઈ છે આ [2]ગુલની ગતી
તે જ ગતી પામશે મુજ [3]ગુલની ગતી.
શું લખે છ તે મારીકનો લખનાર સોહરાબ,
કે ઝિંદગી છે પલની ને ઉમેદ છે [4]ખાબ:
એટલો જ આ દિલજાનનો યાદ કર સુખન,
કે માનવી તે પરવરમાં મુક તારૂં મન.

(એક પારસી કવિ)

*

તાણો કાયા તંતુનો, સઘળો છે સંસાર,
સાત તાંતણા સાધતાં, બીજા તુટે બાર.

(કવિ દલપતરામ ડાહ્યાભાઈ)

*

હશો ગામમાં, સીમમાં કે કુપીમાં,
હશો ખેદમાં કે હશો જો ખુશીમાં;
કહો કોણ જાણે હશે કાળ કેવો,
અરે આવશે એક તો દિન એવો.
નહિ આગળે કાગળેથી જણાવે,
નહિ કોઈ સાથે સંદેશો કહાવે;
અજાણ્યો અકસ્માત આશ્ચર્ય જેવો,
અરે આવશે એક તો દિન એવો.
પૂરાં જે ચકયાં તે થશે કામ પૂરાં,
અધૂરાં રહ્યાં તે રહેશે અધૂરાં;
તડાકો તમે તોપનો જેમ ટેવો,
અરે આવશે એક તો દિન એવો.

---

1. આ પારસી કવિની ભાષા કે જોડણીમા કાંઈ પણ ફેરફાર કરવામા આવ્યો નથી. 2. ફુલ. 3. ગુલબાનુ. 4. સ્વપ્ન.

ન દે એ પછી આંખ ઉઘાડવાને,
ન દે દ્રવ્ય દાટેલું દેખાડવાને;
ન દે બોલવા તે તથા શબ્દ તેવો,
અરે આવશે એક તો દિન એવો.

ભર્યાં પેટીમાં રાચ રૂડાં રૂપાળાં,
રહે તેમના તેમ દીધેલ તાળાં;
નથી કૂંચીનો લૂમખો સાથ લેવો,
અરે આવશે એક તો દિન એવો.

ચિત્તે ચેતજો સર્વ ચેતી શકો તો,
પૂરા શોધથી બોધ પામો પકો તો;
સદાકાળે દલપતનો દેવ સેવો,
અરે આવશે એક તો દિન એવો.

( કવિ દલપતરામ ડાહ્યાભાઈ )

*

વિક્રમ સરખા વીર ગયા ને ભૂપ ગયો વળી ભોજ રે,
જોરાવર જયકારી જગતમા ફરતી જેની ફોજ રે;
છતે ગયો શાહુ છત્રપતિનો દુનિયાથી દેખાવ રે,
બાજીરાવ ગયા બળવતા, ગયા શિવાજી રાવ રે;
બારોનેટ બહુ જશવતા શેઠ ગયા [1]જમશેદ રે,
કહો રહ્યા ક્યાં [2]ધનજી કામા ખલક ધરે છે ખેદ રે;
જેણે બહુ જર જોડી જગતમાં, કર્યા ગુપત ઉપકાર રે,
કઈ દુનિયાનાં દુઃખ કાપ્યા તે સંભારે સંસાર રે......
કયા પ્રિન્સ [3]આલબર્ટ પૃથ્વીપતિ, રાણીનો ભરથાર રે,
જોત જોતાંમાં ગયા જગતથી, જરા ન લાગી વાર રે......
આરંભેલાં અધૂરા રહેશે, કઈક જગતમાં કામ રે,
તરત અજાણ્યું તેડું આવે, તજીને જવું તમામ રે;

---

૧. સખાવત માટે મુલ્કમશહૂર સર જમશેદજી જીજીભાઈ બેરોનેટ (૧૭૮૩-૧૮૫૯), ૨ શેઠ ધનજીભાઈ નોશેરવાનજી કામા (૧૮૧૧-૧૮૫૯) એમણે ચીન સાથે વેપાર કરી, દોલત જમાવી, ઘણી છૂપી સખાવતો કરી હતી. એઓ કન્યાકેળવણીની હિમાયત કરતા. કવિ દલપતરામે એમની ઉપર એક ખાસ ગરબી પણ લખી છે. ૩. મહારાણી વિક્ટોરિયાના ખાવિંદ (૧૮૧૯-૧૮૬૧).

કાલ કર્વાનું આજ કરી લે, કોણે દીઠી કાલ રે,
પગલાં હેઠે મોત પડ્યું છે, ચેતી ચેતી ચાલ રે;
લાચારોની આશિષ લેજે, નિશ્ચળ કરજે નામ રે,
સમજે તો સારી શિખામણ દે છે દલપતરામ રે
(કવિ દલપતરામ ડાહ્યાભાઈ)

*

પ્રાણિયા ભજી લેને કિરતાર, આ તો સ્વપ્નું છે સંસાર.—ટેક
ધન દોલત ને માલ ખજાના, પુત્ર અને પરિવાર,
તે તો તજીને તું જઈશ એકલો ખાઈશ જમનો માર રે—પ્રાણિયા
ઊંચી મેડી ને અજબ ઝરૂખા, ગોખ તણો નહિ પાર,
લક્ષપતિ તો ચાલ્યા ગયા, એના નાખ્યા રહ્યાં ઘરબાર રે—પ્રાણિયા
ઉપર ફરેરાં ફરફરે ને હેઠળ શ્રીફળ ચાર,
ઠીક કરીને ઠાઠડીમાં ઘાલ્યો, પછી વાસે પડે પોકાર રે—પ્રાણિયા
સેજ તળાઈ વિના સૂતો નહિ ને કરતો હુન્નર હજાર,
બોળી બોળી તને બાળશે, જેમ લોઢું ગાળે લુહાર રે—પ્રાણિયા
સ્મશાન જઈને ગેડ ખડકીને, માથે છે કાષ્ઠનો ભાર,
અગ્નિ મેલીને ઊભા રહ્યા અને નિશ્ચય ઝરે અગાર રે—પ્રાણિયા
સ્નાન કરીને ચાલી નીકળ્યા નર ને વળી નાર,
ભોજો ભક્ત કહે દશ દી રોઈને પછી મેલ્યા છે વિસાર રે—પ્રાણિયા
(ભોજો ભગત)

*

[1]ઉંધાડે હાથ આવ્યા જગત અંદર,
ને ઉંધાડે હાથ જશુ અંતે ઉપર,
નહિ રહેશે સુનું કે પૈસો કે જર,
આવ્યા તેમ જવાના અંતે ઉપર,
નહિ બધારો દોલત કરકતી ઉપર,
નહિ ખેંચાશે પૈસો દોખમાની અંદર,
તો કયે શુ કરવા કોકટમાં ફરીયાદ?
ભલો છે આબાદ ને બુરો બરબાદ.
ખુરાખમા રહેશે જે હરતો મધન,

1. કવિ જમશેદજી ન પીટીટની ભાષા કે જોડણીમાં કાંઈ પણ ફેરફાર કરવામાં આવ્યો નથી.

તે દોઝખના ગારમાં થવાનો દફન.
કોઈ ધરેછ અંધારી કબરની રાહ,
તો કોઈ ખડી મસાણે થાય છે સહી.
બનતા રહે છ એવા બનાવો હરદમ,
માગો જો નસીહત, નથી તેમાં કમ.
[2]પંદોની પોથી છે દોખમાની [3]પેઆન,
નસીહતની [4]પેતી છે ઘોરનું મકાન.
સદાની નિદ્રામાં પેઆનનું [5]પરવાન
સેવટના છેડાનું આપે છે ભાન;
કીધેલાં પાપોની આપેછ તે યાદ,
સુપડીદું મારે છ તે નસીહતી સાદ,
કે "ચાલ્યું હું હવે સેવટની જગા,
આ લોખંડી [6]બિછાને થાઉં છું તબાહ !
આજે જે પહોડે બિછાને નરમ,
કાલે તે નખાય [7]પથ્થર પર બેહમ
આજે જે [8]ચારથે બેસી ફરે,
કાલે તે માહરી સમ દોખમે ચહડે.
ખણુખણાટ કરતી સાંકલોની સાથ
દોડે જે ગાડીમાં કરતા ઘોઘાટ,
તેનો પણ સેવટ હાલ એવો જ થશે,
જુન્ના જામામાં તે દોખમે જશે.
કસબની વણુત ને ભરતનાં કામ-
માં મારે જે આજે મિજલસે દમામ,
કાલે તે થશે ગુજરીને નનામ,
નહિ રહેશે મહેલો, કે શહેરો કે ગામ.

(જમશેદજી ન. પીટીટ)

*

લટકતાં ઝુમ્મરો દેવાલની સપીલ,
આજે ત્યાં પંથરાયું અંધારૂં કીલ;

---

૨. શિખામણોની. ૩. નનામી. ૪. પેટી. ૫. નનામી ઉપર મૂકાયેલું શબ. ૬. નનામી ઉપર. ૭. એક જરથોસ્તીના મૃતદેહને નનામી ઉપર મૂકવા પહેલાં પથ્થરની

કાહડે જ્યાં કાચોના ગોલા ઉજાસ,
ત્યાં પાંખો ને પાથરીને બેઠો કાલાસ,
મરમરની લાદીમાં બળતા ચેરાગ,
હીલીને પંથરાતા મારતા ઉજાસ.
આજે ત્યાં વલ્યા મટોડીના ઢગ,
સરપને સપોલ્યાં રોડે તે જગ,
વેરાતું ખોભે જ્યાં સુન્નું ને મહોર,
છે આજે વલી ત્યાં માટીની ચોક.

(જમશેદજી ન. પીટીટ)

*

આકાશ પરથી ખરતા એક તારા મિસાલ,
યા ઉંચાણમાં ઉડતાં એક ગરૂડની ચાલ,
યા વસંતમાં ખીલેલી રંગોની ભાત,
યા રૂપેરી દવ–ટીપાં પડયા પ્રભાત,
યા જળ પર પસાર થતા જતા પવન,
યા પરપોટા તે ઉપર લરેહ વજન—
ની માફક છે માણસનું જગત–જીવન.
ફુંકતો પવન જતો થાય છે પસાર,
ને પરપોટા ફુટીને થાય છે ખુહવાર;
વસંતને મારે છે પાનખરી રૂત,
દવ છે સૂર્યના કિરણની લૂટ;
તારો ઝલી આકાશે પડે છ ખરી,
તે જ રીતે માણસ પણ જાય છે મરી,
યાદ નથી રાખતું કોઇ તેની ઘડી.

(એક ઇંગ્રેજી કાવ્ય ઉપરથી જમશેદજી ન. પીટીટ કરેલો અનુવાદ).

*

[1]ગુજરેલી માય

બહેસ્તમાથી ઉતરીને પાછી તું આવ,
ઓ મ્હારી વહાલી હેતવતી [2]માદર!

---

૧. પારસીઓમાં આ કાવ્ય અત્યંત લોકપ્રિયતા પામ્યું છે. કવિએ આ કાવ્ય પોતાના સ્વર્ગસ્થ માતુશ્રી ઉપર લખ્યું હશે એમ ઘણાની માન્યતા છે, પણ

સટકેલાં સુખને તું પાછુ આ લાવ,
ઘેરી લઈ મને તું હાથની અંદર
ફિરસ્તા પેરે દોડતી ને સરતી તું આવ,
ઓ મ્હારી વહાલી હેતવતી માદર!
ફિકો ને સુકો તું જો મુજ દેખાવ,
ને કર તેને ચુમીથી પાકો તું તર .. ..
બહેસ્તમાંથી ઉતરીને પાછી તું આવ
ઓ મ્હારી વહાલી હેતવતી માદર!
મરતાં હું કરું છુ ત્હારો અફસોસ,
પણ જીવતાં મે નહિ બુઝી ત્હારી કદર .
હસતી ને રમતી તું માયાળુ આવ,
ઓ મ્હારી વહાલી હેતવતી માદર!
માતાના પ્યારથી બખશ મને માફ,
ગુસ્સો તો નહિજ ફેંકે ત્હારી નજર
"બહેસ્તમાથી પાછી તુ ઉતરીને આવ"।
કોઈ લગણુ બોલશ એમ રડી ફેકટ?
ગઈ તે તો ગઈ તું ન આવશે ફરી,
ચહારમની[3] બામદાદે ચુમશ તું-પગ

।( જમશેદજી ન પીટીટ )

*

હે મન તુંહી તુંહી બોલો રે, આ સુપના જેવુ તન તારુ
અચાનક ઉડી જાશે રે, જેમ દેવતામાં દારૂ
ઝાકળ જળ પળમાં વહી જાશે, જેમ કાગળ ને પાણી
કાયાવાડી તારી એમ કરમાશે। થઈ જાશે ધૂળધાણી
પાછળથી પસ્તાશો રે મિથ્યા કરી મારુ મારુ
કાચનો કૂપો કાયા તમારી વણસતા નહિ લાગે વાર,

---

[1] તે ભૂલભરી છે આ કાવ્ય કાલ્પનિક છે, કેમકે કવિ જમશેદજી જ્યારે ૧૮૮૮મા ૩૨ વર્ષની કાચી વયે બહેસ્તનશીન થયા ત્યારે તેઓના માતુશ્રી દીનબાઈ અને પિતા નોશેરવાનજી માણેકજી પીટીટ બન્ને હયાત હતા [2] માતા

[3] મરણપછીના ચોથા દિવસનું પ્રભાત, જયારે મીનોઇ જહાનમા મરનારને ઇન્સાફ મળે છે ત્રીજા વિભાગના પહેલા પ્રકરણમા જણાવવા પ્રમાણે જરથોસ્તીઓની નજરે આ દિવસની મહત્તા વિશેષ હોય છે

જીવ કાયાને સગાઈ કેટલી, મૂકી ચાલે વન મોઝાર,
ફોકટ ફૂલ્યાં ફરવું રે, ઓચિંતું થાશે અંધારું.
જાયું તે તો સર્વ જવાનું ને ઊગરવાનો ઉધારો,
દેવ, ગાંધર્વ, રાક્ષસ કે માણસ, સાને મરણનો મારો,
આશાનો મહેલ ઊંચો રે, નીચું આ કાચું કારભારું.
ચંચળ ચિત્ત ચેતીને ચાલો, ઝાલો હરિનું નામ,
પરમારથ હાથે તે સાથે, કરો રહેવાનો વિશ્રામ;
ધીરા ધરા ધરથી રે નથી કોઇ રહેનારું.
(ધીરો)

*

હો! મ્હારે જાવું પેલે પાર
હવે માછીડા! હોડી હકાર:
મ્હારે જાવું પેલે પાર.
જમણે કાંઠે મથુરા નગરી,
ડાબે ગોકુળ ગામ;
આ આરે મ્હારી દેહ ઉભી છે,
ત્યહાં છે આતમરામ:
મ્હારે જાવું પેલે પાર.
આભનો સાગર જળજળ ભરિયો,
મહીં સૂરજ ને સોમ;
આ આરે છે ધરતીની ભેખડ,
ત્યહાં છે ચેતન ભોમ.
મ્હારે જાવું પેલે પાર.
હલકી હેલે આયુષ્ય ઉછળે,
જગના વાય સમીર;
આ આરે મ્હારી આશાની કુંજો,
ત્યહાં છે પ્રેમ મન્દિર;
મ્હારે જાવું પેલે પાર
હવે માછીડા! હોડી હંકાર.
(કવિ નાનાલાલ દલપતરામ)

*

મારા પ્રાણ પખી! શા કલેશ રે?

ધીમા　ધીમા　આવે　વાયરાને
　　મીઠી　મીઠી　લાગે　લહેર;
ઊનાં કપાળ આ શીતળ થાશે,
શમશે સૌ　દેહનાં　ઝેર　રે :
　　જેની, ઊઘડે આ નવલા દેશ!
કડવુ કડવુ આ　જીવન જગનું ને
　　કડવી　છે　દુખની　વાત,
મીઠા મીઠાં એમા સ્વર્ગના સ્વપ્નાં ને
　　મીઠી　છે　ધર્મમિરાત રે.
　　જેની, ઊઘડે આ નવલા દેશ!
સૂર્યના રંગમા પાખો છે બોળી,
　　રજનીના ચૂટયા છે ફૂલ,
પ્રાણપખી! હજી ઊચા છે ઊડવાં, હો!
　　ગાવા　ગાન　અમૂલ　રે
　　જેની, ઊઘડે આ નવલા દેશ!
ક્યા સરી પૃથ્વી ને ક્યા સર્યાં વાદળ?
　　ક્યાં રવિ,　તારા ને ચંદ!
આ શાં આવે અજવાળા અપાર્થિવ?
　　હો શા આનંદ આનંદ રે!
　　જેની ઊઘડે આ નવલા દેશ!
એક　ફલગે વીતશે　આકાશ ને
　　બીજીએ　દેવોના　ધામ,
ત્રીજીએ સુણશુ ત્યા પડઘા પ્રભુના, હો!
　　પ્રાણ　પખી!　વિશ્રામ રે!
　　જેની, ઊઘડે આ નવલા દેશ!
　　　　　　(અરદેશર ફ. ખબરદાર)

*

　　મારું જીવન　આ　વહી જાય
　　　[1]મતીલા[1] તે તો વાયો રે —

---

૧ પ્રભુએ વેળાસર પોતાની દરબારમાં કવિને બેલાવી લેવાનો વાયદો કર્યો હોવા છતાં તે હજી ઢીલ કરે છે, માટે પ્રભુ હઠીલો છે અને ઉતરવા બેઠો છે એવી કવિએ કલ્પના કરી છે

ઊગતા પ્રભાતથી ઊભો ખડો આ
હંસલો સરવર તીર;
પહોર વીત્યા ને સાંઝ પડી, તારા
વીત્યા વાયદા વીર!
મતીલા! તેં તો વાળ્યો રે.
સંધ્યા પધારી પાથરે, ને
ગૂંથે રવિકર ફૂલ;
હસતા જાગે તારલા, મારે
હૈયે વાગે શૂળ!
મતીલા! તેં તો વાળ્યો રે......
લાંબા પંથ આશાતણા, ને
લાંબા નભના પાટ;
લખ ચોર્યાસી જન્મ વહે એવી
લાંબી લાંબી તારી વાટ!
મતીલા! તેં તો વાળ્યો રે.
વાટ જોતાં તન તૂટ્યાં તરલ ને
ખૂટ્યાં નયને નીર:
વેગ, રે વેગ [1]અદલ, આ તે કેવી
યુગ યુગ ભર તારી ધીર!
મતીલા! તેં તો વાળ્યો રે.
(અરદેશર ફ઼. ખબરદાર)

*

પૂર્વે પ્રભાત આ પલકે, પ્રવાસી હો!
સૂર્યના થડ ધીમે ધીમે ખૂલે,
ઝીણી ઝીણી મારા સાહેબાની [2]નાવડી
ઝૂલતી દિગતમાં નયને હૂલે.
પૂર્વે પ્રભાત આ૦
પાછળ છે આખી આ પૃથ્વી, પ્રવાસી હો!
સામે આ સિંધુ છે સભર ભર્યો:
ઓ રે દીસે મારા સાહેબાની નાવડી!
ઓ રે દિગંતનો જ્યોતિ નર્યો!
પૂર્વે પ્રભાત આ૦

1. કવિ અરદેશરનું ટૂંકું નામ. 2. ખુદાની નાવ.

કોઠે પ્રકાશ પાટ નાખ્યો, પ્રવાસી હો !
અંદર લેવા કર સાહેબો ધરે,
હૂલેઝૂલે મારા સાહેબાની નાવડી :
જાગું કે ઊંઘુ ? મને સ્વપ્ના સરે !
પૂર્વે પ્રભાત આ૦

જોજો, જોજો, મારા પ્યારા પ્રવાસી હો !
ધરજો આ હાથ મારો, ચઢતાં ડરું
પુણ્યે જડી તું મારા સાહેબાની નાવડી,
હો રે સાહેબા ! તારી ઓથે તરું
પૂર્વે પ્રભાત આ૦

( અરદેશર ફે ખબરદાર )

*

બોલો રામરામજી, બોલો રામરામજી !—
મટ્ટીમાં ઊગવું મટ્ટીમાં શમવું :
સર્વ જગતનો ન્યાય :
મટ્ટીથી જાયું તે મટ્ટીમા જાશે,
આત્માને લાગે ન લાય :
બોલો રામરામજી !

પળભર જીવે, ઘડી ભર જીવે,
જીવ વર્ષ હજાર,
કાયાના કીટને અંતે બીજો કો
મટ્ટી વિના નહિ ઠાર :
બોલો રામરામજી !

કંચન જેવી કાય કહાવે,
સૂરજ જેવાં તેજ,
એક દિન આવશે મટ્ટીનાં આણાં
મટ્ટીમાં જ એની સેજ
બોલો રામરામજી !

એવી કાયાની શી રે ગુલામી,
આખર જેનો અંત !
રામની સાથે રાખે સગાઈ
આત્મા અમર અનંત
બોલો રામરામજી !

વૈદ્યો દાખ્યાં ને ઔષધ દાખ્યાં,
કોઈ ન આવે કામ:
ઔષધ અંતે ગંગાજળ ને
વૈદ્ય તો એક જ રામ!

બોલો રામરામજી!

(અરદેશર ફ. ખબરદાર)

*

શાને સૂતાં, હો સંસારિયાં!
હજી સુણો શું સ્વપ્નનાં ગાન રે!
સ્વપ્નમાં શાને સૂતાં રે?
જોતાં જોતાં આ દિગંતથી
ઘેર આવશે મોંઘા મહેમાન રે:
સ્વપ્નમાં શાને સૂતાં રે?
આવે પ્રભાતની પાલખી
ને ત્યાંથી ઊતરે રૂડા રવિરાજ રે;
સ્વપ્નમાં શાને સૂતાં રે?
પળમાં મહેમાન એવા આવશે
તેને દેશો કેમ આદર આજ રે!
સ્વપ્નમાં શાને સૂતાં રે!
વાળી સમાર્યાં નથી આંગણાં
ને નથી તોરણ કંઈ બાંધ્યાં બાર રે;
સ્વપ્નમાં શાને સૂતાં રે!
ખૂણે પડેલ દેવ ઝૂંપતા
કેમ ઊઠી કરશો સત્કાર રે?
સ્વપ્નમાં શાને સૂતાં રે!
ઊઠો, ઊઠો, હો સંસારિયાં!
જશે જોતામાં સ્વપ્નની જાન રે;
સ્વપ્નમાં શાને સૂતાં રે?
પુણ્યે દિપાવો દેવ-દેવડો!
પળે આવશે મોંઘા મહેમાન રે:
સ્વપ્નમાં કો ના સૂતાં રે!

(અરદેશર ફ. ખબરદાર)

કાંઈએ નથી, કાંઈએ નથી, જુઓ જગતમાં કાંઈએ નથી :
ઠાલા રે આવ્યા ને ઠાલા રે જાવું, શીદને મરો છો મથી મથી:
દેવ ગયા ને દાનવ ગયા, વળી મહાત્મા ગયા છે મથી મથી:
જોગી ગયા ને જંગમ ગયા, ગયા સંન્યાસી કથી કથી.—જુઓ.
બ્રહ્મા ગયા ને વિષ્ણુ ગયા, શિવજીને કોઈએ જોયા નથી :
પીર ગયા ને પેગમ્બર ગયા, કાજી મુલ્લાં કોઈ રહ્યા નથી.—જુઓ.
જગત બધું ચાલ્યું જવાનું, ગયા પછી કોઈ આવ્યું નથી,
માતા ગયાં ને પિતા ગયા ભાઈ, કુટુંબ કોઈનું રહ્યું નથી.—જુઓ.
જૂઠે જૂઠો ખેલ ખલકનો, પાછું વળી કોઈ જોતું નથી,
આંધળે આંધળા દોડયા રે જાય છે, મૂળની વાત કોઈ કહેતુ નથી —જુઓ.
આનો બનાવનારો શોધી ના કાઢયો, બ્રહ્મા આદિ ગયા કથી,
દીન ભગત કહે ગુરુકૃપાના અનુભવ વિના, આરો નથી.—જુઓ.

(દીન ભગત)

*

સંસાર માંહી શોક મોહની [1] માયા :
ફરવું ને અવતરવું મરવું, કર્મ સંજોગ કમાયા રે—સંસાર.
અલ્પ જીવવુ, જંપ મળે નહિ, જીવ જંજાળે વાળ્યો;
પુણ્ય પરમારથ કાંઈ નવ પ્રીછયુ, લાલચમાં લપટાયો રે—સંસાર.
આશા તૃષ્ણા તાપ ટળે નહિ, ઘણા ઘણા ધાયો,
માયા ઉપર મરણ ભમે છે, તેની ખબર નવ પાયો રે—સંસાર.
જે ઊગ્યા તે આથમ્યા ને ફૂલ્યા તે કરમાયા,
જે જન્મ્યા તે જાવુ જાણો, ભરમાં કાં ભરમાયા રે—સંસાર.
મૃત્યુલોક આવ્યો તેને મરવુ, દિલમા વિચારો ડાહ્યા,
કાળચક્ર કોને નવ મૂકે, કોણ રંક ને રાયા રે—સંસાર.
શુદ્ધ ચિત્તે જે ભક્તિ કરશે, તે નર લાભ કમાયા,
કહે પ્રીતમ કોઈક ઊતરશે જેણે ગોવિંદ ગુણ ગાયા રે—સંસાર.

(પ્રીતમ)

*

જાવું છે જ જરૂર, અંતે જાવું છે જ જરૂર.
તન, મન, ધનની શી મગરૂરી!
અંતે થાશે દૂર.—અંતે જાવુ
જોબન, જોર રહે નહિ [1]દાયમ,

---

૧. કાયમને માટે.

જેમ નદીનું પૂર.—અંતે જાવું
ક્યાં છે રુસ્તમ, ક્યાં કયખુસરૂ,
ક્યાં એરચ, ક્યાં તૂર ?—અંતે જાવું
અગણિત આવી પાછા ફર્યા
જેમ સિપાહી નૂર.—અંતે જાવું
ગઈ તકનો ગમ ફોકટ ના ખા
હાઝર તેજ હજૂર.—અંતે જાવું
નેકી કરીએ, સફળ કરે ભવ,
નહિ પસ્તાઈએ ઉર.—અંતે જાવું
(એક પારસી કવિ)

*

ક્ષણભર ભરોસો નથી ને કરે કાલની વાત:
મન ચિંતવ્યું મનમાં રહ્યું, કાળે મારી લાત.
(એક ગુજરાતી કવિ)

*

જાયા તે જાવાના, રાજા હો કે રંક,
વૃદ્ધ, બાળ, જુવાન પણ, ઝડપે જમ નિશંક:
કાળ ન છોડે કોઈને, ભલે હોય ભગવાન,
બીસે ભાલું ભોંકિયું, કૃષ્ણ હતા બળવાન.
(એક ગુજરાતી કવિ)

•

એ માણસ જીવનને સમજી શક્યો કહેવાય જેણે મૃત્યુનો ભય તજ્યો હોય છતાં મૃત્યુ ઇચ્છયું કોઈ દિવસ ન હોય. જેની મૃત્યુ માટે તૈયારી હોય-છતાં જીવન મૃત્યુ કરતાં વધારે મહાન છે એ શ્રદ્ધામાં લેશ પણ ડગ્યો ન હોય. મૃત્યુનું જ્ઞાન હોય છતાં જીવનના રસ પ્રત્યે ઉદાસી ન હોય!

("ધૂમકેતુ" ગૌરીશંકર ગો. જોશી)

*

અને તે દિવસે જ લાગ્યું કે કરમાતાં ફૂલો અને મૃત્યુ પામતાં બાળકો માનવજાતને એક સંદેશો આપી રહેલાં છે.

'મૃત્યુ બળવાન હશે; પ્રેમ વધારે બળવાન છે, અને આ સત્ય જાણવાને માટે અમે મૃત્યુને ભેટયાં છીએ. અમારું મૃત્યુ તમે ભૂલી જશો, પણ અમારો સ્નેહ તમે કદી નહિ ભૂલો. એટલે જ અમે કહીએ છીએ, કે મૃત્યુમાં ઘા કરવાની શક્તિ છે, પણ મારવાની શક્તિ નથી'.

("ધૂમકેતુ" ગૌરીશંકર ગો. જોશી)

## ૫. ફારસી અવતરણો

બસ નામવર બઝીરે ઝમીન દફન કર્દે અંદ,
કઝ હસ્તીયશ બરૂએ ઝમીન યક નિશાન ન માન્દ.
આન પીર લાશેહરા કે સિપુરદંદ ઝીરે ખાક,
ખાકશ ચુનાન બખુર્દ કે અશુ ઉસ્તુખાન ન માન્દ.
ઝિન્દસ્ત નામે ફરરોખે નૌશીરવાન બઅદલ,
ગરચે બસી ગુઝશ્ત કે નૌશીરવાન ન માન્દ.
ખયરી કુન અય ફુલાન ઓ ગનીમત શુમાર ઉમ્ર,
ઝઆન પીશતર કે બાંગ બર આયદ ફુલાન ન માન્દ.

જમીનની નીચે અનેક નામવરો એવા દફન થઈ પડયા છે કે એમની હસ્તીનું એક પણ નામનિશાન ધરતી ઉપર રહ્યું નથી. જે ડોસાની લાશ હમણાં જ ખાક નીચે દાટવામાં આવી તે ખાકથી એવી ખવાઈ ગઈ છે કે તેનું હાડકું પણ બાકી રહ્યું નથી. બાદશાહ નૌશીરવાનનું પ્રતાપી નામ માત્ર એના ઈન્સાફના કારણે જ જીવતું રહ્યું છે, જો કે તે શહેનશાહ તો ઘણા સમય ઉપર ગુઝર પામ્યો હતો. માટે હે ભાઈ, તું પણ નેકી કર અને તારી જે કાંઈ ઉમર હોય તેને ગનીમત સમજ, કેમકે થોડા જ વખતમાં તારા મોતની બાંગ સમજાશે અને તું પણ હતો ન હતો થઈ જશે.

( સાદી )

*

જહાન અય બિરાદર ન માનદ બકસ,
દિલ અંદર જહાનઆફ્રીન બદ ઓ બસ.
મકુન તકિયે બર મુલ્કે દુનિયા ઓ પુસ્ત,
કે બિસયાર કસ ચુન તુ પરવર્દ ઓ કુશ્ત.
ચુન આહગે રફતન કુનદ જાને પાક,
ચે બર તખ્ત મુર્દન, ચેબર રૂએ ખાક ?

અય બિરાદર, આ દુનિયા કોઈની થવાની નથી માટે આ જહાનના પયદા કરનારમા જ તું તારું દિલ પરોવી રાખે તો પૂરતું છે. આ દુનિયા ઉપર આધાર કે વિશ્વાસ ન રાખ, કેમકે એણે તારા જેવા ઘણાઓને પાળીને પછી કતલ કર્યા છે. જ્યારે આ પાક જાન (શરીરમાંથી) ચાલી નીકળવાનો મનસુબો કરે છે ત્યારે તખ્ત ઉપર મરવું કે ખાક ઉપર મરવું સૌ સરખું જ છે.

( સાદી )

અગર સરફરાઝી બ કમવાન બરસ્ત,
વગર તમદસ્તી બ ઝિન્દાન દરસ્ત,
દર આન દમ કે અજલ બરસરે હર દુ તાખ્ત,
નમી શાયદ અઝ યકદીગર શાન શનાખ્ત.

અગર એક માણસની મહત્તા તેને (સૌથી દૂર આવેલા) શનિના મહમાં લઈ જઈ બેસાડતી હોય, અને બીજો એક મુફલિસ માણસ કેદમાં સબડતો હોય, તોપણ જ્યાં બન્નેને માટે અજલ (મોત)ની ઘડી આવી પહોંચી હોય ત્યાં એક બીજાની તવગરી અને મુફલિસી વચ્ચે ફેર રહેતો નથી.

(સાદી)

*

જહાન અય પિસર મુલ્કે જાવીદ નીસ્ત,
ઝ દુનિયા વફાદારી ઉમ્મીદ નીસ્ત.
બ આખિર ન દીદી કે બરબાદ રફત?
ખુનુક આનકે બા દાનિશો દાદ રફત.

અય બેટા, જહાન કાંઈ કાયમનો મુલ્ક નથી; દુનિયામાંથી વફાદારીની ઉમેદ પણ નથી. તું શું નથી જોતો કે આખરે સઘળું બરબાદ જાય છે? સુખી તો તે છે જે ડહાપણ અને ઇન્સાફ પ્રમાણે ચાલે છે.

(સાદી)

*

ખબરદારી અય ઉસ્તુખાને કફસ
કે જાને તુ મુર્ગેસ્તઓ નામશ નફસ?
ચુન મુર્ગ અઝ કફસ રફત ઓ બોગુસિસ્ત કએદ,
દિગર રેહ નગરદદ બસઈએ તુ સએદ:
નિગેહદાર ફુરસત કે આલમ દમીસ્ત,
દમી પીશે દાના બેહ અઝ આલમીસ્ત.

અય હાડકાંના પિંજર (માનવી), તને ખબર છે કે તારો જાન એક પક્ષી (સમાન) છે અને તેનું નામ ચેતન્ય છે? જ્યારે તે પક્ષી (જાન) પાંજરા (શરીર) માંથી ઊડી જઈ પોતાનું કેદખાનું તોડી નાખે છે, ત્યારે તારી સઘળી કોશિશો છતાં તે પાછુ બદીવાન બનતું નથી માટે તારી ફુરસદનો સદુપયોગ કર, કેમકે આ આલમ એક ઘડીમાં જ ખલાસ થઈ જશે, જો કે એક દાનાઃ શખ્સના મનથી તો દરેક ઘડી એકેક આલમ કરતાં પણ વધુ કીમતી છે. (સાદી)

બયા અય કે ઉમ્રત બ હફતાદ રફત,
મગર ખુફતે બૂદી કે બરબાદ રફત:
હમે બર્ગે બૂદન હમી સાખ્તી,
બતદબીરે રફતન ન પરદાખ્તી

અય સિત્તેર વર્ષની ઉમરના પીર મર્દ ! તે જિંદગીભર ઊંઘ જ કાઢી હશે, કેમકે તારુ જીવન બરબાદ ગયુ છે તે હમેશા જિંદગીની જરૂરિયાતોનો જ વિચાર કર્યો છે, પણ (આ જહાનમાથી) વિદાયગીરી લેવાની કશી તદબીર રચવામા તું મશગૂલ થયો નથી

(સાદી)

*

દિરવગર ઝમાનસ્ત ઓ મા ચુન ગિયા,
હમાનશ નબીરે, હમાનશ નિયા
જહાનરા ચુનીનસ્ત સાઝો નહાદ,
કે જીઝ મર્ગરા કસ ઝ માદર નઝાદ
અઝઈન દર દરઆયદ, અઝઆન બુગઝરદ,
ઝમાને બર ઉ દમ હમી બિશમુરદ

આ જમાનો એક કાપણી કરનાર સમાન છે અને આપણે સઘળાં તો સૂકા ઘાસ બરાબર છીએ, તે કાપણી કરનારના મનથી બુઝર્ગ દાદા કે જુવાન નબીરા સૌ સરખા જ છે (યાને કોઈની ઉમર ધ્યાનમા લીધા વિના તે સાનો નાશ કરે છે) આ જહાનની તરતીબ અને ખાસિયત જ એવી છે કે મોતને નિમાર્ણ થવા સિવાય કોઈ પોતાની માને પેટ જન્મતું જ નથી હરેક માણસ એક દરવાજેથી આવી બીજે દરવાજેથી બહાર નીકળી જાય છે, જ્યારે જમાનો તેની ઘડીઓ ગણતો (બેપરવાઈથી) ઊભો રહે છે,

(ફિરદૌસી)

*

ખૈયાતે રૂઝગાર બબાલાએ હીચ કસ
પયરાહની નદુખ્ત કે બાઝશ કબા ન કર્દ

જમાના રૂપી દરજી સૌ કોઇના કદને બધબેસતું એવુ એક પણ વસ્ત્ર સીવતો નથી જે પાછળથી પોતે જ ફાડી નાખતો નહિ હોય

(દીવાને શમ્સે તબરીઝ)

ચે ખુશ બાધીસ્ત બાધે ઝિંદગાની,
અર ઈમન બાશદ અઝ બાદે ખિઝાની.
ચે ખુરરમ કાખ શુદ કાખે ઝમાને,
ગરશ બાશદ અમાસે જાવેદાને.

જો આ જિંદગીનો બગીચો પાનખર ઋતુના નાશકારક પવનથી સલામત રહી શકતો હોય તો કેવો દિલકશ દેખાય! આ જમાનાના મહેલનો પાયો જો જાવેદાન સુધી નજો એવો નખાયો હોય તો તે મહેલ કેવો ખુશકારક લાગે!

(એક ફારસી શાએર)

*

ચશ્મે ઇબરતબીન કુશા ઓ હાલે શાહાન રા નિગર,
તા કુજા અઝ ગરદિશે ગરદુને ગરદાન શુદ ખરાબ:
પરદેદારી મી કુનદ દર કસ્રે કયસર અનકબુત,
બુમ નૌબત મીઝનદ બર ગુમ્બદે અફ્રાસિયાબ.

તારી ડહાપણ દેખનારી આંખો ખોલ અને બાદશાહોનો હાલ તપાસી જો, કે ફરતા આસમાનના ચક્કરથી તેઓ શી રીતે ખરાબ થવા પામ્યા: કયસરના મહેલમાં (જ્યાં એક વખત રૂપસુંદરીઓ પરદેનશીન રહેતી હતી ત્યાં) આજે કરોળિયો પોતાનો પરદો (જાળુ) ગૂથે છે, જ્યારે શાહ અફ્રાસિયાબના રાજમહેલના ગુમ્મજમાં (જ્યા એક વખત નોબત ગગડતી હતી ત્યા) આજે ઘુવડની નોબત સંભળાય છે

(એક ફારસી શાએર)

*

ગર અયવાને મન સર બ કયવાન કશીદ,
હમાન શરબતે મર્ગ બાયદ ચશીદ:
ગર અયવાને મન સર ઝ કયવાન બરસ્ત,
અઝુ બેહરેએ મા યકી ચાદરસ્ત

અગર મારો મહેલ (સૌથી દૂર આવેલા) શનિના ગ્રહ જેટલો ઊંચો હોય તોપણ એ જ મોતનું શરબત મને ચાખવુ પડશે અગર મારુ અયવાન (ઘર) કયવાન (શનિના ગ્રહ) કરતાં પણ બુલંદ હોય તો પણ મારે ફાળે (શબ ઉપર બિછાવવાની) એક ચાદર જ આવશે

(ફિરદૌસી)

*

બગાહે દર ગુઝશતન ઝીં જહાનમ,
"અષેમ વોહુ" રવા કુન બર ઝબાનમ.
ચુન ખાહમ રફત બીરૂન મન ઝ ગેતી,
રવા કુન બર ઝબાને મન "પતેતી"
રવાન અઝ તન ચુન બરદાર'દ અસીરમ,
સરોશે પાક ગરદાન દસ્તગીરમ.
ફરોહર જુમલે બા અમશાસ્પદાન,
પનાહમ દાર ઓ બેરહાન અજ દમદાન
સરોશે પાક રા ફરમાઈ દાદાર,
કે તા બાશદ રવાનમ રા નિગેહદાર,
ચુન દાયે બર મન ઉરા મહેરબાન કુન,
રવાનમ રા હમીશે પાસબાન કુન.

(અય અહુરમઝદ)! જ્યારે આ જહાનમાંથી હું ગુઝર પામું ત્યારે મારી ઝબાન ઉપર તું "અષેમ વોહુ" નો કલામ વહેતો કરજે. જ્યારે હું આ દુનિયામાથી ચાલી નીકળુ ત્યારે મારી ઝબાન ઉપર "પતેત" નું ભણતર તું ચાલું રાખજે જ્યારે મારા જીવને શરીરમાંથી છૂટો પાડી કેદ કરી જવામા આવે ત્યારે પાક સરોશ યઝદ (ગુજરેલાઓની રેહબરી કરનાર એક મહાન દૈવી શક્તિ) ને મારો મદદગાર કરજે તમામ ફરોહરો (મરણ પામેલા અષો આત્માઓ) અને અમશાસ્પદો (સૌથી મહાન દૈવી શક્તિઓ) ની પનાહ મારી ઉપર રાખજે, અને મને દોઝખમાંથી બચાવજે ઓ દાદાર! પાક સરોશને ફરમાવજે કે મારા જીવની નિગેહદારી કરે જેમ એક દાઈ બાળકની કાળજી કરે છે તેમ મારી ઉપર પાક સરોશની મહેરબાની રખાવજે, અને મારા જીવ ઉપર હમેશા તેની જ પાસબાની કરાવજે

(દસ્તૂર ઝરતોશ્ત બહેરામની મોનાજાત[1])

*

બકુન પાસબાન મહેરો રશ્ને મરા
બ ચિનવત પુલમ હમ તુમાયદ અતા:
દેહદ દર દિલમ શાદીઓ રાસ્તી,
કુનદ દૂરમ હમારેહ અઝ કાસ્તી

[1] ભજન

ગુનાહમ બમબખ્શદ રૂઝે હિસાબ,
રહાનંદ રવાનમ ઝ બીમે અઝાબ.
સરોશે અશોરા બફરમા ચુનાન,
કે બાશદ ચુન દાયે મરા પાસબાન,
રવાનમ નિગેહ દારદ અઝ તર્સો બીમ
બ શાદી રસાનદ બ ખુલ્દે અઝીમ

(યા ખુદા)! મહેર અને રશ્ને યઝદો (દૈવી શક્તિઓ)ને મારા પાસબાન મુકરર કર કે તેઓ ચિનવત પુલ (મરનારને પસાર કરવો પડતો એક પુલ) સુધી મારી રાહબરી કરવાની મહેરબાની કરે મારુ દિલ હમેશાં ખુશાલી અને નાસ્તીથી ભરપૂર કર, અને દરક રીતની (આધ્યાત્મિક) તગીથી મને દૂર રાખે, હિસાબ ચૂકતે કરવાના રોઝે (યાને ચાહરમની બામદાદે—મરણ પછીના ચોથા દિવસના પ્રભાતે) મારા ગુનાહો દરગુઝર કરે અને (દોઝખના) અસહ્ય દુ ખની બીકથી મારા જીવનો છુટકારો કરે. (યા ખુદા)! સરોશ યઝદને પણ ફરમાવશ કર કે મારા ઉપર એક દાઈની માફક કાળજી રાખે મારા જીવને બીક અને દેહશતથી મોકળો રાખી પૂર ખુશાલીમાં તેને સર્વોત્તમ બહેસ્તમા પહોચનો કરે

(દસ્તૂર દારાબ હોરમઝદયારની મોનાજાત)

*

ઈલાહી અઝ હમા અમશાસ્પદાન
તુ બેહમનરા બમન કુન બસ નિગેહબાન ...
બર આયદ ચુન ઝ કાલેબ રૂહો જાનમ,
"પતેત" રૂઝી નુમાયદ બર ઝમાનમ,
બયારદ હુશો દાનેશ રા બસૂયમ,
'અષેમ' સાઝદ રવાન અઝ મૂ મ સૂયમ,
બ યુમ્ને આન અષેમ સાઝદ દિલમ શાદ,
રવાનમ રા કુનદ અઝ કિરદે આબાદ
સરોશે પાક રા હમરાહ આરદ,
રવાનમ રા બદસ્તે ઉ સપારદ,
કે તા સે રૂઝ શબ બાશદ નિગેહદાર,
નયારદ દીવ બર મન હીચ આઝાર
બ બામે ચહારમીન તા ચિનવતે પુલ

બરદ　આસાન　બસાને　દસ્તેએ　ગુલ
બપીશે　મહેર　દાવર　હાલે　મારા,
કુનદ　રોશન　હમાન　અફઆલે　મારા,
કે,— "ગરચે આજિઝો મિસકીનો રીશસ્ત,
પરસ્તારે　હમાન　મઅબુદે　ખીશસ્ત:
બ જુર્મેશ મી રસાન તુ અફવે યઝદાન,
સવાબી દર' હિસાબશ દેહ બદીનસાન,
કે　તા　દર　બારગાહે　લાયઝાલી,
ન　શરમિન્દે　રવદ　બા　દસ્તે　ખાલી"
વઝાન　જા　તા　ગરોથમાનમ　રસાનદ,
બ　જન્નત　રૌષને　મીતુ　ચશાનદ
રવાનમ　રા　બદસ્તે　હક　સેપારદ,
વઝાન પસ દસ્તે ખુદ અઝ મન બેદારદ

યા ખુદા! સર્વે અમશાસ્પદો (સૌથી મહાન દૈવી શક્તિઓ) માંથી તું બેહમન અમશાસ્પદ (પવિત્ર મન)ને મારો નિગેહબાન બનાવ:... કે જ્યારે કાલબુદમાંથી મારા આત્મા અને જાન જુદા પડે ત્યારે તે મારી ઝબાનને 'પતેત" નું ભણતર કરવાની તાકત બક્ષે તે વખતે હોશિયારી અને દાનેશમદી તે મારી તરફ લાવે અને મારા દરેક વાળમાંથી "અષેમ વોહુ' નો કલામ ચાલુ કરે તે 'અષેમ" ના કલામની શુભ બરકતથી મારુ દિલ શાદ કરે અને સવાબથી મારો જીવ આબાદ બનાવે તે (બેહમન અમશાસ્પદ) પાક સરોશ યઝદને પણ પોતાની સાથે લાવે, અને મારો જીવ સરોશ ઈઝદને સિપુર્દ કરે, કે ત્રણ દિવસ અને રાત મારા જીવ ઉપર સરોશની પાસબાની રહે અને તેથી દેવો (આસુરી શક્તિઓ) તેને કાંઈ પણ આઝાર પહોચાડી શકે નહિ પણ ચાહરમની બામદાદે ચિનવત પુલ સુધી મને ફૂલના તોરા મિસાલ આસાનીથી લઈ જાય મહેર દાવર (ઈન્સાફ આપનાર દૈવી શક્તિ) આગળ મારો હાલ અને મારા કામો જાહેર કરે, કે — 'જો કે આ માણસ લાચાર, મિસકીન અને (દુનિયાનાં દુ:ખોથી) જખમી છે છતા તે એક જ મહાન ખુદાની પરસ્તેશ કરનારો છે, તેથી એના ગુનાહો માટે તું એને ખુદાની માફી પહોચાડ, અને એને હિસાબે એટલા સવાબનો હિસ્સો આપ કે ખદાતાલાની જાવેદાનની દરગાહમાંથી આ માણસ શરમિંદો થઈ ખાલી હાથે

પાછો ફરે નહિ." ત્યાંથી (બેહમન અમશાસ્પંદ) મને ગરોથમાન (સર્વોત્તમ સ્વર્ગ) સુધી પહોંચાડે અને જિન્નતમાં મને મીનોઈ માખણ (અમૃત) ચખાડે: મારો જીવ ખુદાતાલાના હાથમાં સોંપે અને ત્યાર પછી જ મારી ઉપરથી (બેહમન અમશાસ્પંદ) પોતાનો હાથ ઉઠાવે.

(દસ્તૂર જામાસ્પજી આશાજીની મોનાજાત)

*

બફરિસ્ત 'ખૂદ ઇઝદ વખ્શુરે નર હુશીદર,
આખેર હમ ઉસ્ત રેહબર, ફરયાદ રસ ઇલાહી.
દર આખેરીન હઝારેહ, રંજસ્ત બીશુમારેહ,
અઝ લુત્ફે ખુદ દવા કુન, અઝ ફિક્રો ગમ રહા કુન.
ઉમ્મીદે મા રવા કુન; ફરયાદ રસ ઇલાહી.
ગમ બિગ્રીફ્તહ દિલે મન દર બંદહાએ આહન,
ઝીન ગમ બદારમ ઇમન, ફરયાદ રસ ઇલાહી.
દૌલત બકસ ન પાયદ, દુનિયા ફના નુમાયદ,
હમરેહ નીકુઈ આયદ ફરયાદ રસ ઇલાહી.
દર વક્તે નઝએ જાનમ, કુન તા 'અશેમ" બખાનમ,
કુદસી શવદ રવાનમ, ફરયાદ રસ ઇલાહી.

(યા ખુદા)! તું જલદીથી અહો મીનોઇ જ્ઞાનવાળા હુશીદર (પયગમ્બર ઝરથુસ્ત્રના ભવિષ્યમાં જન્મનાર પુત્ર)ને મોકલાવ, કેમકે આખરે (ફરશોકેરેતી અથવા જગતનું નવસર્જન થશે ત્યારે) તે જ અમારો રેહબર છે: યા ખુદા! મારી ફરિયાદો સાંભળી અરજો કબૂલ રાખ. આખરી હઝારા[1]માં બેશુમાર રંજ છે, કેમકે સઘળા હઝારાઓમાં એ સૌથી બદતર છે; ઓ ખુદા! મારી ફરિયાદો સાંભળી અરજો કબૂલ રાખ. તારી કરમ બખશીશથી આનો ઇલાજ કર, મને ફિકર અને ગમથી મોકળો કર, અમારી ઉમેદો બર લાવ: યા ખુદા! મારી ફરિયાદો સાંભળી અરજો કબૂલ રાખ. લોખંડી સાંકળોમાં ગિરફતાર કરી ગમ મારાં દિલનો શિકાર કરે છે; આ ગમમાંથી મને સલામત રાખ. ઓ ખુદા! મારી ફરિયાદો સાંભળી અરજો કબૂલ રાખ. દૌલત કોઈની સાથે કાયમ રહેતી નથી, દુનિયા પણ ફના થતી જાય છે; ફક્ત આપણી નેકી જ આપણી સાથે આવે છે. ઓ ખુદા! મારી ફરિયાદો સાંભળી અરજો કબૂલ રાખ. મારો જાન

---

૧. એકેક હજાર વર્ષના યુગને એક હઝારો કહે છે.

જાય તે અતની ઘડીએ હું એવું કરું કે હું "અષેમ વોહુ" નો મંત્ર પઢી શકું કે જેથી મારો જીવ બહેસ્તી થાય ઓ ખુદા! મારી ફરિયાદો સાંભળી અરજો કબૂલ રાખ.

(દસતૂર દારાબ પાલનની મોતાજાત)

*

અલા અય ખરીદારે મલઝે સુખન,
દિલત બર રુસિલ ઝીન સરાએ કોહન,
કેઉ ચુન મનો ચુન તુ બિસ્યાર દીદ,
નખાહદ હમી બા કસી આરમીદ.
અગર શહેરયારી, અગર પીશકાર
તું અદર ગુઝારીઓ ઉ પાએદાર.
ચે બા રજ બાશી, ચે બા તાજો તખ્ત,
બબાયદત બસ્તન બફરઝામ રખ્ત........
અગર શહેરયારી, અગર ઝીરદસ્ત,
જીઝ અઝ ખાકે તીરેહ નયાબી નિશસ્ત
કુજા આન બુઝોર્ગાને બા તાજો તખ્ત?
કુજા આન સવારાને બીદાર બખ્ત!
કુજા આન ખિરદમદો કુદાવરાન?
કુજા આન સરઅફરાઝો જગી સરાન?
હમે ખાક દારદ બાલીનો ખિસ્ત,
ખુનુક આન કે જીઝ તુખ્મે નીકી નકિસ્ત

શબ્દોમા સમાયેલા રહસ્યના ખરીદનાર ઓ સમજદાર માનવી! આ જૂના પુરાણા મુકામ (દુનિયા) ઉપરથી તારુ દિલ તોડી (ઉઠાવી) લે, કેમકે આ દુનિયાએ તારા અને મારા જેવા ઘણા જોયા છે પરતુ તે કોઈની સાથે ઠરીને રહી નથી તું સુલતાન હો યા સરદાર હો, તોપણ તું ચાલતો થશે ત્યારે દુનિયા તો જેવી ને તેવી જ રહેશે તું ફિકરચિંતાથી ત્રાસેલો હોય યા તાજો તખ્તનો માલેક હોય, તોપણ આખરે તને અહીંથી અસબાબ બાધી નીકળવુ જ પડશે... ..............તું શાહ હો યા સેવક તોપણ આ અંધારી ખાક સિવાય તારી બીજી કોઈ બેઠક થવાની નથી. ક્યાં ગયા તે તાજો તખ્ત ધરાવનારા બુઝોર્ગો અને તે ભાગ્યવતા સવારો! ક્યાં ગયા તે દાનાવો અને પહેલવાનો? ક્યાં ગયા તે સરઅફરાઝ અને

જંગી વીરલાઓ ! એ સર્વ ખાકમાં સૂતા છે અને ઈંટોને પોતાના તકિયા સમાન બનાવી છે. સુખી તો તેજ છે કે જેણે નેકી સિવાય બીજાં બીજ વાવ્યાં જ નથી.

(ફિરદૌસી)

*

ચુનીનસ્ત કિર્દારે ચર્ખે બુલંદ,
બદસ્તી કોલાહો બદસ્તી કમંદ;
ચુન શાદાન નશીનદ કસી બા કોલાહ,
બખમ્મે કમંદશ રૂબાયદ ઝ ગાહ.
ચરા મહેર બાયદ હમી બર જહાન
ચુન બાયદ ખરામીદ બા હમરહાન ?
યકી દાઈરેહ આમદેહ ચમ્બરી,
ફરાવાન દરીન દાઈરેહ દાવરી :
ન હર પાદશાહો ન હર બંદેહરા
શનાસદ ન નાદાન ન દાનંદેહગ.
જહાન સરગુઝશ્તસ્ત અઝ હર કસી,
ચુનીન ગુનેગુન બાઝી આરદ બસી.

આ બુલંદ આસમાનની એવી જ રીત છે કે એક હાથમાં કોલાહ (ટોપી) અને બીજા હાથમાં કમંદ (લાંબો ફાંસો) પકડે છે. જ્યારે કોઈ કોલાહ પહેરીને ખુશાલ બેઠો હોય ત્યારે આસમાન તેને તેના સ્થાન ઉપરથી પોતાની વાંકી કમંદથી નીચે તોડી પાડે છે. જ્યારે આપણા સાથીઓ સંગાથે આપણને અહીંથી ચાલી નીકળવાનું છે ત્યારે આવી આ દુનિયા ઉપર આપણને મહોબત તે કયાથી રહે ! આ ફરતું આસમાન એક ચક્ર મિસાલ છે અને એ ચક્રમાં બેશુમાર ખટપટો ભરેલી છે. આ આસમાન બાદશાહ કે બંદા, નાદાન કે દાનાવ કોઈને પિછાનતું નથી (પરંતુ સૌનો નાશ કરે છે). આ જહાન હર એકની પાસેથી પસાર થઈ જાય છે અને આવી તો અનેક ચાલબાજીઓ તે બતાવી શકે છે. (ફિરદૌસી)

*

હરાન કસ કે દારદ રાયો ખિરદ,
બેદાનંદ કે ઈન નીકો બદ બુગઝરદ;
હમે રફતની ઈમો ગોતો સેપજ,
ચરા બાયદ ઈન દર્દો અન્દૂહો રજ !

નમાન્દેહ કસી ખુદ બગીતી દરાઝ
કે નામદ બરફ્તન મર ઉરા નિયાઝ,
બદાનગેહ કે ખમ ગીરદત યાલો પુસ્ત,
બજુઝ બાદ ચીઝી નદારી બ મુસ્ત.
ગિરાની દર આયદ તુરા દર દો ગૂશ,
ન તન માનદત બર યકી સાન ન હૂશ.
ન બીની બચશ્મો ન પૂઈ બપાઈ,
બ ગુઈ બમાગે બુલંદ—અય ખુદાઈ!
મરા પીશે ખુદ બર બઝુદી ન દીર,
કે ગસ્તમ મન અઝ ખાકે તારીક સીર.

જેઓ અક્કલ હોશિયારી ધરાવે છે તેઓ જાણે છે કે ભલા અને ભૂડા સૌ કોઈ અહીંથી ચાલતા થાય છે. આપણને સર્વને જ અહીંથી ચાલી નીકળવુ છે અને આ દુનિયા પણ ત્રણ પાચ દિવસની જ છે, ત્યારે આટલાં દુઃખ, ગમ અને ચિંતાની શી જરૂર છે? આ દુનિયામા લાબી જિંદગી ગુજારનાર કોઈ એવો માણસ નથી કે જે હવે અહીંથી ચાલતી પકડવાની ખાહેશ નહિ ધરાવતો હોય. જ્યારે તારી ગરદન અને પીઠ (બુઢાપાથી) વાકી વળી જશે ત્યારે માત્ર પવન સિવાય તારી મૂઠીમા કશુ રહેશે નહિ. તારા બન્ને કાનો ભારે (બહેરા) થઈ જશે, અને તારા બદનનું કે હોશિયારીનું કાંઈ ઠેકાણુ રહેશે નહિ તારાથી નહિ આખે જોવાશે કે પગે દોડાશે, પણ તુ આગે બુલંદથી બોલશે કે—"યા ખુદા! વધુ વિલંબ ન કરતા હવે મને તારી હઝુરમાં જલદીથી બોલાવી લે, કેમકે હું આ અધારી ખાકી જહાનથી ધરાઈ ગયો છુ." (ફિરદૌસી)

*

ચે જુઈ હમી ઝીન સરાએ સિપજ,
કે આગાઝ ગજસ્તો ફરજામ રજ!
બરીઝી બખાક અર હમે આદની,
અગર દીનપરસ્તી, મર અહરીમની.
તુ તા ઝિન્દેઈ, સુએ નીકી ગિરાઈ,
મગર કામ યાબી બદીગર સરાઈ.

આ ત્રણ પાચ દિવસની દુનિયા, જે શરૂઆતમાં ગંજ અને આખેરી-મા રંજ બતાવે છે, તેની પાસેથી તુ શી આશા રાખે છે? તુ લોખંડનો

બનેલો (પહેલવાન) હોય, દીનદાર ધર્મી હોય યા શયતાનની ભૂંડી ચાલનો હોય તોપણ તું ( મરણ પામીને ) ખાકમા પડશે. તું જ્યાંસુધી જીવતો છે ત્યાંસુધી નેકી તરફ વલણ રાખ કે જેથી બીજી દુનિયામાં તારી ઉમેદો પાર પડે.　( ફિરદોસી )



ચે બાયદ હમી ઝિંદગાની દરાઝ,
કે ગીતી નખાહદ કુશાદનત રાઝ ?
હમી પરવરાનદત બા શહદો નૂશ,
જુઝ આવાઝે નર્મેત નયારદ બગૂશ
યકાયક ચુગુઈ કે ગુસતર્દ મહેર,
નખાહદ નમુદન બ બદ નીઝ ચહેર,
હમે શાદ બાશી ઓ શાદી બદુઈ,
હમે રાઝે દિલ નરકુશાઈ બદુઈ,
યકી નધઝ બાઝી બીરૂન આવરદ,
બદિલત અદર અઝ દર્દ ખૂન આવરદ
ચુનીનસ્ત ગીહાને નાપાએદાર,
તુ દર વય નજુઝ તોખ્મે નીકી મકાર.
દિલમ સીર શુદ ઝીન સરાએ સિપજ,
ખુદાયા મરા ઝૂદ બરહાન ઝ રંજ

આટલી લાંબી જિંદગી શા માટે જોઇએ ? કેમકે આ દુનિયા કાંઈ તારા ભેદોનો ઉકેલ કરવા માગતી નથી આ દુનિયા મધ અને મીઠાશથી તારી પરવરશ કરશે, અને નરમ અવાજ સિવાય બીજુ કાંઈ તારા કાન ઉપર નાખશે નહિ જ્યારે તું કહેશે કે–હવે તો એકાએક આ દુનિયા પ્રેમ પાથરવા માગે છે અને બુરાઇમા પોતાનો ચહેરો બતાવવા માગતી જ નથી ( યાને તારી સાથે હમેશ ભલાઈ જ કરે છે), જ્યારે તું તદ્દન ખુશીમાં હોય, જ્યારે દુનિયા સાથે પણ તને હસીખુશીની જ નિસબત હોય, અને જ્યારે દુનિયા આગળ તારા દિલના ભેદો તું ખોલતો હોય, ત્યારે એકદમ આ દુનિયા એક સફાઈભરી બાજી પેશ કરે છે કે જેથી તારા દિલમાં દર્દ થઇને લોહી વહે છે. આ નાપાયદાર દુનિયા એવી જ છે, માટે તું એમાં નેકીનાં બીજ સિવાય બીજુ કશુ રોપનો ના. આ ત્રણ પાંચ દિવસની દુનિયાથી હવે મારુ દિલ ધરાઈ ગયુ છે. ઓ ખુદા ! મને આ　( ફિરદોસી )

દમી ચદ ગોફ્તમ બર આરમ બકામ,
દરીધા, કે બેગિરિફ્ત રાહે નફસ;
દરીધા, કે બર ખાને અલવાને ઉમ્ર
દમી ખુરદેહ બૂદમ કે ગોફ્તદ બસ

મે વિચાર્યું કે થોડોક વખત મારી ઉમેદો પાર પાડવામાં હું ગુજારીશ, પણ અફસોસ કે તેટલામા તો મારો દમ જ રૂંધાઈ ગયો. જિંદગીની તરેહ તરેહની નયામતોના ખુમચામાંથી મે જમવા માંડ્યું, મગર અફસોસ, તેટલામા તો પુકાર ઊઠયો કે—"બસ કર" (સાદી)

*

તુરા યક નુક્તેએ સરબસ્તે ગુયમ,
અગર દર્સે હયાત અઝ મન બગીરી.
બમીરી ગર બતન જાની નદારી,
વગર જાની બતન દારી નમીરી

અગર તું મારી પાસેથી જિંદગીનો બોધ લેવા માગતો હોય તો હું તને એક ગૂઢ વચન કહી સભળાવુ જો તારા તનમાં તું જાન (જાગ્રત ઈશ્વરી અંશ) ધરાવતો નહિ હશે તો તુ મરણ પામીશ, મગર જો તે જાન (જાગ્રત ઈશ્વરી અંશ) તારા તનમા હશે તો તું મોતને પાત્ર કદી થનાર નથી (ઈકબાલ)

*

સરીરે કયકોબાદ અકલીલે જમ ખાક,
કલીસા ઓ બુતસ્તાન ઓ હરમ ખાક,
વ લેકિન મન નદાનમ ગૌહરમ ચીસ્ત,
નિગાહમ બરતર અઝ ગરદુન, તનમ ખાક

કયકોબાદનું તખ્ત અને જમશીદનું તાજ બન્ને ખાકમાં મળી ગયાં. ખ્રિસ્તી દેવળ, હિંદુ દેવમદિર અને મક્કાની મસ્જિદ, એ પણ (એક દિવસ) ખાક બરાબર થશે પરંતુ મારુ સત્ત્વ શુ છે તે જ હું સમજતો નથી મારું તન ખાક બરાબર છે, મગર મારી નઝર તો આસમાનથી પણ પાર જઈ શકે છે (યાને શરીર ફાની છે મગર આત્મા ખુદાઈ છે.)
(ઈકબાલ)

*

દિલત મી લરઝદ અઝ અંદીશેએ મર્ગ,
ઝ બીમશ ઝર્દ માનન્દે ઝરીરી;

બખુદ બાઝ આ, ખુદી રા પુખ્તેતર ગીર,
અગર ગીરી, પસ અઝ મુરદન નમીરી.

મોતના ભયથી તારું દિલ ધ્રૂજે છે; મરણની બીકથી જાણે કમળો થયો હોય એમ તું પીળો પડી ગયો છે. તું બીદાર થા અને તારી જાતનો પૂરેપૂરો વિકાસ કર; તેમ જો તું કરી શકયો તો મોત આવવા છતાં પણ તું મરીશ નહિ. (ઇકબાલ)

*

જહાને મા કે પાયાની ન દારદ
ચુન માહી દર યમે ઐયામ ધર્ક અસ્ત.
યકી બર દિલ નઝર વા કુન કે બીની
યમે ઐયામ દરયક જામ ધર્ક અસ્ત.

આ દુનિયા, કે જેનો કિનારો જ નથી, તે કાળના સમુદ્રમાં એક માછલાની મિસાલ ગર્ક થઈ ગઇ છે: મગર તારા દિલમાં જો તું એક ઘડી ભર નઝર કરે તો તને જણાશે કે ખુદ આ કાળનો સમુદ્ર પણ (ખુદાની જાવેદાન) જામ (પ્યાલા)માં ગર્ક થઇ ગયો છે. (ઇકબાલ)

*

સિકંદર રફ્ત ઓ શમશીર ઓ અલમ રફ્ત,
ખિરાજે શહેર ઓ ગંજે કાન ઓ યમ રફ્ત,
ઉમમ રા અઝ શહાન પાયન્દે તર દાન,
નમી બીની કે ઇરાન માન્દ ઓ જમ રફ્ત ?

સિકંદર ગયો અને સાથે તેની શમશીર અને ધ્વજ નિશાન પણ ગયાં: શહેરોમાંથી જે ખંડણી તે ઉઘરાવતો અને ખાણ અને દરિયામાંથી જે ગંજ તે મેળવતો તે પણ ગાયબ થઈ ગયા. બાદશાહો કરતા રાષ્ટ્રોને તું વધુ કાયમ સમજ: શું તું નથી જોતો કે જમશીદ મરણ પામ્યો છે છતાં ઇરાન તો હયાત છે ? (ઇકબાલ)

*

શબી ઝાર નાલીદ અબ્રે બહાર,
કે ઇન ઝિન્દગી ગિરયેએ પયહમ અસ્ત:
દરખશીદ બર્કે સુબુકસયર ઓ ગોફ્ત
ખતા કર્દેઇ, ખન્દેએ યકદમ અસ્ત.
ન દાનમ બ ગુલશન કે બુર્દ ઇન ખબર,
સખુનહા મયાને ગુલ ઓ શબનમ અસ્ત.

એક રાતે વસંત ઋતુનું વાદળ ઝાર ઝાર રડીને (વરસાદના રૂપમા વરસીને) કહેવા લાગ્યુ કે આ જિંદગી તો એક હમેશનું રુદન (આંસુનો વરસાદ) છે; તેટલામા ઝડપથી પસાર થઈ જતી એક વિજળી ચમકી ઊઠી અને બોલી—નહિ, નહિ; તારી ભૂલ છે, જિંદગી તો ઘડીભરના હાસ્યનો એક ચમકાર છે. કોણ જાણે આ સંવાદની ખબર ગુલશનમાં કોણ લઈ ગયું, કેમકે ત્યા પણ ઝાકળ અને ફૂલ વચ્ચે આવી જ ગુફતેગુ ચાલી રહી હતીઃ (યાને ઝાકળના બિંદુઓ પણ આસુના વરસાદ સમાન વરસે છે, જ્યારે ફૂલની જિંદગી વીજળીની જ હયાતી માફક ક્ષણિક પણ ખુશનુમા છે)

(ઇકબાલ)

*

બહેસ્ત બુદી ગીતી અઝ રગ ઓ બૂ,
અગર મર્ગ ઓ પીરી નબુદી દરૂ
ઝમા તા દમે મર્ગ યકદમ રેહ અસ્ત,
અગર રેહ દરાઝ અસ્ત અગર કુતેહ અસ્ત
તને મા વફી ખાને દાન શુરેનાક,
કે રીઝાન શવદ અંદક અંદક બ ખાક,
ચુન દીવાર ફરસુદેહ શુદ સરબસર,
બિનાગાહ રૂઝી દર આયદ બસર.
મબદીહ દિલ દર સરાએ સેપજ,
કે અંજામ મર્ગસ્ત ઓ આધાઝ રજ;
ઝ દાનેશ બેહ અદર જહાન ચીય નીસ્ત,
તને મુર્દે ઓ જાને નાદાન યકીસ્ત,
ખુવદ મુર્દે આન કસ કે નાદાન બુવદ,
કે બીદાનેશી મુરદને જાન બુવદ
ઝ મર્ગ ઓ ઝ પીરી બ ઇનસાફ તર
ન દીદમ દર દહેર યક દાદગર
કે ઇન હર દો બર શાહરા તા ગદા
ન કર્દન્દ અઝ રાહે આઇન જુદાઃ
અજલ આફતાબસ્ત ઓ મા શબનમીમ,
ચુન ઉ બર દમદ મા ગુસસ્તે દમીમ.
ઝમા તા બદુ યક દમી બીશ નીસ્ત,
રગે જાને કસ રસ્તે ઝીન નીશ નીસ્ત

બદીન દમ વગર ચંદ બાશદ દરાઝ,
ચે શાદી તવાન ગુફ્ત, અય દિલનવાઝ!
ચે બુદં ઈન ગદીવર દરઈન દસ્ત સદ,
બયક દસ્ત કિશ્ત ઓ બદીગર દુરૂદ.

જો આ ખુશનુમા દુનિયામાં મોત અને બુઢાપો નહોત તો તે બહેસ્ત સમાન લાગત. આપણી હયાતીથી તે મોતની ઘડી સુધી માત્ર એક દમનો જ રસ્તો છે, પછી તે રસ્તો લાંબો હોય યા ટૂંકો. આપણું શરીર એક ઉજ્જડ ઘર સમાન છે, જે થોડું થોડું કરીને ખાકમાં સમાઈ જાય છે. જ્યારે એ ઘરની ભીંત સરબસર ખવાઈ જાય છે ત્યારે એક દિવસ એ ઇમારત જમીનદોસ્ત થાય છે, આ ત્રણ પાંચ દિવસની દુનિયા, કે જેની શરૂઆત રંજથી અને આખરી મોતથી થાય છે, તેની ઉપર તું દિલ ના બાંધ. આ જહાનમાં ડહાપણ કરતાં વધારે સારું બીજું કાંઈ નથી; મૂએલું શરીર અને નાદાનનો જાન બન્ને સરખાં છે. જે નાદાન છે તેને તું મરેલા સમજ, કેમકે ડહાપણ વિનાની હાલત તે જાનના મરણ સમાન છે. મોત અને બુઢાપા કરતાં વધુ ઇન્સાફી આ દુનિયામાં બીજો કોઈ દાદગર નથી, કેમકે આ બન્ને રિવાજ પ્રમાણે શાહ અને ફકીર વચ્ચે કાંઈ પણ ફરક કરતાં નથી (યાને સઘળા બુઢાપા અને મોતને પાત્ર છે) અજલ (મોત) આફતાબ (સૂર્ય) સમાન છે અને આપણે દવના બિંદુ જેવા છીએ; જ્યારે સૂર્ય તપે છે ત્યારે આપણો દમ તૂટી (નીકળી) જાય છે. ઇન્સાન અને મોત વચ્ચે એક દમ કરતાં કાંઈ વધુ નથી; માણસના જાનની નસ મોતના નસ્તરથી બચી શકતી નથી. અય દિલબર! આપણી જિંદગી એક દમની હોય યા થોડા વધારે દમ ખેંચવાના હોય, તોપણ એટલી વારમાં આપણે શી ખુશાલી હાસલ કરવાનાં હતા? આ જંગલમાં આ ભિક્ષુકે શો ફાયદો મેળવ્યો કે જ્યારે તેણે એક હાથે બીજ વાવ્યાં અને બીજે હાથે કાપણી કરી?

(અદીબ પીશાવરી)

*

યકી ગુંલ દરીન નધઝ ગુલઝાર નીસ્ત,
કે ચીનન્દેરા ઝાન દુસદ ખાર નીસ્ત.
મનેહ દિલ બર આવાઝે નર્મે જહાન;
જહાનરા ચુન ગોફતાર કિરદાર નીસ્ત.
મશવ ઘરરહ બર ઓહદ ઓ ઝિનહારે વય,
કે નઝદીકે વય ઓહદ ઓ ઝિનહાર નીસ્ત.

(દુનિયાના) આ દિલચસ્પ બગીચામાં એવો એક પણ ગુલાબ નથી કે જેને વીણતાં વીણનારને સો બસો કાંટા ન ભોંકાયા હોય. આ જહાનના નમ્ર આવાઝ ઉપર તુ દિલ ન રાખ, કેમકે દુનિયાનાં કાર્યો દુનિયાના શબ્દોથી જુદા જ પ્રકારનાં છે. આ દુનિયાનાં વચન અને રક્ષણથી છેતરાતો ના, કેમકે નથી દુનિયા વચન પાળતી કે નથી ખરું રક્ષણ આપતી.

(અદીબ પીશાવરી)

*

ઉમ્રે ઈનસાન દર ઝમાને ચંદ સાલી બીશ નીસ્ત,
સાલહાએ ઉમ્રહા હમ જુઝ ખયાલી બીશ નીસ્ત.
વકતે માઝી અઝ કફ ઓ આયન્દેહ ના પયદા બુવદ;
પસ બરાએ મર્દે આકેલ ધયરે હાલી બીશ નીસ્ત.
ખાલે હિન્દુ, ચશ્મે જાદુ, મારે ગીસુ, માહરૂ,
ચુન નમી પાયદ બદીનસાન ખત ઓ ખાલી બીશ નીસ્ત.
હર જમીલે ચંદ ગાહી નાઝ દારદ બર જમાલ,
બઅદ ચદી પીરે ઝાલે બીજમાલી બીશ નીસ્ત.

આ જમાનામાં ઈન્સાનની ઉમ્રર થોડીક સાલ કરતાં વધુ નથી; તેની ઉમરનાં વર્ષો પણ એક ખ્યાલ (ઘડીકમાં પસાર થઈ જતી વસ્તુ) કરતાં કાંઈ વધુ નથી. ભૂતકાળ તો હાથથી ગયો અને ભવિષ્યકાળ તો હાલ તુરત દેખાતો નથી, ત્યારે ડાહ્યા માણસને માટે તો વર્તમાન કાળ કરતાં બીજું વધારે (અગત્યનું) કાંઈ નથી. (માશૂકના ચહેરા ઉપરનો) કાળો તલ, તેની જાદુ ફેંકતી આંખો, તેના સાપ જેવાં મરોડદાર ઝુલ્ફાં અને તેનું ચંદમા જેવું મુખડું એ જ હાલતમાં લાંબો સમય રહી શકતાં ન હોવાથી માત્ર એક તલ (નિર્જીવ વસ્તુ) કરતાં તેમા વધુ કાંઈ નથી હરેક ખુશ ચહેરાની નાઝનીન થોડીક વખત તો પોતાની ખૂબસુરતી ઉપર મગરૂર રહે છે; પણ તે ટૂંક સમય ખતમ થવા બાદ એક કદરૂપી બૂઢિયાથી વધુ તેમાં કાંઈ રહેતું નથી.

(અખગર)

*

અઝ બાદેએ ધરૂર અલા મસ્ત તા બ કય?
વ અંદર ફિરાશે બીખબરી ખુફતે તા બ ચદ?
બીદાર ગર્દ, ઓ બીનિગર અવઝાએ રફતગાન,
હુશયાર બાશ, ઓગીર હમ અઝ રૂઝગાર પંદ,

બિલનવ બગુરો હૂવ કે અઝ પેમ ઇન નિદા
પયવસ્તે મી રસદ કે દિલ મંદર જહાન મબદ

અરે! મગરૂરીના ઘગાન નોવ કરી કયાસુધી મસ્ત રહેવુ છે? બેખબરીના વિસ્તારમાં, કયાનુધી ઊંઘતુ છે? બેદાર થા, અને મગનારોની હાલત તપાસ: હોશિયાર થા, અને ઝમાનામાથી કાંઈ નસીહત મેળવ જો! ગેબ તરફથી હમેશાં પુકાર આવે છે તે તું ડહાપણના કાનથી સાંભળ કે —આ દુનિયા ઉપર તું દિલ બાંધતો ના. (નાસેહ)

*

અહુમતાન અઝ નિશાતે નવં નિહાલાન
મરા ઓહદે વબાબ આમદ બ ખાતિર.
ઝ દીદારે ગુલ ઓ ફરયાદે બુલબુલ
હિકાયતહા ગુન ખાબ આમદ બ ખાતિર
તઅલ્લુકહાએ દિલ દર હર હવાઈ
વફાયક બીહિજાબ આમદ બ ખાતિર
નિશાત આમીઝ ઓહદે કામગની
બ માનન્દે સરાબ આમદ બ ખાતિર
મલાલ અંગીઝ મહેનતહાએ દૌરાન
ઝહર સૂ બીહિસાબ આમદ બ ખાતિર
હમે નાકામયાબીહાએ ઐયામ
કુસુન અઝ કામયાબ આમદ બ ખાતિર
બઉમ્રે ખીશતન અદીરો કર્દમ
હજારી રૂએ આબ આમદ બ ખાતિર
બદિલ ગોફ્તમ બહાર ઓ બાવ ઓ બુસતાન
ચરા ઈનમાન ખરાબ આમદ બ ખાતિર!
બ પાએ હર ગુવી ખારી નિશાન દાદ,
સવાલમ રા જવાબ આમદ બ ખાતિર

અઓસ્યાસા. જર્દ નવા. ઊગતા. પાંદડાંઓ. જોતા. ખુશહાલીથી. મારા. જવાનીનો વખત મને યાદ આવ્યો ગુલાબનાં દીદાર જોતા અને બુલબુલનું ફરિયાદરૂપી ગાયન સાંભળતા મારી ગઇ ગુજરી હકીકતો મને સ્વપ્ન સમાન યાદ આવી ગઇ મારા દિલે મહોબ્બતથી જે દોસ્તીઓ બાંધી હતી તે એકાએક મને બહુ ખુદ્દતી યાદ આવી ગઇ મારો ખુશાલીભર્યો મુરાદો બર લાવવાનો વખત એક મૃગજળ સમાન મને યાદ આવી ગયો તે

અરસામાં મેં જે બેદિલાગ મૂંઝવણભરી રજ અને મહેનત ખેંચી હતી તે સઘળી તરફથી મને યાદ આવી ગઇ મારી સફળતાઓ કરતાં વધુ મારી નિષ્ફળતાઓ મને યાદ આવી મેં- મારી જિંદગી વિષે અંદેશો કર્યો ત્યારે પાણી ઉપરનો એક પરપોટો મને યાદ આવ્યો મારી જિંદગીના સુરજની રોશની ચંદ્રમાના (ઝાંખા) તેજ સમાન મને યાદ આવવા લાગી. મેં મનથી પૂછ્યું કે—વસંત ઋતુ અને બાગબગીચા કેમ આ પ્રમાણે ખરાબેહાલ યાદ આવે છે પછી જ્યારે મે જોયુ કે હરેક ગુલાબની નીચે કાંટાનું નિશાન છે, ત્યારે તુરત મારા સવાલનો જવાબ મને યાદ આવી ગયો (યાને ગુલાબ નીચે કાંટા છે તેમ સુખ નીચે દુઃખ અને જિંદગી નીચે મોત છે.)                    (વાહિયા)

*

ગુશ બમન દાર તા ગુયમત પંદ નધઝ પદ,
ખાહી અગર ખૈમની, દિલ બજહાન બર મબંદ
તિફ્લ બ નુકલ ઓ નબાત મી ફરીબંદ, ઓ ચર્ખ,
મી દેહદત નુકલ ઓ મય તા કુનદત રીશખંદ.
દર ગુઝરે આબે સૈલ ખાને ઝ ગિલ કસ નસાખ્ત,
બર સરે રૂદી ઝ નય પુલ નઝનદ હુશમંદ.
અરસેએ ગીતી બતબ્અ નીસ્ત બજુઝ શુરેઝાર,
કીસ્ત કે દર શુરેખાક દાને બગ્યખત ફગંદ?
મીવેએ બાગે વુજુદ નીસ્ત બજુઝ દર્દ ઓ દાગ,
કસ ન શનીદમ ઝ બીદ મીવેએ શાદાબ કંદ.

કાન ધરીને સાંભળ કે હું તને એક સરસ નસીહત આપું, તું સલામતી ચાહતો હોય તો આ જહાન ઉપર દિલ બાંધતો ના બાળકોને મીઠાઈ અને સાકરથી છેતરવામા આવે છે તેમ આ આસમાન તને મીઠાઈ અને શરાબ આપી તારી મશ્કરી કરે છે રેલનાં પાણી ચડવાના રસ્તામાં કોઈ માટીનું ઘર બાંધતુ નથી, કોઈ ડાહ્યો માણસ નદીની ઉપર નેતરનો પુલ ઊભો કરતો નથી. આ દુનિયાનો વિસ્તાર તેની ખરી ખાસિયત પ્રમાણે એક નિમકદાર વેરાન જમીન સિવાય બીજુ કાંઈ નથી એવો (મૂર્ખ) કોણ છે કે જેણે આવી નિમકવાળી ભૂમિમા શોખથી દાણો વાવ્યો હોય? દુન્યવી હસ્તીના બાગનો મેવો તે દુઃખ અને દર્દ સિવાય બીજો નથી કોઈ એવો માણસ મે સાંભળ્યો નથી કે જેણે બરુના ઝાડ ઉપરથી તાજાં ફળો તોડ્યા હોય                    (ઔરગી)

ન શાવદ, ખામે જાનરા મર્ગે ગોફતન,
બઝુલ્મત નુરે હસ્તીરા નિહુફતન :
કે જાને અસ્લી, અય મર્દે ખિરદમદ,
નમીરદ ચુન ઝ તન બુગસરત પયવદ.
હમાના ઝર્રેઈ અંદર જહાન નીસ્ત.
કે દર વય જૌહરે અસ્લી નહાન નીસ્ત
તન અઝ ખાકસ્ત ઓ બાયદ મર્જઅશ ખાક,
મુકામે જાન બુવદ બરતર ઝ અફલાક

જીવ ઊઘમાં પડે તેને મોત કહેવું, અથવા હસ્તીના નૂરને અંધકારમાં છુપાવવું મઝાવાર નથી. અય હોશમદ ઈન્સાન! આ અસ્લી દરજાનો (ખુદાઈ) આત્મા આપણા તન સાથેનો સંબંધ તૂટવા છતાં પણ મરતો નથી. ખચીત, આ જહાનમાં એવી એક પણ રજકણ નથી કે જેમાં તે ખુદાઈ અંશ ગુપ્ત રહ્યો નહિ હોય. આ તન તો ખાકનું બન્યું છે અને ખાકમાં પાછું ફરશે, જ્યારે આત્મા તો આકાશો કરતાં પણ ઊંચો મરતબો ભોગવે છે.

(યુસુફ ઉદ દૌલા)

*

હુઝન ઓ અંદૂહસ્ત કૂતે બદેગાન,
ગમ ખ્વદ યારે કરેહ જુયદગાન;
અઝ ચે મૌજુદી બયદીશ, અય પિસર
હર કસી દારદ ગમે ખીશ, અય પિસર;
કર્દ ઈઝદ મર તુરા અઝ નીસ્ત હસ્ત,
અઝ બરાએ આનકે બાશી હક પરસ્ત,
તા તુ બાશી, બૂદેએ મઅબુદ બાશ,
બા હયા ઓ બા સખા ઓ જૂદ બાશ

હાય અફસોસ અને ફિકર ચિંતા આ ખાકી બંદાઓનો ખોરાક છે, જેઓ ખુશાલી શોધવા નીકળશે તેઓ સાથે પણ ગમગીની દોસ્તી સાધશે અય બેટા, તું શામાથી પયદા થયો તેનો અંદેશો કર, તું જાણ કે દરેક માણસને પોતપોતાનો ગમ તો હોય જ ખુદા તને નિસ્તીમાથી હસ્તીમાં એટલા માટે લાવ્યો છે કે તુ હરદમ ખુદાપરસ્ત જિંદગી ગાળે. જ્યાંસુધી તું જીવે ત્યાંસુધી તુ તે દાદારનો બંદો થઈ રહેજે, અને નમ્રતા, સખાવત અને પરોપકારમાં તારું જીવન પસાર કરજે.

(ફરીદ ઉદ દીન અત્તાર)

શનીદમ કે જમશીદે ફરરૂખ સિરિશ્ત
બ સરચશ્મેઈ બર બસંગી નવિશ્ત.
બદીન્ ચશ્મે ચુન મા બસી દમ ઝદંદ,
બરફતંદ ચુન ચશ્મ બરહમ ઝદંદ;
ગિરફતંદ આલમ બ મર્દી ઓ ઝૂર
વ લેકિન નબુરદંદ બા ખુદ બ ગૂર

મેં સાંભળ્યું છે કે એક વેળા નેક ખસલત બાદશાહ જમશીદે એક પાણીના ફુવારા આગળ એક પથ્થર ઉપર લખ્યું હતું કે—આ ચશ્મા (ફુવારા) આગળ અમારા જેવા તો કંઈએક શ્વાસ લઈ ગયા (ઊઠી ગયા) છે, પરંતુ તેમની ચશ્મ (આંખો) ના પલકારમાં તેઓએ ચાલતી પકડી છે મર્દાનગી અને જોર મદદથી તેઓએ દુનિયા જીતી, લેકિન પોતાની સાથે તેઓ કશું પણ ગોરમાં લઈ જઈ શક્યા નહિ (સાદી)

*

ચુનીન [1]ગોફત શૌરીદઈ દર અજમ,
બ કિસરા કે અય વારિસે મુલ્કે જમ,
અગર મુલ્ક બર જમ બમાન્દી ઓ તખ્ત,
તુરા ચુન મુયસ્સર શુદી તાજ ઓ તખ્ત?
અગર ગન્જે કારૂન બદસ્ત આવરી,
ન માનદ, મગર આનચે બખ્શી, બરી

ઇરાનમાં એક દીવાના શખ્સે એક વેળા ખુસરો (બાદશાહ નૌશીરવાન આદિલ) ને કહ્યું કે—અય જમશીદની સલ્તનતના વારસ! અગર જો જમશીદની સલ્તનત કાયમ રહેવા પામી હોત તો તેનાં તાજોતખ્ત આજે તારા હાથમાં આવી પડત જ કેમ? જો તને [1]કારૂનનો ગંજ પણ હાસેલ થાય તોપણ તે રહેશે તો નહિ જ મગર તેમાંથી તું જેટલું સખાવતમાં આપશે તેટલું જ તું તારી સાથે લઈ જશે (સાદી)

*

દમી અઝ હક મશવ ગાફેલ, દરીન રાહ
ચુન મીદાની કે આયદ મર્ગ નાગાહ

આ (દુનિયાના) રસ્તામાં સત્ય (પ્રભુ)થી એક ઘડીભર પણ ગાફેલ રહેતો ના, કેમકે તું જાણે છે કે મોત એકાએક આવી પહોંચે છે

(નાસિર ખુસરો)

---

૧ કુબેર ભંડારી પેઠે કારૂન તેના બેશુમાર ખજાના માટે મશહુર છે

નાસિરે ખુસરો મ રાહી મી ગુઝસ્ત,
મસ્ત ઓ લાઅકલ ન ચુન મય ખારગાન
દીદ કબરસ્તાન ઓ મબરઝ રૂબરૂ
બાંગ બર ઝદ ગોફ્ત કે અય નઝ્ઝારગાન,
નઅમતે દુનિયા ઓ નઅમનખારેહ બીન
ઈનશ નઅમત, ઈનશ નઅમતખારગાન

એક વેળા નાસિર ખુસરો રસ્તા ઉપરથી જતો હતો તે મસ્ત અને હોશફરામોશ હતો પરંતુ દારૂડિયા પેઠે તે બેઅકલ ન હતો તેણે કબ્રસ્તાન અને ગંદકી રૂબરૂ દીઠાં અને પુકારી ઊઠયો કે—અય જોનારાઓ! દુનિયાની ન્યામત અને તે ન્યામત ખાનારાઓ (ખાઈને કબરમાં પડેલા) તો જુઓ! આ તે ન્યામત અને આને ન્યામત ખાનારાઓ!

( નાસિર ખુસરો )

*

ઈન મતાએ જહાન ચુન મુરદારીસ્ત
કરગસાન ગિર્દે વય હઝાર હઝાર:
ઈન વરીરા હમીન ઝનદ મિખલબ
વઆન દિગર રા હમીન ઝનદ મિનકાર
આખેર ઉલ અમ્ર પરઘુરીદે હમે,
વ અઝ હમે બાઝ માન્દેહ ઈન મુરદાર

આ જહાનની માલમતા મડદાં સમાન છે જેની આજુબાજુ હજારો ગીધ ભેગા થયાં છે, કોઈ એક મડદાંને પંજો મારે છે કોઈ બીજા મડદાને ચાંચથી ફોલી ખાય છે આખરે બધાં ગીધો જે પાંખ કપાવાથી લાઈલાજ થાય છે અને તે સઘળામાંથી બાકીના મડદા ( હમલાબધ ) પડયા રહે છે

( હકીમ સનાઈ )

*

મહેતરાને જહાન હમે મુરદહ
મર્ગેરા સર હમે ફરૂ કરદહ
ઝીરે ખાક અંદરૂન શુદહ આનાન
કે હમે કુરકહા બર આવરદહ
અઝ હઝારાન હઝાર નઅમત ઓ નાઝ
ન બ આખેર બજુઝ કફન બુર્દહ.

ખુદ ખાક નશમન આનને પૂછીદ
વં અનને દાદ ઈ આનને ના પુરદ

આ જહાનમાં મહા પુરુષો સૌ મરણ પામ્યા છે, અને મોત નામના તેમને સર નમાવ્યું છે જેઓએ નહલો જમાવ્યા હતા તેઓ જ ખાકની નીચે પડયા છે. જેઓ હાનોદાનર નામત અને અશરત ભોગવતા હતા તેઓ તેનાથી આખરે એક કફ સિવાય બીજું કંઈ સાથે લઈ ગયા નથી ખરેખરી નામત તો તેઓએ જે પહેર્યું ઓઢયું, જે સખાવતો કરી અને જે ખાધુંપીધું તેમાં સમાયેલી હતી (પણ જે છાડી ગયા તેમાં નહિ).
(રૂદકી)

•

ઝિન્દગાની ચે કૂતાહ ઓ ચે દરાઝ
ન બ આખર બમુર્દ બાયદ બાઝ!
હમ બ ચમ્બર ઉફર બાશદ ખૂ
ઈન રસન રા અગરચે હસ્ત દરાઝ
ખાહી અન્દર અના ઓ શિદ્દત ઝી,
ખાહી અન્દર અમાન બ નેઅમત ઓ નાઝ
ખાહી અન્દકતર અઝ જહાન બપઝીર,[1]
ખાહી અઝ રય બગીર તા બતરાઝ—
ઈન હમે બાદ ઓ બૂદ તુ ખાબસ્ત
ખાબરા હુકમ નય મગર બ મજાઝ
ઈન હમે રૂઝે મર્ગ યકસાનન્દ,
નશનાસી ઝ યકદીગર શાને બાઝ

જિન્દગી ટૂંકી હોય યા લાંબી તે શું આખરે મોતમાં ખતમ થતી નથી! આ જીવનદોરી ગમે તેટલી લાંબી હોય તો પણ છેવટે તો (અનેક દોરીઓથી ગૂંથાયેલા) પટામાં જઈ મળે છે જોઈએ તો મુસીબત અને સખ્તીમાં જિંદગી ગુજાર, જોઈએ તો તે સલામતી અને એશઆરામમાં પસાર કર. તારુ મન ચાહે તો દુનિયામાંથી થોડો જ કસ કાઢ અને ખુવી પડે તો [1]રય શહેરથી તે [2]તરાઝ શહેર સુધીનો દૂર દરાઝ મુલક જીતી લે (અને મહાન સુલતાન બની જા) —છે છતાં આ તારી સઘળી ધામધૂમ સ્વપ્ન સમાન છે, અને સ્વપ્નની તેના આલંકારિક અર્થ સિવાય કશી

૧ અને ૨. રય તે પયગમ્બર ઝરથુસ્તનું જન્મ સ્થળ મનાય છે હાલમા તે ખંડેર થયું છે અને તેની પાસે જ તેહરાન શહેર વસ્યું છે તરાઝ શહેર, જે એની

અગત્ય જ નથી. મોતને દિવસે આ સૌની કીમત મરેખી જ સમજવી, અને તે વખતે એક બીજા વચ્ચે (મોટા નાના વચ્ચે) તું કશો ફરક જોઈ શકીશ નહિ.

(રૂદકી).

*

દીર બમાન્દમ દરીન સરાએ કુહન મન,
તા કુહનમ કર્દ સોહબતે દે ઓ બેહમન.........
અય બખિરદ બા જહાન મકુન સતુદ ઓ દાદ,
કે ઉ બસિતાનદ ઝ તુ કવદ બ સુઝન.
જુસ્તમ મન સોહબતશ વ લીકન અઝ આન કાર
સુદ નદીદમ જુઝ આનકે સુદેહ શુદમ તન.........
મસકને તુ આલમીસ્ત રોશન ઓ બાકી,
નીસ્ત તુરા આલમે ફરવરદીન મસકન
શમ્એ ખિરદ બર ફુરૂઝ દર દિલ ઓ બિશતાબ
બા દિલે રોશન બસુએ આલમે રોશન

આ જૂના મકાન (દુનિયા) મા હું લાંબો વખત સુધી રહ્યો, અને દેહ અને [1]બેહમન મહિનાઓ (શિયાળા) ની સોહબતથી (યાને ઘણા શિયાળાઓ કાઢવાથી) હુ જ જૂનો પુરાણો (ઘરડો) થઇ ગયો. .. ..અય શાણા શખ્સ! આ દુનિયા સાથે આપ લે કરતો ના, કેમકે આ દુનિયા તો સોય આપી તારી પાસેથી, પાવડો પડાવી લેશે મે જગતની સોબત સાધી મગર કશો જ ફાયદો મેળવ્યો નહિ, અને નકામા મારૂ શરીર જ ધિસાઇ ગયું.........તારૂં ખરૂં મુકામ તે રોશન અને જાવેદાન આલમમા છે, પણ આ [2]ફરવરદીન મહિનાવાળી (ખુશનુમા દેખાતી વસંતઋતુ વાળી) દુનિયા તારી ખરી-જગા નથી. તારા દિલમા ડહાપણની બત્તી સળગાવ, અને રોશન દિલ સાથે રોશન આલમ (મીનોઈ જહાન) માં દોડી પહોંચ.

(નાસિર ખુસરો).

*

કસ્તુરી માટે પ્રખ્યાત છે, તે છેક ચીનની સરહદ ઉપર છે. રથી તરાઝની મનઝલ અતિ લાંબી કહેવાય.

૧. જરથોસ્તી ભાઇઓ જાણે છે તેમ, ફસલી ગણત્રીપ્રમાણે દેહ અને બેહમન મહિનાઓ શિયાળામા આવે છે.

૨. ફસલી ગણત્રી પ્રમાણે ફરવરદીન મહિનો વસંતઋતુમા આવે છે.

અગર સદ સાલ માની વર યકી રૂઝ,
બબાયદ રફ્તન અઝ ઈન કાખે દિલઅફરૂઝ:
પસ આન બહેતર કે ખુદ રા શાદ દારી,
દર આન શાદી ખુદા રા યાદ દારી:
બ વકતે ખુશદિલી ચુન શમ્એ પુર તાબ
દહાન પુર ખંદે દારી ચશ્મ પુર આબ.

તું સો વર્ષ જીવે કે એક દિવસ જીવે તોપણ આ દિલચશ્પ મહેલ (દુનિયા) માંથી તારે જવું તો પડશે જ. ત્યારે બહેતર છે કે તું ખુશાલીમાં રહે, મગર તું ખુશાલીમાં ખુદાને યાદ કરતો રહે. ગમે તેવા હસીખુશીના અયામમાં એક રોશન મિણબત્તી સમાન તારું મુખ હસતું મગર તારી આંખો આંસુભરી રાખ. (સળગતી મીણબત્તોની રોશનીને હસતાં મુખ સાથે અને મીણનાં ટીપાં ને આંસુ સાથે સરખાવવામાં આવ્યાં છે).

(નિઝામી ગંજવી).

*

અગર સદ કૂહ બાયદ કંદ પુલાદ,
ઝબુન બાશદ બદસ્તે આદમી ઝાદ:
ચે ચારેહ કાન બની આદમ ન દાનદ
બજુઝ મુરદન કઝુ બીચારેહ માનદ?

અગર જો પોલાદના સો પર્વતો ખોદી કાઢવાના હોય તો આદમી જાતને હાથે તે ખોદાઈને ખાક થશે. પણ એનો શો ઇલાજ કે તે જ માનવજાત મરવા સિવાય બીજું કાંઈ જ જાણતી નથી, અને મરણથી તે લાચાર બની જાય છે?

(નિઝામી ગંજવી)

*

ગોફ્ત ચુન સુકરાત દર નઝઅ ઊફતાદ,
બુદ શાગિર્દી બગોફત અય ઊસતાદ,
ચુન કફન સાઝીમ ઓ તન પાકત કુનીમ,
દર કુદામીન જાઈ દર ખાકત કુનીમ?
ગોફત અગર યાબી તુ બાઝમ અય ગુલામ,
દફન કુન હરજા કે ખાહી વસસલામ:
મન ચુન ખુદ રા ઝિંદેહ દર ઉમ્રે દરાઝ
યફ ન. બુદેમ, મુદેહ કય યાબી તુ બાઝ?

મન ચુનાન રફતમ કે દર વકતે ગુઝરે
યક સરે મૂયમ નબૂદ અઝ ખુદ ખબર.

એમ કહેવાય છે કે જ્યારે સોક્રેટીસના મોતનો આખરી વખત આવી લાગ્યો ત્યારે તેના એક શાગિર્દે પૂછ્યું કે—અય ઉસ્તાદ! જ્યારે તમારું કફન તૈયાર કરીશું અને તમારું બદન ધોઈને પાક કરીશું ત્યારે તમને કઈ જમીનમાં દાટવા? સોક્રેટીસે જવાબ આપ્યો કે—અય જવાન! અગર તું મને (મારી ખરેખરી ઝાતે પાકને, મારા આત્માને) શોધી શકે તો જ્યાં તને ગમે ત્યાં મને (મારા શરીરને) દફન કરજે કે વાત પૂરી થાય. પણ મારી આટલી લાંબી ઉમરમાં જ્યારે હું પોતે જીવતાંજીવત મને (મારી અમર ખુદાઈ જાતને) શોધી ન શક્યો, તો મારા મરણ પછી તું મને શી રીતે હાથ કરી શકીશ? હું એવી રીતે ગુઝર પામીશ કે મારા મરણ સમયે મારા શિરો મને એક વાળભાર પણ ખબર નહિ રહે.

(ફરીદઉદ્દીન અત્તાર)

*

ચે ફાઈદેઅ ઝિરિહ ચ કુશાદે તીરે કઝા!
ચે મનફેઅત ઝ સિપર ચ નફાઝે હુકમે કદર?
અગર ઝ આહન ઓ પુલાદ સૂરે હિસ્ન કુની,
હવાલે ચુન બરસદ ઝૂદ અજલ બકૂબદ દર.

જ્યાં કિસ્મતનું તીર છૂટ્યું ત્યાં બખ્તર પહેરવાથી શો ફાયદો? જ્યારે તકદીરનો હુકમ નીકળ્યો ત્યારે ઢાલ રાખવાથી શો લાભ? જો લોખંડ અને પોલાદથી તારા કિલ્લાની દીવાલ તું મજબૂત કરે, તોપણ જ્યાં (તે માલેકનું) ફરમાન આવી પહોંચ્યું ત્યાં તુરત મોત તારું બારણું ઠોકતું આવી લાગશે.

(હાફેઝ)

*

ફલક રાયયર અઝ ઈન ખુદ નીસ્ત કારી,
કે યારી રા જુદા સાઝદ ઝ યારી.

દોસ્તોને એકમેકથી જુદા પાડવાના કામ સિવાય આસમાનને બીજું કશું કામ જ નથી.

(કાશિફી)

*

મરા બમર્ગે અદૂ જાએ શાદમાની નીસ્ત,
કે ઝિંદગાનીએ મા નીઝ જાવેદાની નીસ્ત.

દુસ્મનના મોતથી મને ખુશ થવાનું કશું કારણ નથી, કેમકે મારી પોતાની જિંદગી જાવેદાન સુધી પહોચવાની નથી

(સાદી)

*

પાક અઝ અદમ આમદીમ, નાપાક શુદીમ,
આસુદેહ દર આમદીમ વ ઘમનાક શુદીમ :
બૂદીમ અઝ આબે દીદેહ દર આતિશે દિલ,
દાદીમ બ બાદ ઉમ્ર વ દર ખાક શુદીમ

નીસ્તીમાથી તો પાક આવ્યા હતા પણ (આ દુનિયામા રહેવાથી) અમે નાપાક થયા આસુદા આવ્યા હતા પણ (આ દુનિયામા રહી) ગમગીન થયા. ઘડીમા અમે આસુ સાર્યાં, ઘડીમાં (નિરાશાના) આતશથી અમારુ દિલ બળી ગયુ આખરે અમારો જાન હવામાં ઊડી ગયો અને અમે ખાક નીચે જઈ સુતા (આ રીતે જગતના ચાર તત્ત્વો—પાણી, આતશ, હવા અને ખાક–નો અમે લાભ લીધો !)

(ઓમર ખૈયામ)

*

રસદ અઝ કમાને પિનહાન શબ ઓ રૂઝ તીરે પરરાન,
બિસ્પાર જાને શીરીન, ચે કુની ? સિપર ન દારી

રાત દિન એક છૂપી કમાનમાથી ઊડતુ તીર આવી પહોંચે છે, માટે તારો પ્યારો જાન તું અર્પણ કરી દે તુ શુ કરી શકે ? તારી પાસે ઢાલ તો નથી

(દીવાને શમ્સે તબરીઝ)

*

સઆદીયા મર્દે નીકનામ નમીરદ હરગિઝ,
મુર્દેહ આનસ્ત કે નામશ બનીકુઈ ન બરદ

હે સાદી એક નેકનામવાળો માણસ કદી મરતો નથી મૂઓ છે તો તે કે જેનું નામ કોઈ નેકી સાથે જોડતુ નથી

(કાશિફી)

*

પીશ અઝ મન ઓ તુ લયલ ઓ નહારી બુદે અસ્ત,
ગરદદેહ ફલક અઝ બહેરે કારી બુદે અસ્ત,

ઝિનહાર કદમ બ ખાક આહિસ્તે નેહી,
કેઆન મર્દુમકે ચશ્મે નિગારી બુદે અસ્ત.

તારા અને મારા પહેલાં અનેક રાત્રિઓ અને દિવસો પસાર થઈ ચૂક્યાં છે, પણ આ ફરતું આસમાન તો પોતાના કામ પર મંડયું જ રહ્યું છે. તું સાવચેત રહી ધરતી ઉપર તારું કદમ આહિસ્તા મૂકજે, નહિ તો (તેમાં દફન થયેલી) કોઈ સુંદરીની આંખની કીકી ઉપર તારો પગ પડી જશે.

(ઓમર ખિયામ)

*

જુમલે દુનિયા ઝ કુહન તા બ નવ
ચુન ગુઝરદે અસ્ત નયરઝદ બ જવ:
મુમલિકતી બહેતર અઝીન સાઝ કુન,
ખુશતર અઝ ઈન હુજરે દરી બાઝ કુન.

આ તમામ દુનિયા, તેની જૂની અને નવી વસ્તુઓ સાથે, પસાર થઈ જવાની હોવાથી, તેની કીમત એક જવના દાણાભાર પણ નથી. માટે એના કરતાં બેહતર કોઈ મુલ્ક માટે તૈયારી કર, અને આ ઓરડા કરતાં વધુ ખુશાલી ભરી જગ્યાનું બારણું ખોલ.

(કાશિફી)

*

યકચદ બકુદકી બ ઉસતાદ શુદીમ,
યકચંદ બ ઉસતાદીએ ખુદ શાદ શુદીમ:
પાયાને સુખન શનવ કે મારા ચે રસીદ—
અઝ ખાક બર આમદીમ ઓ બરબાદ શુદીમ.

બચપણમાં થોડીકવાર અમે ઉસ્તાદ પાસે શીખવા જતા, અને થોડીક વાર અમે જ ઉસ્તાદ બની (બીજાઓને શીખવી) ખુશ ખુશ થઈ ગયા. પણ આ (સઘળી સુખનપરવરી) ને છેવટે અમારા શા હાલ થયા તે તું સાંભળ—અમે ખાકમાંથી આવ્યા અને હવામાં પીગળી બરબાદ થયા.

(ઓમર ખૈયામ)

*

બમીર અય દુસ્ત ગર ખાહી રેહાઈ,
કે બીમુર્દન ન યાબી આશ્નાઈ

અય રફીક, તારે છુટકારો પામવો હોય તો તું મરી છૂટ, કારણ કે મર્યા સિવાય તને (ખુદા સાથેની) દોસ્તી પ્રાપ્ત થશે નહિ.

(કાશિફી)

*

દી કુઝેહગરી બદીદમ અંદરે બાઝાર,
બર તાઝેહ ગિલી લકદ હમી ઝદ બિસ્યાર;
વ આન ગિલ બ ઝબાનેહાલ બ વય મી ગોફ્ત
મન્ત્ર હમ ચુન તુ બુદેહ અમ, નીકુ દાર.

ગઈ કાલે બજારમાં મે એક કુંભાર જોયો, જે તાજી મટ્ટી ઉપર પુષ્કળ ફટકાઓ લગાવતો (અને ઘાટ ઘડતો): તે મટોડીએ તે મૂંગેગોમા પોતાની ભાષામા કુંભારને કહ્યુ કે—મારી સાથે નર્મીથી-કામ રાખ કેમકે હું પણ તારી માફક એક વખત મનુષ્ય હતી (પણ મરણ પામી, દફન થઈ, હવે મટ્ટી બની છુ)

(ઓમર ખૈયામ)

*

દિલા ચે બસ્તેએ ઈન ખાકદાને બર ગુઝરાની?
કઅઝ ઈન હઝીરે બીરૂન પર કે મુર્ગે આલમે જાની:
તુ યારે ખિલવતે નાઝી, મુકીમે પરદેએ રાઝી,
કરારગાહ ચે સાઝી દર ઈન નશીમને ફાની?

અય દિલ, આ પસાર થઈ જનાર ખાકી મકાન (દુનિયા) માં તુ શામાટે બંધનમા પડ્યુ છે? તું તો મીનોઈ આલમનું પક્ષી છે, માટે આ ચોગાન છોડી તું ઊડી જા તું એકાંત પસંદ કરનારો પ્યારો રફીક છે, તું ભેદભરમના પરદામાં વસનારો રહીશ છે, તુ આ ફાની માળામાં શામાટે તારુ મુકામ બનાવે છે?

(દીવાને શમ્સે તબરીઝ)

*

કઝા દસ્તીસ્ત પન્જ અંગુસ્ત દારદ,
ચુન ખાહદ અઝ કસી કામી બર આરદ,
દો બર ચશ્મશ નિહદ, દીગર દુ બર ગૂશ,
યકી બર લબ નિહદ, ગુયદ કે ખામૂશ.

કઝા (કિસ્મત અથવા મોત) એક પાંચ આંગળાંવાળા હાથ સમાન છે. જ્યારે કોઈ માંણસ સાથે કઝાને કામ પડે છે ત્યારે એ આંગળાં તેની

આંખો ઉપર, બીજાં બે કાનો ઉપર, અને પાંચમું આંગળું તેના હોઠ ઉપર મુકીને કઝા તેને કહે છે કે–ખામોશ રહે.

(એક ફારસી શાએર)

*

જનાઝે અમ ચુન બબીની મગુ ફિરાક, ફિરાક;
મરા વિસાલ ઓ મુલાકાત આન ઝમાન બાશદ,
મરા બગૂર સિપારી મગુ વિદા, વિદા,
કે ગૂર પરદેએ જમઈઅતે જિનાન બાશદ.

જ્યારે તુ મારો જનાઝો જુએ ત્યારે 'રે જુદાઈ" રે જુદાઇની બાંગ પાડતો નહિ કેમકે હું તો તે વખતે (મારા માલેકની) મુલાકાત અને મેળાપની મોજ ભોગવતો હોઈશ જ્યારે મને કબરમાં મૂકે ત્યારે "છેલ્લી સલામ, છેલ્લી સલામ" નો પુકાર ન કરતો, કારણકે કબર એક એવો પરદો છે કે જેની પાછળ સ્વર્ગોનો સમુદાય સમાયેલો હોય છે

(દીવાને શમ્સે તબરીઝ)

*

ચેરા દિલ દર ઈન કારવાનગાહ નિહીમ
કે યાગન બરકૂતદ ઓ મા બર રેહીમ?
પસ અઝ મા હમીન ગુલ દેહદ બૂસતાન,
નશીનદ બા યાદીગર દૂસ્તાન

જ્યારે દોસ્તો ચાલતા થયા હોય, અને આપણે પોતે પણ ચાલી નીકળવાના રસ્તા ઉપર જ હોઈએ, ત્યારે આવા મુસાફરખાના (દુનિયા) ઉપર આપણાથી દિલ શી રીતે મુકાય? આપણા (મોત) પછી બાગોમાં હમેશ માફક ફૂલો ખીલશે અને (રામેતાં મુજબ) દોસ્તો પણ એક બીજા સાથે બેસી મોજ કરશે

(સાદી)

*

ચિહલ સાલે ઉમ્રે અઝીઝત ગુઝશ્ત,
મિઝાજે તુ અઝ હાલે તિફલી નગશ્ત
હમે બા હવા ઓ હવસ સાખ્તી,
દમી બા મસાલેહ ન પરદાખ્તી;
મકુન તકિયે બર ઉમ્રે નાપાયદાર
[illegible]

તારી અમૂલ્ય જિંદગીનાં ચાળીસ વર્ષ તો ગયાં તોપણ હજી તારો છોકરવાદ, સ્વભાવ બદલાયો નહિ. આખું જીવન તેં ઠાલી બડાઈ અને હવસ પછવાડે પૂરું કર્યું, પરંતુ અગત્યનાં કામ પછવાડે તેં ઘડી પણ ગાળી નથી. આ નાપાયદાર ઉમર ઉપર તું વિશ્વાસ ન રાખ, અને આ જમાનાની ચાલબાજીથી તું નચિંત ન રહે. (સાદી)

*

ઉમ્ર ; બર્ફસ્ત ઓ આફતાબે તમૂઝ;
અંદકી માનદ, ઓ ખાજા ઘરરેહ હનુઝ!

આપણી ઉમર બરફ સમાન છે અને ઉનાળાનો સૂર્ય પ્રકાશે છે; હવે તો બરફ (ઉમર) થોડો જ બાકી છે, તોપણ ભાઈ સાહેબ, હજી તમે ક્યાંસુધી છેતરાયા કરશો?

(સાદી)

*

ઉમ્રે તુ ચે દૂસદ, વચે સીસદ, ચે હઝાર;
ઝં ઈન કુહને સરા બીરૂન બરદત નાચાર :
ગર બાદશાહી વગર ગદાએ બાઝાર,
ઈનૂ હર દો બયક નિર્ખ બુવદ આખિર કાર.

તારી ઉમર બસો કે ત્રણસો કે હજાર વર્ષની હોય તોપણ આ જૂના પુરાણા ઘરમાંથી તને લાચાર હાલતમાં બહાર કાઢવામાં આવશે. તું બાદશાહ હોય કે બઝારમાં ફરતો ફકીર હોય તોપણ છેવટે (મોત આગળ) આ બન્નેની કીમત એક જ અંકાશે.

(ઓમર ખૈયામ)

*

ખિયાલ કુન દુનિયા કે હુલ્મે, નાયમ અસ્ત,
ખુફ્તે પિંદારદ કે ઈન ખુદ કાયમ અસ્ત :
તા બર આયદ નાગહાન સુબ્હે અજલ,
વા રહદ અઝ ઝુલમતે ઝન્ન ઓ દગલ.

આ દુનિયા તો ઊંઘનારને આવતા સ્વપ્ન સમાન છે એમ તું ખયાલ કર, જો કે સૂનાર તો તેને એક કાયમની વસ્તુ માને છે: છેવટે એકાએક અજલની (મોતની) સવાર પડે છે ત્યારે જ તે સૂનાર પોતાના ખોટા વિચારો અને ખામીઓના અંધકારથી છૂટો થાય છે.

(જલાલુદ્દીન રૂમી)

દુનિયા બ મુરાદ રાન્દે ગીર, આખિર ચે?
વઈન નામે એ ઉમ્ર ખાન્દે ગીર, આખિર ચે?
ગીરમ કે બકામે દિલ બમાની સદ સાલ,
સદ સાલ દીગર બમાન્દે ગીર, આખિર ચે?

માની લે કે આ દુનિયા તારી મુરાદ પ્રમાણે ચાલી, તોપણ આખરે શું? એમ સમજ કે જિંદગીનો ચોપડો તમામ વંચાઈ ગયો, તોપણ છેવટે શું? કબૂલ કર્યું કે તારાં દિલની ખાહેશ પ્રમાણે તેં અહીં સો વર્ષ કાઢ્યાં—અરે ધારી લીધું કે તેં બસો વર્ષ કાઢ્યાં, પણ આકેબત શું આવશે? (અલબત્ત મોત સિવાય બીજું આખરી હોઈ શકે નહિ).

(ઓમર ખૈયામ)

*

જહાનરા નીસ્ત હસ્તી જુઝ મજાઝી.
સરાસર હાલે ઉ લહવ અસ્ત ઓ બાઝી.

આ જહાનને હસ્તી જ નથી, અગર હોય તો તે કંઈક અલંકારિક અર્થમાં હોવી જોઈએ: આ દુનિયાની તમામ કારરવાઈ એક રમતગમતના ખેલ સમાન છે.

(મહમુદ શબિસ્તરી)

*

તીરી કે અજલ કુશાદ સિપરહા હીચ અસ્ત,
વ ઈન મોહતશમ ઓસીમ ઓ ઝરહા હીચ અસ્ત:
ચન્દાન કે બરૂએ કારહા નિગરમ
નીકસ્ત કે નીકસ્ત, દીગરહા હીચ અસ્ત.

જ્યાં અજલે તીર છોડ્યું ત્યાં ઢાલો નકામી છે, અને દરજ્જો અને સોનુંરૂપું તમામ બેફાયદા છે. હું જેમ જેમ દુનિયાના કારોબાર ઉપર નજર નાખું છું તેમ તેમ માલુમ પડે છે કે નેકી જ સૌથી નેક (ઉત્તમ) છે અને બાકીનું સઘળું બિનજરૂરી છે.

(ઓમર ખૈયામ)

*

ન બાયદ શુદ બ હસ્ત ઓ નીસ્ત ખુશનૂદ
દર ઈન હસ્તી કે યાબદ નીસ્તી સૂદ;
ચશાનદ આબ ઓ બર આતિશ નિશાનદ,
બબખશદ ચીઝ વ આનગેહ વા સિતાનદ;

દેહદ બિસતાનદ એ આરી નદારદ,
બજુઝ દાદ એ સિતાદ કારી નદારદ

આ હસ્તી કે જે થોડી જ વારમાં નીસ્તીમાં ફેરવાઈ જશે તેમાં જીવવા કે મરવા માટે ખુશ થવુ જોઈએ નહિ આ હસ્તી તો ઘડીમાં પાણી પિવાડે છે અને ઘડીમાં આતશ ઉપર બેસાડે છે, કોઈ વખતે કોઈ ચીજ આપણને બક્ષે છે અને તુરત પાછી લઈ લે છે એ આપવા લેવામાં એને નામોશી પણ લાગતી નથી, કેમકે આપલેના સોદા સિવાય એને ( આ જિંદગીને ) બીજુ કામ જ નથી.

( કાશિફી )

*

રફ્તમ સુએ હઝીરે એ બગિરીસ્તમ બઝાર
અઝ હિજ્રે દુસ્તાન કે અસીરે ફ્નાં શુદદઃ
"કુજા શુદદ?" ચુન ગોફ્તમ, હઝીરે હમ
દાદ અઝ સદા જવાબ કે ' કુજા શુદદ?"

હું એક હઝીરા ( ચોગાન ) તરફ ગયો, અને જે દોસ્તો મોતના કેદી બની મારાથી જુદા પડ્યા હતા તેઓ માટે હું ઝારઝાર રડયો જ્યારે મેં પૂછયું કે ' તેઓ, ક્યાં ગયા?' ત્યારે હઝીરાએ પડઘો પાડી જવાબ આપ્યો કે "તેઓ ક્યાં ગયા?"

( અમીર ખુસરૂ )

*

અય આશકાન! અય આશકાન! હગામે કૂચ અસ્ત અઝ જહાન!
દર ગૂશે જાનમ મી રસદ તબ્ને રહલ અઝ આસમાન
નક સારબાન બરખાસ્તે, કતારહા આરાસ્તે
અઝ મા હલાલી ખાસ્તે, ચે ખુફ્તેઈદ અય કારવાન?
ઈન બાગહા અઝ પીશ એ પસ બાગે રહલ અસ્ત એ જરસ,
હર લહઝેઈ નફ્સ એ નફ્સ સર મી કુનદ દર લા મકાન

અય આશકો! હે આશકો! હવે આ જહાનમાંથી કૂચ કરવાનો હિંગામ આવી લાગ્યો છે વિદાયગીરી ( મોત )ના ઢોલનો અવાજ અસમાનથી મારા આત્મિક કાન ઉપર પડે છે જુઓ ઊટવાળો ( મોતનો ફિરેસ્તો ) ઊઠયો છે, ( ઊંટોના ) હાર ગોઠવી લો છે, અને પોતાનું કામ હલાલ છે એમ ( કહી પોતાને માફ કરવા ) આપણને વિનતિ કરે છેઃ

ત્યારે અય-કારવાનના મુસાફરો! હજી ઊંઘમાં કેમ પડયા છો? આગળ પાછળથી જે બાગો સંભળાય છે તે આપણી વિદાયગીરી અને ઘટના (સવાલો) છે; હરપળે કોઈનો આત્મા અને કોઈનો દમ જ્યાં મકાન જેવી કોઈ વસ્તુ જ નથી એવી (મીનોઈ) દુનિયા તરફ ચાલતી પકડે છે.

(દીવાને શમ્સે તબરીઝ)

*

આન યકી મી ગોફ્ત "ખુશ બુદી જહાન
ગર નબુદી પાકે મર્ગ અંદર મયાનઃ"
આન દીગર ગોફ્ત "ગર નબુદી મર્ગ હીચ,
કેહ ન અરઝીદી જહાને પીચ પીચ:
ખિરમની બુદી બ દસ્ત અફરાસ્તે,
મુહમલ ઓ નાકૂફ્તા બુગઝાશ્તે"

એક જણે કહ્યુ—"મોતનો ભય જો ન હોત તો આ જહાન બહુ ખુશનુમા દેખાત." બીજાએ કહ્યુ—"જો મોત જ ન હોત તો આ પેચદાર (ગૂંચવણ-ભરી) દુનિયાની કીમત ઘાસના તણખલા જેટલી પણ ન હોત. મોત વિનાની દુનિયા તે રણમાં પડેલા લણેલા અનાજના ઢગ સમાન છે, કે જે બિનઉપયોગનો અને ઝૂડયા વિનાનો પડી રહ્યો છે"

(જલાલુદ્દીન રૂમી)

*

કૂસે રેહલત બકૂફ્ત દસ્તે અજલ,
અય દુ ચશ્મમ! વિદાએ સર બકુનીદ;
અય કફે દસ્ત ઓ સાઅદ ઓ બાઝૂ!
હમે તૌદીએ યકદીગર બકુનીદ,
બર મન ઉફ્તાદે દુશ્મને કામ;
આખિર અય દૂસ્તાન ગુઝર બકુનીદ,
રૂઝગારમ્ બશુદ બ નાદાની,
મન ન કરદમ, શુમા હઝર બકુનીદ

અજલના હાથે કૂચ (મોત) નું નગારું વાગ્યુ છે, મારી, રે મારી બે આંખો! હવે મારા મસ્તકમાંથી વિદાયગીરી લઈ લો. રે મારા હાથનાં હથેળી, કાંડાં અને બાજૂ! તમે પણ એક બીજાને છેલ્લી સલામ કરી લો. મુરાદોનો દુશ્મન (યાને મોત) હવે મારી ઉપર આવી પડયો છે, ત્યારે, અય

દોસ્તો, તમે મારી પાસેથી પસાર થઈ જાઓ મારી જિંદગી તો નાદાનીમાં ખતમ થઈ; મેં કશી ખબરદારી રાખી નહિ, મગર હવે તમે પૂરી સાવચેતી રાખજો. (સાદી)

*

ઈન હમે ઢીચસ્ત ચુન મી બુગઝરદ
બખ્ત ઓ તખ્ત ઓ અમ્ર ઓ નહી ઓ ગીર ઓ દાર:
નામે નીકે રફતગાન ઝાઈ મકુન,
તા બમાંનદ નામે નીકત બર કરાર.

બખ્ત અને તખ્ત, હુકમ કરતા અને મનાઈ કરતાં ફરમાનો, અને તમામ જાતની ધમાલ છેવટે તો ચાલીજ જનાર હોવાથી તેની કીમત કશી જ નથી. મરહૂમોનાં નેક નામો તું ખરાબ ન કર, કે તારું નેક નામ કાયમને માટે રહેવા પામે

(સાદી)

*

અગરત મુરાદ બાશદ કે નમીરી ઓ બમાની,
બ રહાન બ જહદ ખુદરા ઝ જહાને દૂન ઓ ફાની:
ઝ તન ઓ ઝ જાન ઓ અઝ દિલ બુગઝર, મસાઝ મનઝિલ,
કે શવદ સિફાત હાસિલ બ મુરાદ ઓ કામરાની.

જો તને નહિ મરવાની અને (કાયમ) રહેવાની મુરાદ હોય તો કોશિશ કરીને આ નીચ અને ફાની જહાન (નાં બધન) થી તારી જાતને છૂટી કર, તારાં તન, જાન અને દિલ (ની જરૂરિયાત) થી તું પર ચાલ્યો જા, અને એમાં તારી મનઝિલ તું બનાવતો જ ના; આમ કરવાથી ફતેહ સાથે તારી મુરાદ ફળશે અને તને (દિવ્ય) ગુણો પ્રાપ્ત થશે.

(દીવાને શમ્સે તબરીઝ)

*

મગર ઐહરે બર ગીરમ અઝ પદે ખીશ,
બર અંદીશમ અઝ મર્ગે ફરઝંદે ખીશ;
મરા બૂદ નૌબત, બે રફત આન જવાન,
ઝ દર્દશ મનમ ચુન તને બી રવાન;
શિતાબમ મગર તા હમી યાબમશ,
ચુન યાબમ બબયધારેહ સિતાબમશ—
કે નૌબત મરા બૂદ, તુ બીકામે મન
ચેરા રફતીઓ બુર્દી આરામે મન?

ઝ બદહા તુ બૂદી મરા દસ્તગીર,
ચેરા રાહ જુસ્તી ઝ હમરાહે પીર ?
મગર] હમરહાને જવાન યાફ્તી,
કે અઝ પીશે મન તીઝ બિશ્તાફ્તી.........
હમાના મરા ચશ્મ દારદ હમી,
ઝ દીર આમદન ખશ્મ દારદ હમી :
મરા શસ્તો પંજ ઓ વરા સીઓ હફ્ત,
ન પુરસીદ અઝ ઈન પીર ઓ તનહા બેરફ્ત :
વય અંદર શિતાબ ઓ મન અંદર દરન્ગ,
ઝ કિરદારહા તાચે આયદ બચન્ગ.

મારી નસીહતનો લાભ મને જ લેવો પડે છે, કેમકે મને મારા ફરઝંદના મોતનો હવે અંદેશો થાય છે. મરવાનો વખત તો મારો હતો, મગર તે જવાન ચાલી ગયો, અને તેના દર્દથી હું જીવ વિનાની લાશ સમાન રહી ગયો છું. હું પણ ઉતાવળ કરૂં છું કે તેને પકડી પાડું, અને જો મળે તો શિતાબીથી તેને ઠપકો આપું કે-જવાનો વારો તો મારો હતો, અને મારી ખાહેશ વિના તું કેમ રવાના થયો અને મારો આરામ છીનવી ગયો ? (દુનિયાનાં) દુઃખોમાં તું જ મારો મદદગાર હતો, ત્યારે ઘરડા પિતાનો સાથ છોડી તું કયાં ચાલી નીકળ્યો ? શું તને જવાન મુસાફરોનો સાથ મળી ગયો કે મને છોડી આટલી તેજીથી તું ઊપડી ગયો ?......... ખચીત તે મારી આવવાની રાહ જોતો હશે, અને આવવામાં ઢીલ થઈ તે માટે તે મારી ઉપર ગુસ્સે થતો હશે. મને પાંસઠ વર્ષ થયાં જ્યારે એ સાડત્રીસની ઉમરનો હતો, અને ઘરડા બાપને પૂછ્યા વિના તે એકલો ચાલતો થયો. તે ઉતાવળમાં પડી ગયો, હું ઢીલમાં બેસી રહ્યો; હવે જોઉં છું કે (મારી) કરણીનો શો નતીજો મારે હાથ આવે છે.

( ફિરદોસીનો પોતાના બેટાના મરણ ઉપર વિલાપ )

*

યકી પદ ગુયમ તુરા અઝ નુખુસ્ત,
દિલ અઝ મહેરે ગીતી બબાયદત શુસ્ત :
જહાને ફિરેબંદેહીસ્ત બા રંગ ઓ બૂઈ,
દિરવ મગી ઓ ઉમ્ર આબ ઓ મા કિશ્તે ઊઈ :
ચુનાન ચુન દિરવ રાસ્ત હમવારેહ કિશ્ત,

હમે મર્ગરાઇમ બાં ખ્યૂશ એ ઝિશ્ત
બજાઈમ હમર્વારેહ તાઝાન બરાહ
બદીન દુ નવન્દે સપીદો સિયાહ
સુનીન કારવાની કંઝ ઇન શહેર બેંર
શુવદ શાન ગુઝર સુએ શહેરે દિગર:
યકી પીશો દીગર ઝ પસ માન્દેહ બાઝ,
બનૌબત રસીદેહ બમન્ઝલ ફરાઝ
બયાં તા નહારીમ દિલરા બરન્જ,
કે બા કસ નસાઝદ સરાએ સિપન્જ

તને શરૂઆતમાં જ એક નસીહત આપું છુ કે આ દુનિયાની મોહ-માયાથી તારા દિલને ધોઈ કાઢવુ જોઈએ આ દુનિયા રગ અને ખુશબો ભર્યા એક ખેતર સમાન છે, કાપણી કરનાર મોત છે, ઉમર પાણી જેવી છે, અને આપણે તેની ખેતી સમાન છીએ જેમ ખેતર હમેશાં કાપણીને માટે જ સરજાયુ છે તેમ આપણે પણ ભલા હો યા ભૂડા પણ મોત માટે જ પેદા થયેલા છીએ આ બન્ને સફેદ અને કાળા ઘોડા (દિવસ અને રાત્રિ) ઉપર (સવાર થઈ) આપણે હમેશાં રસ્તા ઉપર ધસ્યા જઈએ છીએ આપણે એક કારવાન સમાન છીએ જે એક શહેરથી બીજા શહેર તરફ પસાર થાય છે કોઈ પહેલા ચાલી નીકળે છે, કોઈ પાછળ રહી જાય છે, પરતુ તે પણ પોતાના વારા પ્રમાણે મનઝિલે પહોચી જાય છે. (અય બિરાદર), અહીં આવ કે આપણે દિલમાંથી રજ દૂર કરીએ, કેમકે આ ત્રણ પાચ દિવસની જગ્યા (આ ફાની દુનિયા) કોઈની થવાની યા રહેવાની નથી

**(ફિરદૌસી)**

*

## ૯. હિંદી અવતરણો

અયસે બરકા ક્યા બરૂ જો જન્મે ઓ મરી જાય ?
બર બરિયે એક સાંવરો, મેરો સુહાગ અમર હો જાય

**(મીરાબાઈ)**

*

ગાફિલ તુ સોચ મનમે હરિનામ કયો બિસારા,
સુનતા નહિ બજે હય સિર કાલકા નગારા
જોબન ભરી હય નારી દિલકો લગે પિયારી,

જબ મૌતકી તિયારી, તુજસે કરે કિનારા.
ઘર માલ ધન ખજાના, સંગમે કોઈ ન જાના,
ક્યોં દેખકે લુભાના, સબ જૂઠ હય પસારા.
સુંદર હય દેહ તેરી, હોવે ભસમકી ઢેરી,
પલકી લગે ન દેરી, ફિરથા કરે બિચારા.
માયા કે જાલ માંહી મૂરખ રહા ફસાઈ,
બ્રહ્માનન્દ મોક્ષ પાઈ, હરિચરણ કા સહારા.

(સ્વામી બ્રહ્માનન્દ)

*

ક્યા ભૂલિયા દીવાને, દુનિયામે સાર નાહી,
દિન ચારકા તમાશા, આખિર કરાર નાહી.
રાજા વઝીર રાની, પંડિત સુધીર ગ્નાની.
સબ હો ગયે હય ફાની, જિનકા શુમાર નાહી.
સૂરજ વા ચાંદ તારે, સાગર પહાડ ભારે,
હોવેગે નાશ સારે, તનકા આધાર નાહી
દુનિયાસે હોવ ન્યારા, સત્સંગ કર પિયારા,
સુન ગ્નાનકા વિચારા નરજન્મ હાર નાહી.
ભવસિંધુ-નીર ભારી, હરિનામ પાર તારી,
બ્રહ્માનન્દ મોક્ષકારી, દિલસે બિસાર નાહી.

(સ્વામી બ્રહ્માનન્દ)

*

ચલ વૈભવ ધન સંપત્તિ, ચલ જોબન, ચલ દેહ,
ચલા ચલી કે વક્તમેં ભલાભલી કર લે.

(એક હિંદી કવિ)

*

કાગા સબ તન ખાઈઓ, ચુન ચુન ખાઈઓ માંસ,
દો નયના મત ખાઈઓ, પિયુ મિલનકી આસ.

(એક હિંદી કવિ)

*

જાગો લોકો મત સુવો, ન કરો નિંદસે પ્યાર,
જયસો સપનો રૈનકો, વયસો એ સંસાર.

(કબીર)

પિંપલ પાન ખરંતા હસ્તી કુંપલિયા,
મુજ વિતી તુજ વિતેગી, ધીરી બાપલિયાં.

(કબીર)

*

માલી આવત દેખકે કલિયોં કરી પુકાર,
ફૂલફૂલ તુમ ચુન લહો, કાલ હમારી બાર,

(કબીર)

*

ચલતી ચક્કી દેખકે દિયા કબીરા રોય,
દો ભિતરકી બીચમેં સાબિત રહા ન કોય;
આરેપારે જો રહા જીના પીસે સોય,
ખૂટ પકડે જો રહે પીસ સકે નવ કોય

(કબીર)

*

આજ કાલ દિન પંચમે જંગલ હોગી વાસ,
ઉપર ફિરેંગે લોક ઔર ઢોર ચરેંગે ઘાસ

(કબીર)

*

કાહે સોવે નિંદભર જાગી જપ મોરાર,
એક દિન અયસો સોવેગો, લાંબે પાઉ પસાર.

(કબીર)

*

આયા હય સો જાયગા. રાજા રંક ફકીર,
કોઈ સિંહાસન ચઢ ચલે, કોઇ બાંધ જંજીર.

(કબીર)

*

પાવ પલકકી ખબર નહિ, કરે કાલકો સાજ,
કાલ અચાનક ઝડપેગા, જ્યૂં તિત્તરકો બાજ.

(કબીર)

*

કબીરા રસ્સી પાઉમેં, કયા સોવે સુખ ચૈન ?
સાંસ નગારા કૂચકા બાજત હય દિન રૈન.

(કબીર)

ખડખડ બોલી ઠીકરી, ધડધડ ગયે કુંભાર,
રાવણ સરખે ચલ ગયે, જો લંકા કે સરદાર :
ધમ્મણ ધમતી રહ ગઇ, બૂજ ગયે અગાર,
એરણ ઠમકા રહ ગયા, જબ ઉઠ ચલા લોહાર.

(કબીર)

*

કાહે સુનાવે નેડિયા, કરતે દોડાદોડ ?
ચિઠ્ઠી આઇ રામકી, ગયે પલકમે છોડ.
જિન ઘર નૌબત બાજતી, હોતે છત્તીસ રાગ,
સો ઘરહી ખાલી પડે, બેઠન લાગે કાગ

(કબીર)

*

નગુણી કાયા, તેરા કયા ગુણ ગાઉં ?
મહેલ રચ્યો તિમે રહેન ન પાઉં.
દહીં દૂધ સુ પિંડ જે પાલે
સો તન જાય જગત જાલે...... ...
બાધત પાઘ, સમારત વાગા,
તા સિર ચચેઠ મારત કાગા ..... .....
કહત કબીરા સમજ મન મેરા,
યેહી અહેવાલ હોયગા તેરા

(કબીર)

*

કાલકા અજબ તડાકા બે,
તૂં કયા જાને લડકા બે
નવ બી મર ગયે, દસ બી, મર ગયે,
મર ગયે સહસ અઠયાસી,
તેતીસ કોટિ દેવતા મર ગયે પડી કાનકી ફાંસી
પીર મરે, પયગમ્બર મરે, મર ગયે જદા જોગી,
જપી તપી સંન્યાસી મર ગયે,
મર ગયે બૈદન રોગી
તીન લોક પર છતર બિરાજે, લૂટા કુંજબિહારી,

કહત કબીરા સોહ બી મર ગયે,
રઈયત કૌન બીચારી ?

(કબીર)

*

ઈસ તન ધનકી કૌન બડાઈ, દેખત નયનોં મેં મિટ્ટી મિલાઈ.
અપને ખાતર મહલ બનાયા, આપહી જાકર જંગલ સોયા,
હાડ જલે જયસી ઝાડકી લકડી, બાલ જલે જયસી ઘાસકી પુલી;
કહત કબીરા સુનો ભાઈ ગુનિયા, આપ મુએ પીછે ડુબ ગઈ દુનિયા.

(કબીર)

*

હરહર હરહર ભજ મન તોતા, હરિભજન બિન સોતા ક્યા?
કાલ પારધી શિર પર તેરે, ઇધર ઉધર ફિર જોતા ક્યા?
પંચ તત્ત્વકા યહ તન પિંજરા, યામેં શહર બસેરા ક્યા?
આગ જલેગી, હણે પારધી, પસાર પખ દુ:ખ સહના ક્યા?
છલબલ કરકે છોડ પિંજરા, જૂઠા જલમેં નહાના ક્યા?
કોઈ નહિ તેરા, તૂ ન કિસીકા, ઘડી ઘડી ફિર આતા ક્યા?
અપના વતન દેખ મન પીછે, જગ જંગલમેં રહના ક્યા?
ચલ ગગન ઉડ ચલો પખેરુ, જન્મ જન્મ દુઃખ સહના ક્યા?
વિવેક એક વૈરાગ્ય પખ દો, તદબી નિર્બલ બૈઠા ક્યા?
જ્ઞાન ચંચભર તોડ પિંજરા, અનઘરને ઘર પૈઠા ક્યા?
મન તોતા, તન તૂંહી બસાયા, તૂ જીતા તૂં મરતા ક્યા?
કરકે ભૂલ ભટકે ચોરાસી, ભજન બિના અબ તરના ક્યા?

(કરકે)

*

દો દિનકા જગમેં મેલા, સબ ચલાચલીકા ખેલા.
કોઈ ચલા ગયા કોઈ જાવે, કોઈ ગઠડી બાંધ સિધાવેજી,
કોઈ ખડા તૈયાર અકેલા—સબ ચલા.
કર પાપ કપટ છલ માયા, ધન લાખ કરોડ કમાયાજી,
સંગ ચલે ન એક અધેલા—સબ ચલા.
સુત નાર માત પિતુ ભાઈ, કોઈ અંત સહાયક નાહીજી,
ક્યોં ભરે પાપકા થેલા?—સબ ચલા.

યહ નશ્વર સબ સંસારા, કર ભજન ઈશ કા પ્યારાજી,
શ્રદ્ધાનન્દ કહે સુન ચેલા—સબ ચલા.

(સ્વામી શ્રદ્ધાનન્દ)

*

મન મુઆ માયા મુઈ, સંશય મુઆ શરીર,
અવિનાશી એક નામરે, તુ ક્યૂં મરે કબીર!

(કબીર)

*

જો મરનેસે જગ ડરે સો મેરે મન આનંદ,
કબ મરિયે કબ ભેટિયે, પુરન પરમાનંદ.

(કબીર)

*

અબ હમ અમર ભયે, ન મરેંગે
યા કારન મિથ્યાત દિયો તજ, ક્યોંકર દેહ ધરેંગે?—અબ.
રાગ દોષ જગ બંધ કરત હય, ઈનકો નાશ કરેંગે,
મર્યો અનંત કાલ તે પ્રાની, સો હમ કાલ હરેંગે.—અબ.
દેહ વિનાશી, હૂં અવિનાશી, અપની ગતિ પકરેંગે,
નાસી નાસી હમ થિરવાસી, ચોખે હુએ નિખરેંગે—અબ
મર્યો અનંત બાર બિન સમજ્યો, અબ સુખ દુખ બિસરેંગે,
આનન્દઘન નિપટ નિકટ અક્ષર દો, નહિ સુમરે સો મરેંગે—અબ.

(આનન્દઘન)

*

ન ધન રહે જોબન રહે, રહે ન ગામ ઔર ઠામ,
તુલસી જગમેં જશ રહે, કરદે કિસીકા કામ

(તુલસીદાસ)

*

તુલસી સબ જગ જૂઠ હય, સચ સાહેબ કો નામ,
અષ્ટ ભુવન તન ધન સકલ, કુચ્છ ન આવે કામ.

(તુલસીદાસ)

*

ચુણ્યા દેવલ ગિર પડે, આયા સો મર જાય,
ઉગ્યા હય સો આથમે, ફુલ્યા સો કરમાય.

(એક હિંદી કવિ)

મર ગયે મર જાએંગે, દાટા રહેગા દામ,
દુનિયા દેખ બિચારિયે, એક દિન કૂના મુકામ.
(એક હિંદી કવિ)

*

ફુલા નર નિશદિન ફિરે, શિરે ન સૂજત કાલ,
આય અચાનક પકરહી, જ્યૂં [1]મુષક કો [2]વ્યાલ.
(એક હિંદી કવિ)

*

ધન જોબન યૂં જાયગો, જયસે ઉડત કપૂર;
નારાયણ ગોપાલ ભજ; કયૂં ચાટત જગ—ધૂર ?
(એક હિંદી કવિ)

*

એક દિન અયસા હોયગા, કોઈ કિસીકા નાહી;
ઘરકી નારી, કોન કહે, તનકી નાડી નાહી.
(એક હિંદી કવિ)

*

રામ નામકી લૂટ હય, લૂટ સકે તો લૂટ;
અંતકાલ પછતાયગા જબ પ્રાણ જાયગી છૂટ
(એક હિંદી કવિ)

*

બહુત ગઈ થોરી રહી, નારાયણ! અબ ચેત!
કાળ ચિરૈયા ચુગ રહી નિશદિન આયુ ખેત!
દો બાતિન કો યાદ રખ જો ચાહે કલ્યાન,
નારાયણ, એક મૌતકો, દુજે શ્રીભગવાન!
(એક હિંદી કવિ)

*

## ૭—ઉર્દૂ અવતરણો

અય મયે ધફૂલતકે સરમસ્તો! કહાં રહેતે હો તુમ ?
કુચ્છ કહો ઈસ દેસકી આખિર જહાં રહેતે હો તુમ ............
વહાં ભી જલ મરતા હય સુબ્હે શમ્અ પર પરવાના ક્યા ?
ઈસ ચમનમેંભી ગુલ ઓ બુલબુલ કા હય અફ્સાના ક્યા ?

---

(૧. ઉંદર  ૨. સાપ

યહાં તો એક મિસરએ મેં પેહલુસે નિકલ જાતા હય દિલ,
શએરકી ગરમીસે ક્યા વહાભી પિગલ જાતા હય દિલ ?...........
ક્યા વહાં બિજલીભી હય, દેહકાંભી હય, ખિરમનભી હય ?
કાફલેવાલેંભી હય ? અહીશેઐ રેહઝનભી હય ?.................
વહાંભી ઈનસાન અપની અસલિયતસે બીગાને હય ક્યા ?
ઇમતિયાઝે મિલ્લત ઓ આઈન કે દીવાને હય ક્યા ?
વહાંભી ક્યા ફરયાદે બુલબુલ પર ચમન રોતા નહિ ?
ઈસ જહાંકી તરહ વહાભી દર્દે દિલ હોતા નહિ ?.............
આહ ! વોહ કિશ્વરભી તારીકીસે ક્યા મઅમૂર હય ?
યા મહોબ્બતકી તજલ્લીસે સરાપા નૂર હય ?
તુમ બતાદો રાઝ જો ઈસ ગુમ્બદે ગરદાંમેં હય,
મોત એક ચુભતા હુવા કાટા દિલે ઇનસા મે હય

(ખાકમાં દફન થયેલા મરનારોને સંબોધી શાએર કહે છે).—અય શગબે ગફલતથી મસ્ત થઈને સૂતેલાઓ ! તમે ક્યાં રહો છો ? જે દેશમાં જઈને વસ્યા છો તેની કાંઈક વાત તો કહો. ...........શું તમારી દુનિયામાં પણ બત્તીના તેજમાં પતંગિયું બળી મરે છે ? શું બીજાઈ જહાનના બાગોમાં પણ ગુલાબ અને બુલબુલ વચ્ચેનો પ્રેમકિસ્સો ચાલી રહ્યો છે ? અહીં તો મઝલની પહેલી બેત જ સાંભળી જાણે બાજુમાંથી દિલ નીકળી પડતું હોય એમ લાગે છે: શું મરેલાંઓની આલમમાં પણ કવિતાની ગરમીથી દિલ પીગળી જાય છે ?............શું મોતના પ્રદેશમાં વીજળી પણ હોય છે, ખેતીકાર પણ છે અને ખેતીનો પાક પણ છે ? શું ત્યાં કાફલાવાળાઓ પણ છે અને લુટારાઓનો ભય પણ છે ?...........ત્યાં પણ ઇન્સાન પોતાની અસલિયતથી બેખબર છે શું ? તે દુનિયામાં પણ માણસો પોતાનાં ગોત્ર અને દીન આઈન (ધર્મ–રિવાજ) ની ફઝીલત (શ્રેષ્ઠતા) ઉપર દીવાના બન્યા છે કે કેમ ? શું ત્યાં પણ બુલબુલની ફરિયાદ ઉપર ગુલશન રડતું નથી ? આ જહાનની માફક શું ત્યાં પણ દિલનું દર્દ હોતું નથી !............આહ ! શું તમારો દેશ પણ અંધકારથી રચાયો યા વસાયો છે ? યા મહોબ્બતની રોશનીથી તે પૂરેપૂરો નૂરમંદ બન્યો છે ? તમે જરા આ ગોળ ફરતા ગુંબજ (આસમાન) નો ભેદ ખોલો, કેમકે મોત તો ઇન્સાનના દિલમાં ખૂંચતા એક કાંટા સમાન છે

(ઇકબાલ)

કિસ ઝબાંસે, અય ગુલે પઝમુર્દા, તુજકો ગુલ કહૂં ?
કિસ તરહ તુજકો તમન્નાએ દિલે બુલબુલ કહૂં !
થી કભી મૌજે સબા ગેહવારેએ જીન્દગી તેરા,
નામથા સહેને ગુલિસ્તાંમેં ગુલે ખંદાં તેરા,
તેરે અહેસાંકા નસીમે સુબ્હકો એકરાર થા,
બાગ તેરે દમસે ગોયા તબ્લએ અત્તાર થા,
તુજપે બરસાતા હય શબનમ દીદએ ગિરયાં મેરા,
હય નહાં તેરી ઉદાસીમેં દિલે વયરાં મેરા,
મેરી બરબાદીકી હય છોટીસી તસવીર તૂ,
ખાબ મેરી ઝિન્દગીથી જીસકી હય તાબીર તૂ
હમચૂ નય અઝ નયસ્તિાને ખુદ હિકાયત મીકુનમ,
બેશનવ અય ગુલ ! અઝ જુદાઈહા શિકાયત મીકુનમ

અય કરમાયેલા ગુલાબ ! કઈ ઝબાનથી હું તને હવે ગુલાબનું નામ આપું ! બુલબુલના દિલમાં તું (ઈશ્કની) તમન્ના જગાવનાર છે એમ હું શી રીતે હવે કહી શકુ ? કોઈ કોઈ વખત દિલખુશ પવનની લહરીઓ તારૂં પારણું હલાવતી હતી, તે વખતે તો ગુલિસ્તાનના ચોગાનમાં તારૂં નામ હસતું ગુલાબ હતું સવારનો પવન તારો (તારી ખુશબોનો) ઉપકાર કબૂલ રાખતો, અને બાગ તો તારી સુગંધથી એક સરૈયાની થાળી સમાન મહેકી રહ્યો હતો હાલમાં તો મારી રડતી આંખો તારી ઉપર ઝાકળનાં બિંદુ સમાન આંસુ વરસાવે છે, મારૂં વેરાન દિલ તારા મોતની ઉદાસીને લીધે છુપાઈ રહ્યું છે મારી બરબાદ હાલતની તું એક નાની જેવી છબી છે, મારી જિંદગી એક સ્વપ્ન જેવી છે પરતુ તું એ સ્વપ્નના ખુલાસા સમાન છે લાકડાની બનાવેલી વાંસળી લાકડાના વનથી કપાઈને છૂટી પડી હોવાથી દર્દમંદ અવાજે ગાયન કરે છે, તેમ હું પણ તારાથી છૂટો પડવાથી કરુણ સ્વરે મારી હિકાયત રજૂ કરું છું અય ગુલાબ ! સાંભળ, તારા મોતની જુદાઈથી હું આઝુર્દગીનો ભર્યો ફરિયાદ ઉઠાવું છું

(ઇકબાલ)

*

રૂખસત અય બઝમે જહાં ! સૂએ વતન જાતા હૂં મય,
આહ ! ઇસ આબાદ વયરાનેસે ગભરાતા હૂં મય.
બસકે મય અફસુર્દા દિલ હૂં, દરખુરે મેહફિલ નહિ,
તૂ મેરે કાબિલ નહિ હય, મેય તેરે કાબિલ નહિ ...

ખઝમે હસ્તી મે હય સબકો મેહફિલઆરાઈ પસંદ,
હય દિલે શાએરકો લેકિન કુંજે તનહાઈ પસંદ......
આશકે ઉઝલત હય દિલ, નાઝાં હૂં અપને ઘરપે મય,
ખંદેઝન હૂં મસનદે દારા ઓ ઇસકંદર પે મય.
ઈલ્મકે હયરતકદે મે હય કહાં ઇસકી નમૂદ?
ગુલકી પત્તીમેં નઝર આતો હય રાઝે હસ્ત ઓ બૂદ.

હે દુનિયાના રંગમંડળ! હવે હું તારી રુખસદ લઈ મારા (ખુદાઈ) વતનમાં જાઉં છુ આહ! આબાદીથી ભરપૂર છતા વેરાન દુનિયાથી હવે હુ ગભરાઈ જેઉ છુ. મારાં જીગરનો જોશ પૂરેપૂરો ઠંડો થઈ ગયો છે; હુ હવે મહેફિલમાં બેસવા લાયક રહ્યો નથી તુ મારે લાયક નથી, હું તારે લાયક નથી...આ દુનિયાના રંગમંડળમાં સૌ કોઈને મહેફિલમાં બેસવાનું પસંદ હોય છે, મગર આ શાએરના દિલને હવે તો એકાંત ખૂણો માફક આવે છે...... મારુ દિલ એકાંતવાસ પર આશક છે; હુ માગ (ખુદાઈ) ઘરમા મોજ અને મગરૂરી લઉ છુ, (હવે હુ મરવા આવ્યો છુ ત્યારે) દારા અને સિકંદર જેવા બાદશાહોની રાજગાદીની પણ હું હાંસી ઉડાવી શકુ છુ. જ્ઞાનમાં જે અજાયબીઓનો ભંડાર છે તેમા પણ એની નિશાની ક્યાં છે? મને તો આ દુન્યવી મહેફીલ (દુન્યવી હસ્તી) નો ભેદ ગુલાબની એક પાંદડી (જેવી અતિ નાશવંત વસ્તુ) મા નઝર પડી આવે છે

(ઇકબાલ)

•

ઝિંદગી ઇનસાંકી એક દમ કે સિવા કુછભી નહીં,
દમ હવાકી મૌજ હય, રમ કે સિવા કુછભી નહીં
ગુલ તબસ્સુમ કેહ રહાથા ઝિંદગાની કો, મગર
શમઅ બોલી ગિરયેએ ધમકે સિવા કુછભી નહીં.
રાઝે હસ્તી રાઝ હય જબતક કોઈ મહરમ ન હો,
ખુલ ગયા જિસ દમ તો મહરમ કે સિવા કુછભી નહીં

ઇન્સાનની જિંદગી ફક્ત એક દમ સિવાય બીજુ કાંઈ નથી, એ દમ તો માત્ર હવાનો એક નાનો મોજો છે, એમા નાસભાગ સિવાય બાકી કોઈ નથી ગુલાબનુ ફૂલ જિંદગીને એક (ઘડીભરનું) હસવુ કહી રહ્યું હતુ, મગર મીણબત્તી બોલી ઊઠી કે જિંદગી એક ગમગીનીભર્યાં રુદન સિવાય બીજુ કંઈ નથી જ્યાંસુધી એક વિશ્વાસુ મિત્ર (ખુદા).

આપણને મળતો નથી ત્યાંસુધી હસ્તીનો ભેદ એક ભેદ જ રહેશે; મગર જે ઘડીએ એ ભરમ ખૂલી જશે ત્યારે એ વિશ્વાસુ મિત્ર (ખુદા), સિવાય બીજું કાઈ રહેશે નહિ.

(ઈકબાલ)

*

> હમ નગીંને દહેર કી ઝીનત હમીશે નામે નવ
> માદરે ગીતી રહી આબિસ્તને, અકવામે નવ.
> હમ હઝારો કાફ્લોંસે આશના મેહ રેહગુઝર,
> ચશ્મે કુહેનુરને દેખેં હમ કિતને તાજવર!
> મિસ્ર ઓ બાબુલ મિટ ગયે, બાકી નિશાં તકભી નહીં,
> દફતરે હસ્તીમેં ઈનકી દાસ્તાં તકભી નહીં
> આ દબાયા મહેરે ઈરાંકો અજલકી શામને,
> અઝમતે યુનાન ઓ રૂમા લૂટ લી અય્યામને

આ દુનિયાનાં જવાહીરોની શોભા નવાં નવાં નામોથી જાહેર થાય છે, તેમજ પૃથ્વીમાતા નવી નવી કોમોથી હમેલદાર રહે છે આ મુસાફરને હજારો કાફલાઓ સાથે ઓળખાણ છે, કોહિનૂર હીરાએ કોણ જાણે કેટલા તાજદાર બાદશાહો (ચાલી જતા) જોયા છે! મિસર અને બેબિલોનિયા એવી રીતે ખલાસ થઈ ગયાં છે કે એમની નિશાની પણ બાકી રહી નથી, અને દુન્યવી હસ્તીના દફતરમાં એમના એ દાસ્તાનની નોંધ પણ રહી નથી અજલની સાંજ આવી પહોંચવાથી ઈરાનનો સૂર્ય પણ દબાઈ ગયો છે, ગ્રીસ અને રોમની જાહોજલાલીને પણ બેરહેમ જમાનાએ લૂટી લીધી છે.

(ઈકબાલ)

*

> ઝિંદગી ઈનસાંકી હય માનન્દે મુર્ગે ખુશનવા,
> શાખપર બેઠા કોઈ દમ, ચેહચહાયા, ઉડ ગયા,
> આહ! કયા આયે રયાઝે દહેરમે હમ, કયા ગયે!
> ઝિંદગીકી શાખસે ફુટે, ખિલે, મુરઝા ગયે!

ઈન્સાનની જિંદગી એક ખુશ અવાજવાળા પક્ષી સમાન છે, જે ડાળ ઉપર ઘડીભર બેસી, ટહુકીને પછી ઊડી જાય છે આહ! અમે પણ આ દુનિયાના બગીચાઓમાં શું આવ્યા અને શું જઈશું? આ જિંદગીના (ઝાડની) શાખામાંથી ફૂટીશું ખીલીશું અને પછી કરમાઈ જઈશું?

(ઈકબાલ)

મરનેવાલે મરતે હય લેકિન ફના હોતે નહીં,
યેહ હકીકતમે કભી હમસે જુદા હોતે નહીં .....
મરનેવાલો કી જબીન રોશન હય ઇસ઼ ઝુલમાત મે,
જિસ તરેહ તારે ચમકતે હય અંધેરી રાતમેં.

મરનારો મરે છે મગર ફના થતા નથી, અને આ હકીકતમાં તેઓ કદી અમારાથી જુદા પડતા નથી ..... ..... .....જેમ કાળી રાત્રિએ પણ તારા ચમકતા દેખાય છે તેમ (મોતનો) અંધકાર છતાં પણ મરનારોની પેશાની ( તેમનુ કપાળ ) રોશન રહેવા પામે છે.

( ઇકબાલ )

*

જિસ શખ્સ કો ઉકબાકી[1] તલબગારી હય,
દુનિયાસે હમીશ ઉસે બેઝારી હય
એક આંખમેં કિસ તરેહ સમાયે દોનો ?
ધોકેલ ! યેહ ખ્વાબ[2] હય, વોહ બેદારી[3] હય

( અનીસ )

*

હુશયાર ! કે વકતે સાઝો બર્ગ આયા હય,
હગામે યખ ઓ બર્ફ ઓ તગર્ગ આયા હય,
મોહતાજે અસા હુએ તો પીરીને કહા
ચલિયે, અબ ચોબદારે મર્ગ આયા હય

હોશિયાર થાઓ, કેમકે સાધનો તૈયાર કરવાનો વખત આવી લાગ્યો છે, અને હિમ, બરફ અને તોફાનનો હિંગામ પણ આવી પહોંચ્યો છે જ્યારે (ચાલવા માટે) લાકડીની જરૂર પડી ત્યારે બુઢાપાએ કહ્યુ—ચાલો, હવે મોતનો ચોબદાર (લાકડી ધરી) આવી પહોંચ્યો છે

( અનીસ )

*

અબ ખ્વાબસે ચોંક, વકતે બેદારી હય,
બે ઝાદે સફર[4] કૂચ કી તૈયારી હય,
મરમર કે પહુંચતે હય મુસાફર વહા તક,
યેહ કબ્રકી મનઝલભી અજબ ભારી હય

( અનીસ )

૧ બીજી દુનિયાની. ૨ સ્વપ્ન. ૩ જાગૃત અવસ્થા.
૪. મુસાફરીના સાધનોની તૈયારી કર્યા વિના

રાહીએ તર્ફે આદમે બાલા દૂં મયં,
દુનિયાસે અદમ કો જાનેવાલા દૂ મય,
યા રબ! તેરા નામે પાક જપનેકે લિયે
ગોયા એક હડ્ડિયોંકા માલા દૂં મય.

ઉચ્ચ (ભીનોાઇ) દુનિયા તરફ જનાર હું એક મુસાફર છુ. હસ્તીની દુનિયાથી નીરતીમાં પસાર થનાર હું છુ અને ખુદા! તારુ પાક નામ જપવા માટે હું ગોયા હાડકાંની એક માળા બની ગયો છુ

(અનીસ)

*

મરમરકે મુસાફિરને બસાયા તુજકે,
રૂખ સબસે ફિરાકે મુહ દિખાયા હય તુજકે,
ક્યૂં કર ન લિપટકે તુજહસે સોઊં, અય કબ્ર!
મયનેભી તો જાન દે કે પાયા હય તુજકે

(અય કબર!) અનેક મુસાફરોએ મરીમરીને તારી વસ્તી વધારી છે, સઘળી ચીજોથી ચહેરો ફેરવીને આખરે તને જ મુખ દેખાડ્યું છે અય કબર! તારી સાથે લપટાઇ હું શા માટે નહિ સુઉં, કેમકે હું પણ મારો જાન આપીને તને મેળવી શકયો છુ

(અનીસ)

*

ઇસ કિશ્તે રૂઝગારમેં તુખ્મે બકા નહીં:
ઇસ બહેરકી સદફમે દુરે મુદઆ નહીં
ઇસ બૂસતાં કે ફૂલોંમે બૂએ વફા નહીં
ઇસ બઝમ કે ચરાગોંમે નૂરે વફા નહીં.
ઘર કોનસા બસા કે જો વયરાન હો ગયા?
ગુલ કોનસા ખિલા જો પરેશાન હો ગયા?

આ જમાનાના ખેતરમાં જાવેદાનીના બીજ રોપાતાં નથી આ દરિયાની છીપોમાં મુરાદના મોતી પાકતા નથી આ બગીચાનાં ફૂલોમાં વફાદારીની ખુશબો મહેકતી નથી આ રંગમહફીલની બત્તીઓમાં મહોબ્બતનું તેજ ઝળકતું નથી એવુ કયું ઘર વસાયું છે જે વેરાન થયુ ન હોય? એવુ કયું ફૂલ ખીલ્યું છે જે કરમાયુ ન હોય?

(અનીસ)

હર શખ્સ કો જહાંસે ગુઝરના હય એક દિન,
બહેરે [1]ફનાસે પાર ઉતરના હય એક દિન,
મનઝીલ યેહ વોહ હય [2]તય જીસે કરના હય એક દિન,
ગર ઉમ્રે [3]નુહભી હો તો મરના હય એક દિન :
[4]આકિલ વોંહિ હય ખયાલ જો રખેગા મોત કા;
જો [5]નફસ હય વોહ [6]ઝાયકા ચખેગા મોત કા.

(અનીસ)

*

દુનિયાભી અજબ ઘર હય કે રાહત નહીં જીસમેં,
વોહ ગુલ હય યેહ ગુલ ખૂએ [7]મુહબ્બત નહીં જીસમે,
વોહ દોસ્ત હય યેહ દોસ્ત મુરવ્વત[8] નહીં જીસમે,
વોહ [9]શહદ હય યેહ શહદ [10]હલાવત નહીં જીસમે;
એ દર્દ ઓ [11]અલમ શામે [12]ગરીબાં નહીં ગુઝરી,
દુનિયામેં કિસીકી કભી [13]યકસા નહીં ગુઝરી
જો [14]ખલ્કમે થે સાહેબે તખ્ત ઓ [15]અલમ ઓ તાજ,
[16]નૌબત યેહ હુઇ હય કે નિશાં ઉનકી નહીં આજ,
શાહાને જહા [17]ફખ્રસે દેતેથે જિન્હે [18]બાજ,
વોહ કબ્રમે હય [19]સૂરએ અલ હમ્દ કે [20]મોહતાજ;
સિક્કા હય ન વોહ ઔર ન વોહ તાજ ઓ [21]નગીં હય,
દૌલત તો ખઝાને મે હય—ખુદ ઝીરે [22]ઝમીં હય.
શાદી હોકે [23]ગમ્ હો—આરામ હો યા [24]જોર,
દુનિયા મે ગુઝર જાતી હય ઇનસાકી બહર[25] તોર,
માનમકી કભી [26]ફસ્લ હય, [27]અશરત કા કભી [28]દૌર,

---

૧. વિનાશનો સમુદ્ર. ૨. પુરી ૩. હઝરત નુહ અથવા યહુદીઓના "જૂના કરાર" મા વર્ણવેલા નોહા, જેઓ જગતનો નાશ કરનાર ભયંકર જલપ્રલયમાથી કુટુંબ સહિત એક વહાણમા બેસી સલામત રહેવા પામ્યા હતા. ૪. ડાહ્યો માણસ ૫. દમ. ૬. સ્વાદ. ૭. પ્રેમની ખુશબો. ૮. માન. ૯. મધ. ૧૦. મીઠાશ. ૧૧. પીડા. ૧૨. ગરીબ લોકોની સાંજ. ૧૩. એક સરખી ( હાલત ). ૧૪. લોકોમા. ૧૫. ધ્વજ. ૧૬. વખત. ૧૭. મગરૂરીથી. ૧૮. ખંડણી. ૧૯. સુરાત અલ ફાતેહા નામનું કુરાનનું પહેલુ પ્રકરણ: એ અનેક વખતે, ખાસ કરી મરણ પ્રસંગે, પઢવામા આવે છે. ૨૦. વગરના ૨૧. બાદશાહની ખાનગી મહોર. ૨૨. જમીનની નીચે. ૨૩. ગમ. ૨૪. જુલમ. ૨૫ હરેક રીતે ૨૬. મોસમ ૨૭. મોજ ૨૮. વખત

હય શાદીઓ માતમ કા [1]પુરકા—જો કરો [2]ધ્યાન
કિસ બાગમેં [3]આસીએ [4]ખિઝાન આ નહીં જાતા?
ગુલ કોનસા ખિલતા હય જો [5]મુરજહા નહીં જાતા!
હય આલમે ફાનીકી અજબ [6]સુબ્હ, અજબ [7]શામ!
[8]ગેહ [9]ગમ, કભી શાદી, કભી ઈઝા[10] કભી આરામ

(અનીસ)

*

[11]ગાફિલ! તુજહે કયુ ખાહિશે દુનિયાએ[12] દની હય!
પયવદે[13] ઝમીં હર કોઇ દરવીશ ઓ ધની[14] હય
જો કાકમ ઓ ગંજન[15] પહેનતેયે હમીશે,
સોતે હય તહે [16]ખાક—ગલેમે કફની હય

(અનીસ)

*

કયા કયા દુનિયાસે સાહેબે માલ ગયે?
દૌલત ન ગઈ સાથ ન [17]અતફાલ ગયે:
પહુંચાકે [18]લહદ તક ફિર આયે સબ લોગ,
[19]હમરાહ અગર ગયે તો [20]અઅમાલ ગયે

(અનીસ)

*

ગર લાખ બરસ જીયે તો ફિર મરના હય,
[21]પયમાનેએ ઉમ્ર એક દિન ભરના હય,
હાં [22]તોશેએ આખિરત [23]મુહૈયા કર લે,
ગાફિલ! તુજકે દુનિયાસે સફર કરના હય

*

(અનીસ)

કયા કહુ હાલે દર્દે પિનહાની?
વકત કૂતાહ ઓ કિસ્સે તૂલાની.

---

૧ થીગડા મારી બનાવેલું (વસ્ત્ર) ૨ વિચાર ૩ પીડા ૪ પાનખર ઋતુ ૫ કરમાઈ ૬ સવાર ૭ સાંજ ૮ ઘડીમાં ૯ ગમ ૧૦ ઈજા ૧૧ હે ગાફેલ શખ્સ! ૧૨ આ હલકી દુનિયા ૧૩ આ ધરતીથી બધાયેલા ૧૪ તવંગર ૧૫ નરમ રુવાટીવાળો કીમતી પોશાક ૧૬ ખાક નીચે ૧૭ બાળકો ૧૮ કબર ૧૯ સાથે ૨૦ કરણી ૨૧ પ્યાલું ૨૨ સામગ્રી ૨૩ તૈયાર

અપરો દુનિયાસે હો ગયા દિલ સર્દ,
દેખ કર રંગે આલમે ફાની.
કુછ નહીં જુઝ તિલસમ ઓ ખાબ ઓ ખિયાલ
ગુશેએ ફુક્ર ઓ બઝમે સુલતાની :
હય સરાસર ફરેબ ઓ વહેમ ઓ ગુમાં
તાજે ફગફૂર ઓ તખ્તે ખાકાની........
ન કરૂં તિશ્નગીસે તર લબે ખુશ્ક
ચશ્મેએ ખિઝ્રકા હો ગર પાની :
લું ન એક મુશ્તે ખાક કે બદલે
ગર મિલે ખાતિમે સુલેમાની :
બહેરે હસ્તી બજુઝ સરાબ નહીં,
ચશ્મેએ ઝિંદગીમેં આબ નહીં.

મારાં છૂપાં દર્દના હાલ વિશે શુ કહું? વખત થોડો છે મગર કિસ્સો લાંબો છે. દુનિયાના એશઆરામથી અને ફાની જહાનના રંગો જોઈ મારું દિલ ઠંડુ થઈ ગયુ છે. ફકીરોનો ખૂણો અને સુલતાનોની રંગમહોળી એ તો ફક્ત જાદૂઈ તિલસમ અને ખ્યાલી સ્વપ્નના સમાન છે. ચીન અને તુર્કસ્તાનના બાદશાહોનાં તાજોતખ્ત પૂરેપૂરા ફરેબ દેનાર ખોટા ગુમાન જેવા છે ......... ખાજા ખિઝ્રના ફુવારાનું 'આબે હયાત" નામનું પાણી (જે પીવાથી અમર્ગો મળે છે તે) મળી શકતુ હોય અને હું તરસ્યો થયો હોઉં તોપણ મારા સૂકા હોઠ તેનાથી ભીંજાવવા હું ચાહતો નથી. હઝરત સુલેમાનની વીંટી (જેની બરકતથી એક જીન મારફતે અનેક અશક્ય જેવા કાર્યો સિદ્ધ થતા તે) એક મૂઠીભર ખાકના બદલામા મળતી હોય તોપણ તે લેવા હું તૈયાર નથી આ હસ્તીનો દરિયો એક મૃગજળ સિવાય બીજું કાંઈ નથી : આ જિંદગીના ઝરામા પીવાના પાણી જેવી કોઈ ચીજ જ નથી

(હાલી)

*

જહાંથી [1]ખરામાં નસીમે [2]બહાર
વહાં ઉર રહા હય [3]ખિઝાંકા [4]ગુબાર.
હઝારોં [5]શિગુફે ખિલે જો જહાં,

---

૧. વહેતો ૨ વસંત ઋતુનો પવન ૩. પાનખર ઋતુની ૪. ધૂળ
૫ પુષ્પની કળીઓ

[1]હરા એક પત્તા નહીં અબ વહાં.........
કહાં બઝમે [2]કયખુસરૂ ઓ જશ્ને [3]જમ !
ખુશી ચલ બસી, ઔર બાકી હય [4]ધમ.
મહલ જિનકે થે [5]કતઅએ નવ બહેસ્ત
વોહ હંય [6]રીઝા રીઝા તહે [7]કાહને ખિસ્ત.........
કિસી કે કહાં સાથ ભીલે ચલે!
અકેલે સબ આયે અકેલે ચલે.........

ન લયલી ન મજનું હય ઝીરે [8]ફલક
મગર [9]નૂહેખાન ઈશ્ક હય અબ તલક.
વોહ જો [10]ઔજમે રશ્કે [11]અફલાક થે
વોહ ગિરતેહી એક [12]તુદે એ ખાક થે:
જો મશહૂર થે ગબ્રમેં ઝોર મેં,
નહીં હડ્ડીયાં ઈનકી અબ [13]ગોર મે.
[14]મકી વોહ નહીં, વોહ મકાં ભી નહીં,
બહોત [15]નામીઓ કે નિશાં ભી નહીં.
મગર હાં જો મિલ જાએ અંજામે નેક,
હયાતે [16]અબદ હય યહી નામે નેક.

(બેનઝીર)

•

[17]માતમ કદેહ યેહ [18]દહેર જો હય [19]તેરે દમ સે હય,
વયરાં હય એક શહેર જો હય તેરે દમ સે હય:
'દરયાએ ધમમેં લહર જો હય તેરે દમ સે હય,
નાલોં મેં લહેર [20]બહેર જો હય તેરે દમ સે હય:
અમ્રત જહાં મે ઝહેર જો હય તેરે દમ સે હય,
જીના ખુદા કા [21]કહેર જો હય તેરે દમ સે હય?

---

૧. લીલું. ૨. કયખુસરૂ બાદશાહની રંગમ ડળી ૩ બાદશાહ જમશેદની મજલિસ ૪. ગમ ૫. નવ સ્વર્ગોના કકડા જેવા (સુંદર) ૬. ટુકડા ટુકડા ૭. જૂની છીંટાની નીચે ૮. આસમાનની નીચે ૯. માતમ કરનાર ૧૦. ઊંચાઈમાં ૧૧. આકાશને પણ અદેખાઈ ઉપજાવનાર ૧૨. ઢગલો ૧૩. કબરમાં ૧૪. રહેનાર ૧૫. નામદાર માણસો ૧૬. જાવેદાન ૧૭ માતમનું મુકામ ૧૮. દુનિયા ૧૯. મોતના (આ કાવ્ય મોતને સંબોધી લખાયું છે). ૨૦. પાણીનો જોશ ૨૧. કોપ

જો દિલ હય, તેરે દાઘ સે યાંહ [1]લાલેઝાર હય,
[2]માહીસે [3]માહ તક જો હય [4]દાઘદાર હય.
(મહરૂમ)

*

મોસમે ખાસમેં હોતેં હય [5]દરજર [6]બર્ગકિશાન,
ફુલ [7]મુરજહાતે હય જબ બાગ મેં આતી હય [8]ખિઝાન :
[9]સુબ્હ હોતી હય તો હોતે હંય સિતારે [10]પિનહાં,
લેકિન, અય મૌત, મુકરર હય તેરા વક્ત કહાં?
દિન કો હોતા હય ઘમે [11]દહેર સે હરએક કો કામ,
દોસ્ત મિલ જાએ બહમ આતી હય, ઉસ વાસતે શામ :
રાત હોતી હય કે હો સબ કો [12]મુયસ્સર આરામ,
લેકિન, હય મૌત, તેરે આનેકે હય વક્ત તમામ.......

તું વહાંભી હય જહાં મિલતી હય ફૌજે ખુનખાર,
ઔર દિખાતી હય જહાં [13]રઝમ મે [14]જૌહર તલવાર :
[15]બહેર ઓ [16]બર સબકો હય [17]મઝૂર [18]અતાઅત તેરી,
કર રહી કામ હવા મે ભી હય તાક્ત તેરી :
દિલ સે રાહતમેભી જાતી નહીં [19]હયબત તેરી,
હમ જહાં જાએ નઝર આતી હય સૂરત તેરી.
(શાકિર મીરઠી)

*

હય યકીન ઇસકા કે એક દિન [20]બેગુમાં કુચભી નહીં.
યેહ ઝમીં કુચ ભી નહીં, યેહ આસમાં કુચભી નહીં.
કયા હય ઇનસા એક મુશ્તે [21]ઉસ્તુખાં કુચભી નહીં,
[22]બુલબુલા પાનીકા હય ઉસે [23]રવાં કુચભી નહીં.
સબ હય ફાની કયા ઝમીં કયા આસમા કુચભી નહીં,
એક ખુદાકો હય [24]બકા, દોનો જહા કુચભી નહી.

---

૧. રંગબેરંગી ફૂલોના બગીચા સમાન. ૨ માછલી (એક દંતકથા પ્રમાણે પૃથ્વી એક માછલી ઉપર ઊભી છે.) ૩. ચંદ્રમા ૪. ડાઘવાળુ, દુઃખી. ૫. ઝાડ ૬. પાંદડા વેરનાર ૭. કરમાય છે ૮. પાનખર ઋતુ ૯. સવાર ૧૦. છુપાયેલા ૧૧. દુનિયા ૧૨. પ્રાપ્ય ૧૩. લડાઇ ૧૪ પાણી, તાકત, શક્તિ ૧૫. દરિયા ૧૬. જમીન ૧૭. કબૂલ ૧૮. તાબેદારી ૧૯. ભય ૨૦. બેશક ૨૧. મૂઠીભર હાડકા ૨૨. પરપોટો ૨૩. વહી જતી ઉમર ૨૪. અનંતતા.

પડ્યો ભય અને દુ:ખથી હું ભારે ત્રાસ પામી અને મારું નીચલું શરીર આ કારણે વિકૃત બની ગયું. પરંતુ એ મારો પુત્ર, જે ખરું જોતાં તો મારાં શરીરમાં જ પેદા થયેલો મારો હયાહીન દુશ્મન છે, તે જેવો જન્મ પામ્યો કે તુરત જ પોતાનું નાશકારક બાણ ઉગામી મારા ઉપર ધસ્યો હું નાઠી અને પોકારી 'મોત મોત'! આ મહાભયકર નામ સાંભળી દોઝખ પણ ધ્રૂજી ઊઠ્યું, તેની તમામ ગુફાઓમાથી ઊંડા નિસાસા નીકળ્યા, અને વળતો પડઘો ગાજી રહ્યો— મોત, મોત!'

(મિલ્ટન મોતનું વર્ણન)

*

The undiscover'd country from whose bourn
No traveller returns

(મોત) એક એવો અજાણ્યો પ્રદેશ છે કે જેની સરહદ એકવાર ઓળગ્યા બા૦ કોઈપણ મુસાફર અહીં પાછો ફરતો નથી.

(શેક્સ્પિયર)

*

In the sweat of thy face shalt thou eat bread, till thou return unto the ground, for out of it wast thou taken for dust thou art and unto dust shalt thou return

તું મરીને પાછો ભૂમિમા દટાય ત્યાંસુધી તારા ચહેરા ઉપરથી પરસેવો ઉતારીઉતારીને તું તારી રોટી પેદા કરી ખાશે કેમકે તું મટોમાથી જ ઉત્પન્ન થયેલો છે તું ખાક છે અને ખાકમા જ પાછો ફરશે

(બાઇબલ જેનેસિસ : ૩ ૧૯)

*

Wherefore as by one man sin entered into the world and death by sin and so death passed upon all men, for that all have sinned

એક માણસ (આદમ) ના કાર્યથી આ જગતમાં પાપ ઊતરવા પામ્યું છે, અને પાપને પરિણામે મોત જન્મ પામ્યુ છે, આદમની તમામ ઔલાદ પાપમાં પડી હોવાથી હરેક ઇન્સાન મોતને પાત્ર છે

(બાઇબલ : રોમન્સ ૫, ૧૨)

The wages of sin is death
પાપનો બદલો મોત છે

(બાઈબલ રોમન્સ ૬, ૨૩)

*

The last enemy that shall be destroyed is death
આપણો સૌથી છેલ્લો નાશ પામનાર દુશ્મન તે મોત છે

(બાઈબલ . ૧ કોરિન્થિયન્સ ૧૫, ૨૬)

*

So when this corruptible shall have put on incorruption, and this mortal shall have put on immortality, then shall be brought to pass the saying that is written, 'Death is swallowed up in victory.' O death, where is thy sting? O grave, where is thy victory?

જ્યારે આ ફાની ચીજ જાવેદાન બનશે, અને જ્યારે આ નાશવંત માનવી અવિનાશી થવા પામશે, ત્યારે જ "મૃત્યુ વિજયમાં સમાઇ જશે" એવું જે વચન નોંધાયું છે તેની સિદ્ધિ થશે હે મોત, તારો ડંખ ક્યાં છે? હે કબર, ક્યાં છે તારી ફતેહ!

(બાઇબલ ૧ કોરિન્થિયન્સ ૧૫, ૫૪, ૫૫)

*

And God shall wipe away all tears from their eyes, and there shall be no more death, neither sorrow, nor crying, neither shall there be any more pain for the former things are passed away.

(ખ્રિસ્તી માન્યતા પ્રમાણે જ્યારે ઈશ્વરે જગતની નવરચના થશે ત્યારે) પ્રભુ સૌની આંખોમાંથી આંસુ લૂછશે, અને ત્યાર પછી મોત, ગમ, માતમ કે દુઃખ જેવું કશું રહેશે નહિ, કેમકે પહેલાંની સ્થિતિ જ બદલાઈ ગઈ હશે.

(બાઈબલ · રેવેલેશન ૨૧, ૪)

*

Of all the evils which are bitterly reproached

in this world, death is the most innocent of its accusations.

દુનિયામાં જે અનેક આફતોને સખ્ત બદનામ કરવામાં આવે છે તે સઘળામાં મોત સૌથી નિર્દોષ છે.

(જે. ટેલર)

*

Indeed it is then only that man begins to live when he is got above the fears of death.

મોતના ભય ઉપર જીત મેળવ્યા પછી જ માણસનું ખરુ જીવન શરૂ થાય છે

(ડબ્લ્યુ શેરલોક)

*

By this (death) are succession of lineages cut short, kingdoms left heirless, and greatest states orphaned it is not overcome by pride, soothed by flattery, tamed by entreaties, bribed by benefits, softened by lamentations, nor diverted by time. Wisdom, save this, can prevent and help everything

મોતથી વંશવેલો કપાઈ જાય છે, રાજ્યો નિવર્ંશ થાય છે અને મહારાષ્ટ્રો અનાથ બને છે. મગરૂરીથી કાંઇ મોતને મારી હટાવતું નથી, ખુશામતથી તે રાજી થતું નથી, વિનવણીથી તે પીગળતું નથી, લાંચ રુશવતથી તે મનાતું નથી, દર્દનાક માતમથી તે નમ્ર અને રહેમદિલ બનતું નથી, કે નથી વખતના વહેવાથી તેની ખરી ઘડી ચુકવાઇ શકાતી ડહાપણથી દરેક વસ્તુનો અટકાવ કે ઉપાય થઇ શકે, પરંતુ મોતનો તો નહિ જ

(ડબ્લ્યુ ડ્રમન્ડ)

*

The certainty of death is attended with uncertainties in time, manner, places,... .. . ...There is no antidote against the opium of time, which temporally considereth all things our fathers find their graves in our short memories, and sadly tell

us how we may be buried in our survivors............ *Oblivion* is not to be hired. The greater part must be content to be as though they had not been, to be found in the register of God, not in the record of man............There is nothing strictly immortal, but immortality.

મોત તો નક્કી છે, પરંતુ મરવાનો સમય, મૃત્યુને ભેટવાની રીત, અને મરણુ પામવાની જગ્યા એ સઘળું અચોક્કસ છે,........દુનિયાની દરેક વસ્તુએ કાળરૂપી અફીણુ ચાખ્યું છે અને એ અફીણુનો ઉતાર નથી. આપણા વડીલો આપણી ટૂંકી સ્મરણુ શક્તિમાં કબરવાસ પામ્યા છે, અને દર્દભરી રીતે જાહેર કરે છે કે આપણે પોતે પણુ આપણાં સંતાનોમાં (તેમની ટૂંકી યાદમાં) દફન થઈશું..........વિસ્મરણુ ભાડે લેવાતું નથી (યાને આપણે સૌ ભુલાવા જ પામીશું). આપણામાંના ઘણા તો જાણે હસ્તી જ ભોગવી ન ગયા હોય તેમ થઇ જશે, અને તેઓનાં નામ ખુદાના દફતરમાં રહેશે, ઇન્સાનના તવારીખમાં-નહિ........ અમર્ત્ય સિવાય બીજું કશું જ પૂરેપૂરું અમર્ત્ય નથી.

(સર ટી. બ્રાઉન)

*

With what shift and pains we come into the *world*, we remember not; but *'tis commonly found* no easy matter to get out of it...........Think not thy time short in the world, since the world itself is not long. The created world is but a small parenthesis in eternity, and a short interposition, for a time, between such a state of duration as was before it and may be after it...........Lastly, if length of days be thy portion, make it not thy expectation. Reckon not upon thy life : think everyday the last and live always beyond thy account. He that so often surviveth his expectation lives many lives, and will scarce complain of the shortness of his days...........Be like a neighbour unto the grave and think there is but little to come.

કેવી કેવી યુક્તિઓ અને યાતનાઓ પછી આપણે આ દુનિયામાં જન્મ લીધો તે ધ્યાનમાં આપણને યાદ નથી, પણ હવે અહીંથી ગુજર પામવું સહેલું નથી એ તો સૌ કોઈ કબૂલશે ... ....આ દુનિયામાં તારી જિંદગી ટૂંકી ન સમજ જો કે ખુદ દુનિયા લાંબા વખતની નથી અમર્ગોની અપાર મનઝિલમાં આ દુનિયા માત્ર એક નાનકડું મુકામ છે. અનંતકાળમાં પેદા થયેલી આ દુનિયા તો ઉત્પત્તિ પહેલાંના અને ઉત્પત્તિ પછીના સમય વચ્ચેનો એક ટૂંક ગાળો છે ... . .છેવટે, તારા નસીબમાં લાંબી જિંદગી લખી હોય તો પણ લાંબું જીવવાની તું વકી ન રાખ : દીર્ઘાયુષની આશા ન રાખ : તારો દરેક દિવસ જિંદગીનો છેલ્લો જ સમજી લે, અને એ રીતે તારા શુમાર કરતાં તું વધુ લાંબુ જીવી શકીશ. જે આ પ્રમાણે આશા રાખ્યા કરતાં વધારે જીવે છે તે અનેક જિંદગીઓ જીવેલો ગણાશે, અને તેને ટૂંક જીવનની ફરિયાદ કરવાનું કારણ ભાગ્યે જ રહેશે .. ......તું કબરના પાડોશી જેવો બની રહે, અને હવે ટૂંક સમય જ રહ્યો છે એવો નિત્ય ખ્યાલ રાખ

(સર ટી. બ્રાઉન)

*

Death reigns in all the portions of our time The autumn with its fruits provides disorders for us, and the winter's cold turns them into sharp diseases, and the spring brings flowers to strew our hearse, and the summer gives green turf and brambles to bind upon our graves Calentures and surfeit, cold and agues, are the four quarters of the year, and all minister to death, and you can go no whither but you tread upon a dead man's bones

વખતના દરેક વિભાગમાં મોતનું રાજ્ય ચાલે છે પાનખર ઋતુનાં ફળ આપણને બીમાર બનાવવા પેદા થાય છે, અને શિયાળાની ઘડીમાં એ બીમારીમાંથી ભયંકર રોગો ઉત્પન્ન થાય છે વસંત-ઋતુ આપણી શબવાહિની ઉપર વેરવા ફૂલો લાવે છે, અને આપણી કબરો ઉપર પાથરવા લીલું ઘાસ અને ઝાંખરાં લઈ ઉનાળો આવે છે સન્નિપાત, અત્યાહાર, શરદી અને ટાઢિયો તાવ—એ તો વર્ષની ચાર દિશાઓ સમાન છે, અને

એ ચપળાઓ જાણે મોત પૂરુ પાડે છે તું ગમે ત્યાં જશે ત્યાં તું મરેલા માણસની હાડકાં ઉપર પગ મૂક્યા વિના રહેશે નહિ

(જે ૨૯૨)

*

Without revelation we cannot tell whether we shall eat to morrow, or whether a squinancy shall choke us and it is written in the unrevealed folds of divine predestination, that many who are this day alive shall tomorrow be laid upon the cold earth, and the women shall weep over their shroud, and dress them for their funeral

ખાસ ઇશ્વરી પ્રેરણા સિવાય આપણે કહી શકતા નથી કે આવતી કાલે આપણે ભોજન કરીશુ કે ગળાના સોજાથી ગૂગળાઇ મરીશુ ખુદાની કિસમતની કિતાબના સફામા જ આપણી જાણ બહાર નોંધાયેલું હશે કે ઘણાઓ જેઓ આજે હયાત છે તેઓ કાલે ઠંડી જમીન ઉપર સૂશે સ્ત્રીઓ તેમના કફન ઉપર રુદન કરશે, અને તેમની સ્મશાનયાત્રાની તૈયારી કરશે

(જે ૨૫૨)

*

The storm has gone over me, and I lie like one of those old oaks which the late hurricane has scattered about me I am stripped of all my honours, I am torn up by the roots and lie prostrate on the earth ! There and prostrate there, I most unfeignedly recognize the Divine justice and in some degree submit to it I live in an inverted order They who ought to have succeeded me have gone before me They who should have been to me as posterity are in the place of ancestors. I owe to the nearest relation (which ever must subsist in memory) that act of piety which he would have performed to me What shadows we are and

તોફાન મારી આસપાસ ફરી વળ્યુ છે, અને વાવાઝોડાએ મારી આજુબાજુ ઉખાડી પાડેલા એકાદ જૂના વટવૃક્ષ સમાન હું જમીનદોસ્ત પડ્યો છુ મારી આબરૂ ઇજ્જત છીનવી લીધેલી લાગે છે. હું જડમૂળથી ઊખડી ગયો છુ અને ધરતી ઉપર બેઅખત્યાર પડ્યો છુ આ અત્યત લાચાર હાલતમાં હું સપૂર્ણ સહૃદયતાથી ખુદાના ઇન્સાફનો સ્વીકાર કરુ છુ, અને કેટલેક અશે હું તેને તાબે થાઉં છુ ......મારા જીવનનો ક્રમ ઊલટાઇ ગયો છે જેઓ મારા પછી જીવવા જોઈતા હતા તેઓ મારા પહેલાં ચાલી ગયા છે, જેઓ મારા વારસો થવા જોઈતા હતા તેઓએ મારા વડીલોનું સ્થાન લીધુ છે મારો સૌથી પ્રિય સંબધી (મારો પુત્ર), જેની યાદ હમેશા મને તાજી જ રહેશે, તે મારા મરણ પછી મારી ઉત્તરક્રિયા કરનાર હતો, પરંતુ હવે એની જ એ ક્રિયા કરવાની ફરજ મારી ઉપર આવી પડી છે ........ (હવે જ મને સમજાયુ છે કે) આપણે કેવા પડછાયા છીએ અને કેવા પડછાયા પાછળ ધસીએ છીએ.

(ઇ બર્ક પોતાના એકના એક બેટાના મરણ વિશે ઉદ્‌ગારો)

*

There is an acre sown with royal seed, the copy of the greatest change from rich to naked, from ceiled roofs to arched coffins, from living like gods to die like men There is enough to cool the flames of lust, to abate the heights of pride, to appease the itch of covetous desires, to sully and dash out the dissembling colours of a lustful, artificial and imaginary beauty

એક એવી જગ્યા (બાદશાહી કબ્રસ્તાન) છે કે જેમા શાહી બીજો વાવવામાં આવ્યાં છે (બાદશાહો દફન થયા છે) તે જગ્યા મોતે કરેલો મહાભારત ફેરફાર સૂચવે છે—જેવો કે દમામદાર પોશાક ઉપરથી નગ્ન સ્થિતિ, અને છતબધ છાપરાને ઠેકાણે શબ. મૂકવાની કમાનદાર પેટી. એ ઉપરથી જણાય છે કે દેવોની પેઠે જાહોજલાલી ભોગવ્યા છતા મરવુ છે તો મનુષ્યની જ માફક આ કબ્રસ્તાન ઉપર મનન કર્યાથી હવસીના હવસનો અગ્નિ ઠડો થઇ જાય છે, ગર્વિષ્ઠોનો ગર્વ નીચે ગબડે છે, લોભિયાના તખતખ કરતા લોભની ખજવાળ શાત થાય છે, અને લોકોને છેતરવા

૨૩

સપટી અને તરંગી સુંદરીઓએ કરેલા બનાવટી રમરોગાન એક સપાટે મલિન થઈ જઈ નષ્ટ પામે છે

(જે. ટેલરે કરેલુ એક બાદશાહી કબ્રસ્તાનનુ વર્ણન)

*

He that would die holily and happily must in this world love tears, humility, solitude and repentance.

જેને પવિત્રાઇથી અને સુખે મરવુ હોય તેણે આ દુનિયામાં આંસુઓ, નમ્રતા, એકાંતવાસ અને પશ્ચાત્તાપ સાથે મહોબ્બત રાખવી.

(જે ટેલર)

*

He that would willingly be fearless of death must learn to despise the world he must neither love anything passionately, nor be proud of any circumstance of his life

જેને મોતથી નિર્ભય થવાની ખુશી હોય, તેણે જગતને તિરસ્કારતાં શીખવુ જોઇએ; તેણે કોઈ પણ વસ્તુ પ્રત્યે બહુ આસક્તિ રાખવી જોઈએ નહિ, અને પોતાની જિંદગીના કોઇ પણ બનાવ માટે મગરૂરી પણ ધરાવવી જોઈએ નહિ.

(જે ટેલર)

*

Verily, verily, I say unto you, Except a corn of wheat fall into the ground and die, it abideth alone but if it die it bringeth forth much fruit. He that loveth his life shall lose it, and he that hateth his life in this world shall keep it unto life eternal

હું (ભગવાન ઈસુ) તમને ખાત્રીપૂર્વક કહું છુ કે જ્યાંસુધી એક ઘઉંનો દાણો જમીનમાં પડી મરતો નથી ત્યાંસુધી તે એકલો જ રહે છે, પણ જો તે (જમીનમાં રોપાઈ) મરશે, તો તેમાથી અનેક દાણા નીકળશે જેને પોતાની જિંદગી ઉપર પ્રીતિ છે તેણે તે ખોવી પડશે, પણ જે આ જગતમાં પોતાના જીવનને તિરસ્કારશે તે અનંત જીવન પામશે

(બાઇબલ જોન ૧૨, ૨૪ ૨૫)

*

Poor old voice of eighty crying after voices that have fled!
All I love are vanish'd voices, all my steps are on the dead.
All the world is ghost to me, and as the phantom disappears,
*Forward far & far from here is all the hope of eighty years.*

એંસી વર્ષનો મારો પુરાણો અને નબળો અવાજ જે પસાર થઈ ગયા છે તેની પછવાડે પુકાર કરી રહ્યો છે. જે અવાજો ઉપર મેં વહાલ વરસાવ્યું હતું તે અલોપ થયા છે, અને મારાં પગલાં મરણ પામેલાં માણસો ઉપર પડે છે. તમામ દુનિયા મને ભૂતના ઓળા સમાન ભાસે છે અને એક પડછાયાની પેઠે અદ્રશ્ય થાય છે. મારાં એંસી વર્ષોની તમામ મુરાદો અહીંથી બહુ જ દૂર જઈ પડી છે.

(ટેનિસન: પોતાની વૃદ્ધાવસ્થામાં)

*

What the philosophies, all the sciences, poesy, varying voices of prayer?
All that is noblest, all that is basest, all that is filthy, with all that is fair?
What is it all, if we all of us end but in being our own corpse-coffins at last,
Swallowed in Vastness, lost in Silence, drown'd in the deeps of a meaningless Past?
What but a murmur of gnats in the gloom, or a moment's anger of bees in their hive?...
Peace, let it be! for I loved him, and love him for ever: the dead are not dead but alive.

જગતનાં તત્ત્વજ્ઞાન, વિજ્ઞાન, કાવ્યસાહિત્ય અને વિવિધ પ્રકારની પ્રાર્થનાઓથી શું વળ્યું? આ બધામાં જે કંઈ ઉન્નત છે યા અધમ છે, જે કંઈ મલિન છે યા પવિત્ર છે તે સઘળાંનું તાત્પર્ય શું? જો છેવટે

મૃત્યુથી જ અંત આવી જતો હોય, જો આપણે આપણી જ મડદાપેટી બની જવાના હોઈએ, જો આપણે એક મહાન વિશાળતામાં અલોપ, એક ગૂઢ શાંતિમાં વિલીન, અને એક અર્થહીન ભૂતકાળની ગહનતામાં ડૂબ થવાના હોઈએ, તો આ સર્વ (તત્ત્વજ્ઞાન, વિજ્ઞાન, સાહિત્ય વિગેરે) નો અર્થ જ શો ? શું આ સઘળું જ્ઞાન અંધકારમાં ફેલાયેલા મચ્છરોના ગણગણાટ કે મધપૂડામાં છંછેડાયેલી માખોના ઘડીભરના ગુંજારવ સમાન નથી ?.....
શાંતિ, શાંતિ ! એ વાત છોડો, કેમકે હું તેની ઉપર પ્રીતિ ધરાવતો હતો અને હમેશ સુધી ધરાવતો રહીશ મરનારાં વસ્તુતઃ મરી ગયાં નથી પણ જીવતાં છે

(ટેનિસન)

•

*Ay, note that Potter's wheel,*
That metaphor! and feel
Why time spins fast, why passive lies our clay,—
Thou, to whom fools propound
When the wine makes its round,
"Since life fleets, all is change, the Past gone, seize today!"
Fool! All that is, at all,
Lasts ever, past recall,
Earth changes, but *thy* soul and God stand sure,
What entered into thee,
That was, is, and shall be
Time's wheel runs back or stops: Potter & clay endure.
.. ..
So, take and use Thy work:
Amend what flaws may lurk,
What strain o' the stuff what warpings past the aim!
My times be in Thy hand!
Perfect the cup as planned!
Let age approve of youth, and death complete the same!

પેલા કુંભારનો ચાક તારે માટે એક અલંકારરૂપી બોધ સમાન છે. તે બોધને તું જાણુ કે વખત તો ચાકની પેઠે ચાલુ ફર્યા જ કરે છે, જ્યારે આપણે પેલી (કુંભારની) મટ્ટી માફક નિશ્ચેતન પડી રહીએ છીએ. જ્યારે શરાબનો દોર ચાલતો હોય ત્યારે બેવકૂફો તને કહેશે—"જીવન પસાર થઈ જાય છે અને જગતમાં ફેરફાર સિવાય બીજું કશું નથી; ભૂતકાળ પણ વહી ગયો છે, માટે આજના દિવસનો (એશઆરામમાં) ઉપયોગ કરી લે." પણ અરે મૂર્ખ, તું જાણ કે જે કાંઈ જગતમાં છે તે રદ ન થઈ શકે એવી રીતે કાયમ છે. પૃથ્વીમાં ફેરફારો થાય છે, પણ પ્રભુ અને તારો આત્મા અફર અને અમર છે. તારામાં જે કાંઈ દાખલ થયું તે હતું, છે અને રહેશે. કાળચક્ર પાછું ફરે કે થંભી જાય, પરંતુ કુંભાર (ખુદા) અને મટ્ટી (મનુષ્ય) તો અમર જ જાણવાં.........અય પરવર દીગાર! મને તારી જ પયદાયશ ગણી મારો ઉપયોગ કર. મારામાં જે ખામી હોય તે સુધાર, જે ઘસારો પડ્યો હોય તેની મરામત કર, અને તારી નેમ કરતાં હું વાંકોચૂંકો ગયો હોઉ તો મને ખરે રસ્તે મૂકી આપ. મારી તમામ જિંદગી હું તારા જ હાથમાં સોપું છું, મારી જિંદગીની જામ(પ્યાલો) તારી જ યોજના મુજબ તું ઘડજે; મારી નિષ્કલંક જુવાનીની પ્રશંસા મારી વૃદ્ધાવસ્થામાં થતા રેજે, અને છેવટે મોતમાં બન્નેની સમાપ્તિ આણજે.

(બ્રાઉનિંગઃ રબી બિન એઝરાનું જીવન અને મોત ઉપર મનન)

*

When I looked upon the tombs of the great, every motion of envy dies in me; when I read the epitaphs of the beautiful, every inordinate desire goes out; when I meet with the grief of parents upon a tombstone, my heart melts with compassion; when I see the tombs of the parents themselves, I consider the vanity of grieving for those whom we must quickly follow. When I see kings lying by those who deposed them, when I consider rival wits placed side by side, or the holy men that divided the world with their contests and disputes,

*I reflect with sorrow and astonishment on the little* competitions, factions and debates of mankind. When I read the several dates of the tombs, of some that died yesterday and some six hundred years ago, I consider that great day when we shall all of us be contemporaries, and make our appearance together.

જ્યારે હું મહાન પુરુષોની કબરો ઉપર નજર કરું છું ત્યારે મારામાં ઈર્ષ્યાની દરેક લાગણી સર્વથા નષ્ટ થાય છે. જ્યારે સુંદર વ્યક્તિઓની કબરો ઉપર કોતરેલા લેખો વાંચું છું ત્યારે મારામાંથી દરેક અમર્યાદ ઇચ્છા દૂર થાય છે. જ્યારે કબરો ઉપરના મૃત્યુલેખોમાં માબાપોનો શોક પ્રદર્શિત થયેલો જોઉં છું ત્યારે મારું હૃદય દયાથી પીગળે છે; અને જ્યારે માબાપોને પોતાને દફન થયેલાં દેખું છું ત્યારે જેઓની પાછળ આપણે પણ તુરત કૂચ કરવાની છે તેઓ માટે ગમ કરવાની નિરર્થકતાનો મને ખ્યાલ થાય છે. જ્યારે હું બાદશાહોને તેઓને પદભ્રષ્ટ કરનારાઓની સાથે જ દફન થયેલા નિહાળું છું, જ્યારે બુદ્ધિકુશળ હરીફોને એક બીજાની સાથે ખાડામાં દટાયેલા દેખું છું, અથવા તો જે ધર્મધુરંધરોએ પોતાની તકરારો અને ઝઘડાઓથી જગતમાં ધૂમ મચાવી હતી તેઓને મિટ્ટીમાં મળેલા અવલોકું છું, ત્યારે મનુષ્યજીવનની નજીવી હરીફાઈઓ, પક્ષાપક્ષીઓ અને વાદવિવાદોનું મને સખેદાશ્ચર્ય ભાન થાય છે. જ્યારે કબરો ઉપરની તારીખો વાંચતાં મને જણાય છે કે કોઈ ગઈ કાલે મરણ પામ્યું હતું અને કોઈ છસો વર્ષ પહેલાં ગુજર્યું હતું, ત્યારે મને તે મહાન દિવસ (કયામત) નું સ્મરણ થાય છે, કે જ્યારે આપણે બધા સમકાલીન હોઈએ તેમ સૌ સાથે જ (નવા જન્મે જન્મી ઈશ્વર સમક્ષ) હાજર થઈશું.

(જે. એડિસન: વેસ્ટમિનસ્ટર એબીમાં દફન
થયેલાઓ ઉપર કરેલું મનન)

*

*O eloquent, just and mighty Death!* Whom none could advise, thou hast persuaded; what none hath dared, thou hast *done;* and whom all the world hath flattered, thou only hast cast out of the

world and despised : thou hast drawn together all the far-fetched greatness, all the pride, cruelty and ambition of men, and covered all over with these two narrow words—"Hic jacet".

અય શીરીન ઝબાનવાળા, ઇન્સાફી અને બળવાન મોત, જેને કોઇ સલાહ ન આપી શકતું તેને પણ તેં સમજાવી લીધો છે: જે કામ કરવાની કોઇની હિમ્મત ચાલતી ન હતી તે તેં પાર ઉતાર્યું છે: જેની ખુશામદ આખી દુનિયા કરતી હતી તેને એકલા તેં જ દુનિયામાંથી તિરસ્કારપૂર્વક દૂર કરી દીધો છે: તેં જ મનુષ્યની દરેક પ્રકારની મહત્તા, મગરૂરી, ક્રૂરતા અને કીર્તિલોભને (એક સાંકડી કબરમાં) ભેગાં કર્યાં છે, અને તેની ઉપર તેં જ માત્ર બે નાના શબ્દોનો લેખ લખ્યો છે કે—"અહીં પડ્યો છે."

(સર ડબલ્યુ. રેલે)

*

The eyes of our souls only then begin to see when our bodily eyes are closing.

જ્યારે આપણી શારીરિક આંખો બંધ થાય છે ત્યારે જ આપણી આત્મિક આંખો ખૂલવા પામે છે.

*

(ડબલ્યુ. લૉ)

Oh the grave! the grave! It buries every error, covers every defect, extinguishes every resentment. From its peaceful bosom spring none but fond regrets and tender recollections. Who can look down upon the grave of an enemy and not feel a compunctious throb that he should have warred with the poor handful of dust that lies moulding before him?

રે કબર, કબર! તારામાં દરેક ભૂલચૂક દટાઇ જવા પામે છે, તમામ ખામીઓ ઢંકાઈ જાય છે, સઘળો ક્રોધાગ્નિ બુઝાઈ જાય છે. કબરના શાંત વક્ષઃસ્થળમાંથી મમતાથી પ્રેરાયેલો પશ્ચાત્તાપ અને હેતાળ સ્મરણો સિવાય બીજું કશું જ સ્ફુરતું નથી. એવો કોણ હશે કે જેને પોતાના

શત્રુની કબર જોતાં, અને પોતાની નજર સામે જે મુઠ્ઠીભર ધરતી ખાક પડેલી છે, કે જેની સાથે તે એકવાર જંગમાં ઉતર્યો હતો, તેનો વિચાર કરતાં, પસ્તાવાનો એક ધડકો ન થયો હોય?

(ડબલ્યુ. અરવિંગ)

*

There is not perhaps, to a mind well-instructed *a more painful occurrence than the death of one* whom we have injured without reparation.

એક સુશિક્ષિત સજ્જન માટે, જે માણસને બદલો વાળી ન શકાય એવું ગંભીર નુકસાન તેણે કર્યું હોય તેના મોત જેવો દુ:ખદાયક બનાવ બીજો કદાપિ કોઈ નહોય.

(જોન્સન)

*

When the veil of death has been drawn between us and the objects of our regard, how quick-sighted do we become to their merits, and how bitterly do we remember words, or even looks, of unkindness which may have escaped in our intercourse with them! How careful should such thoughts render us in the fulfilment of those offices of affection which may yet be in our power to perform! For who can tell how soon the moment may arrive when repentance cannot be followed by reparation?

જ્યારે આપણી અને આપણાં વહાલાંઓ વચ્ચે મોતનો પરદો આવી પડે છે ત્યારે તેઓના ગુણો કેટલી ઝડપથી આપણી આંખે ચડે છે, અને એમની જોડેના આપણા વ્યવહાર દરમ્યાન આપણે એમને જે કડુ વચનો કહ્યાં હોય કે કરડો દેખાવ પણ કર્યો હોય તે સઘળુ કેટલા દુ:ખથી આપણને યાદ આવે છે! (જીવતાંઓ પ્રત્યે) જે પ્રેમભરી ફરજો હજી પણ અદા કરવાની આપણે સ્થિતિમાં હોઈએ તે ફરજોનું પાલન કરવાની આપણને આવા વિચારોથી કેટલી ચોંપ રહેવી જોઈએ, કેમકે બદલો ન વાળી શકાય અને માત્ર પશ્ચાત્તાપ જ રહી જાય એવી (અંતની) ઘડી ક્યારે આવી લાગશે તે કોનાથી કહી શકાય?

(બિશપ હેબર)

It is worthy of observing that there is no passion in the mind of man so weak, but it mates and masters the fear of Death; and therefore Death is no such terrible enemy when a man has so many attendants about him that can win the combat of him. Revenge triumphs over death; Love slights it; Honour aspireth to it; Grief flieth to it; Fear pre-occupateth it.

આ જાણવા જેવું છે કે મનુષ્યના મનની ગમે તેવી નબળી લાગણી પણ મોતના ભય ઉપર તો સરદારી જ મેળવે છે; માટે માણસને મદદ કરી મોત ઉપર જીત મેળવનાર જ્યારે અનેક લાગણીઓ તેની પાસે હોય ત્યારે મૃત્યુને એક ભયંકર શત્રુ માની લેવાની જરૂર નથી. (દાખલા તરીકે) વેર મોત ઉપર વિજય મેળવે છે, પ્રેમ મોતની અવગણના કરે છે, આબરૂ ઈજ્જત મોતની અભિલાષા સેવે છે, શોક મોતને ભેટવા ધસે છે, જ્યારે ભય (દાખલા તરીકે આત્મઘાત દ્વારા) મોતનો પહેલેથી જ કબજો લેવા આતુર બને છે.

(બેકન)

*

There is nothing in history which is so improving to the reader as those accounts which we meet with of the deaths of eminent persons and of their behaviour in that dreadful season. I may also add that there are no parts in history which affect and please the reader in so sensible a manner. The reason I take to be this : there is no other single circumstance in the story of any person which can possibly be the case of everyone who reads it........ The general, the statesman or the philosopher are perhaps characters which we may never act in, but the dying man is one whom, sooner or latter, we shall certainly resemble.

કીર્તિવંત માણસોનાં મરણોના અહેવાલો અને મોત જેવા ભયંકર સમયે તેમના વર્તનના વર્ણનો જેવુ આ ચારિત્ર્યને સુધારનાર ઇતિહાસમાં બીજું કાંઇ નથી વળી આ પણ ઉમેરી શકાય કે ઇતિહાસનો બીજો કોઇપણ વિભાગ આ મરણના અહેવાલો જેવો વાચકને રસપ્રદ અને આનંદદાયક લાગતો નથી` એનું કારણ એમ લાગે છે કે મનુષ્યજીવનમાં ( મોત સિવાય ) બીજો એવો એકે પ્રસંગ નથી જે દરેકેદરેક વાચકને પૂરેપૂરા દરજ્જે લાગુ પડી શકે . .આપણી જિંદગીમા કદાચ સેનાપતિ, રાજ-મુત્સદ્દી કે તત્ત્વચિંતકનો ભાગ ભજવવાનું ભાગ્ય આપણે ધરાવી શકીએ નહિ, પણ મરતા માણસની ભૂમિકા તો મોડેવહેલે આપણને અવશ્ય ભજવવી જ પડશે

( જે. એડિસન )

*

The more we sink into the infirmities of age, the nearer we are to immortal youth All people are young in the other world That state is an eternal spring, ever fresh and flourishing Now, to pass from midnight into noon on the sudden, to be decrepit one minute and all spirit and activity the next, must be a desirable change. To call this dying is an abuse of language

આપણે જેમ જેમ ઘડપણની નબળાઇને વશ થઈએ છીએ તેમ તેમ અમર યૌવનની પાસે આવતા જઈએ છીએ બીજી દુનિયામાં તો બધા જ યુવાન થાય છે મરણોત્તર સ્થિતિ એક તરોતાઝગીભરી અને ફૂલતી ફાલતી જાવેદાનની વસંતઋતુ સમાન છે મધ્યરાત્રિનું અચાનક મધ્યાહ્નમાં ફેરવાઇ જવુ, પાગળી અવસ્થામાંથી એક ઘડીમાં ચેતન અને પ્રવૃત્તિનું સ્ફુરવુ—એ તો એક આવકારદાયક રૂપાંતર જ ગણી શકાય આને મોતનું નામ આપવુ એ તો ભાષાનો દુરુપયોગ કરેલો કહેવાય

( જે કોલિયર )

*

The changes wrought by death, are in them

melancholy in their consequences, that the thing stands alone in men's experience, and has no parallel upon earth. It outdoes all other accidents because it is the last of them. Sometimes it leaps suddenly upon its victims, like a Thug; sometimes it lays a regular siege and creeps upon their citadal a score of years. And when the business is done, there is sore havoc made in other people's lives, and a pin knocked out by which many subsidiary friendships hung together.

મોતથી જે ફેરફારો થાય છે તે એવા ક્રાન્તિકારી અને નિશ્ચયાત્મક હોય છે, અને તેમનાં પરિણામો એટલાં ભયંકર અને ખેદદાયક આવે છે કે મનુષ્યના અનુભવમાં મોત એક નોખો જ બનાવ બની રહે છે, અને દુનિયામાં એને કોઈ બીજા બનાવ સાથે સરખાવી શકાય એમ નથી. મોત સઘળા અવસરો પછી આવતું હોવાથી તે એ બધાયથી ચડી જાય છે. કોઈવાર મોત એક ઠગની પેઠે પોતાના શિકાર ઉપર ઓચિંતું તૂટી પડે છે; કોઈવાર તો તે પોતાના ભોગની આસપાસ વીસેક વર્ષ સુધી ધીમો ઘેરો નાખીને બેસે છે; અને જ્યારે મોતનું કાર્ય પૂરું થાય છે ત્યારે અનેક માણસોના જીવનની ભારે ખરાબી થાય છે, અને અનેક મિત્રો અને તેમની મિત્રાચારીઓને ગૂંથી તેમને સાથે ધરી રાખનારી એક ખીલી ભાગી પડે છે.

( આર. એલ. સ્ટીવન્સન )

*

Philosophy, in its more rigid sense, has been at the same work (definition of life) for ages; and after a myriad bald heads have wagged over the problem, and piles of words have been heaped upon one another into dry and cloudy volumes without end, philosophy has the honour of laying before us, with modest pride, her contribution towards the subject : that life is a Permanent Possibility of Sensation. Truly a fine result ! A man may very well love beef, or hunting, or a woman; but surely, surely, not

a Permanent Possibility of Sensation! He may be *afraid of a precipice, or a dentist, or a large enemy* with a club, or even an undertaker's man, but not *certainly of abstract death* We may *trick with the* word-life in its dozen senses until we are weary of *tricking*, we may argue in terms of all the philoso phies on earth but one fact remains true throughout —that we do not love life, in the sense that we are greatly pre-occupied about its conservation, that we do not, *properly speaking, love life at all*, but *living*

તત્ત્વજ્ઞાનને તેના ખાસ ચોક્કસ અર્થમાં લઇએ તો કહી શકાય કે કાંઇક જમાનાઓ થયા તેણે જીવનની વ્યાખ્યા બાંધવાનું કાર્ય ઉપાડયું છે અસંખ્ય વિદ્વાનોના ખોડકા માથા આ પ્રશ્ન ઉપર ધૂણ્યા છે, અને અગ્રિત શુષ્ક અને અસ્પષ્ટ ગ્રંથોમાં શબ્દોના ઢગલા ખડકેલા જોવામાં આવે છે, અને આખરે તત્ત્વજ્ઞાને કાંઇક નમ્રતાભર્યો ગર્વ લઇ આ વિષય પરત્વેનો પોતાનો ફાળો આપણી આગળ પેશ કરવાનું માન મેળવ્યું છે તત્ત્વજ્ઞાન પ્રમાણે જીવન તે ઇન્દ્રિયો દ્વારા પ્રાપ્ત થતા જ્ઞાનની એક કાયમી શક્યતા છે વાહ! ઉકેલ તો ઠીક કાઢયો છે! એક માણસને ભોજન ભાવી શકે, વળી તેને શિકારનો શોખ હોઇ શકે, અને તે સ્ત્રી ઉપર ફિદા પણ થઈ શકે, પણ "ઇન્દ્રિયો દ્વારા પ્રાપ્ત થતા જ્ઞાનની કાયમી શક્યતા" ઉપર તો ખચીત તે મોહિત ન હોય! એકાદ ખડકથી, કે દંતવૈદથી, યા લાઠીધારી ભીમકાય શત્રુથી, યા તો મસાણિયાના માણસને જોઇ તે બીએ પણ ખરો, પણ મોતના ખ્યાલથી તેને ભય લાગતો નથી. આપણે થાકી જઇએ ત્યાંસુધી "જીવન" શબ્દના એકાદ ડઝન અર્થો કાઢવાની રમત રમીએ, અથવા તો દુનિયાની સઘળી ફિલસૂફીઓ લક્ષ્યમાં રાખી જીવન" ઉપર વાદવિવાદ કરીએ એમ છતાં એક વસ્તુ તો સદા સર્વદા સાચી જ રહેશે, અને તે એ કે—આપણે જિંદગી ઉપર એટલો બધો પ્રેમ ધરાવતા નથી કે તેની જાળવણી સારુ આપણને ચાલુ તલ્લીન રહેવું પડે, અને ખરું જોતાં આપણને જીવનનો (એટલે ઉપર દર્શાવેલી 'કાયમી શક્યતા" નો) મોહ નથી, પણ ખરેખરી નક્કર જિંદગી જીવવાનો શોખ તો આપણને છે જ.

( - ૧૨ ેસ સ્ટીવન્સન )

Fools ! if you less provok'd your fears,
No more my spectre-form appears.
Death's but a path that must be trod,
If man would ever pass to God.
A port of calms, a state to ease
From the rough rage of swelling seas.

રે મૂર્ખાઓ, જો તમારામાં ભય ઓછો હોય તો મારા (મોતના) બિહામણા સ્વરૂપથી તમને ત્રાસ થાય નહિ. જો મનુષ્યને પ્રભુ સમીપ જવુ હોય તો મૃત્યુને પથે પગલા માંડ્યા વિના તેને છૂટકો જ નથી આ જગતના ભયંકર તોફાની મોજાઓ અને ઊછળતા સાગરમાથી પસાર થઇ આપણે રાહત અને શાંતિભર્યા મોતના બારામાં દાખલ થઈએ છીએ

(ડી પારનેલ)

*

Indeed when we think of what it is that we most seek and cherish, and find most pride and pleasure in calling ours, it will sometimes seem to us as if our friends, at our decease, would suffer loss more truly than ourselves.

આપણે જીવનને અત્યંત ખતથી શોધી રહ્યા છીએ, તેને કીમતી માનીએ છીએ, અને તેનો કબજો રાખવામાં આપણે બહુ જ ગર્વ અને આનંદ લઇએ છીએ : તેમ છતાં આ જીવન ઉપર વિચાર કરતાં લાગે છે કે જ્યારે મરણથી તે નષ્ટ થાય છે ત્યારે આપણને નહિ પણ ખરુ જોતાં આપણા મિત્રોને વધુ નુકસાન જાય છે

( આર એલ સ્ટીવન્સન )

*

It is not so much, indeed, death that approaches as life that withdraws & withers up from round about him.

ખરું જોતાં મરણ પ્રસગે મોતનુ આગમન થતું નથી, પણ મરનારની આજુબાજુથી જીવન સંકોચાઈ જઈ કરમાઈ જવા પામે છે

( આર. એલ. સ્ટીવન્સન )

*

Thus am I doubly armed : my death and life,
My bane and antidote, are before me :
This in a moment brings me to an end,
But this informs me I shall never die
The soul, secured in her existence, smiles
At the drawn dagger, and defies its point
The stars shall fade away, the sun himself
Grow dim with age, and nature sink in years,
But thou shalt flourish in immortal youth,
Unhurt amidst the wars of elements,
The wrecks of matter, and the crush of worlds

મારી પાસે બેવડું હથિયાર છે મૃત્યુ અને જીવન, જે ઝેર અને ઉતાર સમાન છે, તે મારી સામે પડ્યાં છે મોત એક ઘડીમાં મારી આખેરી લાવી મૂકશે પણ જિંદગી મને જણાવે છે કે તેનો અંત છે જ નહિ આત્મા તેના અસ્તિત્વમાં સલામત હોવાથી ઉગામેલું ખંજર જોઈને તિરસ્કારથી હસે છે, અને તે છરીની અણીને તદ્દન તુચ્છ ગણે છે. તારાઓ અદૃશ્ય થશે, સૂર્ય પણ કાળક્રમે ઝાંખો પડશે અને પ્રકૃતિ પણ વર્ષોના વહેવાથી નાશ પામશે, પણ તું (આત્મા) તો જાવેદાનની જુવાનીમાં આબાદ રહેશે, અને મૂળતત્ત્વોના ઘર્ષણથી કે જડ વસ્તુઓની ખરાબીથી કે જગતોના નાશથી પણ તેને નુકસાન પહોંચશે નહિ

( જે એડિસન કૅટો પ્લેટોનું પુસ્તક વાંચી આત્મહત્યા અને આત્માની અનંતતા ઉપર મનન કરે છે. )

*

He that prepares not for death before his last sickness is like him that begins to study philosophy when he is going to dispute publicly in the faculty

જે પોતાની આખરી બીમારી આવી પહોંચે તે પહેલાં મોતની તૈયારી કરતો નથી તે જાહેરમાં ફિલસૂફી ઉપર વાદવિવાદ કરવાનો વખત આવી લાગે ત્યારે ફિલસૂફીના અભ્યાસનો આરંભ કરનાર માણસ સમાન ( મૂર્ખ ) ગણાવો જોઈએ

( જે ટેલર )

*

To himself everyone is an immortal; he may know that he is going to die, but he can never know that he is dead.

પ્રત્યેક માનવી પોતાના મનથી તો પોતાને અમર માને છે; પોતે મોતને પાત્ર છે એમ તે કદાચ જાણી શકે, તોપણ પોતે મરણ પામ્યો છે એમ તે કદી જાણી શકશે નહિ.

(એસ. બટલર : ૧૮૩૫-૧૯૦૨)

*

Never any weary traveller complained that he came too soon to his journey's end.

કોઈપણ થાકેલા મુસાફરે એવી ફરિયાદ કરી નથી કે પોતાના પ્રવાસ (જીવન)નો અંત બહુ વહેલો આવી લાગ્યો.

( ટી. ફુલર )

*

When a friend is carried to his grave, we at once find excuses for every weakness, & palliations for every fault; we recollect a thousand endearments which before glided off our minds without impression, a thousand prayers unrepaid, a thousand duties unperformed, and wish, vainly wish, for his return, not so much that we may receive, as that we may bestow happiness, and recompense that kindness which before we never understood.

જ્યારે એક મિત્ર મરણ પામી કબર ભેગો થાય છે ત્યારે તેની તમામ ખામીઓ અને ત્રુટીઓને નાની બનાવવા સારૂ આપણે અનેક બહાનાં શોધી કાઢીએ છીએ. મરનારે હઝાર વખત આપણી સાથે વહાલભરી વર્તણૂક બતાવી હશે, અને તેની છાપ તે વખતે આપણા મન ઉપર મુદ્દલ રહી નહિ હશે, પરંતુ તે મિત્રના મૃત્યુ પ્રસગે તે આપણને યાદ આવે છે. તેણે આપણી પાસ હઝાર વાર પ્રાર્થના કરી જેનો ઉત્તર આપણાથી વાળી શકાયો ન હોય, તેનું પણ સ્મરણ થાય છે; તેના પ્રત્યેની હઝાર ફરજો જે આપણે બજાવી ન શક્યા હોઈએ તે હૈયે ચડી આવે છે; અને આપણે

ઇચ્છીએ છીએ, જો કે તે ઇચ્છા ફોકટ છે, કે તે મિત્ર ફરી દેહ ધારણ કરી જીવતો થાય—નહિ કે તે આપણી ઉપર ઉપકાર કરે પણ એટલા જ માટે કે તેને સુખી કરવાની આપણને તક સાંપડે અને તેણે આપણા પ્રત્યે જે માયા મહોબત દાખવી હતી, અને જે વિશે આપણે બેપરવા રહ્યા હતા, તે સૌનો બદલો વાળવાને આપણને પ્રસંગ પ્રાપ્ત થાય

(એસ જૉન્સન)

*

## ૧૧. ગ્રીક અવતરણો

ઃ મોતના વિચારથી તમે ખુશ થજો, અને એટલું ખાત્રીથી જાણજો કે એક ભલો માણસ આ જિંદગીમાં અથવા તો મરણ બાદ દુ:ખી થઈ શકતો જ નથી

(સોક્રેટિસ)

*

એક સદ્‌ગુણી માણસનો મરણપ્રસંગ માતમ કરી કે શોકયુક્ત રાગો ગાઇ ઊજવવો ન જોઇએ, પરતુ તે વખતે ઈશ્વરસ્તુતિનાં ભજનો થવાં જોઈએ, કેમકે મરનાર નાશવત મનુષ્યોમાં રહેતો બધ થઈ બીનોઇ જિંદગીના વારસાનો અધિકારી બન્યો છે

(પ્લુટાર્ક)

*

એક નેક માણસને તેની છેલ્લી બીમારીમાં તે મરણ પામે છે કે કેમ તે પૂછવામાં આવ્યું તેણે જવાબ દીધો કે—"ભાઇઓ, હું મરુ છુ કે નહિ તેની મને ચિંતા નથી, કેમકે હું મરીશ તો ઇશ્વર પાસે જઇશ, અને જીવતો રહીશ તો પણ પ્રભુ તો મારા અતરમાં જ વસે છે

(પ્લુટાર્ક)

*

હુ કેલિમેકસ નામનો પાંચ વર્ષનો આનંદી છોકરો હતો, પરતુ ક્રૂર યમદેવ મને બીજી દુનિયામાં ધસડી ગયો એમ છતાં મારી ઉપર અશ્રુ સારશો નહિ કેમકે મારુ અ યુષ અલ્પ હતુ તેથી દુનિયામાં મારાં દુખો પણ થોડાં જ હતાં

(લુશિયન : "ગ્રીક એન્થોલોજી" માંથી)

ક્રિકોનનો પુત્ર અને એકેનથસ રહેનારો રહોસ સેન્યોન અહીં પવિત્ર ઊંઘમાં પડ્યો છે એક સદ્ગુણી માણસ મરી ગયો છે એમ કહેશો નહિ

( કેલિમેકસ 'ગ્રીક એન્થોલોજી'માંથી )

*

મેનિસ તેની જિંદગી દરમ્યાન એક ગુલામ હતો, પરંતુ હવે તેના મરણ બાદ તે ધરાનના પ્રતાપી બાદશાહ દરાયસ જેવો મહાન ગણી શકાય

(એનોટે ગ્રીક એન્થોલોજી" માંથી )

*

મોત જીવનનો અંત આણે છે અથવા તો શરીરનાં બંધનમાંથી છુટકારો આપે છે પહેલી ઘટના સાચી હોય તોપણ મોત એક આશીર્વાદ છે, બીજી ઘટના ખરી હોય તો મોત મોંઘી મહાન બક્ષિસ છે

(સોક્રેટિસ)

## ૧૨. લેટિન અવતરણો

મોતના ખ્યાલને નિરંતર તમારી નજર સમક્ષ રાખશો તો તમારામાં કોઈપણ અધમ વિચાર આવશે નહિ, અને કોઈ પણ પ્રકારના લોભની તીવ્ર ઇચ્છા તમે ધરાવતા અટકશો

–(એપિક્ટિટસ)

*

તમારું દરેક કાર્ય જાણે તમારી જિંદગીનું છેલ્લું જ કાર્ય હોય તેમ ઉત્સાહપૂર્વક કરો

(માર્ક્સ ઓરેલિયસ)

*

તારું આયુષ ૩૦૦૦ યા ૧૦૦૦૦ વર્ષનું પણ હોય તોપણ એટલું યાદ રાખજે કે જ્યારે માણસ જિંદગીને છેલ્લી સલામ કરે છે ત્યારે જે મોઝોક વર્તમાનકાળ તે જીવતો હશે તેનાથી જ તે વિદાયગીરી લે છે (એટલે ભૂતકાળના જીવનથી તે વિદાયગીરી લેતો નથી ) અને જે જીવન તે વર્તમાનકાળમાં જીવે છે તેનાથી તો તે દરેક પળે જુદાઈ અનુભવે છે

(માર્ક્સ ઓરેલિયસ)

*

+ એપિક્ટિટસ એક ગ્રીક ગુલામ હતો પણ રોમમાં ઘણો લાગો રહી તેણે સ્ટોઈક ફિલસુફીનો ઉપદેશ આપ્યો હતો

જે માણસને નચિંત મોત જોઈતું હોય તેણે ઝિંદગી દરમ્યાન જ દિવસ માટે તૈયારી કરવી જોઈએ

(સેનેકા

*

જગતમાં નેક જીવન ગુજારવું અને સુખી મોત આણવું એના જેવું મુશ્કેલ બીજી કોઈ વિદ્યા કે કળા નથી.

(સેનેકા)

*

જે માણસ મરીને સુખી થયો હોય અથવા નાશ પામ્યો હોય તેને માટે હું શા સારુ ગમ કરું ? એક સુખી માણસ ઉપર કલ્પાંત કરવું એ ઈર્ષ્યા કહેવાય, અને વિનાશ પામેલી વ્યક્તિ ઉપરનો વિલાપ એ ઘેલાપણું છે.

(સેનેકા)

*

સનાતન નિયમે એવું નિર્માણ કર્યું છે કે જન્મનું દ્વાર એક જ પણ મોતના દરવાજા અનેક હોઈ શકે.

(સેનેકા)

*

મોત કાયદો છે, સજા નથી.

(એક લેટિન કહેવત)

## ૧૩. ફ્રેન્ચ અવતરણો

વાસણને તળિયે શું છે તે મોત બતાવી આપે છે (જીવનનો ભેદ ફોડી દે છે)

(મોનટેઈન)

*

મોતનો વિચાર થતાં જ ભયભીત થઈ જવાય છે. મોતના વિચાર કરતાં તો ખરેખરું મોત સહન કરવું સહેલું છે.

(પાસ્કાલ)

*

જેમ સૂર્યને જોતાં આંખો બંધ થઈ જાય છે તેમ મોતનો વિચાર કરતાં બુદ્ધિ સંકોચાઈ જાય છે

(લા રોશફોકોલ્ડ)

તત્ત્વજ્ઞાનીઓએ અને ધર્મગુરુઓએ મોતના વિષયને લાંબા કાળથી દુ:ખપૂર્ણ બનાવી દીધો છે.

(નેપોલિયન્)

*

મોતનું આગમન નહિ પરંતુ જિંદગીની વિદાયગીરી જ ખરેખરો ડર ઉત્પન્ન કરે છે.

(મેટરલિંક)

## ૧૪. જર્મન અવતરણો

જો દુનિયાનું તમામ ડહાપણ ખુદાની નજરમાં માત્ર મૂર્ખાઇ જ હોય, તો સિત્તેર વર્ષની લાંબી જિંદગી કાઢવામાં કાંઈ સાર્થક્ય નથી.

(ગીટે)

*

જે કાંઇ હસ્તીમાં આવે છે તેને રહેવા સ્થળ અને સમયની જરૂર પડે છે; માટે જ તે બીજા કોઇનો સમય ટૂંકો કરે છે અને તેની જગ્યા લઇ લે છે.

(ગીટે)

*

એક સમજદાર માણસના અભ્યાસનો ખરો વિષય મોત નથી પણ જિંદગી છે.......સઘળા વિષયોમાંથી માત્ર મોતનો જ વિષય એવો છે કે જેના ઉપર એક સંતપુરુષ ઓછામાં ઓછો વિચાર કરે છે.

(સ્પિનોઝા)

## ૧૫. ઇટૅલિયન અવતરણો

હે મોત, તારું રહસ્ય સમજવું એટલું કઠણ છે કે આદમજાત કોઇ દિવસ પણ પોતાના પ્રયાસથી તારો છૂપો ભેદ જાણી શકશે નહિ. તારા ભયંકર આગમનની કદાચ માનવીને અગમચેતી થાય, તોપણ એની બુદ્ધિ, હૃદય, શક્તિ કે હોશિયારીથી એ તને કળી શકશે નહિ. કેટલી ક્રૂરતાથી તું સુંદર અને દમામદાર વ્યક્તિઓને અહીંથી ઉપાડી જાય છે, તારી પ્રેતો ને પડછાયાઓની દુનિયામાં તેમને જકડી રાખે છે, અથવા સાંકડી કબરોમાં તેમને છુપાઈ રહેવાની ફરજ પાડે છે! તું દયાહીન અને દ્વેષી છે, અને બળવાન પુરુષો અને નાજુક સ્ત્રીઓને તું ભેરબુલમથી તાબે કરે છે.

(ગાબ્રીએલ કેવલકેન્ટી)

મોત એક આફત નથી, બલ્કે તમને આફતોમાંથી છુટકારો આપનારું એક સાધન છે મોત આપણાં દુન્વી સુખો લૂટી લે છે ખરું, પણ તેમ તે સુખો પ્રાપ્ત કરવાની આપણી ઇચ્છાનો નાશ પણ કરે છે બુઢાપો એક પૂરેપૂરી આફત છે, કેમકે તે આપણને દુન્વી સુખ ભોગવવાને અશક્ત બનાવવા ઉપરાંત તે સુખ મેળવવાની આપણી તીવ્ર ઇચ્છા જેવીને તેવી જ રાખે છે, અને અનેક પ્રકારના કષ્ટો અને દુઃખો પણ ઊભા કરે છે એમ છતા લોકો મોતથી ભય પામે છે, પણ બુઢાપા સુધી પહોંચવાની આશા સેવે છે!

(જી લેઓપાર્ડી)

## ૧૬. રશિયન અવતરણો

જ્યારે એક માણસ વિચાર કરતાં શીખે છે ત્યારે તેના વિચાર ગમે તે વિષય પરત્વે હોય તે છતા તે ચાલુ પોતના મોત ઉપર તો વિચાર કરશે જ. બધાય ફિલસૂફોનું માનસ એ જ પ્રકારનું હોય છે

૧ (ટૉલ્સટૉય)

*

તમે તમારા ભવિષ્ય માટે ભારે શ્રમ લો છો, તે છતાં તમે જાણો કે એક બનાવ તમારી રાહ જોઇ રહ્યો છે, અને તે તમારુ મોત છે, જે તમારું સઘળુ કાર્ય પાયમાલ કરી નાખશે માટે પોતા સારુ જ જીવન ગાળવામાં કશો અર્થ નથી એક સમજદાર જીવન ક્યાંય બીજે (પરોપકાર બુદ્ધિમા) શોધવુ જોઇએ, એવા જીવનનો હેતુ સ્વાર્થભાવે પોતા સારુ વધુ જીવનના સાધનો ભેગા કરવામા સમાયેલો નથી

(ટૉલ્સટૉય)

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩ | ૩ | મરેલા | મારેલા |
| ૯ | ઉલટેથી ૨ | | 'છે' પછી પૂર્ણવિરામ |
| ૧૩ | ઉલટેથી ૯ | પર્ણું | પણ |
| ૧૬ | ૬ | એકીએકી | એકી |
| ૧૯ | ૯ | ઢખાસની | ઢખામની |
| ૪૩ | ૨ | મારા | તેમના |
| ૪૪ | ઉલટેથી ૭ | જોઈને | જોઈનો |
| ૪૮ | ૯ | અને | મને |
| ૫૩ | ઉલટેથી ૧૧ | | 'નહિ' પછીનો પૂર્ણવિરામ કાઢી નાખો |
| ૫૯ | ૯ | રિખાને | રિબાને |
| ૬૯ | ઉલટેથી ૧૬ | થવા | થયો |
| ૭૭ | ઉલટેથી ૯ | | 'આપો' પછી અવતરણ-ચિહ્ન પૂરું કરો |
| ૭૮ | ઉલટેથી ૯ | મામે | સામે |
| ૭૯ | ૩ | સા | સો |
| ૯૩ | ૮ | મારી | તેની |
| ૧૦૧ | ઉલટેથી ૯ | બહેતરની | બહેસ્તની |
| ૧૦૨ | ઉપલી | louer | lover |
| ૧૨૧ | ૪ | | 'નથી' પછી પૂર્ણવિરામ |
| ૧૨૩ | ૧૫ | શરીરના | શરીરમાં |
| ૧૨૪ | ૪ | રહ્યા | રહ્યો |
| ૧૨૬ | ઉલટેથી ૬ | | 'દુઃખ પછી પૂર્ણવિરામ |
| ૧૩૦ | ઉપલો શબ્દ | કારણે | કારણો |
| ૧૩૫ | ૧૬ | તું | હું |
| ૧૪૦ | ૧ | સાન્દર્ય | સૌન્દર્ય |
| ૧૫૭ | ૩ | કેટલકાં | કેટલાક |
| ૧૫૭ | ઉલટેથી ૧૫ | બને | અને |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૬૩ | ૬ | છર્ના | છતાં |
| ૧૭૧ | ૭ | અપવામાં | આપવામાં |
| ૧૮૧ | ૧૬ | પુનર્જનાવાદી | પુનર્જન્મવાદી |
| ૧૯૭ | ૮ | તોહન | તોલ |
| ૧૯૭ | છેલ્લેથી ૭ | અપાઈ | અપોઈ |
| ૧૯૮ | ૧૧ | તેન | તેને |
| ૨૦૦ | છેલ્લેથી ૧૩ | આવતો | આવતા |
| ૨૦૦ | છેલ્લેથી ૧૨ | દહનકિયા | દહનક્રિયા |
| ૨૦૦ | છેલ્લેથી ૫ | અલિખત | અલખત |
| ૨૦૮ | છેલ્લેથી ૧૪ | Beautific | Beatific |
| ૨૧૪ | છેલ્લેથી ૧૦ પછી | | ઉમેરો–and Magog) નામે ઓળખાતા જંગલી અખ્રિસ્તી લોકો જેઓની |
| ૨૧૫ | ૧ | | આખી પંક્તિ છેકી નાખો. |
| ૨૨૧ | ૭ | | 'પડે' પછી પૂર્ણવિરામ |
| ૨૨૧ | છેલ્લેથી ૮ | | 'સમજવુ પછી પૂર્ણવિરામ |
| ૨૩૧ | ૩ | ઠેકાણે | ઠેકાણેથી |
| ૨૩૩ | ૯ | તોન | તેના |
| ૨૪૧ | ૯ | દાના વો | દાનાવો |
| ૨૪૯ | ૪ | સાને | સૌને |
| ૨૫૪ | ૧૮ | ઘણા ઘણા | ઘણા ઘણાને |
| ૨૫૮ | છેલ્લેથી ૧૦ | સાનો | સૌનો |
| ૨૬૩ | ૮ પછી | | ઉમેરો—મહતર ઝ હર હઝરેઇ, ફરયાદરસ બલાકી |
| ૨૬૩ | ૧૫ | જાનમે | જાનમ |
| ૨૬૪ | ૪ | મોતાજાત | મોનાજાત |
| ૨૬૮ | ૧ | ગોક્તમ | ગોફતમ |
| ૨૭૦ | ૩ | તેટલા | તેટલાં |
| ૨૭૦ | ૧૦ | રઅ | રંગ |
| | | ગે | ચે |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૭૬ | ૧૧ | ગ્રેરામંદીથી | ગ્રેરમંદીથી |
| ૨૫૯ | ૮ | ફઘદ | ફુલંદ |
| ૨૮૮ | હેઠ્ઠેથી ૩ | અસમાનથી | આસમાનથી |
| ૨૯૧ | ૬ | આમનન | આમદન |
| ૩૦૨ | ૧૨ | અપામને | એમામને |
| ૩૦૫ | હેઠ્ઠેથી ૧૩ | દાલત | દૌલત |
| ૩૧૦ | ૧૧ | સ | સે |
| ૩૧૫ | ૧ | મૌત | મૌતકે |
| ૩૨૧ | ૧૪ | અવસાફ | અવસાફે |
| ૩૩૯ | ૪ | smto ite | to smite |
| ૩૪૦ | ૭ | sweat | sweet |
| ૩૪૯ | હેઠ્ઠેથી ૧૨ | હટાવતું | હટાવાતું |
| ૩૫૧ | ૩ | સા | સો |
| ૩૫૩ | હેઠ્ઠેથી ૩ | | "માફક" પછી પૂર્ણવિરામ |
| ૩૫૪ | ૧ | લપટી | લપટી |
| ૩૫૭ | હેઠ્ઠેથી ૧૧ | looked | look |
| ૩૫૯ | હેઠ્ઠેથી ૬ | moulding | mouldering |
| ૩૬૨ | ૨ | આ | ઉડી નાખો |
| ૩૬૩ | ૧૨ | એમ | એક |